દાદા ભગવાન પ્રરૂપિત

સ્વરૂપજ્ઞાન સાક્ષાત્કાર પામેલા
અક્રમ માર્ગના મહાત્માઓ માટે
કેવળજ્ઞાનની શ્રેણીઓ ચઢાવતો ગ્રંથ

# આપ્તવાણી

## શ્રેણી - ૧૨

## (પૂર્વાર્ધ)

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ
દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
ફોન : ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭



| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃતિ** | : | ૫,૦૦૦ | જુલાઈ, ૧૯૯૯ |
| **રીપ્રિન્ટ** | : | ૮,૦૦૦ | મે, ૨૦૦૪ થી મે, ૨૦૧૨ |
| **નવી રીપ્રિન્ટ** | : | ૨,૦૦૦ | જાન્યુઆરી, ૨૦૧૬ |

ભાવ મૂલ્ય : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

દ્રવ્ય મૂલ્ય : **૧૨૦ રૂપિયા**

મુદ્રક : અંબા ઓફસેટ
B-99, ઈલેક્ટ્રોનીક્સ GIDC,
ક-૬ રોડ, સેક્ટર-૨૫,
ગાંધીનગર-૩૮૨૦૪૪.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧, ૯૩૨૮૬૬૦૦૫૫

# સમર્પણ

સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ, પેસાડે બારમીનાં આપ્તવચન;
નથી માત્ર પઠન કાજે, માંગે ઊંડું પરમ અર્થઘટન !

આજ્ઞાઓનું મહત્ત્વ, સ્વચ્છંદ નિર્મૂલન;
શીરે દાદા લઈ લે મોક્ષ સુધીનું સંરક્ષણ !

જ્ઞાતા-દ્રષ્ટા સહેજે સંપ્રાપ્ય, શુદ્ધ ઉપયોગનું નિરાવરણ;
બારમા ગુણસ્થાનધારીઓ ! પામો અનંત ભેદી આ સમજણ !

પ્રગતિના સોપાન ચઢાવે, શિખરે લક્ષ દ્રઢીકરણ
એક જ શબ્દ પચ્ચે મંડાવે, મોક્ષના ગભારે પગરણ

અહો અહો દાદા ! તમારું વચનબળ, શબ્દેશબ્દ ભેદે આવરણ;
વામણી લાગે પ્રચંડ શક્તિ, અજમાવી જે 'પોખરણ' !

જ્ઞાનીની જાગૃતિની ઝલકો, ઝૂકાવે શીષ જ્ઞાની ચરણ;
અહો અહોની અશ્રુધારા, વાંચતા ન સુકાવા દે નયન !

બારમું ગુંઠાણું વ્યવહારથી પામવા, કરો નિત્ય આરાધન;
બારમી આપ્તવાણી કાજે, મહાત્માઓને વિનવણ !

જાગૃતિ યજ્ઞની અકલ્પ્ય સામગ્રીઓનું કલેક્શન;
સમર્પણ સમર્પણ, અક્રમ મહાત્માઓને સમર્પણ !

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના હિન્દી, મરાઠી, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામી, તેલુગુ, તમિલ, કન્નડ, મલયાલમ જેવી પ્રાદેશિક ભાષાઓમાં તથા અંગ્રેજી, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન જેવી વિદેશી ભાષાઓમાં ભાષાંતરિત થયેલા પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી - હિન્દી - અંગ્રેજી ભાષાઓમાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'હું કોણ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી ! એને 'અક્રમ માર્ગ' કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ! શૉર્ટકટ!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

## સંપાદકીય

અક્રમ વિજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીના મહાત્માઓને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. હવે કેવળજ્ઞાન સુધીની પ્રાપ્તિની ક્ષપક શ્રેણીઓ માંડવાની છે. સંસારની બાકીની જવાબદારીઓ પૂરી કરતાં કરતાં એટલે કે નિશ્ચયમાં રહીને શેષ વ્યવહાર પૂરો કરતાં કરતાં ઠેઠ કેવળજ્ઞાનને પામવાનું છે. દાદાશ્રીએ ઠેર ઠેર મહાત્માઓની વ્યવહારની મૂંઝવણો, આજ્ઞામાં રહેવાની મુશ્કેલીઓ તેમજ સૂક્ષ્મ જાગૃતિમાં કઈ રીતે રહેવું તેના ખુલાસાઓ કરેલા છે. વિધ વિધ ઠેકાણેથી વિધ વિધ નિમિત્તોના આધીન વાણી નીકળેલી તેને ટેપરેકર્ડમાં ઝીલેલી છે. પછી ઑડિયો કેસેટોમાંથી દાદાની વાણીને ઉતારી, વિખરાયેલા મણકાઓની માળા પરોવી છે ! મહાત્માઓને મોક્ષપંથ પર પ્રગતિ માટે ખૂબ જ ઉપયોગી નિવડશે. વાંચતા જ કેટલીય વસ્તુઓનો અંદરથી ઉઘાડ થઈ જાય છે. પરમ પૂજ્ય દાદાશ્રી જ આપણને પ્રત્યક્ષ કહેતા હોય તેમ લાગે છે. સુજ્ઞ વાચકોએ દાદાના પ્રિયપાત્ર 'ચંદુ'ની જગ્યાએ પોતાનું જ નામ મૂકી વાંચવું. ચંદુ એટલે નામધારી, આપણે પોતે જ. વાક્યે વાક્યે 'હું ચંદુ છું'ની માન્યતામાંથી 'હું શુદ્ધાત્મા જ છું', 'અકર્તા જ છું', 'કેવળ જ્ઞાતા-દ્રષ્ટા જ છું'. આત્મા સિવાયનું બીજું બધું જ 'ન્હોય મારું'. બીજું બધું પાછળ ચાર્જ કરેલું, તેનું ડિસ્ચાર્જ જ છે. ભરેલો માલ જ નીકળે છે, એમાં નવા કૉઝિઝ ઉત્પન્ન કોઈ સંજોગોમાં થતાં જ નથી, માત્ર ઈફેક્ટોને જ તમે 'જુઓ' છો. આ ઠોકી ઠોકીને કહેવાયું છે. વાંચતા વાંચતા મહીં આનું જબરજસ્ત દ્રઢીકરણ થઈ જાય છે.

જ્ઞાન મળ્યા પછી મહાત્માઓને નિરંતર પાંચ આજ્ઞામાં રહેવા સિવાય બીજું કંઈ જ કરવાનું રહેતું નથી. કારણ કે તીર્થંકરોએ શું કહ્યું છે ? આજ્ઞા એ જ ધર્મ અને આજ્ઞા એ જ તપ. પછી બીજાં કોઈ તપ કરવાનાં રહેતાં નથી. આ પાંચ આજ્ઞા જ્ઞાન લીધેલા મહાત્માઓ માટે જ છે, અન્યને ફાયદાકારક નથી. પાંચ આજ્ઞામાં એક્ઝેક્ટ રહે, તે ભગવાન મહાવીર જેવી દશાને પામે ! એકાવતારી પદને પામે ! હા, પાંચ આજ્ઞાઓ પ્રજ્ઞાથી પાળવાની છે, બુદ્ધિથી નહીં. બુદ્ધિથી આજ્ઞા પાળેલી કર્મોમાંથી છોડાવી નહીં શકે !

મહાત્માઓએ પ્રસ્તુત આપ્તવાણીના પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધનો તલસ્પર્શી 'સ્ટડી' કરવાનો છે. અંદરનો ઉઘાડ ના થાય ત્યાં સુધી મનન-ચિંતન તેમજ

સત્સંગમાં પ્રત્યક્ષ પ્રશ્નો પૂછીને પણ છોડવાનું નથી. ડીપ સ્ટડી(ઊંડો અભ્યાસ) કરવાનો છે. વાણી વાંચતાં અહો અહો અહો થઈ જાય છે ને 'જ્ઞાની પુરુષ' દરઅસલ કેવા હોય, તેની યથાર્થ સમજ ઊભી થઈ જાય છે. પોતાને કહેવડાવતા જ્ઞાનીઓ, શુષ્કજ્ઞાનીઓની વાણી સાથે દાદાની વાણી સરખાવતાં જ ખબર પડી જાય કે અસલી હીરા ને કાચમાં કેટલો ફરક ?!!! આવા એક્ઝેક્ટ ફોડ આટલી સૂક્ષ્મતાની સચોટ સમજ ક્યાંય ખુલ્લી થયેલી જોવા મળતી નથી. ધન્ય છે આ અજોડ 'જ્ઞાની પુરુષ'ને ! 'ન ભૂતો ન ભવિષ્યતિ' એ સાર્થક કરે છે એમના અનુભવોને વાંચીને !

ઠેકઠેકાણે પોતે કઈ રીતે જાગૃતિમાં, શુદ્ધ ઉપયોગમાં, જુદાપણામાં તેમજ વીતરાગતામાં રહે છે, તેના અનુભવનું વર્ણન કર્યું છે. જે આપણને લક્ષ બંધાવામાં અને આપણે ક્યાં ભૂલ ખાઈએ છીએ, તે સમજવામાં દીવાદાંડી સમ બની રહે છે ! ત્યારે હૃદય 'અહો અહો'ના ભાવથી ભરાઈને પોકારી ઊઠે છે, 'દાદા, ધન્ય છે તમને ! આ કાળના સર્વસ્વ રીતે હતભાગી લોકોને આપે આ અદ્ભૂત આપ્તવાણી અર્પી મોક્ષની પ્રાપ્તિ અતિ અતિ અતિ સુલભ કરી દીધી છે !' આ કાળના અધ્યાત્મના શિખરે પહોંચેલાની સંપૂર્ણ અનુભવ વાણી વાંચતા, બીજી બધી કન્ફ્યૂઝ કરનારી વાણી વાંચવાના ભારમાંથી મુક્ત કરી દે છે ને 'દાદાવાણી' હાથમાં આવતાં જ હાથ-પગ ને હૈયું થન થન નાચવા મંડી જાય છે !!!

મહાત્માઓને એક ખાસ લાલબત્તી ધરવાનું રોકી શકાતું નથી. પરમ પૂજ્ય દાદાશ્રીની વાણી વ્યવહારલક્ષી તેમજ નિશ્ચયલક્ષી, બન્નેની છે. હવે વાણીની સીમા એવી છે કે એટ એ ટાઈમ બે વ્યુ પોઈન્ટને ક્લિયર ના કરી શકે ! જેમ બિલિયર્ડમાં એક સ્ટ્રોકથી અનેક બોલ ગબ્બીમાં નંખાય તેમ અહીં વાણીથી નથી થઈ શકતું. એટ એ ટાઈમ એક જ વાત નીકળે. તેથી જ્યારે નિશ્ચયની વાણી નીકળે છે ત્યારે 'કેવળ આત્મમાં જ સ્થિર રહેવાને અર્થે કહેવામાં આવે છે કે ચંદુભાઈનું ગમે તેવું આચરણ બને, તોયે તમે શુદ્ધ જ છો શુદ્ધાત્મા જ છે. અને તે સિવાયના એકેએક પરમાણુઓ 'ન્હોય મારાં', ડિસ્ચાર્જ જ છે, નવું ચાર્જ મહાત્માઓને થાય જ નહીં.' ઈ. ઈ. કહે છે. વાસ્તવિકતામાં એ કરેક્ટ જ છે, પણ વ્યવહારની વાત આવે ત્યારે ચંદુભાઈને 'કઈ જાગૃતિમાં રહેવું' તે પણ કહ્યું છે. આદર્શ વ્યવહાર કેવો હોય ? કોઈનેય ઘરમાં-બહાર ક્યાંય દુઃખરૂપ ના થાય તેવો ! કોઈને

દુઃખ થાય તો ચંદુભાઈએ પ્રતિક્રમણ કરવું પડે. ત્યાં સત્ય હકીકત છે કે એ ચંદુભાઈનું ડિસ્ચાર્જ જ છે પણ ચંદુભાઈના સામી વ્યક્તિ માટેના રોંગ અભિપ્રાયને તોડવા, તેના પડઘા પ્યૉર કરવા ચંદુભાઈ પાસે પ્રતિક્રમણ કરાવવું ને 'હું શુદ્ધાત્મા જ છું, મારે પ્રતિક્રમણ કરવાનું નથી પણ ચંદુએ તો કરવું જ પડે'. નહીં તો દુરુપયોગ થશે ને વ્યવહાર બગડશે ને જેનો વ્યવહાર બગડ્યો, તેનો નિશ્ચય બગડવાનો જ.

હવે મહાત્માઓ દાદાની નિશ્ચયવાણી એકાંતે લઈ લે અગર તો વ્યવહારવાણી એકાંતે લઈ લે તો ઘણો ગોટાળો થઈ જશે અને ગાડી કયે ગામ જતી રહે, તેની ખબર ના રહે.

અક્રમ વિજ્ઞાનનું તારણ ટૂંકમાં શું છે ? 'હું શુદ્ધાત્મા જ છું', કેવળ જ્ઞાતા-દ્રષ્ટા જ છું અને જે પોતાના જીવનમાં બની રહ્યું છે એ પાછલો ભરેલો માલ નીકળી રહ્યો છે, એને 'જોયા' કરવાનું છે. હવે ત્યાં ક્યાં ભૂલ થાય છે ? (૧) ભરેલો માલ છે તેની ખબર ના પડી તો પૂરી ખોટ. (૨) ખબર પડી એટલે જાણ્યું કે આ ભરેલો માલ છે પણ તેને જુદું જોયું નહીં તો પાર્શિયલ ખોટ. આમાં એ ભૂલને ચાલવા દે છે. વિરોધમાં પડતો નથી. એટલે એ જોવા-જાણવામાં ક્યારે ચૂકી જવાશે એ ખબર નહીં પડે. (૩) 'હું શુદ્ધાત્મા છું' એ સિવાયનું જે કંઈ પણ નીકળે છે, ભરેલો માલ નીકળે છે. તેને જુદો જાણવાનો ને જોવાનો એટલું જ નહીં પણ સાથે સાથે આપણો પ્રજ્ઞા તરફથી સ્ટ્રોંગ વિરોધ હરસમયે હોવો જ જોઈએ કે 'આ ખોટું છે, આ ના હોવું જોઈએ' તો આપણે જીત્યા ને ભરેલો માલ ઘર ખાલી કરીને જાય.

ઘણીવાર 'ભરેલો માલ છે' એમ જુદું જોયા કરે, જાણ્યા કરે પણ થોડીક જ વારમાં બુદ્ધિ અવળચંડી પાછી ક્યારે ભૂલથાપ ખવડાવી દેશે, તેની ખબર નહીં પડે. એટલે ખ્યાલમાં રહેશે કે આ 'ભરેલો માલ' છે, પણ બુદ્ધિ ચલણમાં આવીને ખ્યાલને ખ્યાલમાં રહેવા દેવાને બદલે પોતે જ સર્વેસર્વા બની જશે. પરિણામે સૂક્ષ્મથી માંડીને સ્થૂળ સુધીના ભોગવટામાં મૂકી દેશે ! છતાંય આનાથી નવું ચાર્જ તો નથી જ થતું, પણ જૂનું પૂરું ડિસ્ચાર્જ થતું નથી ને આત્મસુખ ખોઈએ છીએ એટલો સમય. આ બધામાંથી એક્ઝેક્ટનેસમાં રહેવા આટલી સાદી, સરળ ને સહેલામાં સહેલી ચાવી વાપર્યા કરશે તો અક્રમની લિફ્ટમાં સડસડાટ એકાવતારી પદ પામી મોક્ષે

પહોંચી જવાશે, ગેરન્ટીથી ! એ ચાવી કઈ? ભરેલા માલનો વિરોધ કર્યો એટલે તન્મયાકાર થવાની શક્યતા ઊડી. પછી ચંદુ જે કંઈ કરે, સારું કરે, ખરાબ કરે, કોઈ રૂપાળી સ્ત્રી જોઈને મહીંલી ટાંકણીઓ હાલી ઊઠે જેમ લોહચુંબક આગળ બને તેમ, તોય પણ તે ડિસ્ચાર્જ છે, પરમાણુઓનું ગલન જ છે, 'મારું સ્વરૂપ ન્હોય' એ અને આપણે વિરોધ કર્યે જ રાખવાનો. આટલી જાગૃતિમાં સતત રહેવાથી ચોક્કસપણે બધો માલ ખાલી થઈ જ જાય છે. અક્રમની આટલી સમજણ જેને કાયમ માટે ફીટ થઈ ગઈ, તે જ્ઞાનીઓની જેમ નિરંતર નિરાકુળતામાં, જીવનમુક્ત દશામાં આવાં કાળમાં પણ જીવે શકે છે ને મોક્ષને એક જ અવતારમાં પામી શકે છે. જે હકીકત છે.

દાદાશ્રીએ એક જગ્યાએ કહ્યું છે કે ચંદુભાઈ ખરાબ કામ કરે કે સારું કામ કરે, બન્નેને 'જોયા' કરો. કારણ કે જોનારાને દોષ નથી, ખરાબ-સારું નથી. જોનારો જ્ઞાન પ્રકાશ સ્વરૂપે છે. જેમ લાઈટને ફૂલ સુગંધીત કરતું નથી કે કાદવ ખરડતું નથી, દુર્ગંધ પેસાડતું નથી, તેમ આત્મા સારા-ખરાબ કામમાં નિર્લેપ છે. એટલે હું એવો નિર્લેપ છું, પણ ચંદુભાઈથી ખરાબ થઈ જાય તો તેને જુદું રાખીને પ્રતિક્રમણ કરાવવું અથવા ઠપકો આપવો. ચંદુભાઈ નિર્લેપ રહે તે ગુનો છે. આત્મા એટલે કે પોતે નિર્લેપ છે. એટલે આમ નિશ્ચયાત્મક વાણી ને વ્યવહારાત્મક વાણીનું સુંદર બેલેન્સ કર્યું છે. આમ કોઈ વાત એકાંતે નથી. મોક્ષે જવું હોય તો વ્યવહાર અને નિશ્ચય, રિલેટિવ અને રિયલ બન્ને પાસાં સરખા રહે તો જ શક્ય બને. આમાં દુરુપયોગ થાય તો લાભ ના મળે ને ખોટ જાય. વળી વ્યવહારમાં બધાં કર્મોને ડિસ્ચાર્જ કહ્યાં પણ અણહક્કનાં વિષયો, માંસાહાર, દારૂ – આ ત્રણનો નિષેધ કહ્યો છે. એ હશે ત્યાં સુધી મોક્ષની કે ધર્મની વાત ના હોય ત્યાં. એટલે સમગ્ર રીતે સમજે ત્યારે પ્રગતિ મંડાય તેમ છે, એકાંતે નહીં.

ઘણી વાર વ્યવહાર પ્રથમ પછી નિશ્ચય એવું સમજીને મહાત્માઓ ફાઈલોનો નિકાલ કરવાનો તો કહ્યો જ છેને એમ કરીને સગવડીયું લઈને પોતાના એ ફાઈલ પ્રત્યેના મોહને છાવરે છે. આમ કરીને સત્સંગમાં આવવાનું ટાળે છે. દાદાએ ફાઈલ એટલે પોલીસવાળો દંડા મારીને માંસ ખવડાવે તો તેને ફાઈલ કહી.. આ તો 'ગમે છે ને કરીએ છીએ' ને ફાઈલનો નિકાલ કરીએ છીએ, એમ કહીએ, તેને જ્ઞાનનો દુરુપયોગ થયો ગણાય.

પરમ પૂજ્ય દાદાશ્રીની અપૂર્વ વાણી દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવ અને નિમિત્તને આધીન સહજપણે નીકળેલી છે. સુજ્ઞ વાચકને ક્યાંક તેમાં ત્રુટિ કે વિરોધાભાસ લાગે, પણ હકીકતમાં જ્ઞાનીનું એકેય વેણ વિરોધાભાસવાળું ના હોય. મોક્ષમાર્ગ એ વ્યક્તિગત સિંચનનો માર્ગ છે. વ્યક્તિ વ્યક્તિની પ્રકૃતિને ખપાવવા તેની પ્રકૃતિનું જેમ છે તેમ સ્ક્રીનીંગની જેમ જોઈને દાદાશ્રી તેને સમજણ ફીટ કરાવતા. એ એમની અજાયબ શક્તિ હતી ! પ્રસ્તુત ગ્રંથમાં જુદી જુદી પ્રકૃતિનું જુદું જુદું મારણ દેખાડ્યું છે ત્યાં કદાચ વિરોધાભાસ ભાસે ! જેમ સો દર્દીઓને તાવ એકસરખો જ ૧૦૪°નો હોય, પણ અનુભવી ડૉક્ટર દરેકને જુદી જુદી દવા આપે – કોઈને મેલેરિયાની, તો કોઈને ટાઈફોઈડની, તો કોઈને વાયરસની, તો કોઈને કિડની ઈન્ફેક્શનની ! સામાન્ય માણસને આમાં વિરોધાભાસ લાગે કે ના લાગે ?!

દાદાશ્રીએ ક્યારેક કોઈ વ્યક્તિએ ભારે ગુનો કર્યો હોય અને આમ સ્ટ્રોંગ માઈન્ડનો હોય તો તેને પોતે પોતાને જબરજસ્ત ઠપકો આપવાનો કહ્યો. તો વળી કોઈને કહ્યું, 'ઠપકો આપવાની જરૂર નથી, પ્રતિક્રમણ કરી લેજે.' તે બહુ સેન્સિટીવ કે ડિપ્રેસીવ નેચરનો હોય તેના માટે, નહીં તો બહુ ઠપકો આપે તો મેન્ટલ ડિપ્રેશનમાં જતો રહે ! વળી જ્ઞાનની ઉચ્ચ કક્ષાની વાતમાં કહ્યું છે કે જ્ઞાતા-દ્રષ્ટા રહે, તેને પ્રતિક્રમણેય કરવાની જરૂર નથી. હવે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાતું ના હોય ને આ વાક્ય એકાંતે, સ્વચ્છંદે પકડીને 'પ્રતિક્રમણ કરવાની જરૂર નથી મારે' કરીને ચાલે તો ક્યાં જઈને પડે એ ?!

હજારો મહાત્માઓ સાથે વીસ વરસમાં ઠેકઠેકાણે નીકળેલી વાણીને ઝીલીને એક જ પ્રવાહમાં લાગે તેમ સંકલિત કરવાના પ્રયાસો થયા છે. સુજ્ઞ વાચકને ક્યાંય કંઈ ક્ષતિ લાગે તો તે સંકલનની ખામીને કારણે છે, નહીં કે જ્ઞાનીની વાણી ક્ષતિવાળી છે. જ્ઞાનીનું એક એક વાક્ય તો ત્રણે કાળે કોઈ છેકી ના શકે એવું હોય !

દાદાશ્રીની વાણી સહજપણે ચરોતરી તળપદી ભાષામાં નીકળેલી છે. તેને જેમ છે તેમ જ રાખવામાં આવી છે, જેથી શ્રીમુખે નીકળેલી વાણીની વાસ્તવિકતા વિકૃતિ વિના જળવાઈ રહે. અને તેની મીઠાશ, તેની હૃદયભેદી અસરોની તો વાત જ કંઈ ઓર છેને ! એ તો જે માણે તે જ જાણે !

**ડૉ. નીરુબેન અમીન**

# ઉપોદ્ઘાત

**– ડૉ. નીરુબેન અમીન**

## [૧.૧] આત્મજાગૃતિ

જાગૃતિ એટલે ચંદુભાઈ (વાચકે ચંદુભાઈની જગ્યાએ પોતાનું નામ સમજવું) શું કરે છે, એને જાણે-જુએ એ. આ જાગૃતિ ના હોય તો તેને ઊંઘે છે કહ્યું, જગત આખું આમ ઊંઘે જ છે. હિતાહિતનું, આ ભવ-પરભવનું ભાન જ ના હોય, એને ઊંઘે છે કહેવાય.

અક્રમ વિજ્ઞાનથી આત્મા જાણ્યા પછી 'હું શુદ્ધાત્મા છું' એવી જાગૃતિ નિરંતર રહે છે. એ જાગૃતિ પછી જતી જ નથી.

જાગૃત માણસ પોતાના જ દોષ જુએ, પારકાના દોષ જુએ જ નહીં એ જ્ઞાનીની કૃપા પ્રાપ્ત કરી લે !

જ્ઞાન મળે એટલે 'હું શુદ્ધાત્મા છું'ની જાગૃતિ નિરંતરની આવી જાય છે. છતાંયે એ છેલ્લું સ્ટેશન - બોમ્બે સેન્ટ્રલ નથી પણ મુંબઈનું પરું - બોરિવલી આવ્યું હોય એના જેવું પહેલું સ્ટેશન છે. આત્મજ્ઞાનથી પરાંની શરૂઆત થાય છે.

આજ્ઞામાં રહેવાથી જાગૃતિ વધે અને જાગૃતિ વધે તેમ આજ્ઞા વધુ પળાય. મહાત્માને આજ્ઞા પાળવાની ખૂબ ઇચ્છા હોય પણ કર્મો મૂંઝવે, તેથી પુરુષાર્થ કાચો પડી જાય.

જાગૃતિ એ ઈફેક્ટ નથી, એ તો પુરુષાર્થ છે ! એ કોઈની ડિપેન્ડન્ટ નથી, સ્વતંત્ર છે. જાગૃતિ એ જ આત્મા ને અજાગૃતિ એ પુદ્ગલ. પૂર્ણ જાગૃતિ થયે સ્વસત્તાનો અનુભવ થાય, તે પહેલાં નહીં.

પરમ પૂજ્ય દાદાશ્રી પોતાની જાગૃતિના અનુભવ કહે છે કે 'કૃષ્ણ ભગવાનનું કે મહાવીર ભગવાનનું નામ લેતાં જ એમનું જોયેલું ચિત્ર દેખાય અને એમનું મૂળ સ્વરૂપ પણ દેખાય અને શબ્દો પણ બોલાય.

પરમ પૂજ્ય દાદાશ્રીને કો'કે પૂછ્યું કે વ્યવહારમાં જાગૃતિ કેવી રીતે આપને હેલ્પ કરે ? દાદાશ્રીએ કહ્યું કે અમે ક્યારેય ઉપયોગ ના ચૂકીએ. અમારો દીવો કાયમ જલતો જ હોય. કેવળજ્ઞાન થતાં પહેલાં તીર્થંકરોને જે નિજદોષો દેખાય, તે અમને દેખાય.

પરમ પૂજ્ય દાદાશ્રી પારકાના દોષ ક્યારેય ના જુએ. કોઈકની મોટી બ્લંડર(ભૂલ) થતી હોય તો ટકોર કરે. તેમ છતાંયે તે ના જ પાછો વળે તો પછી પોતે કશું જ ના કહે. એમનો પ્રિન્સિપલ હતો કે કહેવાથી શબ્દમાં રહી જાય, કહેલું થિયરીમાં ગયું કહેવાય, પોતાને ભૂલ સમજાય ને અનુભવમાં આવે તો એ પ્રેક્ટિકલમાં આવે તે સાચું. એટલે કોઈને સુધારવા ના જાય. બહુ જ નજીકના સમર્પિતને ક્યારેક ટકોર કરે. બાકી દાદાની ચરણવિધિઓ, સત્સંગ, સેવા, સાનિધ્યથી જ જાગૃતિ વધતી જાય. જ્ઞાનીના સાનિધ્યમાં જાગૃતિ જબરજસ્ત વધે ! દાદાશ્રીની બહારની સ્ટેજ ૩૫૬° ને મહીં પૂર્ણ ૩૬૦°ની છે, જેને પૂર્ણ ભગવાન, દાદા ભગવાન કહીએ છીએ.

પાંચ આજ્ઞાના પુરુષાર્થથી જાગૃતિ વધતી વધતી ફુલ થાય ને કેવળજ્ઞાન થાય!

જાગૃતિથી ઉપયોગ રહે ને ઉપયોગથી ફરી જાગૃતિ રહે. જાગૃતિને ટોપ પર લઈ જવી, એનું નામ શુદ્ધ ઉપયોગ. એ જ પુરુષાર્થ ધર્મ હવે !

જાગૃતિની સૂક્ષ્મતા આવે, પછી એથી આગળ બધાં જ આવરણો ભેદે ત્યારે આત્મા સ્વસંવેદનમાં આવે. સ્વસંવેદન પહેલાં આવે ને પછી વધતું વધતું સ્પષ્ટવેદન થઈ જાય ! જ્ઞાન મળ્યા પછી જાગૃતિની શરૂઆત થઈ જાય છે. અને સંપૂર્ણ જાગૃતિ એટલે કેવળ જાગૃતિ જ, એ જ કેવળજ્ઞાન, એ જ ખુદ પરમાત્મા ! દાદાશ્રી કહે છે કે અમે ખુદ પરમાત્માની સાથે વાતોચીતો કરીએ.

દાદાશ્રી કહે છે જે રસ્તેથી હું ચઢ્યો છું ત્યાં તમે આવી રહ્યા છો!

જાગૃતિ વધે શી રીતે ? જ્ઞાન મળ્યા પછી જાગતા થાય. પછી દાદાની પાંચ આજ્ઞા પાળે, તેનાથી જાગૃતિ વધતી જાય. અને પાંચ આજ્ઞા વધારે પાળવા શું કરવું ? સત્સંગમાં આવીને પ્રત્યક્ષ જ્ઞાનીના આશીર્વાદ લેવા, તેમનાં દર્શન કરવા, વિધિઓ કરવી, એનાથી આજ્ઞા વધારે પળાય. ટૂંકમાં ઊંઘતા જોડે બેસવાથી ઊંઘી જવાય અને જાગૃત જોડે હોય તો ઝોકું આવતું હોય તોય તે ઊડી જાય !

જ્ઞાની પર કે જ્ઞાનીના મહાત્મા ઉપર રાગ થાય, એને પ્રશસ્ત રાગ કહ્યો. એનાથી સંસારનો મોહ ઘટે ને જાગૃતિ વધે!

એટલે જ્ઞાનીથી દૂર રહેવાય, તે જાગૃતિને અટકાવનારું કારણ બની રહે છે. એ માટે નિશ્ચય પાકો કર કર કરવો કે જ્ઞાનીના સાનિધ્યમાં જ રહેવું છે. જે બાજુનો નિશ્ચય હોય એ બાજુ જ 'વ્યવસ્થિત' લઈ જાય એવો નિયમ છે.

અસામાન્ય વ્યક્તિ જ પ્રકૃતિથી લાચાર ના હોય, બીજાં બધા હોય !

રોજીંદા જીવનમાં જાગૃતિ કઈ રીતે આવે ? વ્યવહાર ક્લિયર હોય, કોઈ આંગળી ના કરે એવો હોય ત્યારે. વ્યવહારમાં વ્યવહારિક થાય તો જાગૃતિ સારી આવે. જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહે, એનો વ્યવહાર શુદ્ધ જ હોય. જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો એનો નિશ્ચય નિશ્ચયમાં રહ્યો, ને વ્યવહાર વ્યવહારમાં રહ્યો. વ્યવહારમાં પછી શરીરનું ને બધું જ ધ્યાન બરાબર રહે. ધ્યાન ચિત્ત રાખે છે, આત્મા નહીં. એટલે મુખ્ય નિશ્ચયની જરૂર છે!

વળી જેમ ફાઈલો ઓછી થતી જાય તેમ જાગૃતિ વધે.

જાગૃતિ કોને વધે છે ? આત્માને ? નહીં. આત્માને નહીં, પણ જેને ભ્રાંતિ છે તેને જાગૃતિ વધી !

ભારે કર્મના ઉદય હોય ત્યારે જાગૃતિ મંદ થાય, જેમ ચાર ઈંચની પાઈપમાંથી પાણી પડતું હોય તો આંગળી ખસી જાય અને અડધા ઈંચની પાઈપથી ના ખસે !

સંસારમાં મોહ હોય, તેનાથી જાગૃતિ બંધ થઈ જાય. પરોપકારી લોકોને અજ્ઞાન દશામાં જાગૃતિ ના રહી શકે, ઠંડક હોય તેથી અને જેના જીવનમાં કડવાશ છે, એને જ્ઞાન મળ્યા પછી ઊંચી જાગૃતિ હોય. એને કંઈ ઓર પ્રકારની ઠંડક થાય ! પ્રતિકૂળતા એ આત્માનું વિટામીન છે ને અનુકૂળતા એ દેહનું વિટામીન છે !

જાગૃતિ અને પુણ્યૈને શો સંબંધ ? પુણ્યૈથી સત્સંગના, જ્ઞાનીના સાનિધ્યનાં, સેવાનાં સંજોગ બાઝે. પણ નિશ્ચય કરે કે મારે હવે જાગૃતિમાં જ રહેવું છે, પુરુષાર્થ કરવો જ છે એ પુણ્યૈથી પરની વાત છે, એ પુરુષાર્થ છે. પુણ્યૈથી નહીં પણ પુરુષાર્થથી, નિશ્ચયથી જાગૃતિ વધે ! પણ ઇનડાયરેક્ટલી પુણ્યૈ હેલ્પ કરે, જાગૃતિને પુષ્ટિ આપનારા, સત્સંગના સંજોગોને ભેગા કરી આપવામાં ! આ રીતે જાગૃતિ ને પુણ્યૈને ઈનડાયરેક્ટ સંબંધ છે.

આ દેહને ગરમી લાગે છે અને અકળામણ થાય છે, તે ગરમી કોને થાય છે ? દેહને કે મનને ? મનને. દેહને કશું નહીં. બુદ્ધિ દેખાડે એટલે મન ચાલુ થઈ જાય ! બુદ્ધિ ના કહે તો કશો વાંધો નહીં. એટલે પ્રતિકૂળતા-અનુકૂળતા એ ઊંધી ગોઠવણીને કારણે જ છે.

રાત્રે સૂતી વખતે દાદાનું નિદિધ્યાસન કરતાં કરતાં, 'હું શુદ્ધાત્મા છું, હું

શુદ્ધાત્મા છું...' એમ બોલતાં બોલતાં સૂઈ જઈએ એ કેવા પ્રકારની જાગૃતિ કહેવાય ? એને આત્માનો ખ્યાલ આખી રાત રહ્યો કહેવાય. એથી આગળની જાગૃતિ એટલે દીવો ઓલવાય જ નહીં. મનના કાયમ જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય. વિચાર આવતાં પહેલાં જ સમજાય કે આ તો જ્ઞેય છે ને હું જ્ઞાતા છું.

જ્ઞાન મળ્યા પછી અજાગૃત રહે, એની જોખમદારી કેટલી ? ઝોકાં આવે એટલી. 'જોયા' વગર ગયું, તે ફરી જોઈને ચોખ્ખું કરવું પડશે, એટલી જોખમદારી રહે છે. આત્મા છૂટો રહેવાથી નવું કર્મ તો બંધાતું જ નથી, પણ જૂના પૂરા ના થાય એટલે સિલ્લકમાં બાકી રહ્યા ! તે ફરી ચોખ્ખા કરવાના રહ્યા !

## [૧.૨] જુદાપણાની જાગૃતિ

પોતે પોતાની જાતથી, ચંદુભાઈથી જુદો ક્યારે અનુભવાય ? ચંદુભાઈ પહેલા નંબરના પાડોશી છે એવું નિરંતર ખ્યાલમાં રહે. પછી ચિંતામુક્ત દશા રહે. આધિ-વ્યાધિ ને ઉપાધિમાં સમાધિ રહે !

ચંદુભાઈ શું કરે છે તેને જાણવું. આત્મા આત્માની ફરજ બજાવે ને ચંદુભાઈ ચંદુભાઈની ! ચંદુભાઈ કેટલા સારા છે ને કેટલા ખરાબ છે એ આત્મા જાણ્યા પછી નિષ્પક્ષપાતપણે પોતે બધું જ જાણે ! દાદાશ્રી કહેતા કે કોઈ આમને કહે કે, 'તમે અક્કલ વગરનાં છો !' તો જ્ઞાનમાં રહીને પોતે શું કહે ? 'તમને તો આજે આની ખબર પડી પણ હું તો નાનપણથી પટેલને ઓળખું ને ! એનામાં અક્કલ ઓછી જ છે પહેલેથી !' કેવી અદ્ભૂત જુદાપણાની આ જાગૃતિ કહેવાય !

તમે આત્મા અને ચંદુભાઈ પુદ્ગલ, બેઉ જુદા જ છે. ડિફેક્ટ ચંદુભાઈમાં, આત્મામાં નહીં. ડિફેક્ટને જાણે એ આત્મા ! દેહને તાવ આવે કે પક્ષાઘાત થાય કે ભડકે બળે, પણ એ ખોટ પુદ્ગલને, મને નહીં ! આપણને કોઈ દહાડો ખોટ જતી જ નથી. બેઉ જુદું જ છે ! આપણા એવાં કેટલાંય મહાત્માઓના અનુભવ છે કે પક્ષાઘાત થયા પછી પથારીવશ દશામાં લોકો ખબર જોવા આવે ત્યારે મહાત્મા જોવા આવનારને કહે, 'તમે જેને જુઓ છો, તેને હું પણ જોઉં છું !'

લાખ માણસ ડિપ્રેસ કરવા આવે પણ આપણને ડિપ્રેશન ના આવે. ડિપ્રેશન આવે તો ચંદુભાઈને આવે. ચંદુભાઈ જરા ઢીલા થઈ ગયા હોય તો તેમને અરીસા સામે લઈ જઈને જરા ખભો થાબડી આપવો ને કહેવું, 'ચંદુ, હું

છુંને તારી જોડે ! તું શું કરવા ફિકર કરે છે ! તું તારું કામ કર્યે જા !' આટલું કહેશો તો બધાંય ભૂતાં ભાગી જશે !

ચંદુભાઈને જેલમાં લઈ જવા આવે તો આપણે કહીએ, 'લઈ જાવ ચંદુને, હાથકડી લાવ્યા છો ? ઘેર તો મારે જાતે ઉઠીને બારણાં વાસવાં પડતાં હતા, અહીં તો પોલીસવાળો વાસી આપે છે ! કેવો વૈભવ છે !' આત્માને દુઃખ હોય જ નહીં. અને જે ચેતનપક્ષી પુદ્ગલ થયું, તેનેય દુઃખ ના રહે. ચેતન વિરોધી પુદ્ગલ છે ત્યાં સુધી અડચણ છે !

શેઠ લગ્નમાં બે દહાડા બહારગામ ગયા હોય ને મુનીમને સોંપ્યું હોય બધું, તો એને ખોટ ધંધામાં જાય તો મુનીમને શું લેવાદેવા? નફો થાય તોય મુનીમને શું લેવાદેવા ? એવું શુદ્ધાત્માને ચંદુભાઈ જોડે કશાયમાં કંઈ લેવાદેવા નથી રહેતી !

અક્રમ માર્ગમાં મહાત્માઓને 'હું છૂટ્ટો જ છું' એવો અનુભવ રહે, જ્યારે ક્રમિક માર્ગમાં જ્ઞાનીઓને 'હું છૂટ્ટો છું એવું ભાસે છે' એવું રહે !

આત્મદ્રષ્ટિ થયા પછી ગમે તે વર્તન થાય છતાં બંધન હોય નહીં. વર્તન કોનું? દ્રષ્ટિ કોની ? બન્ને ભિન્ન જ છે ! પછી શું ચોંટે ? અને આજ્ઞા પાળે, એને બંધ ના પડે. જાગૃતિ મહીં ચેતવ ચેતવ કરે !

'આપણે ખરા છીએ' એમ કરીને કેટલીય વાર આપણી જાતનું રક્ષણ કરીએ છીએ. શુદ્ધાત્મા થયા બાદ ચંદુનો પક્ષ લેવાય?

શુદ્ધાત્મા થયા પછી ઈન્દ્રિયોને વશ કરાય ? પછી ઈન્દ્રિયોને વશ કરનારો રહ્યો જ ક્યાં ? હવે જે રહ્યું તે નો કષાય, તેને જાણ્યા કરવાનું. તન્મયાકાર થાય તો ભોગવટો આવેને !

વ્યવહારમાં વાતો કરવી અને આત્મામાં રહેવું - એ બે એટ એ ટાઈમ જ્ઞાનીને જ રહે. 'હું બોલતો નથી' એવું ભાન જ્ઞાનીને સ્વાભાવિક રહે. હવે કોઈ પણ સંજોગોમાં આત્મા ચંદુભાઈ થઈ જ ના શકે!

આત્મજ્ઞાન થયા પછી પુદ્ગલ પુદ્ગલની મોજમાં ને આત્મા આત્માની મોજમાં તો જ અંતરસમ શ્રેણી રહે ! ચીમળાયેલાં કંતાયેલા પુદ્ગલને મોક્ષમાં 'નો એન્ટ્રી', મોક્ષમાં તો ગલોલાં જેવાં ગુલાબી ગાલવાળાઓને જ એન્ટ્રી મળે ! આત્મજ્ઞાન પહેલા આ સિદ્ધાંત લાગુ નથી પડતો.

જ્ઞાતા-દ્રષ્ટાની ઊંચામાં ઊંચી દશા કઈ ? મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું શું

કરી રહ્યું છે એ બધાંને સર્વ રીતે જાણે અને જુએ. અને મહાત્માઓને એટલું ના રહે તો ચંદુભાઈ હરતા-ફરતા હોય તે જુદા દેખાય, ચંદુભાઈનું આખું શરીર દેખાય. જેમ આપણે બીજા બધાંને જુદાં જોઈએ છીએ એમ ચંદુભાઈને પણ જુદા જ હરતા-ફરતા જોઈ શકીએ આખો દહાડો, તોય વીતરાગ થવા માંડે. બહારનો ભાગ એટલે દેહની ક્રિયાઓના ભાગને જુદો જુએ. જીવતા ના હોઈએ એ રીતે રહેવું! ચંદુભાઈ દરેક ક્રિયામાં જુદા દેખાવા જોઈએ. પહેલાં સમજણથી જુદા દેખાય પછી ધીમે ધીમે આકૃતિથી જુદા દેખાય.

પરમ પૂજ્ય દાદાશ્રી પોતાની જાગૃતિની વાત કરતાં કહે છે, 'ઘણાં મને કહે કે દાદાજી તમે યંગ દેખાઓ છો. તો હું ય અરીસામાં જોઉં અને મનેય યંગ દેખાય. બધાં કહે તેની અસર થાય મહીં. 'હું ઘૈડો છું' એવું હું ક્યારેય બોલું નહીં, માનું નહીં. કારણ કે 'હું શુદ્ધાત્મા છું'. અને જેવું બોલશો તેવા થઈ જવાશે.

ચંદુભાઈની તબિયત બગડી હોય તો આપણે અંદરખાને જાણવું કે તબિયત ચંદુભાઈની બગડી છે, મારી તો નહીં જ. તબિયત સારી છે કહેશો તો સારી રહેશે. જેવું ચીંતવે તેવું થઈ જાય એવો નિયમ છે ! 'હું' જુદો ને ચંદુ જુદા! પોતે એકરૂપ થવું જ નહીં ક્યારેય પણ. આપણે ચંદુ માટે બોલવામાં ય જુદો વ્યવહાર રાખવો. 'ચંદુને ભૂખ લાગી, ચંદુને ખાવું છે, ચંદુએ ખાવાનું બનાવ્યું, ચંદુને સમજણ પડી, ચંદુને સમજણ ના પડી.' આવી ભાષા રાખવી.

પોતે પરમાત્મા ને ચંદુ પાડોશી, ફાઈલ નં. ૧. આની વચ્ચે ભેદરેખા ભેદજ્ઞાનથી દાદા નાખી આપે છે. પછી બે ભાગ જુદે જુદા જ રહે છે. આ મારું ખેતર ને પેલું પાડોશીનું ખેતર એમ વહેંચણી એકવાર થઈ ગઈ હોય પછી એ ભૂલાય ? મન-વચન-કાયાના ભાવોને મારા કહ્યા તો બધું તોફાન મચી જાય અને 'ન્હોય મારાં' કહેતાં જ બધું તોફાન બંધ !

ધોબી ઊંઘમાંથી ઊઠાડીને કહે કે, 'તમે આ શાલ જે ઓઢી છે તે પાછી આપો' પણ કોઈ ના આપે પાછી. પણ બીજી શાલ દેખાડે કે 'જુઓ, આ તમારી છે' તો તરત જ આપી દે ને પોતાની લઈ લેને ?! પોતાનું નિજઘર દેખે પછી પરઘરમાં કોણ બેસી રહે ? નિજઘર જોયું નથી, ત્યાં સુધી જ ભાંજગડ છે બધી.

એક જણે દાદાશ્રીને પૂછ્યું કે તમે તમારા પાડોશીને કેવી રીતે જુઓ છો? ત્યારે દાદાશ્રીએ જવાબ આપ્યો, 'સરસ રીતે જોઈએ. એ. એમ. પટેલ બહુ

સારા માણસ છે. એમને હું નાનપણથી જાણું, એમની કોઈ બાબતની ક્યારેય કશી ડખલ નહીં. ખાવામાં, પીવામાં, ઊઠવામાં, ઊંઘવામાં કોઈ હેરાનગતિ નહીં. કોઈનેય, અરે હીરાબાનેય કોઈ દહાડો એ પજવતા નથી.' આવી સ્થિતિ મહાત્માઓની ક્યારે આવે ? સ્વ અને પર બેઉ જુદું દેખાય. 'આ હું ને આ ન્હોય હું' આટલું જ મજબૂત કરી લેવાનું છે અને પાંચ આજ્ઞામાં રહેવાનું છે.

કોઈ ચંદુભાઈને ટૈડકાવે તો તેનું પ્રતિક્રમણ કરી લે, તો તે ફાઈલ થઈ ગઈ ચોખ્ખી ! ને પ્રતિક્રમણ ના કરે તો બાકી રહ્યું.

કોઈ પ્રસંગમાં ચંદુભાઈને જોવાને બદલે પોતે ચંદુભાઈ થઈ જાય, તો તે ગાફેલ થઈ ગયા કહેવાય. ત્યાં પછી ચંદુભાઈથી જુદા પડવાનું. પછી ચંદુભાઈને ચેતવવાનું, જાગૃત કરવાનું.

ચંદુભાઈથી કંઈ ખોટું કામ થઈ જાય તો ચંદુભાઈને તેનો ખેદ તો થવો જ જોઈએ. શુદ્ધાત્મા તેને જાણ્યા કરે. તે ચંદુભાઈને શુદ્ધાત્મા હિંમત આપે. ખભો થાબડીને કહેવાનું, 'અમે છીએને તમારી જોડે ! ચાલો દર્શન કરો, શક્તિઓ માંગો !'

જુદાપણાની જાગૃતિ ઉત્પન્ન કરાવતો એક પ્રસંગ નીરુબહેનને પરમ પૂજ્ય દાદાશ્રી સાથેનો છે. એક દિવસ દાદાશ્રી નીરુબહેનને કહે છે કે, 'તમે એક શિષ્ય રાખી લોને !' નીરુબહેને ચોખ્ખી ના પાડી. તેમણે કહ્યું, 'અક્રમ માર્ગમાં ગુરુ-શિષ્ય પદ છે જ ક્યાં ? દાદાશ્રી જાતે જ આખા જગતના જીવમાત્રના શિષ્ય થઈને બેઠા છેને !' દાદાશ્રીએ પાછું કહ્યું, 'અરે, એક શિષ્ય રાખવામાં તમને શો વાંધો આવે ?' ત્યારે નીરુબહેને કહ્યું, 'આપની સેવામાં, ચરણોમાં જ મને રહેવા દોને ! આ શિષ્યને હું ક્યાં વીંઢાળું ?' ત્યારે દાદાશ્રીએ ફરી કહ્યું, 'મારી વાત તો સમજો. એમ કરોને આ નીરુબહેનને જ તમારા શિષ્ય બનાવી દોને !!!' અહોહો ! 'સહજાત્મ સ્વરૂપ પરમગુરુ' પહેલીવાર પરમાર્થ સમજાયો. ત્યારથી અમારો નીરુ જોડે ગુરુ-શિષ્ય જેવો જુદો વ્યવહાર ચાલુ થઈ ગયો ! શુદ્ધાત્મા પોતે પરમ ગુરુ અને નીરુ એના શિષ્ય !

## [૧.૩] જુદાપણું વર્તાવવા, વાતચીતનો પ્રયોગ

ચંદુભાઈ જોડે જુદાપણું વર્તાય, તે માટે ચંદુભાઈ જોડે વાતચીતનો પ્રયોગ ખૂબ જ સચોટ પૂરવાર થયો છે. પરમ પૂજ્ય દાદાશ્રી પોતે પણ

અંબાલાલભાઈ જોડે વાતો કરતા, એ નીરુબેને જોયેલા ને સાંભળેલા ! અરીસામાં જોઈને જાતે ખભો થાબડીને હસીને વાતો કરતા, 'તબિયત સારી છેને ? ઢીલા ના પડશો ? અમે અનંત શક્તિવાળા છીએ. બધી શક્તિ મળશે.' ક્યારેક ઠપકોય આપતા અંબાલાલભાઈને ! ક્યારેક મજાકેય કરતા ! જાત જોડેના વાતચીતના પ્રયોગથી આખો દિવસ જુદા તો રહેતા જ પણ ખૂબ જ ફ્રેશ રહેતા, આટલું બધું કામ કરવા છતાંય, એંસી વરસેય મજાક કરતાં કહેતાં, 'અરે, તમને તો કશું અડતું જ નથીને ? તમે તો મોટા ભગવાન લાગો છોને ?' ત્યારે અંબાલાલભાઈ કહે, 'ના, ભગવાન તો તમે છો, હું નહીં !' આમ મઝા કરતા જાત જોડે વાતો કરતાં કરતાં ! દાદાશ્રી કહેતા કે જ્ઞાન થયા પછી જ વાતચીત જુદા રહીને થવા માંડી ! ટ્રેનમાં દાદાશ્રી થર્ડ ક્લાસમાં જ મુસાફરી કરતા. તે પગ દુઃખે તો બાથરૂમમાં અરીસા સામે જઈને થાબડી લેતા ને દિલાસો જાતને જાતે જ આપતા. ત્યારે આખા બ્રહ્માંડના રાજા જેવું લાગે !

દાદાશ્રી બુદ્ધિ જોડે વાતો કરતાં ખાસ કહેતાં, 'હવે તું તારે પિયર જતી રહે, કાલ બપોર પછી આવજે. અહીં તારું કામ જ નથી.' હવે બુદ્ધિ અવળું બતાડે તો તેને કહે, 'વગર ફીએ વકીલાત શા માટે કરવા મંડી પડી ?! તને કોણે વકીલાત કરવાનું કહેલું ?'

નવો ધંધો હોય ત્યાં સ્ટીમરના કાનમાં ફૂંક મારીને કહે, 'તારે જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે. અમારી એવી ઇચ્છા નથી !'

ટ્રેનમાં બેગને ને મંદિરમાં જોડાને અચૂક કહી દેતા કે, 'તમારે જવું હોય તો જજો ને રહેવું હોય તો રહેજો. પણ અમે તો અમારા ધ્યાનમાં જ રહેવાના !'

આપણે આપણી જાતને નાનપણથી જ જાણીએ કે નહીં ? જાત જોડેના વાતચીતના પ્રયોગથી પ્રકૃતિથી આત્મા લપટો પડી જાય છે. પ્રકૃતિને ટેકલ કરવા એની જોડે વાતો કરવી.

સો ટકા જુદાપણાની જાગૃતિ ક્યારે થઈ કહેવાય ? ચંદુભાઈનું મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર દરેકે દરેક શું કરે છે તે જોયા કરવું. ચંદુભાઈના દેહને અરીસા સામે રાખી જુદા જોવા ને વાતો કરવી. આનાથી સો ટકા જુદું વર્તાશે !

ગમે તેવો માંદો હોય પણ વાઘ સામો આવે ત્યારે એ દોડે કે નહીં ? મહીં શક્તિ તો છે જ ને !

કોઈ ગાળ દે ત્યારે ચંદુભાઈને કહેવું, 'તમારો કંઈ દોષ હશે ત્યારે કહે

છેને?' અને કોને કહે છે ? જેને કહે છે તે તો પોતે છો જ નહીં. 'હું તો શુદ્ધાત્મા છું', શુદ્ધાત્માપદ ના ચૂકે તો તપ થયું કહેવાય, નહીં તો તપ ચૂક્યા!

કોઈ પારકો ચંદુને ઠપકો આપી જાય, તેના કરતાં આપણે જાતે જ ચંદુને ઠપકો ના આપીએ ?

કોઈ મારે, ગાળો દે ને સમતા રહે તો જાણવું કે માનકષાય બંધ થઈ ગયો. હવે લોભકષાયને તપાસવો. કોઈને ઉછીના પચાસ હજાર આપ્યા ને પછી એ અવળું બોલે તો ? ત્યાં 'હું શુદ્ધાત્મા છું' ને ગાળો દે છે તેય શુદ્ધાત્મા છે એમ રહેવું જોઈએ. ઉપરથી ચંદુભાઈને કહેવું કે આમ શા માટે કરો છો? જરા પાંસરા રહોને! આ થયું તેમાં ભોગવે એની ભૂલ ! મોટી રકમ લેવાની હોય ને તે પાછી ના આપે તોય આપણું મોઢું બગડવું ના જોઈએ તો સાચું. દેવું મોટું હોય તોય મનમાં નિશ્ચય રાખવો કે ચૂકવવા જ છે, તો તે અપાશે. જેના હોય, એને મળ્યા વગર ના રહે ! મોક્ષે જવું હોય તો માન ને લોભ બિલકુલ ના હોવા જોઈએ.

જ્યાં પ્રતિક્રમણને ય ચંદુ ના ગાંઠે, તો તેને એકાંતમાં બેસાડી ઠપકારવા.

ચંદુભાઈને જરા સફોકેશન જેવું થાય તો તેને કહેવાનું, 'અમે છીએને! હવે આપણે એકના બે થયા ! પહેલાં કોઈ તમારો આધાર ન હતો. હવે અમે છીએને !' હવે પાડોશીનું બધી રીતે ધ્યાન રાખવાનું.

ચંદુભાઈ દર્શન કરે, વ્રત-જપ કરે તો તેને કરવા દો અને ના કરે તોય વાંધો નહીં. 'ચંદુભાઈ, જે આવે તેનો સમભાવે નિકાલ કરો.' ચંદુભાઈ જોડે વાતચીતનો વ્યવહાર કાયમ માટે કરી નાખવો. ગમે તેવા આચાર હશે પણ અક્રમ વિજ્ઞાનથી તેનો મોક્ષ છે. આચારને ને મોક્ષને લેવાદેવા નથી! જ્ઞાનથી બધું ખપી જાય!

અહંકાર જબરજસ્ત રીતે ભગ્ન થઈ જાય ત્યાં શું કરવું ? 'હું અનંત શક્તિવાળો છું' એ બોલ્યા કરો અને અંદરખાને તપ કરવાનું ! પછી બહારનાં બધાં જ વાદળાં વીખરાઈ જાય.

તમામ આગ્રહોથી મુક્ત રહેવાનું છે. પુરુષ અને પ્રકૃતિ ભેદજ્ઞાનથી છૂટાં પડ્યા પછી ખરો પુરુષાર્થ શરૂ થયો ! અને હવે પુરુષાર્થમાં જ રહેવું છે એમ નક્કી રાખવું.

## [૧.૪] તન્મયાકાર કોણ ? જાણે કોણ ?

જ્ઞાન મળ્યા પછીય ઘણીવાર તન્મયાકાર થઈ જવાય છે એવી ફરિયાદ મહાત્માઓને વારંવાર થતી હોય છે, દાદાશ્રી પાસે. તેનો ફોડ પાડતાં દાદાશ્રી કહે છે કે, 'તન્મયાકાર તું નથી થતો, ચંદુભાઈ થાય છે. જે તન્મયાકાર થાય, તેને શી રીતે ખબર પડે કે હું તન્મયાકાર થયો ?! માટે જાણનારો એનાથી જુદો જ છે! તન્મયાકાર કયો ભાગ થાય છે ? પુદ્‌ગલમાં અમુક બળ હોય છે તેમાં મુખ્ય બુદ્ધિ, તો ક્યારેક અહંકાર તન્મયાકાર થાય. પણ શુદ્ધાત્મા ક્યારેય તન્મયાકાર ના થાય.

તન્મયાકાર શાથી થવાય છે ? જાગૃતિ ઓછી થાય છે ? ના. એવું નથી. પણ આ તો કર્મનો ફોર્સ ઘણો બધો હોય છે તેથી જાગૃતિ ખસી ગઈ એવું ભાસે છે !

તન્મયાકાર થઈ જાવ તોય હવે જ્ઞાન મળ્યા પછી નવું કર્મ ચાર્જ થતું નથી! કપડાં બરાબર ના ધોવાયાં તો ફરી ધોઈ નાખવાં! સહેલો ને સટ રસ્તો છેને!

કોઈ ક્રિયામાં એકાકાર થયા પછી પાછું શુદ્ધાત્માના લક્ષમાં લાવે છે કોણ? લાવવાની જરૂર જ ક્યાં હોય ? તે ઘડીએ આત્મા તો પ્રકાશરૂપે હતો જ. આ તો વૃત્તિઓ તન્મયાકાર થાય છે ને વૃત્તિઓ જ સ્વયં ક્ષણમાં નિજઘર ભણી પાછી વળી જાય છે ! તે પાછું લક્ષ આવી ગયું એમ લાગે ! એટલે તન્મયાકાર થવાય છે એય ભ્રમણા જ છે ! રાગ-દ્વેષ કર્યા ત્યાં જ હવે વીતરાગ થવાનું છે.

ઘણીવાર એમ લાગે કે જુદી જુદી ડીગ્રીમાં તન્મયાકાર થવાય છે. અરે, થર્મોમિટરને કોઈ દહાડો તાવ ચઢે ? ડૉક્ટરને ચઢે પણ કંઈ થર્મોમિટરને તાવ ચઢે ? આત્મા પોતે થર્મોમિટર જેવો છે ! બધું દેખાડે છતાં નિર્લેપ જ રહે.

ગમ્મે તેટલી માપણી કરે પણ ફૂટપટ્ટી કંઈ લાંબી-ટૂંકી થાય ? જગ્યા લાંબી-ટૂંકી મપાય. પણ ફૂટપટ્ટી તો વીતરાગ જ છેને ! આ તો ખાલી ભ્રાંતિ જ થાય છે કે ફૂટપટ્ટી લાંબી થઈ ને ટૂંકી થઈ ! બે તત્ત્વો કોઈ દહાડો એકાકાર થઈ જાય ? આત્મા દ્રષ્ટા ને ચંદુભાઈ દ્રશ્ય. તે દ્રશ્ય ને દ્રષ્ટા ક્યારેય એકાકાર થઈ જ ના શકે !

તન્મયાકાર થવાય છે એ ભાસ્યમાન પરિણામો છે એમ જાણવું. વળી ભાસ્યમાન પરિણામ તે મારું નથી. આટલું રહે તો જાગૃતિ રહે.

ઉદયકર્મમાં તન્મયાકાર થઈ જાય છે તે અહંકાર છે. એ અહંકારને જ ઉદયકર્મમાં મીઠાશ કે કડવાશ લાગે છે ને તેમાં ભળી જાય છે ! ઉદયકર્મને જોયું તો છૂટા ને ના જોયું તો મૌન રહ્યા કહેવાય ને એનાથી ચોંટે જ !

પહેલાં 'હું' પ્રતિષ્ઠિત આત્મારૂપે હતો, તે હવે જાગૃતિરૂપે થઈ જાય છે. જ્ઞાન મળ્યા પછી શુદ્ધાત્મા સંપૂર્ણ થવાતું નથી. તે પ્રતિષ્ઠિત આત્મામાં જે હજુ 'હું'ની બિલિફ રહેલી છે તે તન્મયાકાર થાય છે. પ્રતિષ્ઠિત આત્માથી પોતે તો છૂટી ગયો, પણ બિલિફ ક્યાંક ક્યાંક રહી ગયેલી, તે તન્મયાકાર કરાવે. અને જે જાગૃતિ થઈ ગઈ છે તે તન્મયાકાર થવા દેતી નથી. જ્ઞાન મળ્યા પછી પ્રતિષ્ઠિત આત્મા જ્ઞેયરૂપે, ડિસ્ચાર્જરૂપે જ રહે છે, જે જ્ઞાન પહેલાં એ જ્ઞાતારૂપે હતો. હવે જાગૃતિ જ્ઞાતારૂપે થાય છે. અને મૂળ આત્મા તો હજુ ક્યાંય છેટે રહ્યો ! સંપૂર્ણ જાગૃત થાય એટલે મૂળ આત્મામાં એકાકાર થઈ જાય ! પછી કોઈ ડખો જ ના રહે ! ત્યાં સુધી અંતરાત્મદશા રહે. બહિર્મુખીદશા છૂટી, અંતરાત્મદશા પ્રાપ્ત થઈ ને અંતરાત્મદશા પૂરી થયે પરમાત્મપદની પૂર્ણ પ્રાપ્તિ થઈ જાય !!!

તન્મયાકાર નથી થયો તેનાં લક્ષણો શું ? કોઈની જોડે વાતચીત કરતા હોય, તે ઘડીએ સહેજેય મોંઢા પર અસર ના થાય. ચંદુભાઈને જુદા જોતા જોતા વાત કરે, જાણે કોઈ તીસરી જ વ્યક્તિની વાત કરતા હોય એમ, તો એ આત્મા જુદો કહેવાય.

વ્યવહારનાં કાર્યમાં આત્માને હાજર રાખવાની જરૂર નથી. વ્યવહારનાં કાર્યો તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ પૂરાં કરી દે છે ! એમાં દેહ, મન, અંતઃકરણ, પુણ્ય-પાપ બધાં આવી જાય. સંસારના કાર્યોમાં આત્મા પરોવાતો જ નથી. અહંકાર અને બુદ્ધિથી જ કાર્યો થઈ જાય છે ! ખરેખર બુદ્ધિ અને જોડે અહંકાર પરોવાય છે ને એમ ભાસે છે કે આત્મા પરોવાઈ ગયો. ત્યાં કેવું રહેવું જોઈએ ? ત્યાં આત્માને તો માત્ર જાણપણામાં જ રહેવાનું છે કે આ બુદ્ધિ પરોવાઈ ને આ સારું થયું કે ખોટું થયું. એટલે આત્મા માત્ર જાણકાર જ રહે છે અને ભળી જાય છે તે બુદ્ધિ અને અહંકાર.

અક્રમ માર્ગમાં મૂળ આત્માની જાગૃતિ અને આ પ્રતિષ્ઠિત આત્મા ને અંતઃકરણના જુદાપણાના ફોડ સંપૂર્ણ પડે છે તેથી સંસારમાં રહીને સંપૂર્ણ મુક્તિ અનુભવાય છે. જ્યારે ક્રમિકમાં તો બધાં પરિગ્રહો છોડતાં છોડતાં દ્રષ્ટિ ખુલતી જાય છે !

## [૧.૫] સીટનું સિલેક્શન સ્વ-પરનું !

વ્યવહારમાં ચંદુભાઈ ડખો કરી નાખે તે શાથી ? શુદ્ધાત્માની સીટને બદલે ચંદુભાઈની સીટ પર બેસી જાય છે. ચંદુની સીટ પર શૉક લાગે છે તોય ઊઠે નહીં જલ્દી ! તે ચંદુભાઈને ભોગવવું પડે. તમારે જોયા કરવાનું ! ચંદુભાઈ કચકચ કરે તેય જોવાનું ને તેમની બધી જ ક્રિયાઓને જોયા કરવાની!

બધી સીટો પર બેસતાં જાય, અનુભવ લેતાં જાય ને ચોકડી મારતા જાય. અંતે શુદ્ધાત્માની જ સીટ સર્વશ્રેષ્ઠ છે એ સંપૂર્ણ અનુભવમાં આવે ત્યારે પછી સીટ ન બદલે ! એમ ને એમ ના ચાલે. બધું જ અનુભવ સિદ્ધ થવું જ જોઈએ.

'મારાથી સહન થતું નથી' થયું કે પારકી સીટ પર બેસી ગયા!

પારકી સીટમાં મીઠાશ લાગે, તે સીટ પર જ બેસી રહે. સ્ત્રીઓ તો ખાસ!

દાદાશ્રી નિજ અનુભવ કહે છે, 'જ્ઞાન થતાં પહેલાં મને એક ક્ષણ પણ સંસારમાં સુખ લાગ્યું નથી. બધું કડવું જ લાગે ! પોતાપણું એક સેકન્ડેય સહન નહતું થતું. તે જ્ઞાન થતાંની સાથે જ બધું ઊડી ગયું ! આ સીટ બદલાઈ તેય એની મેળે જ ! મને કંઈ જ ખબર નહતી પહેલાં !' પરમ પૂજ્ય દાદાશ્રીની ભૂમિકા કેવી જબરજસ્ત હશે ?!

એક જણ કહે, 'દાદા, તમારી વાત સાંભળી. ઘણું સારું લાગ્યું.' ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'હવે આના પર ખ્યાલ રાખજો. સાંભળનારો જુદો, ખ્યાલ રાખનારો, નહીં રાખનારો જુદો ને તમે પાછા જુદાં !' આ બધું કહેનારો એનો એ જ ! ચંદુભાઈને કહીએ, 'અમે જોઈએ અને તમે દાદાના કહ્યા પ્રમાણે ખ્યાલ રાખજો !'

અને એવો સતત ખ્યાલ રાખે, તે મહાત્મા પર દાદાશ્રી કેવા રાજી રાજી થઈ જતાં હશે ?!

## [૧.૬] પોતે પોતાને ઠપકો

પ્રાકૃતિક અટકણની સામે મહાત્માઓ અબળાપણું અનુભવે છે. ખૂબ ખૂબ પુરુષાર્થ, પ્રતિક્રમણ, દ્રઢ નિશ્ચય-નિર્ણય વિ.વિ. કર્યા છતાંય પ્રકૃતિ, ફાઈલ નં. ૧ ગુલાંટ ખવડાવી જ દે છે ને ચલણ એનું જ ચાલી જાય છે ! મહીં ખબર પડે છતાંય ક્યારે, કઈ ઘડીએ પાછલે બારણેથી અટકણ ઘૂસી જાય ને તેનું ચલણ ચલાવી દે ને ભટકણ નોતરે ! ત્યાં આગળ જ્ઞાનનાં તમામ

હથિયારો બુઠ્ઠાં થઈ જાય છે. એના માટે પૂજ્ય દાદાશ્રીએ અનોખો પ્રયોગ મહાત્માઓ માટે મૂક્યો છે જે જબરજસ્ત અસરકારક નીવડે છે. એકાંતમાં અગાશીમાં એકલા બેસીને પોતાની ફાઈલ નં. ૧, એટલે કે પોતાની જાતને ખૂબ મોટે મોટેથી ટૈડકાવવી. ફાઈલ નં. ૧ એક્ઝેક્ટ જુદી જ દેખાય, રડે તેય દેખાય, આપણે જે ઠપકારીએ છીએ તે બધુંય જુદું દેખાય. ખૂબ વઢીએ કે 'નાલાયક, બદમાશ, આના માટે મેં દૂધ પાયું ! સાપ બનાવવા ?' આમ ચંદુને વઢાય તો વિરોધપક્ષવાળા બધા જુદા પડી જાય અને આપણે આત્મપક્ષમાં મજબૂત થયા !

આમાં કોણ કોને ઠપકો આપે છે ? પ્રજ્ઞાસમિતિ, અજ્ઞાસમિતિને ઠપકો આપે છે અને આ બધાને જાણે છે એ શુદ્ધાત્મા ! આવો ઠપકો અપાય ત્યારે ફાઈલ નં. ૧ને શરૂઆતમાં બહુ ડિપ્રેશન આવે. પછી ધીમે ધીમે એ જતું રહે ને અંદર જબરજસ્ત આનંદ અનુભવાય ! એટલે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા લઈને જ આ ઠપકા સામાયિકનો પ્રયોગ કરાય. એમ ને એમ ના કરાય. નહીં તો ઊંધી અસરેય થઈ જાય. બહુ ડિપ્રેશ થઈ જાય તો અરીસામાં ખભો ઠોકીને આશ્વાસન આપવું. 'અમે છીએને તમારી જોડે !' વળી બહાર ડિપ્રેશન ને અંદરખાને ખુશ થવું કે હવે ઠેકાણે આવ્યા. આમ દાદાશ્રીનો સંપૂર્ણ સાયન્ટિફિક એપ્રોચ છે, આ કાળને અનુરૂપ.

ખેંચ એક રોગ છે. એનાથી છૂટવા ચંદુલાલથી છૂટા પડી જવું. ખેંચ કરે છે ચંદુલાલ ને આપણે જ્ઞાતા. એટલે ખેંચ ખરેખરી ખરી પડી એની મેળે !

દાદાશ્રી પોતાના લગ્નના મોહનું વર્ણન કરતાં કહે છે કે મને લગ્નનું માંહ્યરું હઉ દેખાય. માથેથી પાઘડી ખસી ને મોહ ખસેલો દેખાયો. 'પછી રાંડવાનો વિચાર આવેલો તમને' એમ પોતાની જાત જોડે વાતો હઉ થાય !

આપણે આપણી જાતને ઓર્ગેનાઈઝ કરવાની એ આપણું કામ. ક્યારેક ઠપકારવું, ડિપ્રેશન આવે ત્યારે પાછું નવી રીતે થાબડવું - એમ અંદર જોતા રહેવું ને ગોઠવણી કરતાં રહેવું !

## [૧.૭] ડિપ્રેશન સામે જુદાપણાની જાગૃતિ

અપમાન મળે, ભયંકર નુકસાન થાય ત્યારે ડિપ્રેશન આવી જાય. ત્યારે જાતને સંભાળવી પડે. ચંદુભાઈને જરા એલિવેટ કરી આપવા પડે, 'તમે તો પુણ્યશાળી, જ્ઞાની તમને ક્યાંથી મળે ? મોક્ષનો સિક્કો લઈને બેઠા, હવે શેની ચિંતા ?' તો આખું બેલેન્સ રહે, જુદાપણાની જાગૃતિ સાથે !

ડિપ્રેશનમાં સમતા રહે તો આત્મા જડે ને ડિપ્રેશનનો ઉપાય કરે તો સંસારમાં ખૂંપે. ડિપ્રેશન એટલે એક પ્રકારનું તપ કહેવાય. એમાં આત્મા જડે. ચોગરદમ ઉપસર્ગ-પરિષહ હોય ત્યારે આત્મા પ્રગટ થાય ! એટલે ડિપ્રેશન તો આવકારવા જેવું છે. એના ઉપાય ના કરાય. એટમબોમ્બ પડે તોય આત્મામાંથી ન ખસાય, ડિપ્રેશન ના આવે એવું આ અક્રમ વિજ્ઞાન છે ! સિંહના સંતાનને શિયાળ તે શું કરી શકે ?! જે થશે તે જડને થશે, શુદ્ધાત્માને થોડું કંઈ થાય ? આપણે તો શુદ્ધાત્મા જ છીએ !

ડિપ્રેશનનું મૂળ કારણ શું ? નબળાઈ, દાનત ચોર. નિખાલસ ને ચોખ્ખી દાનતવાળાને ડિપ્રેશન ક્યાંથી આવે ?

સદા વર્તમાનમાં રહે, તેને ડિપ્રેશન ના આવે.

ડિપ્રેશન વખતે આત્મા જ્ઞાતા રહે તેમ એલિવેશન વખતેય જ્ઞાતા તરીકે જ રહેવાનું છે. જ્યાં સુધી એલિવેટ થાય છે, ત્યાં સુધી ડિપ્રેશન આવ્યા વગર નહીં રહે !

ચંદુભાઈને કોઈ દબડાવે તો આપણે મહી ખુશ થવું ને ચંદુભાઈ જોડે વાતો કરવી, 'બહુ રોફ મારતા હતા, તે આવ્યું આ ફળ ! કરો હવે પ્રતિક્રમણ !'

ડિપ્રેશન ના થાય એ જગ્યા 'આપણી' ! જગતનું જ્યાં કલ્યાણ થાય એ જગ્યા 'આપણી' ! આમ વર્તે તે સપાટાબંધ પ્રગતિ કરે !

## [૨.૧] જ્ઞાતા-દ્રષ્ટા

જ્ઞાતા-દ્રષ્ટા અને પરમાનંદ એ આત્માનો મુખ્ય સ્વભાવ. જ્ઞાતા-દ્રષ્ટા પદ નથી ત્યાં ભ્રાંતિ છે. નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા પદમાં કોણ રહી શકે ? જ્ઞાની.

જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહેવા માટે મહાત્માઓને પૂર્વકર્મ નડે છે. એની જોડે જ્ઞેય-જ્ઞાતા સંબંધ રાખીને છૂટી જવાનું છે ! હવે જે કંઈ આવે એ બધું જ જ્ઞેય સ્વરૂપે છે. રાગ-દ્વેષ ઘટે છે કે નહીં એટલું જ મહીં તપાસ્યા કરવાનું. આત્મા જ્ઞાતા સ્વભાવનો છે, વીતરાગ છે અને જ્ઞેય વસ્તુ પણ વીતરાગ જ છે. પણ વચ્ચે અહંકાર રાગ-દ્વેષ કરાવે છે. જ્ઞાન મળ્યા પછી અહંકાર જાય છે. પછી જ્ઞેય સાથે વીતરાગ રહેવાનું. રાગેય નહીં ને તરછોડેય નહીં. એવું કંઈ દોષ થાય તો પ્રતિક્રમણ કરી લેવાનું.

જ્ઞાન મળ્યા પછી જ્ઞાતા-દ્રષ્ટાપણું ન ચૂકે, તેને 'ફોરેન'ની કોઈ જોખમદારી રહેતી નથી. છતાં મહાત્માઓને ઊંડો વસવસો રહેતો હોય છે કે જ્ઞાતા-

દ્રષ્ટા પદ અવિરત રહેતું નથી. આવે ને જાય, આવે ને જાય એવું થયા કરે. તેનો ખુલાસો કરતાં દાદાશ્રી કહે છે, 'એ જતું તો રહેવાનું. અવિરત એવું રહે તે તો ભગવાન જ થઈ ગયા !? હજુ સંસારના કર્મો બાકી છે તે પૂરા કરવાનાંને? જેમ કર્મો ઓછાં થતાં જશે તેમ લક્ષ વધારે ને વધારે રહેતું જશે ! અને કર્મોય જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહેવાથી છૂટી જાય.

બુદ્ધિ અને જ્ઞાનનું ક્રિયાપણું કઈ રીતે પકડાય ? ઉદયકર્મમાં ડખોડખલ કરે તે ઘડીએ બુદ્ધિ હોય અને ઉદયકર્મમાં ડખોડખલ ના કરે તે ઘડીએ જ્ઞાન હોય. ડખો માત્ર બુદ્ધિનો છે. બુદ્ધિએ જ બધા લોચા માર્યા છે.

અજ્ઞાનની અસરો મહાત્માઓને થાય ને જ્ઞાનમાં ના રહેવા દે, ત્યાં શું થાય? દાદાશ્રી જણાવે છે કે ચંદુભાઈથી, અજ્ઞાનની અસરોથી 'તમે' જુદા રહો તો છૂટ્યા. પછી કંઈ અડે જ નહીં. આ અસરોવાળું ક્યારે સુધરે ને દહાડો વળે ?! બન્નેના ધર્મ ભિન્ન જ છે. હાથ ઘાલ્યો કે દાઝયા ! પ્રતિક્રમણ થઈ જાય તોય છૂટાય.

બુદ્ધિ ચોપડા રાખે ને ભગવાન ચોપડા રાખતા જ નથી ! લેતી-દેતી ઉદયકર્મ કરાવે છે. મહાત્માઓને સમ્યક્ જ્ઞાન તો છે, પણ કેવળજ્ઞાન નથી. તેથી ડખોડખલ હજી થઈ જાય છે ! એટલે મહાત્માઓને મહીં ડખો કરવાનો વિચાર આવ્યો, તેનું પ્રતિક્રમણ કરી લે એટલે ડખલ ના થાય. ડખલ થતાં પહેલાં જ વાળી દીધું. એક્ઝેક્ટ જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાય ત્યાં પ્રતિક્રમણ કરી લેવું સારું!

કોઈની જોડે વાતો કરતી વખતે તેના એટ એ ટાઈમ જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાય એટલી જાગૃતિ ઓછી. તે પછી ખ્યાલ આવે તોય બહુ થઈ ગયું! એટ એ ટાઈમ જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાયું, તે કર્મ ફરી આવે ત્યારે પાછું તેના જ્ઞાતા-દ્રષ્ટા રહીને નિવેડો લાવવાનો રહેશે. પછી એ વાતો હોય, ખાવાનો પ્રસંગ હોય કે ગમે તે હોય, મહાત્માઓ પુરુષાર્થ કરે તો આ ભવમાંય ફાઈલોનો નિકાલ થઈ જાય. બાકી રહે તે બીજા જન્મમાંય આવે. બન્ને બાબતોની છૂટ છે.

મનમાં વિચાર આવે, તેના જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાય તો ત્યાંથી ધ્યાન બીજે ડાયવર્ટ કરવું, કંઈ વિધિઓ કે મંત્રો બોલીને કરવું. પણ જ્ઞાતા-દ્રષ્ટા જેવો ફાયદો એનાથી ના થાય, ઓછો થાય. જ્ઞાતા-દ્રષ્ટા એ ટોપમોસ્ટ રિયલ પુરુષાર્થ છે. ટૂંકામાં ફાઈલને જોઈને કાઢીએ તો તે ફરી નહીં આવે, જોવાની રહી ગઈ તે પાછી આવશે.

આ ફાઈલોને જોવાની રહી કેમ જાય છે ? ડબલ ડેકર બસો વચ્ચે આવે તો સામી સાઈડનું રસ્તા પરથી દેખાય ? અને બસો જતી રહે એટલે ? વચ્ચે બસો આવી ગઈ ને ના દેખાયું, તેથી કંઈ જોનારો કે જોવાની વસ્તુઓ ઊડી ગઈ ? ના. આત્મા તો અરીસા જેવો છે. એની સામે જે કંઈ આવે તે તેના જ્ઞાનમાં ઝળકે. પછી રસ્તાની સામે બાજુની શણગારેલી દુકાનેય આવે તો તે જુએ ને વચ્ચે ડબલ ડેકર બસો આવે તેનેય જુએ !

આ બસોને બંધ કઈ રીતે કરાય ? ના કરાય. પહેલાંનો હિસાબ છે એ! એને જોઈને ચોખ્ખા કરી નાખો. આ બધો નિકાલ થઈ જાય પછી દાદાશ્રી જેવી દશા આવે !

એક મહાત્મા દાદાશ્રીને પૂછે છે કે મારે ઉદય વખતે જોવા-જાણવામાં ખૂબ સંઘર્ષ ચાલે છે. દાદાશ્રી ખુલાસો કરે છે કે, 'જેને સંઘર્ષ ચાલે છે, જે તન્મયાકાર થઈ જાય છે તે કોણ ? ચંદુભાઈ નામનું પુદ્ગલ. તમે તો શુદ્ધાત્મા જ છો, આ ફિલમને જોયા કરો. ફિલમમાં આખો વખત લગ્નનાં જ સીન આવે તો ગમે ? એમાં તો મારામારીના, કરુણતાના, હરણ કરવાનાં જાતજાતનાં સીન જોઈએ, તો જ આનંદ આવે. શુદ્ધાત્માએ હવે ચંદુભાઈની ફિલમ જોવાની છે. પછી જરાય આનંદ ના જાય. ફિલમ કંઈ એવું કહે છે કે મને જોડે માથે લઈને જાવ ?! એ તો 'જોઈને જાવ' કહે છે. કંઈ ગુંદર લગાડી ચોંટાડીને લઈ જાવ એવું થોડું એ કહે છે ? વળી ફિલમ ના ગમતી આવી, તેથી કંઈ તેને અધવચ્ચે કટ કરાય જોનારાથી? એ તો પૂરી કરવી પડે. જોનારાને શું વાંધો ? ફિલમ અને ફિલમ જોનારાને કોઈ દહાડો થાક ન લાગે !

સમભાવે નિકાલ થયો કે ના થયો એ પુદ્ગલ ધર્મ અને એ જેણે જાણ્યું તે આત્મધર્મ. બેઉ જુદાં જ છે ! પારકી પીડામાં ક્યાં પડાય?

મહીં સારા ભાવ થાય, ખરાબ ભાવ થાય, તેનેય 'જોયા' કરવું. ખરાબ ભાવ નીકળે તો જરા ચંદુભાઈને કહીએ, 'ઓહોહો ! તમને તો હું લાયક જાણતો હતો, પણ નીકળ્યા નાલાયક.' એટલે ચંદુના ભાવને, વર્તનને ને વાણીને આપણે 'જોયા' કરવું. તે જ સમયે જુઓ તો ઉત્તમ, નહીં તો થોડીવાર પછીયે જોઈને જુદું પાડી લેવું.

ચંદુભાઈ બોલતા હોય ત્યારે તે જોયા કરો એ છેલ્લું જ્ઞાન. તમામ જ્ઞાનીઓ આ જ કરતા હતા. કૃષ્ણ, રામ, મહાવીર આ જ કરતા હતા!

## [૨.૨] 'ચંદુ' શું કરે છે, 'જોયા' કરો !

મોક્ષમાર્ગ શું છે ? સંસાર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ સ્વરૂપે છે એટલે સંયોગો બધું કર્યા કરે ને આત્મા બધું જાણ્યા કરે. 'આપણે' જાણ્યા કરવાનું. સંજોગોના ધક્કાથી આત્માની સ્વભાવ દશામાંથી વિભાવ દશા આવે છે ત્યાં પોતે નૈમિત્તિક કર્તા બને છે, ખરેખર કર્તા નથી.

ચંદુભાઈ જુદા દેખાય - સંપૂર્ણ જુદા દેખાય એ છેલ્લું જ્ઞાન. ભગવાન મહાવીર પોતાના એક પુદ્‌ગલને જ જોતાં હતા. આપણેય એ જ કરવાનું છે. આ તો જૂની આદતો છે, તે જાગૃતિથી ધીમે ધીમે છૂટી જશે.

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે કે કસાઈને જો આત્મજ્ઞાન મળે ને એ જ્ઞાનમાં રહે અને બધું જોયા જ કરે, ડખો ના કરે ને આજ્ઞામાં રહે તો એ મોક્ષે જાય! કસાઈની ક્રિયા નડતી નથી, 'હું કરું છું' એ નડે છે. એક અવતાર માત્ર 'જોયા' જ કરો બધું, તો મોક્ષે જવાય એવું છે.

કુચારિત્રને જાણે, એનું નામ ચારિત્ર. સારા ચારિત્રની મસ્તી એ કુચારિત્ર કરતાં ભયંકર જોખમી છે. આનંદ તો સ્વરૂપમાંથી જ લેવાય. એ સિવાયનું બાકી બધું મસ્તી છે.

ફાઈલ નં. ૧ની ઊઠ્યા ત્યાંથી સૂતા સુધીની બધી જ ક્રિયાઓને 'જોયા' કરવાની !

શુભાશુભનો કર્તા 'હું છું' માને છે ત્યાં સુધી જ દોષ લાગે. કર્તા નથી, તેને ભોક્તાપદેય નથી, પછી સંવર રહે.

મમતા ખાલી કરવા શું કરવું ? એને 'જોયા' કરવી. ચંદુલાલના ક્રિમિનલ કે સિવિલ ગુનાઓ, જે હોય તેને હવે 'જોયા' કરવાનું. કાણ અને વાજાં બેઉને 'જોયા' કરવાનાં. બેઉ જ્ઞેય છે, સરખા છે!

જોવા-જાણવાથી કર્મની પૂર્ણ નિર્જરા થાય. કોઈ વ્યક્તિ જોડે ભાંજગડ થઈ હોય, તેનું પ્રતિક્રમણ કરી લેવું.

ડખોડખલ થઈ જાય, તેને ય જોવું ને જાણવું.

બે જણ ઝઘડતા હોય ત્યાં શું કરવું ? શું બને છે તે જોવું. ચંદુભાઈ વચ્ચે પડે કે ના પડે - બેઉ જોવું.

ભૂલને જુએ તો એ જાય, નહીં તો એ ના જાય. આ વિજ્ઞાન સૂક્ષ્મમાં સૂક્ષ્મ

દોષ દેખાડે. પ્રતિક્રમણ હઉ કરાવે.

મનની, બુદ્ધિની, અંતઃકરણની ફિલમ જોયા જ કરો. જ્ઞેય ના હોય તો જ્ઞાતા શું જુએ ? ફિલમ જુઓ પણ રાગ-દ્વેષ ના કરો.

## [૨.૩] પુદ્ગલને શુદ્ધ કરો

આપણા મકાનને રંગ-રોગાન કર્યું પણ મકાનના ખૂણા-ખાંચરા ચોખ્ખા કરવાના કે નહીં ? દાદાશ્રીએ શુદ્ધાત્મા પદ આપ્યું. હવે પુદ્ગલનો બધો કચરો સાફ કરી નાખો ! ફર્નિચરની નીચેથી, ખૂણે-ખાંચરેથી કચરો સાફ કરવો પડેને ? ઉબાહવાળા વાસણમાં કેમ કરીને જમાય ? બધું ચોખ્ખું કરતાં કરતાં છેવટે ભગવાન થવાનું છે ! અહીં ભક્ત કે દાસ નથી થવાનું.

આત્મામાં ના રહેવા દે એ બધો કચરો. ઉપયોગ ચૂકાવે તે બધો કચરો.

ચંદુભાઈ પાસે કચરો સાફ કરાવવાનો. એને કહીએ, આ અંતઃકરણને ચોખ્ખું કરો. પ્રતિક્રમણ કરો, ચરણવિધિ કરો. એને નવરો નહીં બેસવા દેવાનો.

ઉપયોગમાં રહે તો સહેજે કચરો ખલાસ થઈ જાય. કચરાને 'મારું સ્વરૂપ નથી' કહ્યું તો ચોખ્ખું થઈ જશે.

## [૩] શુદ્ધ ઉપયોગ

ઉપયોગ એટલે જાગૃતિને એકમાં જ ફોકસ કરી રાખવું તે ! દા.ત. ચોરને આખો દહાડો ચોરીમાં જ ઉપયોગ હોય ! માતાજીના મેળામાં ગયા હોય તો આખો દહાડો ઉપયોગ શેમાં રહે ? ભક્તિમાં, શુભ ઉપયોગમાં રહે !

આત્માનો વ્યવહારમાં ઉપયોગ કહેવાય. તેના ચાર પ્રકાર છે : (૧) અશુદ્ધ ઉપયોગ (૨) અશુભ ઉપયોગ (૩) શુભ ઉપયોગ (૪) શુદ્ધ ઉપયોગ. પહેલાં ત્રણ અહંકારે કરીને છે અને ચોથો શુદ્ધ ઉપયોગ અહંકાર રહિત છે. 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થાય, સમ્યક્ દર્શન થાય ત્યાર પછી જ શુદ્ધ ઉપયોગ કહેવાય. એમાં કષાય-વિષય સંબંધી વિચાર પણ ન હોય. વ્રત, જપ-તપ, ભક્તિ, શાસ્ત્રપઠન એ બધું શુભ ઉપયોગ કહેવાય.

એક બાજુ ક્રિયા ને બીજી બાજું 'જોવાનું' - બન્ને સાથે જ જોઈએ. આત્મા હાજર હોય તો ક્રિયા થઈને પૂરી થાય. દરેક વ્યવહાર જોઈને જવો જોઈએ તો એ શુદ્ધ થઈને ખરી પડે ! ઉપયોગ રાખ્યા વગરનો વ્યવહાર ફરી ફરી આવશે, તેને ત્યારે ઉપયોગ રાખીને ક્લિયર કરવો પડશે.

ઉપયોગ એટલે રમણતા શેમાં વર્તાય છે તે ! ફાઈલોનો નિકાલ કરતી વખતે ઉપયોગ બહાર રાખવો પડેને ? એ આજ્ઞા પાળી, તેથી તે શુદ્ધ ઉપયોગ કહેવાય. સામાનાં શુદ્ધાત્મા દેખાય ત્યારે શુદ્ધ ઉપયોગ હોય.

શુદ્ધ ઉપયોગ કોના થકી રહે ? પ્રજ્ઞા થકી. અજ્ઞા પેકીંગ દેખાડે ને પ્રજ્ઞા માલ દેખાડે. ગાળો ભાંડનારને ય શુદ્ધાત્મા તરીકે જ જુએ, તે ખરો શુદ્ધ ઉપયોગ. શુદ્ધાત્માનો શુદ્ધ ઉપયોગ હોય અને ચંદુભાઈને અશુદ્ધ કે શુભાશુભ ઉપયોગ હોય.

ઉપયોગ અને જાગૃતિમાં શું ફેર ? લાઈટ સળગ્યા કરતી હોય ને આપણે ઊંઘી જઈએ તો તેને ઉપયોગ થયો ના કહેવાય. નકામું જાય. અને લાઈટમાં વાંચીએ, એને ઉપયોગ કર્યો કહેવાય. વહી જતી જાગૃતિને કામમાં લઈએ તે ઉપયોગ. ઈલેક્ટ્રિસિટી તો છે જ પણ બટન દાબીએ તો અજવાળું થાય, પંખો થાય. એ ઉપયોગ કર્યો કહેવાય.

શુદ્ધ ઉપયોગ એટલે પોતાની જાતને શુદ્ધ જાણે. એની પ્રતીતિ, લક્ષ ને અનુભવ રહે અને બીજામાં પણ તે રૂપે જુએ, એનું નામ શુદ્ધ ઉપયોગ.

ગમે તેટલું ખરાબ કામ થઈ જાય તોય 'હું શુદ્ધ જ છું' એવું રહેવું જોઈએ એ શુદ્ધ ઉપયોગ. ખરાબ કામ ચંદુ કરે છે, શુદ્ધાત્મા નહીં.

કોઈની ફરિયાદ કરો ત્યાં શુદ્ધ ઉપયોગ ઊડી જાય ! એને ગુનેગાર જોયો, શુદ્ધાત્મા ના જોયો. એને કર્તા જોયો. કર્તા જુએ એટલે અશુદ્ધ ઉપયોગ થઈ ગયો.

'હું કરું છું, તે કરે છે, તેઓ કરે છે' એ ભાવ સંપૂર્ણપણે નથી, ત્યાં શુદ્ધ ઉપયોગ હોય જ. કોઈએ સહેજ લાલ વાવટો ધર્યો, ત્યાં 'આ આમ કેમ કરે છે ?' એવું થયું કે કાચા પડી ગયા. એ વ્યક્તિ લાલ વાવટો ધરતી જ નથી, વ્યવસ્થિત ધરે છે ! શુદ્ધ ઉપયોગીને કોઈ કર્તા જ ના દેખાય. એટલે એને જગત આખું નિર્દોષ જ દેખાય. આ તો આપણામાં દોષ ઊભો થાય કે તરત બીજાનો દોષ દેખાય.

ટૂંકમાં, પોતાની જાતને શુદ્ધ જોવી તે શુદ્ધ ઉપયોગ. બીજાને શુદ્ધ જોવું, નિર્દોષ જોવા તેય શુદ્ધ ઉપયોગ. મહાત્માને એટ એ ટાઈમ બે ચાલતું હોય ઘણીવાર, કે બાહ્ય દ્રષ્ટિથી દોષ દેખાય ને અંતર દ્રષ્ટિથી નિર્દોષ દેખાય. ભલભલા સાધુ-આચાર્યોનેય આવું ના રહે. નિર્દોષ દેખાડે છે એ જ જ્ઞાનછે.

શુદ્ધ ઉપયોગની ગોઠવણી કેવી રીતે કરવી ? ચંદુલાલ શું કરી રહ્યા છે,

એને આખો દહાડો જોયા કરવું, જાણ્યા કરવું એટલે પોતાની પ્રકૃતિને નિહાળવી, એનું નામ શુદ્ધ ઉપયોગ. ખાતી વખતે, ઊંઘતી વખતે, કામ કરતી વખતે, વાતો કરતી વખતે ચંદુલાલને જોવા, આમ શુદ્ધ ઉપયોગની ગોઠવણી કરી દેવી. ચંદુલાલ ફિલમ ને પોતે જોનારો !

મન-વચન-કાયા શુભાશુભમાં હોય ને આત્મા શુદ્ધ ઉપયોગમાં ! વિચારોને જુએ તો તે શુદ્ધ ઉપયોગ ને ના જોવાય તો શુદ્ધ ઉપયોગ ચૂક્યા પણ તેથી કંઈ નવું કર્મ બંધાતું નથી. આપણી સામાયિકમાં માત્ર અંતઃકરણને જ જોયા કરવાનું હોય છે. તેથી તેમાં શુદ્ધ ઉપયોગ રહે. વખતે કોઈ દોષિત દેખાય તો તેનું પ્રતિક્રમણ કરી લીધું હોય તોય ચાલે.

અપમાનની સામે તેમ જ માનની સામે પણ શુદ્ધ ઉપયોગ રાખવો ઘટે. માન કોને આપે છે ? પાડોશીને, પુદ્ગલને ! તો ત્યાં શુદ્ધ ઉપયોગ રહે.

પાંચ આજ્ઞામાં રહે તે પણ એક પ્રકારનો શુદ્ધ ઉપયોગ. બધામાં શુદ્ધાત્મા જોવાય, આ ફાઈલો છે એમ રહે. પાંચ આજ્ઞા શુદ્ધ ઉપયોગમાં રહેવાની વાડ છે. ઉપયોગ રાખ્યા સિવાય જ્ઞાન વધે જ નહીં.

બાબો દૂધ ઢોળતો હોય તે 'જોયા' કરવું, તેને વારવો ખરો, પણ કષાય નહીં કરવાના, ઈમોશનલ નહીં થવાનું.

દાદા પાસે બેસીને શક્તિઓ માંગે એ શુદ્ધ ઉપયોગના નજીકનું કહેવાય. શુદ્ધ ઉપયોગનું સાધન કહેવાય.

હોમ ને ફોરેન ડિપાર્ટમેન્ટને જુદા રાખે એ પણ શુદ્ધ ઉપયોગ કહેવાય પણ એ શરૂઆતનો શુદ્ધ ઉપયોગ છે, સ્થૂળ શુદ્ધ ઉપયોગ છે. સૂક્ષ્મમાં શુદ્ધ ઉપયોગની મહાત્માને ખબર ના પડે. સમજાવે તોય ના ખબર પડે. સ્થૂળ સુધી આવે તોય ઘણું છે.

સ્થૂળમાંથી સૂક્ષ્મમાં અભ્યાસથી જવાય. જાગૃતિ મહીં રહ્યા કરે કે આ ખોટું થયું, ખોટું થયું. પણ તે પછી એમ ને એમ જાગૃતિ વહી જાય. જાગૃતિનો ઉપયોગ કરવાનો છે. લીસી જગ્યાએ કેવી જાગૃતિ રહે ? કૂવા પર ગયેલા માણસને વાઈફ કે છોકરાં યાદ આવે ? એ વખતે ઉપયોગ કહેવાય.

ઉપયોગ ચૂકવાની જગ્યા કઈ કઈ ? બહારથી જ્યાં મીઠાશ આવે ત્યાં ઉપયોગ ચૂકાય. ખૂબ બફારો હોય ને એકદમ પવન આવે ત્યાં ઉપયોગ ચૂકાય. વાતોમાં રસ પડી ગયો તે ઉપયોગ ચૂક્યા. ખાવામાં ટેસ્ટ લાગ્યો કે ઉપયોગ ચૂક્યા.

રુચિ થઈ કે ઉપયોગ ચૂક્યા. આત્મામાં રુચિ સદા રહેવી જોઈએ.

જ્ઞાનનો ગાઢ અનુભવ થાય પછી ઉપયોગ સહેજે રહે. પછી પુરુષાર્થ કરવાનો પૂરો થઈ જાય !

દાદામાં ચિત્ત રહે તેય શુદ્ધ ઉપયોગ કહેવાય. દાદાની સેવામાં ચિત્ત રહે તો ય શુદ્ધ ઉપયોગ થાય. પણ આ બધો સ્થૂળ શુદ્ધ ઉપયોગ કહેવાય.

પૈસા ગણતી વખતે કેવો સુંદર ઉપયોગ રહે ? બૈરી કે છોકરાં સામે આવે તોય તેને ગણકારે નહીં ! ઉપયોગ એક્ઝેક્ટ રહ્યો, એ કેવી રીતે ખબર પડે ? ચિત્ત આઘુંપાછું ના થાય એ જોવાનું.

પરમ પૂજ્ય દાદાશ્રીને શુદ્ધ ઉપયોગ કેવો રહે છે, એવું પૂછતાં તેનું વર્ણન કરતાં કહે છે કે કંઈ વાંચતા હોઈએ ને તેમાં ચંચળની અને શાંતાની વાત આવતી હોય તો અમને એમના શુદ્ધાત્માની ઉપર જ દ્રષ્ટિ હોય, જાગૃતિ હોય. શુદ્ધ ઉપયોગ ચૂકાય નહીં. અરે, ત્રીજી વ્યક્તિની વાત થતી હોય તોય એ શુદ્ધાત્મા જ છે, એ ઉપયોગ ચૂકાય નહીં !

વ્યવહારના કાર્ય ના હોય ત્યારે સહેલાઈથી ઉપયોગ રહે, જુદાપણું રહે. પણ મન-વાણીના કાર્ય વખતે અઘરું છે. વાણી વખતે 'હું શુદ્ધાત્મા છું' એને અનુલક્ષીને વાણી નીકળે ત્યારે ઉપયોગ રહે. વ્યવહારને અનુલક્ષીને વાણી નીકળે તો ઉપયોગ ના રહે.

ઉપયોગમાં ના રહે ત્યારે જાગૃતિ કહેવાય. બીજું કામ ના થાય. ઉપયોગ એટલે બીજું કામ. આત્માનાં જ ગુણોનું બોલે ત્યારે ઉપયોગ રહે, જેમ 'હું અનંત જ્ઞાનવાળો છું, હું અનંત દર્શનવાળો છું...' અને બીજું બોલે તો શુદ્ધ ઉપયોગ ના રહે. બહુ ત્યારે જાગૃતિ રહે. જાગૃતિ રહે એટલે પઝલ-કષાય કશું ઊભું ના થાય. 'વાણી પર છે ને પરાધીન છે, રેકર્ડ વાગે છે' એવું બધું હાજર રહે. દાદાશ્રી કહે છે કે, 'અમે બોલીએ, તે ઉપયોગપૂર્વકનું બોલીએ. આ રેકર્ડ બોલે, તેના પર અમારો ઉપયોગ રહે. રેકર્ડમાં સ્યાદ્‌વાદ કેટલું સચવાયું, શું ભૂલ થઈ એ બધું ઝીણવટથી દેખાય. હું બોલ્યો એવું થયું કે ઉપયોગ ચૂક્યા ! કોઈ સેવા કરે તોય અમે અમારા આત્મામાં રહીએ. એક મિનિટેય ઉપયોગની બહાર ના જઈએ.

સંપૂર્ણ અહંકાર જાય ત્યારે આત્મા સંપૂર્ણપણે જાણ્યો કહેવાય.

અક્રમ જ્ઞાન મળે એટલે પ્રથમ આત્મદર્શન લાધે છે. પછી જ્ઞાનીના

સાનિધ્યમાં બેસ બેસ કરવાથી શુદ્ધ ઉપયોગ થતો જાય છે. જેટલો શુદ્ધ ઉપયોગ ઉત્પન્ન થતો જાય એટલું જ્ઞાન પરિણમતું જાય. નિરંતર શુદ્ધ ઉપયોગ વર્ત્યો, એનું નામ કેવળ જ્ઞાન !

મહાત્માઓને સિલ્લકી માલ શુદ્ધ ઉપયોગ ચૂકાવે. પૈસાની લાલચ શુદ્ધ ઉપયોગ ચૂકાવે.

શુદ્ધ ઉપયોગમાં આખો વખત રહેવાની ગોઠવણી કરવી જોઈએ. બહાર નીકળીએ તો રસ્તામાં, બસમાં કે ટ્રેનમાં જે કોઈ જીવ મળે, તેના શુદ્ધાત્મા તરત જોઈ લેવા.

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે કે 'અમારી ગ્રંથિઓ બધી ઓગળી ગયેલી, તેથી અમને કોઈ પકડી ના શકે. તેથી નિરંતર મુક્ત જ હોય.' મન નવરું પડે કે દાદા વિધિઓ કરવાની ચાલુ કરી દે. જરાક પૉઝ મળે કે વિધિ ગોઠવી દે ! એક સેકન્ડનોય પૉઝ મળે તોય તરત વિધિ કરવાની ચાલુ થઈ જાય! એમને ઝોકું જ ના હોય, એવર એલર્ટ !

નવરાશના ટાઈમમાં મહાત્માઓ વિધિઓ કરે, ચરણવિધિ કરે, નવ કલમો વિગેરે કરે એ જાગૃતિમાં રહેવાના ઉપાય છે. એને શુદ્ધ ઉપયોગ ના કહેવાય. વિધિઓ આત્મપક્ષીય નથી ને પુદ્ગલપક્ષીય નથી, ન્યૂટ્રલ છે. સંસારને ન્યૂટ્રલ કરી દે છે ! સિદ્ધસ્તુતિ આત્મપક્ષી છે. અજ્ઞાનીય આ નવ કલમો, નમસ્કાર વિધિ વિગેરે વિધિઓ કરે, તો તેનો ય અહંકાર શુદ્ધ થતો જાય અને કષાયો ઓછાં કરે.

કોઈપણ મા એના નાના બાળકને એક મિનિટેય વીલો મૂકે ? એવું આત્માને એક ક્ષણ પણ વીલો મૂકવા જેવો નથી. એટલે પ્રકૃતિ શું કરે છે, એને આપણે જોયા કરવાનું છે ! બીજામાં તન્મયાકાર થઈ જવાય, તે આત્માને વીલો મૂક્યો કહેવાય. આઈસ્ક્રીમ ખાવામાં વાંધો નથી, પણ બે-ત્રણ ડીશો વધારે માંગે તે ખોટું. પાછલી અજ્ઞાનની પ્રેક્ટિસ નડતર બને છે. એને લીધે વીલો મૂકાઈ જાય છે. એક ફેરો વીલો ના મૂકાયો તો પાછી અનેકગણી શક્તિઓ પ્રગટ થાય છે !

દાદાશ્રીને નીરુબહેન નવડાવે ત્યારે દાદાશ્રી પોતે સંપૂર્ણ શુદ્ધ ઉપયોગમાં રહે અને નીરુબહેનનો ઉપયોગ સહેજે એમ ને એમ સરસ જ રહે. જીવતા જ્ઞાની પુરુષની સેવા કરો, તે શુદ્ધ ઉપયોગ કહેવાય અને મૂર્તિને નવડાવો,

સેવા કરો તો એ શુભ ઉપયોગ કહેવાય. દાદાની વાણી લખે એ શુદ્ધ ઉપયોગ લાવનારી વસ્તુ છે, એ શુદ્ધ ઉપયોગની શરૂઆત છે !

દાદાશ્રી કહે છે કે બસની રાહ જોવાની ના હોય. એ વખતે ઉપયોગ ગોઠવી દેવાનો. બધાંની અંદર શુદ્ધાત્મા જોવાના, તેથી સમય બગડે નહીં. રાહ જોવામાં એક મિનિટ પણ બગાડાય નહીં.

ઊંઘ એટલે આત્માને કોથળામાં પૂરીને બાંધી દેવો તે. જ્ઞાન પછી ઊંઘ કેમ પોષાય ?

ઉપયોગનું ફળ શું ? સમાધિ !

જમતી વખતે મહાત્માઓને લક્ષ રહે, ઉપયોગ ના રહે. ઉપયોગ બહુ ઊંચી વસ્તુ છે. એ દાદાશ્રીને રહે. જમતી વખતે ઉપયોગ એટલે શું ? કોણ ખાય છે ? કેવી રીતે ખાય છે ? સ્વાદ શામાં વધારે લે છે ? જમતી વખતે વાતો કરે, ત્યારે તેમાં તન્મયાકાર થઈ જવાય. પછી ઉપયોગ તો શું પણ જાગૃતિ ય ના રહે. તેથી દાદા જમતી વખતે ક્યારેય વાતો કરતા નહીં.

મહાત્માને જાગૃતિ રહે. દાદા બોલેલા તે ધારણ કો'કને જ થાય. જાગૃતિ મૂળ જગ્યાએ ભેગી થવી મુશ્કેલ છે. તેથી લક્ષ રહે, ઉપયોગ નહીં. અનુભવ થયા વિના ઉપયોગ કેમ કરીને થાય ? 'આ હું છું' એનું પ્રમાણ એના અનંત પ્રદેશો સહિત સહેજે બદલાવું ના જોઈએ !

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે કે દાદાની વાણીની ભક્તિ કરી, તેથી આ અજવાળું થયું. મશીનરીઓ સાથે કામ કરવાથી જાગૃતિ ના રહે, ઉલટું આવરણ આવે. કારણ કે ભક્તિ કોની થાય ? મશીનોની ! જેની ભક્તિ કરીએ, તે રૂપ થાય. તેથી દાદા કહેતા કે હું નાનપણમાંય સાયકલનું પંચર જાતે રીપેર નહતો કરતો.

દાદાશ્રી કહે છે કે અમારી સાથે સેવામાં કોણ રહી શકે ? નિરંતર ઉપયોગવાળો હોય એ જ રહી શકે. ઉપયોગ વગરનો શી રીતે રહી શકે ? નહીં તો દાદાની હાજરીમાં ઠંડક વર્તે એટલે ઉપયોગ જતો રહે.

ઉપયોગ ઉપર ઉપયોગ એટલે એબ્સોલ્યુટ પદ કહેવાય !

ઉપયોગ એટલે જાગૃતિ કઈ બાજુ વાપરી તે. આત્મદ્રષ્ટિ થયા પછી શુદ્ધ ઉપયોગ રહે, નહીં તો અહંકારનો જ ઉપયોગ હોય.

## [૪] અનુભવ-લક્ષ-પ્રતીતિ

આત્મજ્ઞાન પ્રાપ્તિ પછી જ્ઞાનીના પરિચયમાં વધારેમાં વધારે રહે, તેને આત્માનું લક્ષ નિરંતર રહે. ક્યારેક કામમાં તન્મયાકાર થઈ જાય ત્યારે એમ લાગે કે જ્ઞાન બધું જતું રહ્યું, પણ તેમ બનતું નથી. ત્યારે આત્માનું લક્ષ ખસી જાય છે, પણ પ્રતીતિનો તાર તો નિરંતર જોઈન્ટ હોય જ છે. એટલે તરત જ, સ્વયં એની મેળે 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ પાછું આવી જાય છે. આને ક્ષાયક સમકિત કહ્યું અને લક્ષ પાછું જ ના આવે તો તેને ઉપશમ સમકિત કહ્યું ! એટલે અક્રમ જ્ઞાન મળ્યા પછી અનુભવ, લક્ષ અને પ્રતીતિ – આ ત્રણ પગથિયામાં જ રમ્યા કરે, ચોથામાં જાય જ નહીં, એનું નામ ક્ષાયક સમકિત.

'હું શુદ્ધાત્મા છું'ની નિરંતરની પ્રતીતિ થઈ ગઈ એટલે મોક્ષના વિઝા મળી ગયા પછી ટિકિટ મળી જાય ત્યારે ઊકેલ આવે. નિરંતર પ્રતીતિ એ સિદ્ધ ભગવાનની ૧/૮ દશા ઉત્પન્ન થઈ કહેવાય !

જેમ જેમ જ્ઞાને કરીને જાણતા જવાય, તેમ તેમ પ્રતીતિ દ્રઢ થતી જાય. પછી એ ઉખડે જ નહીં, તો કામ થઈ ગયું ! દબાણ આવે તો વાંકું વળે પણ તૂટે નહીં, એનું નામ આત્માની સજ્જડ પ્રતીતિ બેઠી કહેવાય.

શ્રદ્ધા અને પ્રતીતિમાં શું ફેર ? શ્રદ્ધા ઊડીય જાય પણ પ્રતીતિ ક્યારેય ના ઊડે. આત્મા પ્રતીતિમાં એકવાર આવી ગયો પછી એ ક્યારેય ના જાય. એને ક્ષાયક સમકિત કહ્યું. મોક્ષનો સિક્કો વાગી ગયો એનો ! પ્રતીતિ પછી ગાઢ થતી થતી અવગાઢ પ્રતીતિ થાય. તીર્થંકરોને આત્માની અવગાઢ પ્રતીતિ હોય !

આત્માની પ્રતીતિ પ્રત્યક્ષ જ્ઞાનવિધિ વિના થતી નથી, પુસ્તકો કે શાસ્ત્રો વાંચીને ના થાય.

આત્માની પ્રતીતિ બેઠા પછી ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ વગેરે લક્ષણો સહેજાસહેજ ઉત્પન્ન થાય.

પ્રતીતિ માત્ર આત્માને જ લાગુ થાય છે.

કોઈપણ કાર્ય કરો એટલે એમાં તન્મયાકાર થવું પડે, તો એ કાર્ય થાય. પણ જે તન્મયાકાર થઈ રહ્યું છે, તેને આપણે જોવું ને જાણવું !

'વર્તે નિજ સ્વભાવનું, અનુભવ, લક્ષ, પ્રતીત,
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત.' – શ્રીમદ્ રાજચંદ્ર

અજ્ઞાન દશામાં વૃત્તિઓ બહાર ભટકતી હતી, તે નિજ સ્વભાવનો અનુભવ-લક્ષ-પ્રતીતિ વર્ત્યા પછી તરત જ પાછી એની મેળે અંદર વળી જાય છે. આને પરમાર્થ સમકિત એટલે છેલ્લું, ક્ષાયક સમકિત કહ્યું. જેનો અનુભવ મહાત્માઓને વર્તે છે. અરે, દાદાનું મોઢું યાદ આવી જાય તોય વૃત્તિઓ પાછી વળી ગઈ કહેવાય. વૃત્તિઓ બહાર શા માટે ભટકે છે ? સુખ ખોળવા.

પહેલું પ્રતીતિમાં આવે, પછી એ ધીમે ધીમે અનુભવમાં આવતું જાય એટલે પછી વર્તનમાં એની મેળે આવે.

અક્રમ માર્ગે જ્ઞાનવિધિ પામ્યા પછી કેટલાંક કર્મો ભસ્મીભૂત થઈ જાય છે. તેનાથી આત્માનો અનુભવ અને લક્ષ રહ્યા કરે છે. ઉપાદાન વિશેષ જાગૃત હોય તો નિરંતર આત્માનું લક્ષ રહ્યા કરે.

અક્રમમાં 'હું શુદ્ધાત્મા છું' એ ખ્યાલમાં રહે અને ક્રમિકમાં લક્ષ રહ્યા કરે, એ બેમાં શું ફેર ? લક્ષ એટલે અમુક જગ્યાએ ખીલે બાંધેલું હોય અને ખ્યાલ એટલે એની વ્હેર (ગમે ત્યાં) હોય ! ક્રમિકમાં ક્ષયોપશમ સમકિત હોય ને અક્રમમાં ક્ષાયક સમકિત હોય. માટે આત્મા નિરંતર ખ્યાલમાં જ રહે. એટલે કેટલાંકને વાતો કરતાંય 'હું શુદ્ધાત્મા છું' એ ખ્યાલમાં રહે. એને શુક્લધ્યાન કહ્યું.

'હું શુદ્ધાત્મા છું' ઊંઘમાંથી જાગો તો એની મેળે હાજર થઈ જાય, એ નિરંતરની પ્રતીતિ બેઠેલાનું ફળ છે.

'હું શુદ્ધાત્મા છું' એ રટણ નથી. રટણ તો શબ્દ સ્વરૂપ કહેવાય. સમકિતીને સહેજે લક્ષમાં હોય. સ્મરણનું વિસ્મરણ થાય. અક્રમના મહાત્માઓને શુદ્ધાત્માનું રટણ કરવાનું નથી. અહીં તો પરમાત્મા થાય છે પણ તે પ્રતીતિએ કરીને ! રટણ તો મંત્રોનું હોય. આ તો સ્વરૂપ છે, મંત્ર નથી. માત્ર રાત્રે સૂતી વખતે જ 'હું શુદ્ધાત્મા છું' એમ બોલતાં બોલતાં સૂઈ જવાનું. પછી કંઈ બોલવાની જરૂર નથી.

આત્માનું લક્ષ સહજભાવે રહે તે સાચું. આત્માનું રટણ કરવા જાય તો સહજભાવે આવતું બંધ થઈ જાય.

જગતના જ્ઞાનનું લક્ષ બેસે, પણ આત્માનું લક્ષ ક્યારેય બેસે એવું નથી. તેથી સ્તો એને અલખ નિરંજન કહ્યો ! જ્ઞાની પુરુષ એનું લક્ષ બેસાડી આપે. પગ ભાંગી ગયો હોય તે એકવાર જ પણ એનું કેવું લક્ષ રહ્યા કરે ! ઊભા

થતાં પહેલાં લાકડી એની મેળે જ યાદ આવી જાયને ! ભર્તુહરિ રાજાનું નાટક ભજવતાં રાજાને અંદરખાને સતત ખ્યાલ જ હોય કે હું ખરેખર રાજા નથી પણ લક્ષ્મીચંદ છું. તેમ આ અંદર જાણતા જ હોય કે 'હું શુદ્ધાત્મા છું'.

અક્રમમાં સંપૂર્ણ અનુભવ અને સંપૂર્ણ જ્ઞાન નિરંતર નથી રહેતું પણ સંપૂર્ણ પ્રતીતિ નિરંતર રહે છે. અંતરાત્મા પદ મળ્યું છે. હજી ફાઈલોનો નિકાલ કરવાનો બાકી છે. ફાઈલો પૂરી થયે પરમાત્મા પદ.

આત્માનુભવની કક્ષાના લક્ષણો શું ? સંસારની કોઈ બાબત આપણને અસર જ ના કરે ત્યાં પૂર્ણાહૂતિ. ત્યાં સુધી આમતેમ થયા કરે. આનું થર્મોમીટર તો આત્મા પોતે જ છે. માર મારે, લૂંટી લે તોય રાગ-દ્વેષ ના થાય એ એનું થર્મોમિટર. વખતે કોઈ સુંવાળો હોય તો તેનો દેહ રડે અને કઠણ હોય તો હસે, એ જોવાનું નથી પણ એના રાગ-દ્વેષ ગયા કે નહીં એ જોવાનું છે ! પછી ધીમે ધીમે મોંઢા પરેય અસર ના રહે, જ્ઞાન પૂરેપૂરું પાકું થઈ જાય એટલે ! મોઢું બગડી જાય છે ત્યાં સુધી હજી કચાશ છે, એમ સમજી લેવાનું.

અનુભવ જ્ઞાન ક્યારે પ્રગટ થાય ? પાછલાં બીજાં કડવાં-મીઠાં ફળ આવે તેમાં સમતા રહે, વીતરાગતા રહે, તેમ તેમ અનુભવ પ્રગટ થાય. પછી વર્તનમાં આવે ત્યારે સંપૂર્ણ શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થાય.

આત્માનુભવ થાય ત્યાર પછી મહીં ચેતવનારો જાગૃત થઈ જાય છે. તે ક્ષણે ક્ષણે પોતાની ભૂલો દેખાડે, પ્રતિક્રમણો કરાવડાવે. જ્ઞાન પહેલાં મહીંથી કોઈ ચેતવે નહીં. ઉપરથી આખો દહાડો બીજાનાં જ દોષો જો જો કરે !

આ ચૈતન્ય વિજ્ઞાન છે, તે નિરંતર મહીં ચેતવે. જે વૃત્તિઓ અવળે રસ્તે ચઢેલી, તેને પ્રજ્ઞાશક્તિ (જે જ્ઞાન મળ્યા પછી જ પ્રગટ થાય છે) ચેતવે. અને સામો રિસ્પોન્સેય મળે છે. ચેતનારો ચેતી જાય છે ! રિસ્પોન્સ આપે છે ત્યારથી ચેતનારો થયો અને રિસ્પોન્સ એટલે પ્રજ્ઞા કહે કે કોઈને દુઃખ અપાય તે ખોટું છે. તે મહીં બધી વૃત્તિઓ બુદ્ધિ-મન-ચિત્ત-અહંકાર બધા જ સ્વીકારે કે બરોબર છે, ને એ પ્રમાણે ફેરફાર થઈ જાય એ રિસ્પોન્સ મળ્યો કહેવાય. આમાં મૂળ આત્માને કંઈ જ કરવાનું હોતું નથી. આ તો બધું પ્રજ્ઞા જ કરી લે છે, જે મૂળ આત્માની ડિરેક્ટ શક્તિ છે. કામ પૂરું થાય કે પ્રજ્ઞા પાછી મૂળ આત્મામાં તન્મયાકાર થઈ જાય !

ચેતનારું કોણ ? મહીં જે જુદી પડી છે તે વૃત્તિઓ. વૃત્તિઓ એ પુદ્ગલ નથી પણ બિલિફ સ્વરૂપે છે. એ બિલિફથી પુદ્ગલ ઊભું થાયછે.

સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા રહે તો ત્યાં ચેતનારો જ ના રહ્યો ને !

હવે નવું કશું કરવાનું નથી. મૂળ આત્માની જે પ્રતીતિ બેસી ગઈ છે, તેને જ પૂર્ણ કરવાની છે. વચ્ચે બુદ્ધિબેનને પેસવા દેવાના નથી. આત્માની પ્રતીતિ બેઠી, તેને જ આત્મા જોયો કહેવાય. અને આત્માનું લક્ષ બેઠું, એને જાણ્યો કહેવાય. એ કંઈ આ ચર્મચક્ષુથી દેખાય તેવો નથી !

અપમાનનો સંજોગ આવ્યો તેની જરાય અસર ના થઈ, તો તે દર્શનરૂપી જ્ઞાન અનુભવમાં આવ્યું કહેવાય. અને અસરો થાય છે, મોઢું બગડી જાય છે એટલી કચાશ છે. અનુભવદશા માટે હજી ટેકાજ્ઞાનની જરૂરિયાત છે. જ્ઞાનકળા ને બોધકળા એ ટેકાજ્ઞાન! ભોગવે એની ભૂલ, બન્યું એ જ ન્યાય વિ. વિ. ટેકાજ્ઞાન કહેવાય. પ્રસંગે પ્રસંગે જુદા જુદા ટેકાજ્ઞાનની જરૂર પડે ને અનુભવ વધતો જાય.

આત્માનો અનુભવ કરનારો કોણ ? સૂક્ષ્મતમ અહંકાર. એ અહંકાર પછી વિલય થઈ જાય છે અને પ્રજ્ઞા ગાદી પર આવી જાય છે. આત્માને જોનાર ને અનુભવનાર બેઉ એકના એક જ છે !

થિયરેટિકલ એ અનુભવ ના કહેવાય, એ તો સમજ કહેવાય. અને પ્રેક્ટિકલ એ અનુભવ કહેવાય.

સમજપૂર્ણ અને અનુભવપૂર્ણ એનું નામ જ્યોતિ, એ જ જ્ઞાન, એ જ પરમાત્મા !

જ્ઞાનીના પરિચયમાં રહેવાથી એમની પ્રત્યે શ્રદ્ધા વધે. એમના સાનિધ્યમાં ના રહેવાય તો એમનાં પુસ્તકોનું જ વાંચન, એમનું નિદિધ્યાસન પણ ખૂબ મદદ કરે !

## [૫] ચારિત્રમોહ

દર્શનમોહ કોને કહેવાય ? પોતે ખરેખર ચંદુભાઈ નથી, ખરેખર આત્મા છે. છતાં 'હું ચંદુભાઈ છું' એવું મિથ્યા મનાવડાવે છે, એનું નામ દર્શનમોહ. દેહને જ 'હું છું' માને. આત્માને 'હું છું' એવું માને ત્યારે દર્શનમોહ તૂટે. દર્શનમોહ છૂટ્યા પછી જે રહ્યો તે ચારિત્રમોહ. દર્શનમોહથી જે કર્મ બાંધ્યા, તે હવે ફળરૂપે રહ્યાં તે ચારિત્રમોહ. દર્શનમોહ જાય પણ ચારિત્રમોહ તો રહે.

ક્ષાયક સમકિત ક્યારે થાય ? દર્શનમોહ જાય ત્યારે. એમાં શું થાય ? શાસ્ત્રો કહે છે, ચાર અનંતાનુબંધી કષાય અને ત્રણ મોહનીય – મિથ્યાત્વ, મિશ્ર

ને સમ્યક્ત્વ મોહનીય જાય એમ સાત પ્રકૃતિ ખપે ત્યારે. અક્રમ માર્ગમાં મહાત્માઓને ક્ષાયક સમકિત લાધે છે, જેને ક્રમિકમાર્ગવાળા નથીસ્વીકારતા.

અમદાવાદથી દિલ્હી જવા નીકળ્યા પણ અધવચ્ચે ખબર પડી કે આ તો મદ્રાસની ગાડી છે. જ્યાંથી જાગ્યા ત્યાંથી પાછા વળવા માંડ્યા. જાગ્યા એટલે દર્શનમોહ તૂટ્યો. પાછા વળવા માંડ્યું ત્યાંથી ચારિત્રમોહ અને દિલ્હી પહોંચીશું એ કેવળજ્ઞાન - મોક્ષ.

આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાયને જાણે, તેનો નિશ્ચયથી મોહ નાશ પામે છે. છતાં વ્યવહારમાં જે મોહ રહ્યો, એને ચારિત્રમોહ કહ્યો.

નાળિયેર તો છે પણ કાચલું નીકળે તો કોપરું કામ લાગે. કાચલું હોય ત્યાં સુધી શું કામનું ? તેમ દર્શનમોહનું કાચલું જાય તો જ કામ થાય. પછી કોપરું રહ્યું તે ચારિત્રમોહ. દર્શનમોહથી નવાં કર્મો નિરંતર ચાર્જ થયા કરે. અને ચારિત્રમોહ એટલે ડિસ્ચાર્જ પરિણામ. દર્શનમોહ ગયા પછી જ બાકી રહેલા મોહને ચારિત્રમોહ કહેવાય. દર્શનમોહથી લટકેલો, તે લટકેલો કહેવાય, ચારિત્રમોહવાળો લટકેલો કહેવાય નહીં. દર્શનમોહ જાય એ તો મહાન સિદ્ધિ મળી કહેવાય મોક્ષમાર્ગની !

મહાત્માઓને જ્ઞાન પછી ચારિત્રમોહ રહ્યો. ચારિત્રમોહમાં મહાત્માઓને દેખતાં જ મોહ ના થાય. કારણ કે દર્શનમોહ ઊડ્યો છે ! હવે મહાત્માઓને ચારિત્રમોહમાં કેવું હોય ? બધું અનિચ્છાપૂર્વકનું હોય. ઈચ્છા ના હોય તોય મોહ થયા કરે. જેમ ઈચ્છા ના હોય તોય બરફ ઓગળ્યા જ કરેને ! ઈચ્છા ના હોય તોય ક્રોધ-લોભ-મોહ-કપટ-અહંકાર થઈ જાય. એ ચારિત્રમોહ ઉગતો નહીં પણ આથમતો મોહ છે. એનો સમભાવે નિકાલ કરી નાખવાનો. અક્રમ માર્ગમાં આ બધું બે કલાકમાં જ બની જાય છે, જે કરોડો અવતારે ના બની શકે તે !

ચારિત્રમોહવાળાને કેવું હોય ? કોઈ કપડાં કાઢી લે, તો તેને અંદરખાને જરાય વાંધો ના આવે.

મહાત્માઓને કષાય થાય છે પણ તે પરિણામ છે, ઈફેક્ટ છે, કૉઝ નથી. પણ બહારના લોકોને આ ના સમજાય. તેમને થાય, આ તે કેવું જ્ઞાન ? મહાત્માઓનો મોહ તો ઉઘાડો દેખાય છેને? પણ એ વર્તનમોહ છે, ડિસ્ચાર્જ મોહ છે. જે મોહના પરમાણુ હતા, તે ડિસ્ચાર્જ થાય છે ત્યારે મહાત્માઓ એને જ્ઞાને કરીને શુદ્ધ કરીને ખાલી કરે છે. એટલે એ ક્ષીણમોહ

થાય. મહાત્માઓની ગાડી જીતમોહ સ્ટેશનેથી ઉપડે છે તે ક્ષીણમોહ સ્ટેશને પહોંચાડશે. ત્યારે મહાત્માઓ ભગવાનથઈ ગયા હશે ! બારમા ગુંઠાણેય ચારિત્રમોહ હોય. કેવળજ્ઞાન થાય ત્યારે જ ચારિત્રમોહ ખલાસ થઈ જાય. હવે આ ડિસ્ચાર્જ મોહનો સમભાવે નિકાલ કરી નાખવાનો છે.

મહાત્માઓનો અનુભવ છે કે જ્ઞાન લીધા પછી ધીમે ધીમે મોહ ખરતો જાય છે અને આત્મામાં વધારે સ્થિર થવાય છે.

મહાત્માઓનો ચારિત્રમોહ કોને કહેવાય ?

ખાય-પીવે, નહાય, વઢે, ઉતાવળ કરે, આળસ કરે, કપડાં સારાં પહેરે, પટિયાં પાડે, ફ્રેંચકટ રાખે, લોભ કરે, કરકસર કરે, સિનેમા જુએ, લગ્ન કરે એ બધોય ચારિત્રમોહ.

પરમ પૂજ્ય દાદાશ્રીનો ચારિત્રમોહ કેવો હોય ? બ્રશ કરવા જાય ને કહે, 'ટૂથપેસ્ટ નથી', તો દાદા કહે, 'ચાલશે'. 'ઊલિયું નથી', તોય કહેશે, 'ચાલશે'. 'નહાવામાં ટાઢું પાણી છે', તોય 'ચાલશે'. 'જમવામાં ભાત નથી', તોય 'ચાલશે'. 'રોટલી નથી', તોય 'ચાલશે'. પીરસેલી રોટલી થાળીમાંથી ઉઠાવી જાય, તોય દાદા કહે, 'ચાલશે'. ભાવતું ભોજન થાળીમાંથી ઉઠાવી જાય, તોય દાદા કહે, 'ચાલશે' ! સંપૂર્ણ નિરાગ્રહતાવાળું.

ચારિત્રમોહ અટકે નહીં, પણ એની પર મહાત્માઓની જાગૃતિ તો હોવી ઘટે. જાગૃતિ એટલે પતંગ ચગાવે પણ મહીં તો સતત રહેવું જોઈએ કે આ ખોટું થઈ રહ્યું છે. રાજીખુશીથી ના કરાય! એને જાણવું જોઈએ.

જ્ઞાનને પણ ઉડાડી દે એવો અપવાદરૂપ ચારિત્રમોહ પણ હોય છે. અને તે વિષયના પ્રકારનો જ હોય, બીજો નહીં.

અક્રમના મહાત્માઓના આચારમાં ઋજુતા-મૃદુતાના બદલે કઠોરતા ઘણીવાર દેખાય. પણ દાદાશ્રી કહે છે કે ખરેખર મહાત્માને અંદર ઋજુતા-મૃદુતા હોય ને બહાર કઠોરતા હોય. હવે 'આ બધો ડિસ્ચાર્જ મોહ જ છે' કહી, એનો દુરુપયોગ તો નથી થઈ જતોને ? આ કહેવું એય ચારિત્રમોહ છે. જ્ઞાનમાં રહેવા પ્રયત્ન કરનારો મિસયુઝ(દુરુપયોગ) ના કરે.

ઈટ હેપન્સ એ ચારિત્રમોહ. એમાં ડખલ નથી પોતાની કે 'આમ કરો કે ના કરો.'

આ બધા પ્રશ્નો પૂછે છે તેય ચારિત્રમોહ. નિર્મોહી તો પૂછે જ નહીંને !

જાત્રા કરે, ધરમ કરે, પૂજા-પાઠ, સામાયિક-પ્રતિક્રમણ કરે એ બધું ય ચારિત્રમોહ.

દાન આપ્યું તેય ચારિત્રમોહ ને ચિડાયો તેય ચારિત્રમોહ. કારણ કે આમાં આત્મા તો કશું કરતો જ નથીને ! જ્ઞાને કરીને, તપમાં રહીને ચારિત્રમોહને શુદ્ધ કરી નાખે.

દાદાશ્રી કહે છે, 'હુંય કોટ-ટોપી પહેરું છું. વીંટીય પહેરું છું, વાળમાં પટિયાં પાડું છું. દાઢીય કરું છું, તો શું આ મોહ નહીં ?' હા, મોહ ખરો. પણ ચારિત્રમોહ છે. 'અરે, આ સત્સંગ કરું, જ્ઞાન આપું એય મોહ છે.' પણ આ ચારિત્રમોહ છે. ચારિત્રમોહ છે ત્યાં સુધી કેવળજ્ઞાન કે મોક્ષ ના થાય.

હવે પરમ પૂજ્ય દાદાશ્રીને ય ચારિત્રમોહ ને મહાત્માઓને ય ચારિત્રમોહ, તો એ બેમાં ફેર શું ? મહાત્માઓને બોજાવાળો ચારિત્રમોહ, સંસાર ચલાવવવાનો અને દાદાશ્રીને બોજા વગરનો ચારિત્રમોહ, બોજો જ નહીં સંસારનો ! હલકાં ફૂલ !! દાદાશ્રી તો ત્યાં સુધી કહે છે કે અમારામાં જે કરુણાભાવ છે તેય ચારિત્રમોહ જ કહેવાય. તીર્થંકરોનેય કરુણા એ ચારિત્રમોહ જ કહેવાય પણ તે કેવળજ્ઞાન થતાં પહેલાં, પછી નહીં.

મહાત્માઓને પ્રશ્ન હોય છે કે દાદાની આજ્ઞા પાળે તે પણ ચારિત્રમોહ ? ના, એ તો પુરુષાર્થ છે પ્રજ્ઞાશક્તિનો ! એ ચારિત્રમોહ નથી. ચારિત્રમોહ આજ્ઞા પાળવા ના દે. સરળને આજ્ઞા પળાય. આજ્ઞા પાળવાથી ચારેય ઘાતી કર્મ ઊડી જાય.

જ્ઞાનથી દર્શનમોહ જાય અને પાંચ આજ્ઞા પાળવાથી ચારિત્રમોહ જાય. આંખે પાટા બાંધવાથી ચારિત્રમોહ ઊભો થયો, તે ઊઘાડી આંખે જોઈને ખાલી કરવાનો !

ચારિત્રમોહના જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા તો તે આપણો નથી ને તેને પકડી લીધો તો વળગેલો રહેશે ! 'મને આમ કેમ થાય છે' થયું તો તે તમારો.

જ્ઞાતા-દ્રષ્ટાને ડખો ના હોય, ચારિત્રમોહમાં ડખો હોય. 'હું નહીં આવું' એ ડખો ! જેવો ચારિત્રમોહ ભરેલો તે નીકળે.

ચારિત્રમોહ જોયા વગરનો ગયો, તે ધોયા વગરનો જશે. ફરી જોઈને ધોવું પડશે. જેમ નહાતી વખતે બધાં કપડાં ધોઈને નીકળે પછી છેલ્લું કપડું નહાયા પછી સાચવીને છાંટા ના ઊડે એવી રીતે ધોઈ નાખે. એવી રીતે

હવે આ છેલ્લો મોહ, ચારિત્રમોહ ધોઈ નાખવાનો છે !

અક્રમના મહાત્માઓ માટે ઉદયકર્મ ના હોય, ચારિત્રમોહ હોય. મહાત્માને આ નિકાલી મોહ સાથેનો ઉદયકર્મ છે, માટે એ ચારિત્રમોહ કહેવાય ને અજ્ઞાન દશામાં મૂળ મોહ સાથે ઉદયકર્મ છે, માટે તેને ઉદયકર્મ જ કહેવાય.

ગમે તેવા પ્રકારનો ચારિત્રમોહ આવે, નિંદ્ય કે પૂજ્ય, છતાંય 'હું કંઈ જ કરતો નથી' એવો નિરંતર ખ્યાલ રહેવો તે કેવળ દર્શન છે. આવો ખ્યાલ નિરંતર રહે, તેને પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કશું જ કરવાનું રહેતું નથી.

મહાત્માને રાગવાળો કે દ્વેષવાળો, જેવો માલ નીકળે તેનો નિકાલ કરવાનો. અગવડ-સગવડ બધાંનો નિકાલ કરવાનો. વિષમભાવથી વળગ્યો ને સમભાવથી છોડવાનો. ચારિત્રમોહનો હવે તિરસ્કાર કરાય નહીં.

મહાત્માઓ તન્મયાકાર હોય ત્યારે જ ચારિત્રમોહ કહેવાય. તન્મયાકાર ના રહે તો તેને ચારિત્રમોહ નથી.

ચંદુભાઈને જુદા જોયા કરો તો તમે છૂટા. ત્યાં ચારિત્રમોહ નથી. ચંદુભાઈને જુદા ના જોયા તો ત્યાં ચારિત્રમોહ રહ્યો. એને ગમે ત્યારે છોડવો જ પડશે. એક્ઝેક્ટ જોવું પડે. ચંદુને એક્ઝેક્ટ જોવું એટલે શરીર બધું એક્ઝેક્ટ જુદું દેખાય, ચંદુ વાતો કરે તે ય બધું જુદું દેખાય. હાથ ઊંચો કર્યો, નીચો કર્યો તેય જોયા કરાય. આ ધીમે ધીમે અનુભવમાં આવે. પહેલાં પ્રતીતિ બેસે પછી થોડો થોડો અનુભવ થાય પછી વર્તનમાં આવે. જેમ છોકરાંને કહેવામાં આવે કે તારા માટે છોકરી પસંદ કરી છે. તેનું નામ ચાંદની છે. બહુ રૂપાળી છે. હવે છોકરાએ છોકરી જોઈ ના હોય, ખાલી નામ સાંભળે ત્યાંથી આનંદ-પ્રેમ ઊભરાય. ખાલી સાંભળવાથી જ, જોયું ના હોય તોય. એમ ખાલી જ્ઞાની પાસે સાંભળવાથી જ્ઞાન પ્રગટ થતું જાય !

આ આખું અક્રમ વિજ્ઞાન છે. સૈદ્ધાંતિક વસ્તુ છે અને સંપૂર્ણ, સ્વયં ક્રિયાકારી છે !

## [૬.૧] કર્મબંધન, નવું-જૂનું !

નિજ સ્વરૂપનું ભાન થયું, પુરુષ થયા, પુરુષાર્થ ધર્મ જાગ્યો. કર્તાભાવ મીટ્યો ને જ્ઞાતા-દ્રષ્ટાભાવ જાગ્યો ત્યાં કર્મ બંધાતા અટક્યા. છતાં મહાત્માઓને પ્રશ્ન થાય કે જ્ઞાન પ્રાપ્ત થતાં પહેલાંના ખરાં-ખોટાં કર્મોનું નિવારણ કઈ રીતે ? તેનું સમાધાન દાદાશ્રી આપતાં કહે છે કે જ્ઞાનવિધિ વખતે જ્ઞાનાગ્નિથી

પાપો ભસ્મીભૂત થઈ જાય છે, મહીં બેઠેલા ભગવાનની કૃપાથી. તેથી સ્તો આત્મા રાત-દહાડો હાજર રહે છેને ? ચિંતા-ટેન્શન કાયમનાં જાય છે !

કર્મો ત્રણ પ્રકારે સિમિલી આપી સમજાવ્યાં છે. બરફ રૂપે, પાણી રૂપે ને વરાળ રૂપે ! જ્ઞાન પછી પાણી ને વરાળ સ્વરૂપના કર્મો ઊડી જાય છે, પણ બરફ રૂપે જે જામી ગયેલા છે તે ભોગવ્યે જ છૂટકો. એને નિકાચિત કર્મો કહ્યા. પણ એને ભોગવવાની રીતમાં આખોય ફેર પડી જાય છે ! પછી કર્મો આત્માનંદમાં રહીને છૂટે છે !

આ કર્મો ભોગવે છે કોણ ? આત્મા ? આત્મા તો પરમાત્મા જ છે, સદાકાળ પરમાનંદી છે, એને કઈ રીતે ભોગવવાનું હોય ? અહંકાર દુઃખ ભોગવે છે. આત્માની માત્ર ત્યાં હાજરી હોય છે.

ઘણાંને થાય કે આ બરફ જેવાં કર્મોને કઈ રીતે ખપાવવા ? અલ્યા, બરફને ઓગાળવા કંઈ કરવું પડે ? એ તો એની મેળે ઓગળ્યા જ કરે ! તું આત્મામાં રહીને જોયા જ કરને એને ! બહુ ભાર લાગે તો પ્રતિક્રમણ-પશ્ચાતાપ કરીએ તો હળવાશ રહે. તે કર્મો પૂરાં થઈ જાય !

## [૬.૨] આચાર સુધારવા !

અક્રમના મહાત્માઓને જ્ઞાન પરિણામ એના આવરણના હિસાબે, એના મોહના પ્રમાણે જુદી જુદી રીતે થાય. કોઈને બે કલાકમાં, તો કોઈને બે વર્ષેય થાય પણ થાય ખરું.

સ્વરૂપ જ્ઞાનનું વ્યવહારમાં પ્રગટીકરણ કેટલું થવું ઘટે ? વ્યવહારમાં આવતાં વાર લાગે. દાદાશ્રી વ્યવહાર બધો કરીને આવેલા અને આપણે કરવાનો બાકી છે.

એક જણે દાદાશ્રીને પૂછ્યું કે તમે જ્ઞાની છો ને આ મહાત્મા ય જ્ઞાની છે પણ બેમાં તરતમતા શું ? ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'જ્ઞાનમાં ફેર નથી, વ્યવહારમાં ફેર !'

હવે આચાર, વિચાર ને ઉચ્ચારમાં ફેર લાવી ના શકાય. જે સમજ મળી છે, તેને ઊંડું ઊંડું સમજ સમજ કરવાથી જ્ઞાનમાં ફીટ થઈ જશે. પછી એની મેળે આચરણમાં આવશે. એટલે દાદાશ્રી ક્યારેય કોઈને વઢતા ન હતા. અક્રમમાં આચાર જોવાય નહીં. મહીં ધરખમ ફેરફાર થઈ જાય છે ! મોક્ષને માટે આચારની વેલ્યુ નથી. જેવો પણ આચાર હોય, તેનો નિકાલ કરીને જ મોક્ષે જવાશે. સંસારમાં સુખ જોઈતાં હોય તો સારાં આચાર જોઈશે.

ઘણીવાર અક્રમ માર્ગના આ સિદ્ધાંતને એકાંતે પકડી સ્વ-બચાવ કરી દુરુપયોગ થઈ જાય છે. ત્યાં દાદાશ્રી એટલા જ ફોર્સથી લાલબત્તી ધરે છે કે આમાં બચાવમાં ના પડાય. જેમ કૂવામાં નથી જ પડવું, એમાં કેવો દ્રઢ નિશ્ચય હોય છે ?! તેમ છતાં પડી જવાય તો કૂવાના બચાવમાં જવાય? કૂવાના બચાવમાં જાવ તો ફરી ફરી પડી જ જવાય. વાંકા આચારનો વાંધો નથી, પણ એનો અર્થ મહાત્માએ એવું પકડી લેવું એમ નથી. મહાત્માએ તો એવું રાખવું જ જોઈએ કે આ ન જ થવું જોઈએ. પછી એને લેટ ગો કરાય. દુરુપયોગ કરે, તેને લેટ ગો ના કરાય. 'વ્યવસ્થિત' કોને કહેવાય? ઊઘાડી આંખે, સાવધાનીપૂર્વક ગાડી હાંક. પછી અથડાઈ તો તે 'વ્યવસ્થિત'! પહેલેથી નહીં. એટલે આ ખોટાં આચારનો વાંધો નહીં એવું ના બોલાય. એ તો બેફામ થઈ જાય. આમાં નવું જોખમ ઊભું થાય. આ બન્નેનું એક્ઝેક્ટ બેલેન્સ રાખવાનું છે.

જ્ઞાનીની કોઈ પણ વાતને નોંધારી ઊપાડીને ઉપયોગ કરે તો તે જોખમ છે. 'હવે મને કશું અડે નહીં' એવું માનવું કે બોલવું એ મોટું જોખમ છે. એટલે દાદાશ્રીએ સૂત્ર આપ્યું, 'વિષયો એ વિષ નથી, પણ વિષયોમાં નીડરતા એ વિષ છે. માટે વિષયોથી ડરો!' ઠેઠ સુધી ડરતા રહેવાનું, બેફામ નથી રહેવાનું. અહીં ડરતા રહો એટલે ચેતતા રહેવા માટે કહ્યું છે.

## [૬.૩] પહેલી શ્રદ્ધા કે પહેલું વર્તન ?

અજ્ઞાન દશામાં વર્તનની ભૂલ કાઢતા હતા. હવે જ્ઞાનદશામાં વર્તનની ભૂલ ના કઢાય. એને 'જોયા' કરાય. વર્તનની ભૂલ કાઢે તો ચારિત્રમોહ ના જાય ને ના કાઢે ને જોયા કરે તેને, તો તે જશે! વર્તનને તો 'જોયા' કરવાનું. દા.ત. અબ્રહ્મચર્ય એ ગુનો છે એ નિરંતર શ્રદ્ધામાં છે પછી અનુભવમાં પણ આવ્યું, પણ વર્તનમાં ના પણ હોય. પહેલી બિલિફ ફરે, પછી જ્ઞાન ફરતાં ઘણો કાળ જાય ને પછી ઘણાં કાળે વર્તન ફરે. વર્તનમાં ના આવે ત્યાં સુધી શ્રદ્ધા બેઠી હોય તોય બુદ્ધિ કામ કર્યા કરે, પોતાને ખબરેય પડે કે આ ડખો કરે છે.

સમજણમાંથી વર્તનમાં આવે ત્યાં સુધી નવું કર્મ ચાર્જ થાય ? એવો પ્રશ્ન ઉદ્ભવતાં દાદાશ્રી સમાધાન આપે છે કે ના, ચાર્જ ના થાય. પણ ડિસ્ચાર્જ પૂરું ના થાય. ટાઈમ નકામો જાય. હા, પ્રતિક્રમણથી પાતળું પડી જાય. અંતે તો અનુભવમાં આવવું જોઈએ. અનુભવમાં ક્યારે આવે કે સંસારનાં એક અણુ-પરમાણુંમાં પણ સુખ લાગવું ના જોઈએ. આ તો ઊંઘમાંથી સુખ લે, ખાવામાંથી, વિષયમાંથી સુખ લે ત્યાં સુધી અનુભવ ના થાય.

જ્યાં કષાયો જાય ત્યાં તો બહુ ઊંચું સમજમાં આવી ગયું ગણાય.

મહાત્માને અંદર જેટલું ખીલે એટલી બહાર સુવાસ આવે પણ એ ધીમે ધીમે આવે.

એક જણને ફરિયાદ હતી દાદાશ્રી પાસે કે મહાત્માઓમાં ડિસીપ્લીન નથી દેખાતી. બહાર ખરાબ દેખાય છે આપણું. નવા લોકો પ્રભાવિત થવાને બદલે પુટ ઓફ થઈ (આવતાં અટકી) જાય છે. દાદાશ્રી કહે છે કે મહાત્માઓની ડિસીપ્લીન જોઈને પ્રભાવિત થશે, એનો કોઈ અર્થ જ નથી. એ એની બુદ્ધિને ટચ થશે, હૃદયને નહીં. એટલે અહીં ડિસીપ્લીન ના હોય પણ પ્રેમ હોય, રાગ-દ્વેષ રહિત હોય! પાંચ હજાર માણસો જમતા હોય પણ ક્યાંય ખખડાટ ના હોય ! અહીં ડિસીપ્લીન એટલે બનાવટ ના હોય. અને ડિસીપ્લીન રાખવા જાય તો આત્માને કર્તા તરીકે પાછો મૂકવો પડે એટલે ત્યાં જ્ઞાનનું પરિણામ ઊડી જાય ! એટલે અહીં તો નૉ લૉ - લૉ. બધાં જ મુક્ત આનંદ માણતા હોય. લોકકલ્યાણની ભાવનાથી નવા લોકો આકર્ષાશે, લોકકલ્યાણની ક્રિયાથી નહીં ! અહીં શુદ્ધ વ્યવહાર હોય, શુભ નહીં. આત્માને આનુષંગિક વ્યવહાર અહીં હોય. એ જોવાની દ્રષ્ટિ હોવી જોઈએ.

મહીં 'જોયા' જ કરવાથી બધું શુદ્ધ થતું જ જાય, એની મેળે. આ 'ખોટું છે' એવો મહીં ભાવ પેસી ગયો કે એની મેળે જ એ બધું ચોખ્ખું થતું જાય ને 'એમાં શું ખોટું છે' કહ્યું કે પાંચ લાખ વરસેય એ દોષો ના જાય !

## [૭] રિયલ પુરુષાર્થ

બે જાતના પુરુષાર્થ - એક ભ્રાંતિનો પુરુષાર્થ ને બીજો પુરુષ થયા પછીનો રિયલ પુરુષાર્થ.

એ બેમાં ફેર શું ? રિયલ પુરુષાર્થમાં કરવાની વસ્તુ નથી, માત્ર આત્મ-સ્વભાવમાં રહીને 'જોવાનું' ને 'જાણવાનું' જ હોય છે. અને રિલેટિવ પુરુષાર્થમાં માત્ર ભાવ કરવાના કે 'ઐસા હમ કરેંગે' કે 'ઐસા નહીં કરેંગે!' એને ભ્રાંતિનો ભાવ પુરુષાર્થ કહ્યો. એમાંય કોઈ ક્રિયા નથી. પુરુષાર્થ એ આંતરિક વસ્તુ છે. ભ્રાંતિમાં કર્તાપણાના ભાવથી જ પુરુષાર્થ થાય છે. જ્ઞાનદશામાં જ્ઞાતા-દ્રષ્ટા ભાવથી જ પુરુષાર્થ થાય છે. પુરુષ થયા પછી જ્ઞાતા-દ્રષ્ટા રહે અથવા તો દાદાની પાંચ આજ્ઞામાં રહે, તો તે સાચો પુરુષાર્થ થયો કહેવાય. બીજું કશું જ કરવાનું નથી એમાં. આજ્ઞાઓ બધી

પુરુષ માટે છે, પ્રકૃતિ માટે નથી.

આજ્ઞામાં રહેવું એ પુરુષાર્થ અને એથી આગળનો પુરુષાર્થ એટલે સહજ સ્વભાવમાં વગર આજ્ઞાએ રહી શકે તે. આ પરિણામ આજ્ઞા પાળવાથી જ આવે. એટલે પ્રથમ આજ્ઞારૂપી પુરુષાર્થ ને એમાંથી અંતે સ્વાભાવિક પુરુષાર્થ પ્રગમે !

જ્ઞાન-અજ્ઞાનને જુદા પાડે એ રિયલ પુરુષાર્થ. આને જ ભેદવિજ્ઞાન કહ્યું. અને આ પુરુષાર્થ પ્રજ્ઞા કરાવડાવે છે. આજ્ઞામાં રહેવાનો નિશ્ચય એય પુરુષાર્થ છે, એય પ્રજ્ઞા કરાવડાવે છે. નિશ્ચય કર્યો તે પ્રમાણે આગળ પ્રગતિ મંડાય. પછી ધીમે ધીમે પુરુષાર્થમાંથી પરાક્રમ મંડાય. પરાક્રમ એટલે શું ? જેમ કૂતરું કાદવથી આખા શરીરે રગદોળાઈ ગયું હોય, તે પછી પોતાની જાતને હચમચાવીને એવું ખંખેરે કે બધો જ કાદવ નીકળી જાય ને એકદમ ચોખ્ખુંચટ્ટ થઈ જાય ! જાણે હમણે જ નહાઈને આવ્યું ન હોય ?! આ એમને કયા પ્રોફેસરે શીખવાડ્યું હશે ?!

પોતાના દોષો નિષ્પક્ષપાતપણે જુએ એ પુરુષાર્થ.

દાદાની કૃપા ક્યાં વરસે ? સાચા દિલથી જેણે પુરુષાર્થ માંડ્યો હોય ત્યાં !

દાદાશ્રીના અંતિમ દિવસોમાં મહાત્માઓને સંકેત રૂપે જબરજસ્ત સંદેશો આપતા ગયેલા કે અત્યાર સુધી અમે મહાત્માઓને બિલાડી બચ્ચાને સંભાળે તેમ સંભાળ્યા. હવે તમે અમને વાંદરીના બચ્ચાની જેમ ચોંટી પડજો !

## [૮] શુક્લધ્યાન

અક્રમ જ્ઞાન મળ્યા પછી મહીં શેનું ધ્યાન રહે છે ? 'હું ચંદુભાઈ છું' એ કે 'હું શુદ્ધાત્મા છું' એ ? લગભગ બધાંને આખો વખત 'હું શુદ્ધાત્મા છું' એ જ રહ્યા કરે છે. ભૂલવા જાય તોય ના ભૂલાય એ ! એને શુક્લધ્યાન કહ્યું. શુક્લધ્યાન એ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે ને ધર્મધ્યાન એ પરોક્ષ મોક્ષનું કારણ છે.

ખરેખર શુદ્ધાત્માનું ધ્યાન 'કરવાનું' નથી હોતું. ધ્યેય અને ધ્યાતાનું અનુસંધાન ધ્યાનથી થાય. ક્રમિક માર્ગમાં શુદ્ધાત્મા પદ પ્રાપ્ત કરવા સાધકે ધ્યેય નક્કી કરવાનો કે મારે શુદ્ધાત્મા પ્રાપ્ત કરવો છે. તમે છો ચંદુભાઈ એટલે ચંદુભાઈ ધ્યાતા ને શુદ્ધાત્મા એ ધ્યેય. એ બેનો સાંધો મળે, એક

તાર થાય, ત્યારે ધ્યાન કહેવાય. એ ધ્યાનથી શુદ્ધાત્મા થઈ જાય ! અને આ અક્રમ માર્ગમાં તો પોતે ધ્યેય સ્વરૂપ જ થઈ ગયાને ! પછી ધ્યાન કરવાનું રહ્યું જ ક્યાં ?! ક્રમિક માર્ગમાં તો આ કાળમાં શુક્લધ્યાન થાય જ નહીં એમ મનાય છે, અક્રમમાં જે શક્ય બની ગયું છે !

પોતાના સ્વરૂપના ખ્યાલમાં જ રહેવું હોય તો 'ચંદુભાઈ' તમને દેખાયા કરે. એના મનને જુએ, વાણીને જુએ એ આત્મા. એ જુએ એ જ આત્મધ્યાન. મુંબઈ જવાનું નક્કી કર્યું હોય એટલે હરતાં-ફરતાંય એ ધ્યાનમાં જ હોયને કે મુંબઈ જવાનું છે ! એનું નામ ધ્યાન. આંખો બંધ કરીને બેસી રહે એ ધ્યાન નહીં પણ એકાગ્રતા કહેવાય !

મહાત્માઓ પ્રતિક્રમણ કરે ત્યારે વ્યવહારથી ધર્મધ્યાન અને નિશ્ચયથી શુક્લધ્યાન વર્તે. અક્રમમાં અંદર-બહાર બેઉ જુદું હોય અને અક્રમમાં આર્તધ્યાન-રૌદ્રધ્યાન નિશ્ચયથી થતાં જ નથી.

કૃપાળુદેવે કહ્યું છેને કે જ્ઞાની પુરુષ એ જ મારો આત્મા છે. તે દાદાનું ધ્યાન કરે તે આત્મધ્યાન જ છે, શુક્લધ્યાન જ છે.

અક્રમ જ્ઞાનથી એકાવતારી પદ સુધી જઈ શકાય છે. આ કાળમાં આ ક્ષેત્રેથી સીધો મોક્ષ શક્ય નથી પણ વાયા મહાવિદેહ ક્ષેત્રેથી શક્ય છે. અને પાંચ આજ્ઞા પાળવાથી ઊંચામાં ઊંચું ધર્મધ્યાન થાય છે. જેનાથી પુણ્યાનુબંધી પુણ્ય એટલા પૂરતું જ બંધાય છે, જે મહાવિદેહ ક્ષેત્રે પહોંચવા ઉપકારી બને છે. અમસ્તો જ્ઞાનીને અડી ગયો હોય તો ય જન્મ-મરણની હદ આવે છે અને જ્ઞાન લઈ ગયો, થોડીઘણી આજ્ઞામાં રહ્યો તોય તેનો પંદરમે ભવે તો મોડામાં મોડો મોક્ષ થાય જ !

શુક્લધ્યાનના ચાર પાયા. પહેલા પાયામાં અસ્પષ્ટ વેદન. જે અક્રમના મહાત્માઓને રહે. બીજા પાયામાં પરમ પૂજ્ય દાદાશ્રી સ્વયં જેમાં રહેતા, જે સ્પષ્ટ વેદનનો છે અને ત્રીજા પાયામાં કેવળજ્ઞાન ને ચોથા પાયામાંથી મોક્ષે જાય !

## [૯] એકાવતારી મોક્ષ, 'આ' જ્ઞાનથી !

પોતાને પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાન અંગે, મૃત્યુ વખતે, પછી મહાવિદેહ ક્ષેત્ર, મોક્ષ તેમજ મહાત્માઓની દિનચર્યા વિ વિ. અંગે પૂછાયેલા મહાત્માઓના

વિધ વિધ પ્રશ્નોના સચોટ સમાધાન દાદાશ્રીએ આપ્યા છે. જે વાંચતા જ મહાત્માઓને આ જ્ઞાન મળ્યા બદલ અલૌકિક એવી ધન્યતા અનુભવાય!

મહાત્મા કોને કહેવાય ? બાહ્ય સંયમ હોય કે ના હોય પણ આંતરિક સંયમ જબરજસ્ત હોય. કષાયનો અંતર સંયમ હોય. જો કે બહાર ક્રોધ કરે પણ અંદર તો 'આ ના જ થવું જોઈએ' એવું રહે.

શુદ્ધાત્મા દશા પ્રાપ્ત કરી એ મહાત્મા.

મહાત્માનું કાર્ય શું ? ભરેલો માલ સમતાપૂર્વક ખાલી કરવો.

મહાત્માની ફરજ શું ? વીતરાગ રહેવું. રાગ-દ્વેષ રહિત રહેવું.

મહાત્માનું આદર્શ જીવન કેવું હોય ? ઘરનાં, આજુબાજુવાળાં બધાંય કહે, 'કહેવું પડે'. બધાં જ લીલા વાવટા ધરે !

મહાત્માનો નિત્યક્રમ શું ? અહીં તો નો લૉ - લૉ. જે બને તે સાચું. અવળું નીકળે ત્યાં 'આ ના હોવું જોઈએ' એવું અંદર હોવું જોઈએ.

સવારના વહેલું ઊઠવું ? જ્યારે ઊઠાય ત્યારે. પણ સૂર્યનારાયણની આબરૂ રહે એટલા માટે એ આવતાં પહેલાં ઊઠી જવું સારું !

સૂઈ જવું કઈ રીતે ? દાદાના ચિત્રપટનું નિદિધ્યાસન કરતાં કરતાં પોતાના જ કાનને સંભળાય એ રીતે ધીમે ધીમે 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એમ બોલતાં બોલતાં દરરોજ સૂઈ જવું. એનાથી આખી રાત મહીં આત્માની જાગૃતિ રહ્યા કરશે.

મોક્ષે જવાની ઉતાવળ કરનારા મહાત્માઓને દાદાશ્રી કહે છે, 'ગાડીમાં બેઠા પછી ટ્રેનમાં કોઈ ઉતાવળિયો હોય અને તે ટ્રેનમાં દોડાદોડી કરે તેનાથી શું વળે ?

ઘણા મહાત્માને થાય કે મોક્ષ હવે કેટલા અવતાર પછી થશે ? દાદાશ્રી એની ગેરન્ટી આપતાં કહે છે કે 'અમારી પાંચ આજ્ઞા સિત્તેર ટકા પાળે તો એક અવતારમાં જ મોક્ષે જાય ! અને વધારેમાં વધારે ત્રણ કે ચાર અવતાર, કોઈ લોભિયો હોય તો તે પૂરા પંદરેય કરે અને આજ્ઞા ના પાળે તો દોઢસોય થાય. અને કોઈ ઊંધો ચાલે, વિરાધના કરે તો ઊડી ય જાય.

મહાત્માઓએ મૃત્યુ સમયે શું જાગૃતિમાં રહેવાનું ? અંત સમયે આપણી અંદર શું ચાલી રહ્યું છે, તેને જોયા જ કરવાનું. એ ના રહેવાય તો રિયલ-રિલેટિવની આજ્ઞામાં કે પાંચ આજ્ઞામાં રહેવું ! દાદાશ્રી પૂર્ણ બાંહેધરી આપે છે કે અંત સમયે દાદા હાજર જ રહેશે. સમાધિ મરણ થશે. મૃત્યુની વેદનાને બદલે આત્માનો આનંદ રહેશે !

ઘણાં પૂછે છે કે આ જ્ઞાન આવતા ભવે રહેશે ? દાદા કહે છે કે આ જ્ઞાન જતું ના રહે. આ ભવમાં ૮૧ સુધી પહોંચ્યા તો પછી આવતે ભવ ૮૧થી ચાલુ થશે.

જેનાં આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થયા, એ પરિણામ જ એને તીર્થંકરો પાસે બેસાડશે ! દાદાશ્રી કહે છે, પાંચ આજ્ઞા આ ભવ પૂરતી જ છે તમારે. પછીના ભવમાં તો બધી આજ્ઞાઓ તમારી મહીં વણાઈ ગયેલી હશે !! અને જે જે ફાઈલો જોડે રાગ-દ્વેષ છૂટી ગયા, તે પાછી ભેગી નહીં થાય. નહીં તો પાછી ભેગી થશે.

પાંચ આજ્ઞા પાળવાથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. જેનું ફળ પછીનો ભવ જબરજસ્ત જાહોજલાલીમાં જન્માવે છે ! મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી પાસે જન્મ મળે ને બધી સાનુકૂળતા મળી રહે.

મહાત્માઓને મોક્ષના વિઝા મળી ગયા, હવે ટિકિટ બાકી છે. દાદાશ્રી કહે છે કે કંઈ થાય ને મોઢું સહેજેય બગડે નહીં, મહીં આત્મસ્થિરતા રહે ત્યારે સમજી લેજો કે મહાવિદેહ ક્ષેત્રની ટિકિટ પણ આવી ગઈ !!

## [૧૦] અક્રમ વિજ્ઞાનની બલિહારી !

અક્રમ વિજ્ઞાન એક અજાયબ વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે અવિરોધાભાસ, રોકડું ફળ આપનારું, સ્વયં ક્રિયાકારી. બધેથી તાળા મળે જ. મહીંથી ચેતવે, પોતાની ભૂલો દેખાડે, જબરજસ્ત આંતરિક પરિવર્તન અપાવે. આધિ-વ્યાધિ-ઉપાધિમાં ય નિરંતર સમાધિ રખાવે. ચિંતા-ઉપાધિ-ટેન્શન જ્યાં સ્પર્શે નહીં, શંકા-ભય-અશાંતિ અડે નહીં એવી નિરંતર સ્થિતિમાં અક્રમ જ્ઞાન પ્રાપ્ત કરનારાઓને મૂકી દે !

જેના થકી સર્વસ્વપણે પટંતર પામ્યા, તેને સર્વસ્વ સમર્પણ કરજો. પટંતર એટલે જાત્યાંતર.

અક્રમના મહાત્માઓને જ્ઞાનવિધિ વખતે અનંત અવતારની અમાસ કાયમને માટે માત્ર બે કલાકમાં જ જાય છે અને બીજનો ચંદ્રમા ઊગે છે. બીજમાંથી પૂનમ સુધીનો માર્ગ દાદાની પાંચ આજ્ઞામાં રહીને પૂરો કરવાનો છે. એમાં ખાસ તો પાંચમી આજ્ઞા પ્રમાણે દાદાનો સત્સંગ નિયમિત કરવાનો તેમજ જેના થકી અક્રમ વિજ્ઞાન પામ્યા તે પરમ નિમિત્તને સજ્જડ પકડીને, તેમને સર્વભાવ સમર્પીને ઊભા થતાં પ્રશ્નો પ્રત્યક્ષમાં તેમને મળીને ઉકેલી નાખવાના. આ જ એકમેવ અક્રમનો પૂર્ણાહૂતિનો માર્ગ રહે છે પછી.

અક્રમમાં કશી સાધના કરવાની રહેતી નથી. એ બધું ક્રમિકમાં હોય છે. અક્રમમાં આજ્ઞા એ ધર્મ ને આજ્ઞા એ જ તપ. બીજું કશું જ નહીં.

સંપૂર્ણ જ્ઞાનમાં રહે છે, તેની શું નિશાની ? ગમે તેવાં પરિગ્રહોમાંય સંપૂર્ણ અપરિગ્રહી રહે તે ! અને જ્ઞાનમાં પૂર્ણ ન રહેતો હોય, તેને જેટલો પરિગ્રહ ઓછો હોય તેટલો પ્રગતિ માટે ફાયદાકારક છે.

અક્રમમાં અહંકાર સજીવન ક્યારે થાય ? પાંચ આજ્ઞા પાળવાની છોડી દો તો. પછી કુસંગ ચોગરદમથી પેસીને અહંકાર સજીવન કરી દેશે !

અક્રમમાં પડવાનો ભય ખરો ? પ્રગતિ ઓછી-વધતી થયા કરે પણ પડાય તો નહીં જ.

અક્રમમાં લપસવાના સ્થાન કયાં ? માંસાહાર, દારૂ-ગાંજો અને પરસ્ત્રીગમન(અણહક્કનાં વિષયો). આનાથી જે પડશે, તેનું ફરી ઠેકાણું નહીં રહે ! હાડકુંય નહીં જડે.

દાદાશ્રીએ પોતાની જ્ઞાન થયા પહેલાંની પાંચ આજ્ઞાઓ અને પોતાની ક્રમિક માર્ગની સાધનાની સુંદર વાતો કરી છે. દાદાશ્રી કહે છે, તમે અજ્ઞાનીમાંથી મહાત્મા બન્યા. જ્ઞાન પામીને હવે આજ્ઞામાં રહીને, પ્યૉર રહીને ચોખ્ખી દાનતવાળો એક દહાડો મહાત્મામાંથી ભગવાન થઈને ઊભો રહેશે !

# અનુક્રમણિકા

## ૧.૧ આત્મજાગૃતિ



## ૧.૨ જુદાપણાની જાગૃતિ



## ૧.૩ જુદાપણું વર્તાવવા, વાતચીતનો પ્રયોગ !

## ૧.૪ તન્મયાકાર કોણ ? જાણે કોણ ?



## ૧.૫ સીટનું સિલેક્શન, સ્વ-પરનું !



## ૧.૬ પોતે પોતાને ઠપકો



## ૧.૭ ડિપ્રેશન સામે જુદાપણાની જાગૃતિ



## ૨.૧ જ્ઞાતા-દ્રષ્ટા

## ૨.૨ 'ચંદુ' શું કરે છે, 'જોયા' કરો !



## ૨.૩ પુદ્ગલને શુદ્ધ કરો !



## ૩. શુદ્ધ ઉપયોગ

## ૪. અનુભવ - લક્ષ - પ્રતીતિ



## ૫. ચારિત્રમોહ

## ૬.૧ કર્મબંધન, નવું - જૂનું !



## ૬.૨ આચાર સુધારવા !



## ૬.૩ પહેલી શ્રદ્ધા કે પહેલું વર્તન ?

## ૭. રિયલ પુરુષાર્થ



## ૮. શુક્લધ્યાન



## ૯. એકાવતારી મોક્ષ, 'આ' જ્ઞાનથી !



## ૧૦. અક્રમ વિજ્ઞાનની બલિહારી.

# આપ્તવાણી

## શ્રેણી ૧૨
## (પૂર્વાર્ધ)

## [૧.૧]

## આત્મજાગૃતિ

### જાગૃતિ, શુદ્ધાત્મા સ્વરૂપની !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એટલે શું ?

**દાદાશ્રી :** ઊંઘવું નહીં તે. આખું જગત ઉઘાડી આંખે ઊંઘે છે. કોઈ પણ માણસ એવો નથી કે જે ઉઘાડી આંખે ના ઊંઘતો હોય. પ્રેસિડેન્ટો, ઑફિસરો, પ્રધાનો બધાય ઉઘાડી આંખે ઊંઘે, જાગૃતિ આવે તો 'ચંદુભાઈ' *(ચંદુભાઈની જગ્યાએ વાચકે પોતાનું નામ સમજવું.)* શું કરે છે એ બધું જ 'જાણે'. સાંજે વિગતવાર લખી લાવે હઉ. એવી જાગૃતિ લોકોને ખરી ? અને હિતાહિતનું ભાન હોય, એનું નામ જાગૃતિ. હિતાહિતનું ભાન મનુષ્યોને છે જ ક્યાં ?

શાસ્ત્રકારોએ લખ્યું, તો શાસ્ત્રકારોને શું આની ઉપર દ્વેષ હતો, તે આવું લખ્યું ? આખું જગત, તેમાં સાધુ-સંન્યાસીઓ જે સંયમી નથી એ પણ ઉઘાડી આંખે ઊંઘી રહ્યા છે અને સાધુઓમાં કોઈ સંયમી હોય તો જાગતો કહેવાય. પણ સંયમ હોય ક્યાંથી ? કો'ક હોય વખતે, પણ મળવા મુશ્કેલ છે.

તમને ખુલાસો થયો થોડો ઘણો ? 'ચંદુભાઈ' શું કરે છે એ દેખાતું નથી 'તમને' ?

**પ્રશ્નકર્તા :** દેખાય છે.

**દાદાશ્રી :** અને 'હું શુદ્ધાત્મા છું' એ કેટલા વખત ખ્યાલ રહે છે?

**પ્રશ્નકર્તા :** નિરંતર.

**દાદાશ્રી :** શુદ્ધાત્મા થઈ ગયા. નિરંતર પ્રતીતિ કહેવાય !

**પ્રશ્નકર્તા :** દાદા મળી ગયા હોય, દાદાનું જ્ઞાન મળી ગયું હોય તો જ એ જાગૃતિ ઉત્પન્ન થાય ને ?

**દાદાશ્રી :** એની વાત જ જુદી હોય. બનતાં સુધી જાગૃતિ હોવી મુશ્કેલ છે. કારણ કે આ કાળમાં જાગૃતિ ના રહે. કો'ક જ, બહુ જવલ્લે કોઈને હોય! એ જન્મજાત હોય ! જન્મજાત જાગૃતિ લઈને આવ્યો હોય. મેં જ્ઞાન આપ્યા પછી જે જાગૃતિ શરૂ થઈ જાય, તે પછી જાય નહીં. કેટલી અજાયબી છે કે પછી જાગૃતિ જતી જ નથી ! નિરંતર જાગૃતિ રહે છે !!

## કરનારો જુદો જાણ્યો એ જ જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** દાદા, જાગૃતિ કોને કહેવી ? એટલે દાખલા તરીકે ક્રોધ થઈ ગયો, ચિડાઈ ગયા એ પ્રકૃતિની વાત થઈ. એ જ ક્ષણે 'મને' ખ્યાલ આવી જાય કે 'ચંદુલાલે' આ ક્રોધ કર્યો, એ જ જાગૃતિ કહેવાય ને !

**દાદાશ્રી :** એ જ જાગૃતિ. 'તમે' જાણી ગયા.

**પ્રશ્નકર્તા :** હા, પણ એમાં જો મોડા પડ્યા તો એટલી જાગૃતિ ઓછી?

**દાદાશ્રી :** મોડા પડ્યા એટલે આ કર્મનો ઉદય ચીકણો, એટલે વાર લાગી. કો'ક થૂંક્યો, એ જો મોળું હોયને, તો તરત ધોઈ નાખીએ અને ચીકણું હોય તો વાર લાગે. ચીકણું કર્મ એટલી જાગૃતિ મોડી. જો ચીકણું ના હોય ને તો કશું ના થાય. ભલે મોડી નીકળી પણ જાગૃતિ તો છે ને! જાગતો છે ને ! જાગતો માણસ બોલે કે અબે કૌન હૈ ? તો ચોર જતા રહે, પણ જ્યાં બોલે જ નહીં ત્યાં તો સહુ લઈને જ જાયને !

અજ્ઞાનીને આપણે એમ કહીએ, 'આવો કેમ દોષ કરો છો ?' તો

ઊલટો કહે, 'એ તો આ છોકરો સીધો રહે એવો નથી.' જો પોતાનો દોષ સમજાય નહીં અને પારકાના દોષ જ માલૂમ પડે એ અજ્ઞાનીની નિશાની. એ નિરંતર બંધાયા કરે અને એનો માર ખાયા કરે. અને જ્ઞાનીની નિશાની શું ? જ્ઞાની કૃપા કોણ પ્રાપ્ત કરી ગયો ? તરત જ પોતાના દોષ દેખાય એ જાગૃતિ હોય અને એમાંથી કેમ કરીને છૂટવું એ જ ભાવ નિરંતર રહે.

## પહેલેથી છેલ્લા સ્ટેશનની મુસાફરી !

પહેલું છે તે શુદ્ધાત્મા અને જે પરમાત્મા છે તે જાતે ખુદ, રિયલ વસ્તુ છે, એ સ્ટેશન જુદું છે અને શુદ્ધાત્મા સ્ટેશન જુદું છે. શુદ્ધાત્મા એ તો વસ્તુ સ્વરૂપનું પહેલામાં પહેલું 'પરું' છે. પછી એવા કેટલાંય 'પરાં' આવે, ત્યારે પછી મૂળ સ્ટેશન આવે. જેમ જેમ અનુભવ વધતાં જાયને તેમ તેમ 'પરું' આગળનું આવતું જાય, સ્ટેશન બદલાતું જાય. આ પહેલાં સ્ટેશને તમને ઉતારી પાડ્યા છે, મોક્ષની બાઉન્ડ્રીમાં. શુદ્ધાત્મા એ પહેલું સ્ટેશન, ત્યાંથી સેન્ટ્રલ સ્ટેશન તરફ જાય, ત્યારે પછી છેલ્લું સ્ટેશન આવે.

અહીં પેઠેલો જાગૃતિમાં રહ્યા કરે. જાગૃતિ નામનું પદ ઊભું થઈ જાય. પોતે પોતાના દોષ દેખતા થાય, બધી જાગૃતિ ઉદયાકાર ના થાય. ઉદયનો વાંધો નહીં, ઉદયાકાર થાય તેનો વાંધો છે. ઉદય તો જ્ઞાનીને ય હોય અને અજ્ઞાનીને ય હોય.

**પ્રશ્નકર્તા :** કો'ક વખત સ્વ-પરની જાગૃતિ રહે ત્યારે નિર્મળતાનો અંશ આવી જાય.

**દાદાશ્રી :** એ આગળનાં બીજા સ્ટેશને પહોંચવાની તૈયારીઓ. એનાથી ય આગળ જવું પડશે. એ ખરો મોક્ષનો પુરુષાર્થ જ ત્યારથી શરૂ થાય છે.

જ્ઞાની પુરુષના પાસેથી આત્મજ્ઞાન જે સમજમાં આવી ગયું, એનાથી પરાં શરૂ થઈ જાય. બાકી સાધુઓ બોલે 'શુદ્ધાત્મા', તો કશું વળે નહીં. અનંત અવતાર સુધી ગા ગા કરે, તોય કશું વળે નહીં. શુદ્ધાત્માનું ભાન થવું જોઈએ અને 'હું ચંદુલાલ છું' એ ભાન છૂટી જવું જોઈએ.

## જાગૃતિ દેખાડે નિજદોષો !

તમે તમારી ભૂલોને દેખો છો, આટલું બધું દેખો છો એ જાગૃતિ ઓછી કહેવાય ?! માણસ પોતાની ભૂલ જોઈ ના શકે. મોટા સાધુ-મહારાજ હોય ને, તે પોતાની ભૂલ તો બે-ત્રણ જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી જાગૃતિ તો દરેકને આવે.

**દાદાશ્રી :** નિરંતર, ચોવીસે કલાકની જાગૃતિ રહેવી જોઈએ. જો અમારા કહ્યા પ્રમાણે, અમારી સંપૂર્ણ આજ્ઞા પ્રમાણે રહે ને એક ચિંતા થાય તો બે લાખ રૂપિયાનો દાવો માંડજો, કહ્યું છેને !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ કોઈને ઓછી રહેતી હોય, તો એનો અર્થ એવો થયો કે આપની જે આજ્ઞા છે એ પાળવામાં કચાશ છે ?

**દાદાશ્રી :** આજ્ઞા પાળવાની જે શક્તિ છે ને, તે પેલી જાગૃતિ ઓછી રહે એટલે આજ્ઞા પાળી શકે નહીં બિચારો. અને પાળી ના શકે એટલે એનું ફળ એવું મળે. એટલે આજ્ઞા પાળવાની તો બિચારાને ઈચ્છા બધી બહુ છે, પણ જાગૃતિ કેમ ઓછી રહે છે ? ત્યારે કહે છે, અમુક અમુક એવા કર્મો બાંધેલાં છે, કે જેને માટે ત્રણ કલાક ઊભું રહેવું પડે એક જગ્યાએ અને જે સીધા માણસો છે ને, એ તો એક વિચાર આવ્યો, તે દસ-પંદર મિનિટમાં એનો નિવેડો લાવી નાખે. તે એને આ જ્ઞાન હાજર રહે બરોબર, કમ્પ્લિટ. પણ કોઈ માણસ તો કલાક-કલાક સુધી એમાં છે તે ખોવાઈ જાય. એટલે આ જ્ઞાનમાં ત્યાં આગળ લોચો પડી જાય. છતાં આ જ્ઞાન એને હેલ્પ કરશે. કારણ કે નિકાલી બાબત છે ને, પેલું નિકાલ થતું થતું ચીકણો માલ ઊડી જશે અને પછી પેલો સારો માલ આવશે.

## જાગૃતિ એ નથી ઈફેક્ટ !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એ ઈફેક્ટ છે ?

**દાદાશ્રી :** જાગૃતિને ઈફેક્ટ કહેવાય નહીં. જાગૃતિ એ આપણો પુરુષાર્થ જ છે. એટલે એને ઈફેક્ટ કહેવાય નહીં. અને એ કોઈની પર ડીપેન્ડન્ટ નથી.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતના થાય ?

**દાદાશ્રી :** એટલે અમે આ જ્ઞાન આપીએ અને આજ્ઞામાં રહે એટલે જાગૃતિ ઉત્પન્ન થાય. આજ્ઞા પાળવાથી જાગૃતિ ઉત્પન્ન થાય. આ જાગૃતિ તો હોય છે જ. પણ આજ્ઞામાં નહીં હોવાથી આ બધી અસરો થયા કરે છે. એટલે એ પેલી જાગૃતિ ઊડી જાય.

જાગૃતિ એ ઈફેક્ટ નથી. આ તો જાગૃતિ એ જ આત્મા છે. સંપૂર્ણ જાગૃતિ એ ફૂલ આત્મા. જેટલી જાગૃતિ એટલો આત્મા અને જેટલી અજાગૃતિ એટલું આ પુદ્ગલ !

**પ્રશ્નકર્તા :** આમાં લપટાઈ જઈશું એવો ભય નથી રહેતો, પણ મનમાં એમ થાય કે હજી એન્ડ નથી આવ્યો.

**દાદાશ્રી :** અત્યારે એન્ડ તો આવે જ નહીં. એન્ડ તો બહુ દહાડે આવે. અને જ્યારે એન્ડ આવશે ત્યારે મનમાં ભાવે ય નહીં હોય.

**પ્રશ્નકર્તા :** ઈફેક્ટ ના થાય એવું થઈ જાય તો સારું, એ રહે બસ !

**દાદાશ્રી :** ઈફેક્ટ તો થયા જ કરે. માલ ભરેલો હોય તે ઈફેક્ટ થાયને ! અને ઈફેક્ટ થાય એટલે જાગૃતિ હોય, નહીં તો જાગૃતિ ના હોય.

**પ્રશ્નકર્તા :** છૂટવા પૂરતી વાત કહી ત્યાં સુધી ઈક્વેશન બરાબર છે, પણ સ્વસત્તા શેમાં છે ?

**દાદાશ્રી :** જે ભૂલ થાય છે અને જાગૃતિ રહે છે ને ચેતવે છે, એ સ્વસત્તા છે.

**પ્રશ્નકર્તા :** એ સ્વસત્તાનો અનુભવ કરાવોને ?

**દાદાશ્રી :** હમણાં થાય નહીં. દેવું પાર વગરનું. દેવું વાળ્યા વગર સત્તા ઉત્પન્ન થાય નહીં ને ! દેવુ બધું પતી જાય પછી સ્વસત્તા ઉત્પન્ન થાય. પરસત્તામાં ક્યાંય ના પેસે ત્યાં સ્વસત્તા છે.

## જ્ઞાન હાજર એ જ જાગૃતિ !

વીતરાગતા સુધીની જાગૃતિ હોય. જાગૃતિ મનને ચોંટવા જ ના દે,

બુદ્ધિને ચોંટવા ના દે, કોઈને ચોંટવા જ ના દે કોઈ જગ્યાએ અને અજાગૃતિ ચોંટી પડે.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એ આત્માનું લક્ષ મેળવવા માટે જ ને ?

**દાદાશ્રી :** ના, લક્ષ તો મળી ગયું. જાગૃતિ એટલે આ પાંચ વાક્યો સાથે તરત જ જાગ્રત થઈ જાય, એટલે જ્ઞાન હાજર થઈ જાય. દરેકમાં જેને જ્ઞાન હાજર થાય, એનું નામ જાગૃતિ. દરેક વખતે, તમે પદ બોલતાં હોય તે પદનો શબ્દેશબ્દ દેખાય ત્યારે જાણવું કે આ જાગૃતિ. આ અમે બોલાવીએ સીમંધર સ્વામીને નમસ્કાર, તે ઘડીએ અમારી જાગૃતિ તે પ્રમાણે જ કરતી હોય. તે જાગૃતિ વધારવાની છે. આમ કરતાં કરતાં વધતી જાય. થોડી આજે વધે, થોડી કાલે વધે. એમ કરતાં કરતાં સંપૂર્ણ જાગૃતિ વધે. જાગૃતિ જ લાવવાની છે. સંપૂર્ણ જાગૃતિ એ જ કેવળજ્ઞાન છે. જાગૃતિથી પોતાના દોષો બધું જ દેખાય. જગત જાગ્રત જ નથી ને ઉઘાડી આંખે નિદ્રામાં ફરે છે. સામાના દોષ કાઢવા, એનું નામ જાગૃતિ નથી. એ તો અજ્ઞાનીને બહુ હોય. સામાના દોષ બિલકુલે ય દેખાય નહીં. પોતાના દોષ દેખવામાં બિલકુલ નવરો પડે જ નહીં, એનું નામ જાગૃતિ.

## દાદાની જાગૃતિની ઝલક !

જાગૃતિ કોનું નામ ? અમને છે તે કૃષ્ણ ભગવાનનું નામ લેતાં જ, એમનું જે ચિત્ર જોયું છે એ યાદ આવે, ચિત્ર હઉ દેખાય અને મૂળ સ્વરૂપે કૃષ્ણ ભગવાન દેખાય, એવી જાગૃતિ રહે. મહાવીર ભગવાનનું નામ લો, તો ભગવાન મહાવીરે ય દેખાય અને શબ્દે ય બોલાય. એનું નામ જાગૃતિ. આ તો શબ્દ બોલો છો તે ઘડીએ શબ્દમાં જાગે છે અને એના મૂળમાં જાગતો નથી. અમે એક એક શબ્દ બોલીએ તે શબ્દમાં, અમે એમાં જાગૃત જ હોઈએ. જાગૃતિ એવી હોય. અમે સીમંધર સ્વામી શબ્દ બોલતાંની સાથે ફોટો-બોટો બધું દેખાય, મૂળ સ્વરૂપે ય દેખાય, બધીય જાગૃતિ રહે. જાગૃતિ નિરંતર રહે, એ જ છેવટે પૂર્ણાહુતિ થાય છે. સંસાર એટલે અજાગૃતિ. ભગવાન બંધ આંખે જાગતા હતા, અમે ય બંધ આંખે જાગીએ છીએ.

**પ્રશ્નકર્તા :** કો'કની વાત એવી હોય કે હસવું આવે તો તે વખતે

આ કેવી રીતનો ઉપયોગ હોય, દાદા ? આપનો કેવી રીતે ઉપયોગ રહે ?

**દાદાશ્રી :** અમને હસવું ના આવે. મને તો હસવું જ ના આવેને ! કોઈ દહાડો હસ્યો નથી. અને અમારે તો કોઈ વખત આવે તોય ઉપયોગ હોય જ. તોય અમે ઉપયોગ ચૂકીએ નહીં.

**પ્રશ્નકર્તા :** કઈ રીતનો હોય ઉપયોગ તમારો ?

**દાદાશ્રી :** એ રીત વળી કેવી એને ? જાગૃતિ જ આખી સંપૂર્ણ. સંપૂર્ણ દીવો જલ્યા જ કરતો હોય તો એમાં રીત કેવી ! એની રીતો હોતી હશે ?

**પ્રશ્નકર્તા :** કેવી જાગૃતિ હોય ?

**દાદાશ્રી :** દીવો સળગતો હોય એવું રાખીએ છીએ અમે. હેય ! લાઈટ ચાલ્યા કરતું હોય. નિરંતર દીવો સળગે પછી. રાત્રે-દહાડે તીર્થંકરોને જે નિજદોષ દેખાય તે અમને દોષ દેખાય, દુનિયા તો ત્યાં પહોંચેય નહીં ક્યારેય પણ એવી જગ્યાના દોષ દેખાય. તીર્થંકરોને જે દેખાય તે.

**પ્રશ્નકર્તા :** બધાંયના ?

**દાદાશ્રી :** ના, ના. અમારા જ. બધાંને તો મારે શું કામ છે ? અમે તો બીજાના દોષ જ ના જોઈએ કોઈના. દેખાય ખરાં પણ દોષિત જોઈએ નહીં. અમે તો નિર્દોષ જ જોઈએ. દોષ દેખાતાની સાથે જ નિર્દોષ જોઈએ.

**પ્રશ્નકર્તા :** મહાત્માની ભૂલ થતી હોય તો દાદાએ કહેવું જોઈએને કે આ ભૂલ થાય છે ?

**દાદાશ્રી :** ના, ના. મારે શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** પૂછે તો નહીં કહેવાનું ?

**દાદાશ્રી :** એ તો પોતાએ જ ખોળી કાઢવાના રહ્યા. અમે એવું કહીએ નહીં. અમારું કહેલું એ તો પછી એનું શું થાય કે એ તો થિયરીમાં ગયું. એ તો અમે કહીએ નહીંને એવું !

**પ્રશ્નકર્તા :** પોતે જુએ તો પ્રેક્ટિકલમાં આવ્યું કહેવાય ?

**દાદાશ્રી :** પેલું પ્રેક્ટિકલ. પ્રેક્ટિકલમાં આવેને તે જ સાચું. એટલે અમે કોઈને દોષ ના કહીએ, કે તમારા આટલા દોષ છે, સુધારજો. એવું તેવું ના કહીએ.

**પ્રશ્નકર્તા :** આપણને સહેજ કોઈવાર આમ નૈમિત્તિક ટકોર થાય.

**દાદાશ્રી :** એ તો સહેજ થઈ જાય કો'કની જોડે. બહુ નજીકનો હોયને તેની જોડે થઈ જાય, નહીં તો ના હોય અમારે. કારણ કે એને પોતાને દેખાય તો જ કામનું છે. નહીં તો હું કહુંને એ તો ઊલટું સિલકમાં આમ પડી રહે આ બાજુ ને એમાં જ ધ્યાન રહ્યા કરે. એ કામમાં શું લાગે? બધું આમ વિધિઓ કરે, સેવા કરે એટલે પછી જાગૃતિ વધતી જાય મહીં!

**પ્રશ્નકર્તા :** આપને તો તમામ બાબતોમાં કમ્પ્લિટ જાગૃતિ હોય.

**દાદાશ્રી :** જો મને એ સંસારની બાબતમાં બિલકુલ જાગૃતિ ના હોય. આજ શું 'વાર' છે, તેનીય જાગૃતિ ના હોય.

**પ્રશ્નકર્તા :** દાદા આપ કહો છો કે આમાં અમારે જાગૃતિ ના હોય પણ એ ફીટ નથી થતું.

**દાદાશ્રી :** ફીટ શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** ત્યારે જ્ઞાન છે એટલે બધી વસ્તુ એને લક્ષમાં હોય પણ એમાં ઉપેક્ષા હોય ?

**દાદાશ્રી :** ના. એની સ્મૃતિ ના હોય. સ્મૃતિ ના હોય તો ઉપયોગ ના હોય, એટલે ડખલો ના હોય. ત્યાં આત્માની વૃત્તિ જ ના હોયને એ બાજુ. દેહ સાથે કામની વાતો કરીએ, બીજું બધું કરીએ. સ્થિરતાપૂર્વક જાગૃતિ રાખીએ, સ્મૃતિ નહીં.

નિરંતર જેનો કેવળમાં મુકામ છે, ત્યાં બીજે શેમાં હોય?! નિરંતર કેવળમાં જ મુકામ છે, એબ્સોલ્યુટમાં ! તેથી તો અમે કહ્યું કે તમે કહેતા હતાને કે અમે તમને તીર્થંકર કહીએ તો શું છે એમાં ? ના. તીર્થંકર કહેશો

તો આ કાળ પોતે વિરોધ ઉઠાવશે. એટલે આ જ ફૂલ સ્ટેજ છે અત્યારે, તેથી એમ કહ્યુંને ! હવે આ મહીં ફૂલ સ્ટેજ એને 'દાદા ભગવાન' કહે છે. આ બહાર ૩૫૬ ડિગ્રી થઈ ને મહીં ફૂલ સ્ટેજે છે.

## અપૂર્ણ, છતાં નિરંતર જાગૃતિ !

જે કાળે જે માફક આવે તે સિદ્ધાંત કામ લાગે. પેલો સિદ્ધાંત કામ ના લાગ્યો. અને કલ્યાણકારી આ માર્ગ છે આટલો. નહીં તો કરોડો અવતારે આ મોક્ષ પમાય એવો નથી. અને તમારે તો મહીં ચેતવે પાછું કે આ ખોટું થઈ રહ્યું છે. એ મોક્ષે લઈ જવા ફરે છે. અને જે મહીં જાગૃતિ એ જ આત્મા છે, બીજું કશું નથી આત્મા. તમને જાગૃત કરે એવી અંદર જાગૃતિ ઉત્પન્ન થઈ, એ મોટામાં મોટું આશ્ચર્ય છે.

નિરંતર જાગૃતિ રહેવી જોઈએ. એક સેકન્ડ પણ અજાગૃતિ રહે એ ચાલે નહિ. સંપૂર્ણ જાગૃતિ ના રહે પણ અમુક અંશે, નિરંતર હોય ! સંપૂર્ણ જાગૃતિ થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય. સંપૂર્ણ અને નિરંતર ! આ અપૂર્ણ ને નિરંતર એ આ જાગૃતિ શરૂ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અપૂર્ણ અને નિરંતર જાગૃતિ એ ના સમજ્યો.

**દાદાશ્રી :** એટલે કેવળજ્ઞાન નહીં. પૂર્ણ હોત તો કેવળજ્ઞાન કહેવાત. એટલે તમારે હવે પુરુષાર્થ કરવાનો રહ્યો, તમે પુરુષ થયા માટે. તો હવે તમે પુરુષાર્થ કરો. જેટલી આજ્ઞા પાળો એટલું મહીં જાગૃતિ વધતી જાય, પૂર્ણતા ઉત્પન્ન થતી જાય. જ્યાં જાગૃતિ પહોંચી એ જ આત્મા નજીક પહોંચ્યા. જેટલું નજીક ગયા, એટલું અજવાળું વધારે એટલો પ્રકાશ થતો જાય.

## પ્રજ્ઞા અને જાગૃતિની જુગલ જોડી !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિ અને જાગૃતિમાં કંઈ ફેર ?

**દાદાશ્રી :** એ જાગૃતિ ફૂલ(પૂર્ણ) થાયને એટલે પ્યૉર થતું થતું ફૂલ થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય. પ્રજ્ઞાશક્તિ પછી ખલાસ થાય છે. પ્રજ્ઞાશક્તિ આપણને મોક્ષે જતાં સુધી હેલ્પ કરે. આત્મા તો નિરંતર કેવળજ્ઞાન જ છે. અજવાળાને કશું અડે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે મોક્ષમાં પહોંચી ગયા પછી જાગૃતિ કાંઈ કામ કરે ખરી ?

**દાદાશ્રી :** ના, પછી જાગૃતિ હોય જ નહીં. ત્યાં તો પ્રકાશ જ ! પોતે જ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે ઠેઠ સુધી જાગૃતિ અને પ્રજ્ઞાશક્તિ હોય ?

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞાશક્તિ અને જાગૃતિ બે સાથે ચાલે. પ્રજ્ઞાશક્તિ એને વાળ વાળ કરે અને જાગૃતિ એ પકડી લે.

## આમ મુખ્ય છે જાગૃતિ જ !

**પ્રશ્નકર્તા :** જાગૃતિથી ઉપયોગ રહે કે ઉપયોગથી જાગૃતિ રહે ?

**દાદાશ્રી :** ના, જાગૃતિથી ઉપયોગ રહે અને ઉપયોગ હોય તો ફરી જાગૃતિ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** આ તો મરઘીમાંથી ઈંડું અને ઈંડામાંથી મરઘી ?

**દાદાશ્રી :** નહીં, પણ એ ઉપયોગ એવી વસ્તુ નથી. જાગૃતિ જ મુખ્ય વસ્તુ છે અને એ જાગૃતિ સંપૂર્ણ થઈ, એનું નામ કેવળજ્ઞાન છે. બીજું કશું છે નહિ. ઉપયોગ તો જાગૃતિનું પરિણામ છે. શુદ્ધ ઉપયોગ જાગૃતિનું પરિણામ છે અને શુભ ઉપયોગે ય જાગૃતિનું પરિણામ છે. પણ એ ભ્રાંતિની જાગૃતિ હોય અને આ જ્ઞાન જાગૃતિ હોય.

જાગૃતિને ટોપ પર લઈ જવી એ આપણો ધર્મ, એનું નામ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ છે તેમાં આપણને દેખાય કે આટલા અંતરાય છે. આનાથી વધારે દોડાતું નથી. એટલે જ્યાં જ્યાં સૂક્ષ્મતાએ પહોંચવા જઈએ ત્યાં ત્યાં આખું આવરાતું દેખાય કે જાણે ભીંત વચ્ચે આવી ગઈ. હવે આગળ નથી પહોંચાતું એ એનાલિસિસમાં, તો દોષોના પ્રતિક્રમણ કરીએ, જે અસર થાય તે માલમ પડે છે, પોતે છૂટો રહે છે, પણ જે એની સૂક્ષ્મતાએ નિર્મૂળ થવું જોઈએ એ બંધ થતું નથી.

**દાદાશ્રી :** એ ટાઈમ લેશે. એટલે બધી સૂક્ષ્મતા જ આવે. પણ સૂક્ષ્મતાથી હજુ બહુ આગળ જવાનું છે. એ બધાં કિલ્લા ઓળંગે ત્યારે આત્મા સ્વસંવેદનમાં આવે.

**પ્રશ્નકર્તા :** એ જ સ્પષ્ટ વેદન કહેવાય ?

**દાદાશ્રી :** હા. પણ સ્પષ્ટ વેદન થતાં ય પહેલાં સ્વસંવેદન પોતાને માલમ પડે. સ્વસંવેદન વધતું જાય ને, એટલે આપણે જાણીએ કે એ વધી વધીને ક્યાં સુધી જશે ? ત્યારે કહે, સ્પષ્ટ વેદન સુધી. પણ ધીમે ધીમે જાગૃતિ વધી જાય ત્યારે.

સંપૂર્ણ જાગૃતિ એ કેવળજ્ઞાન છે અને કેવળજ્ઞાન એ ખુદ પરમાત્મા છે અને એ ખુદ પરમાત્માની સાથે અમે વાતોચીતો કરીએ છીએ નિરંતર અને તમે અમારી જોડે બેઠાં પછી દુઃખ હોય કોઈને ? ખુદ પરમાત્મા કોઈ દહાડો પ્રગટ થતા નથી, ચોવીસ તીર્થંકરો સિવાય ખુદ પરમાત્મા પ્રગટ થયેલા નથી !

## ન પચ્યું આ કાળે કોઈને કેવળજ્ઞાન !

આ જ્ઞાનનો અર્થ શું છે ? જાગૃતિ. શુદ્ધાત્મા એ બીજી કોઈ વસ્તુ નથી, જાગૃતિ જ છે. હવે જાગૃતિ વધે, તે જાગૃતિ આપણને મહીં દુઃખ ઉત્પન્ન ના થવા દે, આપણને મહીં અહંકાર ઊભો ન થવા દે, એવું તેવું કશું થવા ના દે; પછી બીજું શું જોઈએ ? પછી તો આ ચંદુભાઈનું નાટક જોવાનું, ડ્રામા જોવાનો.

જાગૃતિ વધવી જોઈએ. કેવળજ્ઞાન એટલે સંપૂર્ણ જાગૃતિ, એક અંશ અજાગૃતિ નહીં. અને આ વિજ્ઞાન એ જ કેવળજ્ઞાન છે. જ્ઞાતા-દ્રષ્ટા જ રહેવાનું સાયન્સ છે આખું. મેં તમને કેવળજ્ઞાન આપ્યું છે. પણ પચતું નથી આ જ્ઞાન, એટલે તમને થોડા અંશે ઓછું રહેશે. મને ચાર અંશે ઓછું રહે છે. તો તમને એથી વધારે અંશે ઓછું રહે. નથી પચતું તેનો વાંધો શો છે ? આપણું જ્ઞાન કોઈને વાંધો આવે એવું નથી.

આ જ્ઞાન મળ્યું ને આજ્ઞા પાળો છો, ત્યારથી કેવળજ્ઞાનનાં અંશો

ભેગાં થવાની શરૂઆત થઈ જાય છે. કેવળજ્ઞાનનાં ૩૬૦° પૂરા થાય, ત્યારે કેવળજ્ઞાન થાય. ૩૫૬° મને રહ્યું. આ તમને અંશો ભેગાં થતાં થતાં ૩૫૬° સુધી જશેને ? આ ધ્યાનમાં રહેશો, તો એ કેવળજ્ઞાનનું કારણ છે આ. કેવળજ્ઞાન એ જ મોક્ષ છે. મોક્ષ એ જ કેવળજ્ઞાન છે. એ આ મોક્ષનું કારણ જ આ છે, પ્રત્યક્ષ મોક્ષનું અને દાદા જેવી દશામાં અવાય એ જ ને ! ચડવા માંડ્યું એટલે જે રસ્તેથી હું ચડ્યો તે રસ્તે તમે ચડો એટલે જ્યાં હું ઊભો છું ત્યાં તમે આવીને ઊભાં રહો. મારે આગળ રસ્તો બંધ છે. તમારો રસ્તો ચાલુ છે.

## વધે જાગૃતિ આમ !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ કેવી રીતે વધે ?

**દાદાશ્રી :** હવે જ્ઞાન આપ્યા પછી જાગતા થાય, ત્યાર પછી પાંચ આજ્ઞા જેટલી પાળે એટલી એની જાગૃતિ વધતી જાય. અને જાગૃતિથી એ આજ્ઞા પાળી ય શકાય અને તેનાથી જાગૃતિ પાછી વધતી ય જાય. બીજો કોઈ ઉપાય નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ આમ જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહેવા માટે જાગૃતિ વધે એવું ? કંઈ કરવાનું ખરું ?

**દાદાશ્રી :** જાગૃતિ બધી વધી જવાની. દાદાનું જ્ઞાન લે, પાંચ આજ્ઞા પાળે તો નરી જાગૃતિ છે.

**પ્રશ્નકર્તા :** એ પાંચ આજ્ઞા અમારી આમ વધારે સારી રીતે પાળીએ, એના માટે શું કરીએ ?

**દાદાશ્રી :** હા. એ એથી વધારે થશે બધું. દાદાના આશીર્વાદ લીધા એટલે વધે. જેમ આશીર્વાદ લઈએ, દર્શન કરીએ, વિધિ કરીએ તો વધતું જાય.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ વધારવા માટે પ્રતિક્રમણનું હથિયાર એ વધારે કામ આવેને ?

**દાદાશ્રી :** હા, તે હથિયાર વાપરવાનું જ છે ને, પ્રતિક્રમણથી શું થાય કે જાગૃતિ વધે એટલું જ નહીં, બીજો બધો બહુ લાભ થાય.

## જાગ્રતનું સાનિધ્ય વધારે જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ વધે છે, પણ બહુ વધારવી હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** જાગૃતિ વધારવી હોય તેણે જાગ્રત જોડે બેસવું. એવું છે ને, બધા ઝોકાં ખાતા હોય તો પછી આપણને ય ઝોકાં આવે. બધા જાગૃત જોડે હોય તો, જો ઝોકું આવતું હોય એય બંધ થઈ જાય. માટે જાગૃત જોડે બેસવું. અત્યારે રાગ હોય તો બહુ ત્યારે જ્ઞાની ઉપર થાય કે જ્ઞાનીના ફોલોઅર્સ ઉપર થાય, બીજો બહાર તો નથી થતો ને ?

**પ્રશ્નકર્તા :** બીજો રાગ ના થાય.

**દાદાશ્રી :** તો આ રાગને તો પ્રત્યક્ષ મોક્ષનું કારણ કહ્યું છે. એ રાગથી તો આપણે એમની પાસે બેસવાના સંજોગો ભેગા થાય ને એનું ફળ આપણને જાગૃતિ ઊભી થઈ જાય. દીવો ઝપાટાબંધ સળગતો થઈ જાય. સ્ટેશન પર પ્લેટફોર્મ પર બેઠા હોયને બધા, આપણી જોડેવાળા બેઠેલા બધા ઝોકાં ખાતાં હોય તો પછી આપણે સત્સંગ કરતાં કરતાં ય ઝોકાં ખઈએ. એટલે આ જેની જોડે બેસીએને તેવું ફળ મળે. ઊંઘતા જોડે બેસો તો ઊંઘતું ને જાગતા જોડે બેસે તો જાગૃતિનું ફળ મળે. ધંધા ઉપર જાય તો પછી એ લોકો જોડે જ બેસવું પડેને ?

**પ્રશ્નકર્તા :** બેસવું પડે. એટલે એમાં અજાગૃતિ થાયને ?

**દાદાશ્રી :** હા, થાયને ! સ્વાભાવિક થાય. એટલે તેને તે વખતે જાણ્યા કરેને તે ય એક જાગૃતિ છે. અજાગૃતિ ઉત્પન્ન થઈ છે આનાથી, એવું જાણ્યા કરે તે ય એક જાગૃતિ છે.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ જાગૃતિને અટકાવનારા કારણો પાછળનાં છે કે અત્યારનાં પણ કોઈક છે ?

**દાદાશ્રી :** પાછળનાં કારણો તો બધાં અજાગૃતિવાળા જ હતા. અત્યારે જે જ્ઞાન આપ્યું છે એ પછીના કારણો આજ્ઞામાં રહે તો તેટલી જાગૃતિ ઊંચી રહે.

**પ્રશ્નકર્તા :** તો અત્યારનાં જાગૃતિને અટકાવનારા કારણો કયાં એ ?

**દાદાશ્રી :** મારી જોડે બહુ પરિચયમાં ના અવાતું હોય, મારી વાત પૂરી સમજાતી ના હોય.

**પ્રશ્નકર્તા :** આપની વાતને પોતે પૂર્ણ રીતે સમજી શકે ખરો ?

**દાદાશ્રી :** કેમ ના સમજી શકે ? પરિચયમાં રહે ને પોતે સમજવાનું નક્કી કર્યું છે, પછી કેમ ના સમજી શકે ?

**પ્રશ્નકર્તા :** નક્કી કર્યા છતાં હજી નથી સમજાતું, એનું શું કારણ ?

**દાદાશ્રી :** પરિચય નથી. એનો સાંધો કાપી નાખે છે. આજ બે કલાક બેઠો અને પાછું કાચું કપાયું ને પાછો બીજે દા'ડે બે કલાક નકામા જાય, એના કરતાં આખું લાંબા સમય સુધી અખંડ બેઠો હોય ને, તો ઉકેલ આવે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો પછી બહારના સંયોગને આધીન છે ને આ તો ? આપનો સાંધો મેળવવાનો નિશ્ચય હોય....

**દાદાશ્રી :** એ બરોબર છે. તેથી આપણે કહીએ છીએ ને, વ્યવસ્થિત છે. એવાં સંજોગ ભેગા થવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એ નિશ્ચય છે માટે આગળ ભેગું થશે જરૂર ? આ નિશ્ચય છે એટલે વ્યવસ્થિત બદલાશે ?

**દાદાશ્રી :** એ તો બદલાય ને ! વ્યવસ્થિત બદલાયા જ કરે. નિશ્ચય આપણો જેવો હોય ને, તે બાજુ જ વ્યવસ્થિત જાય. આપણો નિશ્ચય હોયને જે દિશામાં, તે દિશામાં જ વ્યવસ્થિતને જવું પડે. વ્યવસ્થિતનો નિયમ એવો છે કે તારો નિશ્ચય કઈ બાજુ છે ?

**પ્રશ્નકર્તા :** પણ પેલા આગળના નિશ્ચય પછી તો ન નડે ને ?

**દાદાશ્રી :** આગળનું તો અહીં લેવાદેવા નથી. આજે શું નિશ્ચય છે ! પણ એ વિરોધાભાસ ના હોવો જોઈએ એ નિશ્ચય.

**પ્રશ્નકર્તા :** પણ પ્રકૃતિ આગળ બધા લાચાર હોય છે.

**દાદાશ્રી :** આમ અસામાન્ય પુરુષો જ ફક્ત પ્રકૃતિ આગળ લાચાર ના થાય. બાકી બધા ય પ્રકૃતિ આગળ લાચાર.

## જાગૃતિ રોજીંદા જીવનમાં !

**પ્રશ્નકર્તા :** હવે રોજીંદા જીવનમાં જાગૃતિ કેમ આવે ?

**દાદાશ્રી :** વ્યવહારમાં ક્લિયર(ચોખ્ખો) રહે, તો જાગૃતિ આવે. વ્યવહારમાં લોકો આંગળી કરે એ વ્યવહારમાં જાગૃતિ ના આવે. તમે વેપારી હો અને પછી એક દહાડો ત્રણ વાગે દુકાન ઉઘાડો. એક દહાડો પાંચ વાગે ઉઘાડો તો તમારામાં જાગૃતિ આવે નહીં અને તમારો વ્યવહાર બગડ્યો કહેવાય. વ્યવહારમાં આંગળી કરનાર ના જોઈએ. તારી પાછળ આંગળી કરે છે લોકો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** માટે એ વ્યવહારમાં તું વ્યવહારિક થઈ જા. કોઈ આંગળી ના કરે, તો જાગૃતિ સારી આવશે.

**પ્રશ્નકર્તા :** ના. પણ જ્ઞાતા-દ્રષ્ટા થયા તો ય વ્યવહાર તો રાખવો જોઈએને ?

**દાદાશ્રી :** વ્યવહાર થાય. તે એની મેળે થયે જ જાય. જ્ઞાતા-દ્રષ્ટામાં તો વ્યવહાર રહે જ. જ્ઞાતા-દ્રષ્ટા થાય એટલે, નિશ્ચય નિશ્ચયમાં થઈ ગયો તો વ્યવહાર વ્યવહારમાં થઈ જાય. પણ એકંદરે ધ્યાન હોય જ એ તો. કારણ કે એ ધ્યાન આત્માને રાખવું નથી પડતું, એ ચિત્તનું હોય છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આવું કેમ થતું હશે કે કોઈવાર જાગૃતિ રહ્યા કરે અને પછી બીજે વ્યવહારનું કરવાનું હોય એમાં ગુલ્લા વાગ્યા કરે.

**દાદાશ્રી :** પણ એ ય વ્યવહારનું ત્યાંય રેગ્યુલર થવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** પણ એવું તૂટતું કેમ હશે ?

**દાદાશ્રી :** એ તો આપણે ગોઠવીએ તો જાગૃતિ રહે જ. આપણે ચંદુભાઈને કહીએ કે ભઈ, વ્યવહાર બગાડવો ના જોઈએ, ચોખ્ખો રહેવો જોઈએ. વ્યવહારમાં કશું બૂમ ના આવવી જોઈએ.

## કચરો બળે તે વધે જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** પછી એ જાગૃતિને વધારવા માટે કશું કરવું પડતું નથી ?

**દાદાશ્રી :** કશું કરવું ન પડે અને જેમ જેમ ફાઈલો ઓછી થતી જાય તેમ જાગૃતિ વધતી જાય. તમારે જાગૃતિ વધતી જવાની. કારણ કે જૂનો કચરો નીકળવાનો છે ને એટલે. બાકી આમને તો એની મેળે જ, તે જ દહાડે જાગૃતિ થઈ ગઈને ! પછી એમને જાગૃતિ રહે, નિરંતર. તમારે તો પેલો કચરો બાળ્યા પછી જાગૃતિ વધે.

**પ્રશ્નકર્તા :** એ કાર્ય-કારણ સંબંધ છે ને ?

**દાદાશ્રી :** હા, તે સંબંધ ખરો ને ! એ કચરો બધો બાળી નાખવો પડશે ને ? પછી તમને કોઈ જાતનો નુકસાન નહીં કરે કચરો. કચરો રહ્યો જ નહીં પછી. ખરી લાઈફ જ જીવવાનું ત્યારે ખરું લાગેને ? આ તો લાઈફ બધી બગડી જાય !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા થયા પછી, આ પુદ્‌ગલની પરિણતીમાં જે ફેરફાર થાય છે, તે શાથી દેખાય છે ?

**દાદાશ્રી :** એ જાગૃતિ વધ્યાથી.

**પ્રશ્નકર્તા :** એ જાગૃતિ વધી કોની ? આત્માની વધીને ?

**દાદાશ્રી :** એ આત્માની નહીં. જે ઊંઘે છે, જેને ભ્રાંતિ છે તેની વધી છે.

## જ્ઞાનીનું સાન્નિધ્ય ખીલવે જાગૃતિ !

આપણે અહીં છે તે લોકો ઘોંઘાટ કરતા હોય તો અહીં વાત ના સંભળાયને આપણને ? એના જેવું છે આ. મહીં કર્મનો ઉદય આવ્યો, તે ઘડીએ બધું મહીં આમ ગૂંગળામણ થાય. એનો વાંધો નહીં, એ નુકસાનકર્તા નથી. તે ઘડીએ કંઈ જાગૃતિ ગઈ નથી. જાગૃતિ જ હોય છે. આ જાગૃતિ પૂરેપૂરી રહેતી નથી, ઝોકું ખઈ જાય.

મેં કહ્યું, આ જાગૃતિ છે પણ ખીલી નથી. એટલા માટે અમે બોલ બોલ કરીએ તો ખીલે. આ સાઈડની ખીલે, પેલી સાઈડની ખીલે. આ કોર્નરની ખીલે, પેલા કોર્નરની ખીલે. એટલે બધી જાગૃતિ ખીલે. એટલા માટે બોલીએ, કરવાનું નથી કહેતા.

**પ્રશ્નકર્તા :** જાગૃતિનો જે ક્રમ હોય એ પ્રમાણે જ જાગૃતિ રહે, એ જાગૃતિને વધારવાનો કોઈ રસ્તો ખરો ?

**દાદાશ્રી :** હા. અમારી પાસે બેસ-બેસ કરે તો આ જાગૃતિ વધે. એટલા સારુ રોજ આવ આવ કરે છે ને લોકો ! નહીં તો એક જ દહાડો ના કરી દઉં ? સારા કાળમાં તો એક જ વખત કરવાનું હોય. આ તો કેટલા બધા દેવાળાવાળા ! હા, ભયંકર દેવાળાવાળા. નાદાર સીટની ઉપર બેઠેલા. તે રોજ રોજ વિધિઓ કરું તો ય દેવું પતતું નથી. પણ છતાં ય આમ કરતાં કરતાં પતી જશે.

## હાજર થયું તે જ જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** આમ સતત જાગૃતિ ના રહે પણ ટાણું આવે ત્યારે જ્ઞાન હાજર થઈ જાય છે.

**દાદાશ્રી :** હાજર થઈ જાય છે. જે હંમેશાં હાજર થાય, એનું નામ જ જ્ઞાન કહેવાય. હાજર ના થાય એ જ્ઞાન જ કેમ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** તમે અમને આત્મા ને બધું છૂટું કરી આપો છો, પછી અમારે આત્મામાં જ રહેવું જોઈએને ? પછી બધું મિક્ષ્ચર કેમ થઈ જાય છે ?

**દાદાશ્રી :** એવું છે ને, આ ઉપાધિને 'જોવાની' છે, તેમાં ઉપાધિમાં તું હાથ ઘાલું તો દઝાય. આપણે હોળી જોવાથી કંઈ આપણી આંખ દઝાય નહીં. પણ આપણે મહીં આ પેલું નાળિયેર કાઢવા હાથ ઘાલીએ તો દઝાઈએ. એટલે તું નાળિયેર કાઢવા હાથ ઘાલતો'તો, તેનું આ થઈ ગયું. એટલે મેં કહ્યું કે, હવે આવતી ફેરે જ્ઞાન આપું ત્યારે ડહાપણથી સાચવી રાખજે.

**પ્રશ્નકર્તા :** પણ આપણે છૂટા પડી ગયા પછી નાળિયેર લેવા જઈએ છીએ, એ ના થવું જોઈએ ને ?

**દાદાશ્રી :** હા. આ જતાં રહીએ છીએ એટલે હજુ તમારી જાગૃતિ છે, તે જાગૃતિને હડસેલો મારીને તમે પેલામાં ઘૂસો છો. કારણ કે કર્મના ઉદય ભારે છે. એટલે એક માણસ ક્યાં સુધી જીરવી શકે આ. આંગળી પર છે તે નળનું પાણી પડતું હોય તો ક્યાં સુધી આમ આંગળી રાખી શકે? ત્યારે કહે, અડધો ઈંચ, પોણો ઈંચ હોય પણ બે ઈંચનો ફોર્સ પડે તો ખસી જાય આંગળી. તે આ કર્મના ઉદય એવા ભારે ને તો જાગૃતિ ખસી જાય. કોલેજમાં ડીગ્રી લેવા જતાં કેટલાં વર્ષો ગયેલાં ?

**પ્રશ્નકર્તા :** છ.

**દાદાશ્રી :** એટલાં વરસોની મારે જરૂર નથી. હું તો કહું છું છ જ મહિના તમે મારી જોડે રહોને, બહુ થઈ ગયું ! બધું આખા અનંત અવતારની ખોટ વળી જાય.

## જાગૃતિ જન્મે કડવાશમાંથી...

આ આમને તો રાત-દહાડો કોઈને કશું દુઃખ ના થાય ને કોઈને કશું એ ના થાય, એમાં જ બધું ચિત્ત રહે. જેને આખો દહાડો સેવા-પરોપકારમાં ચિત્ત રહેતું હોય, તેને ઠંડક રહે. એટલે એને આ જ્ઞાનની જાગૃતિ ઓછી રહે. એનાં કરતાં લુચ્ચા માણસને છે ને, તેને આ જાગૃતિ બહુ વધી જાય. કારણ કે એને બળતરા પેલી બહુ હોયને, તે ઠંડક બહુ થાય, એટલે શ્રદ્ધા જબરજસ્ત ચોંટી જાય. પછી એ પ્રમાણે બધું જબરજસ્ત કરે. આવું કેલ્ક્યુલેશન છે બધું !

સારું કરવાવાળાને ઠંડક રહે. આ જ્ઞાન આપીએને અમે, એ જે ઠંડક થાય ને, પેલાને જે ખરાબવાળાને ઠંડક થાય તે ઓર પ્રકારની થાય, બહુ ઊંચા પ્રકારની. એની જાગૃતિ તે દહાડે જ જામી જાય. આમની મંદ જાગૃતિ રહે !

આ એમને કો'ક હરાવનાર મળે, 'તમારામાં અક્કલ નથી', આમતેમ બે-ચાર શબ્દ બોલેને એટલે તરત 'હું શુદ્ધાત્મા છું' એ જાગૃત થઈ જાય. બધા લોકો 'આવો, આવો, આવો' કહે એટલે પછી જાગૃતિ ના આવે. કડવાશ દહાડામાં બે-ચાર વખત આવે તો જાગૃતિ રહે.

એક નાનામાં નાની બાબત, ટાઢા પાણીમાં બોળ્યું કપડું અને સનલાઈટ(સાબુ) ઘાલે, અને ગરમ પાણીમાં બોળેલાં કપડામાં સનલાઈટ(સાબુ) ઘાલો તો આ બેઉમાં ફેર પડી જાય છે, તો આમાં તો કેટલો બધો ફેર પડી જાય !

## જાગૃતિ અને પુણ્ય !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ એ પુણ્યૈના આધારે છે ? અથવા જાગૃતિ અને પુણ્યૈને સંબંધ ખરો ?

**દાદાશ્રી :** પુણ્યૈ તો જેમાં ને તેમાં હોય જ. સંજોગ બાઝવામાં પુણ્યૈ તો હોય જ. પણ આપણે નિશ્ચય હોવો જોઈએ કે મારે જાગૃતિ રાખવી જ છે કે પુરુષાર્થ કરવો જ છે.

**પ્રશ્નકર્તા :** અનુકૂળમાં ટાઢું પડી જાય અને પ્રતિકૂળતામાં વધારે જાગૃતિ રહે એવું કેમ ?

**દાદાશ્રી :** અનુકૂળમાં તો એવું છે ને, એને મીઠું લાગે ને ! ઠંડો પવન આવતો હોય તો કલાક જતો રહે ને બહુ ગરમી હોય તો કલાક કાઢવો હોય તો કેટલો ભારે લાગે ! અને આ તો કલાક કાઢવો સહેજમાં નીકળી જાય. તેમ જમવાનું સારું હોય તોય ઝપાટાબંધ જમાઈ જાય અને ભૂખ લાગી હોય ને જમવાનું બધું એવું હોય તો પછી ના છૂટકે ખાવું પડે.

**પ્રશ્નકર્તા :** પણ જાગૃતિ પ્રતિકૂળતામાં કેમ વધારે રહે છે ?

**દાદાશ્રી :** પ્રતિકૂળતા એ આત્માનું વિટામીન છે અને અનુકૂળતા દેહનું વિટામીન છે. અનુકૂળ સંયોગોથી દેહ સારો થાય. પ્રતિકૂળ સંજોગોમાં આત્મા સારો થાય. એ બધા સંયોગો ફાયદાકારક છે. સમજવું હોય તો બધા સંયોગો ફાયદાકારક છે.

અનુકૂળ ને પ્રતિકૂળ બધું બાહ્ય ભાગનું જ છે, બહારનો ભાગ છે ને તે જ વર્તે છે, આત્મા વર્તતો નથી. પ્રતિકૂળ હોય ત્યારે બાહ્ય ભાગ એબ્સંટ થાય, ત્યારે આત્મા હાજર થાય. અનુકૂળતામાં બાહ્ય ભાગ પ્રેઝન્ટ હોય જ. એટલે આપણે આત્મા પ્રેઝન્ટ કરવો હોય તેને પ્રતિકૂળતા સારી અને દેહ પ્રેઝન્ટ કરવો હોય તો અનુકૂળતા સારી.

આપણે જો આત્મા થવું હોય તો પ્રતિકૂળતા લાભદાયી છે ને આત્મા ના થવું હોય તો અનુકૂળતા લાભદાયી છે. જાગૃતિના માર્ગ ઉપર ચાલ્યા એટલે પ્રતિકૂળતા ફાયદાકારક અને બેભાનતાના માર્ગ પર એ અનુકૂળતા ફાયદાકારક.

**પ્રશ્નકર્તા :** અનુકૂળતામાં પણ જાગૃતિમાં રહે તો વધારે ફાયદો ને?

**દાદાશ્રી :** પૂરી ના રહી શકે. એટલે અમે પ્રતિકૂળ કરીએ ઉલટું, ના હોય તો.

**પ્રશ્નકર્તા :** અનુકૂળ ને પ્રતિકૂળ એ તો માનવા ઉપર છે ને ? કે સ્વભાવિક હોય છે આમ ?

**દાદાશ્રી :** છે એક્ઝેક્ટ. પણ મન છે ત્યાં સુધી હોય જ ને ! જ્યાં સુધી મનનો આધાર છે ત્યાં સુધી હોય જ.

**પ્રશ્નકર્તા :** આ દેહ છે એને ય પ્રતિકૂળ-અનુકૂળ લાગે જ ને બધું?

**દાદાશ્રી :** ખરી રીતે દેહને લાગતું નથી. મનનું છે.

**પ્રશ્નકર્તા :** ગરમી લાગે ને એકદમ અકળામણ થઈ જતી હોય, તો આ ગરમી દેહને લાગે છે કે મનને લાગે છે ?

**દાદાશ્રી :** મનનું. દેહને કશું લાગે નહીં. બુદ્ધિ કહે એટલે મન ચાલુ થઈ જાય, બુદ્ધિ ના કહે તો વાંધો નહીં. બુદ્ધિ એટલે સંસાર જાગૃતિ.

**પ્રશ્નકર્તા :** પ્રતિકૂળતા એ અનુકૂળતા જ છે. એવી પણ અંદર ઊંધી ગોઠવણી કરી શકે છે ને, બુદ્ધિથી ?

**દાદાશ્રી :** હા. પણ જેને મોક્ષે જવું હોય એ ગોઠવણી કરે કે આ તો અનુકૂળ જ છે. ખરો લાભ આમાં છે પ્રતિકૂળતામાં. અમે ટાઢમાં ય ઓઢેલું કાઢી નાખીએ. એટલે જાગૃતિ રહે.

**પ્રશ્નકર્તા :** એ વખતે કેવી જાગૃતિમાં રહો ?

**દાદાશ્રી :** જાગૃતિ જાગૃતિમાં રહી, નહીં તો જાગૃતિ ઊંઘે છે.

**પ્રશ્નકર્તા :** આ ઠંડી લાગવાથી ઊંઘ આવે નહીં. એટલે પછી જે જાગી ગયા, પછી જાગૃતિમાં રહેવાનું એવી રીતે ?

**દાદાશ્રી :** નહીં તો ઊંઘ આવી જાય. અને તે ઘડીએ કોઈ જગાડનાર હોય નહીં ને !

**પ્રશ્નકર્તા :** એ અંદર શું જાગૃતિમાં રહ્યા ?

**દાદાશ્રી :** બેભાનપણું ઓછું થઈ જાયને ! જાગે એટલે તું જે કશું જાણતો હોય કે 'હું શુદ્ધાત્મા છું' એવું જ હોય ને !

## વિચાર આવતાં પહેલાં જ જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** દાદાએ તો કહ્યું છે ને, રાત્રે 'હું શુદ્ધાત્મા છું' બોલતાં અને નિદિધ્યાસન કરતાં કરતાં સૂઈ જવું તો આખી રાત પેલો નળ ચાલુ રહે, તો એ કઈ જાગૃતિ ?

**દાદાશ્રી :** એ ખ્યાલ કહેવાય. ખ્યાલમાં રહે તો ય સારું.

**પ્રશ્નકર્તા :** એથી આગળની સ્ટેજ એટલે આપ કહો છો એ જાગૃતિને ?

**દાદાશ્રી :** દીવો ઓલવાય નહીં. ફરી સળગાવવો ના પડે. મન શું બતાવે છે, એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય ત્યાં સુધી જાગૃતિ લઈ જવાની છે. પછી એને લઈ જવી નહીં પડે ! એટલે જાગૃતિ કોને કહેવાય ? વિચાર આવતાં પહેલા જ સમજાય કે આ તો જ્ઞેય છે ને હું જ્ઞાતા છું.

**પ્રશ્નકર્તા :** જોવું-જાણવું અને જાગૃતિ વચ્ચે શો ફરક ?

**દાદાશ્રી :** જોવું-જાણવું અને જાગૃતિ બે જુદી વસ્તુ છે. જોવું-જાણવું એ તો કરેક્ટનેસ છે અને જાગૃતિ તો વધ-ઘટ થાય. આવરણના આધીન છે. હમણે જો કદી દૂધપાક ખાધો હોય તો જાગૃતિ ડૂલ થઈ જાય અને ભૂખ્યા રહ્યા હોય તો જાગૃતિ વધી જાય. દૂધપાક ખઈ જોજોને એક દહાડો, જાગૃતિ કેટલી રહે છે ખબર પડશે, દૂધપાકથી ?

## ઝોકું ખાધું એ ખોટ !

**પ્રશ્નકર્તા :** દાદાને મળ્યા પછી, જ્ઞાન મળ્યા પછી અજાગ્રત રહીએ તો જોખમદારી કેટલી ?

**દાદાશ્રી :** એ જેટલા ઝોકાં આવે છે એટલી. અને ઝોકાં ના આવે તો તેટલી. જોયા વગર ગયું, એની જોખમદારી રહે. એ ફરી જોવું પડશે. જોશો એટલે સાફ થઈ જાય. દરેક ઉદયને જોવાથી સાફ થાય. અને ઉદયમાં તન્મયાકાર રહ્યા તો તે કર્મ ચોખ્ખા થવાના બાકી રહ્યા. અને આત્મા છૂટો રહ્યા પછી આત્માની જાગૃતિમાં રહ્યો એટલે કોઈ હિસાબ બંધાતો જ નથી. જાગૃતિ મંદ થાય એટલો વખત એને પેલું ચોંટે.

**પ્રશ્નકર્તા :** શું ચોંટે ?

**દાદાશ્રી :** ચોંટે એટલે જે હિસાબ એને ચોખ્ખો કરવાનો છેને, એટલો ચોખ્ખો ના કર્યો એટલે એ એવો ને એવો પછી પડી રહ્યો છેને !

**પ્રશ્નકર્તા :** પેલું ચોખ્ખું ના થાય, પણ નવું બગડે નહીં ?

**દાદાશ્રી :** નવા સાથે લેવાદેવા જ નથીને !

**પ્રશ્નકર્તા :** આને જ શુદ્ધ કરીને મોકલવાનાને !

**દાદાશ્રી :** એ શુદ્ધ કરીને મોકલવાના છે, પણ તે ના મોકલાયા, એટલા રહ્યા પોતાની પાસે સિલ્લકમાં.

❖❖❖❖❖

## [૧.૨]

# જુદાપણાની જાગૃતિ

### આધિ-વ્યાધિ-ઉપાધિમાં ય સમાધિ !

**દાદાશ્રી :** ‘ચંદુભાઈ’ તો તમારા પાડોશી ને કે ‘તમે’ પોતે જ ?

**પ્રશ્નકર્તા :** દેહ-મન બધું પાડોશી નંબર એક.

**દાદાશ્રી :** ફર્સ્ટ નેબરર, નજીકના નેબરર, ‘ચંદુભાઈ’ આઈસ્ક્રીમ ખાય તો ‘આપણને’ ખબર પડી જાય કે આઈસ્ક્રીમ ખાવા માંડ્યાં ?

**પ્રશ્નકર્તા :** ‘ચંદુભાઈ’ને માર પડે તો ય ‘પોતાને’ ખબર પડે.

**દાદાશ્રી :** ખબર પડે, હા ! આ સંસારમાં ચિંતામુક્ત થવાનું છે અને તે આધિ-વ્યાધિ-ઉપાધિ હોય છતાં, ઉપાધિમુક્ત થવાનું છે. એવું થોડું ઘણું થયું કે નહીં થયું ?

**પ્રશ્નકર્તા :** દાદા, એવું થઈ ગયું કે લોકોને ઉપાધિ દેખાય અને મને ઉપાધિ ના લાગે.

**દાદાશ્રી :** નિરંતર ચિંતા નહીં, ઉપાધિ નહીં, તો જ્ઞાની જ થઈ ગયા ને ! ‘હું ચંદુભાઈ છું’ એ ભૂતનું વળગણ હતું. તે વળગણ બધાં, મારે ય એ ખાય છે ને માલે ય એ ખાય છે. પછી હવે આ જ્ઞાન મળ્યા પછી, સોળાં રહી ગયા, સોળાં સહન આપણે કરવાં પડે. પેલું ભૂતડું નીકળી ગયું.

પણ હવે સોળાં મહીં લ્હાય બળે. દવા ચોપડવી પડે આપણે ! એટલે એની બહુ હાયવોય ના કરવી. ચંદુભાઈ ચા પીએ છે ચાર કપ, પીએ તો જોયા કરવું. ચંદુભાઈને અને તમને લેવાદેવા નથી.

## આપણે જાતને ઓળખીએ કે નહીં ?

આ ચંદુભાઈ શું કરી રહ્યા છે, એને 'જાણવું' જોઈએ. ચંદુભાઈ જજ તરીકે જજમેન્ટ આપતા હોય, તો પણ એને આપણે 'જાણવું' જોઈએ કે આ શું કરી રહ્યા છે જજ. એ આપણે 'જાણીએ', એ આપણું જ્ઞાન અને જજ શું કરી રહ્યા છે એ એમનું. સહુ સહુની, બન્ને પોતપોતાની છે તે ફરજો બજાવે છે. આત્મા આત્માની ફરજ બજાવે અને સાહેબ સાહેબની ફરજ બજાવે. તમે સાહેબને ઓળખો કે ના ઓળખો ? સારા માણસ છે ને કે થોડા ખરાબે ય છે ?

**પ્રશ્નકર્તા :** થોડા ખરાબ છે.

**દાદાશ્રી :** જો ઓળખે ને ! હા, 'હું જ સાહેબ છું' હોય તો આવું નિષ્પક્ષપાતી કોણ બોલે ? કોઈ કહેશે, 'તમે અક્કલ વગરના છો', તો કહીએ કે 'ભઈ, તમે તો આજે જ જાણ્યું કે અમારામાં અક્કલ નથી, પણ અમે તો પહેલેથી જ જાણીએ છીએ.' એવું 'તમારે' કહેવું. તમે તો આજે જાણ્યું, પણ હું ચંદુભાઈને આખી જિંદગીથી ઓળખું છું. 'તમે' 'ચંદુભાઈ'ને ઓળખો કે ના ઓળખો ?

**પ્રશ્નકર્તા :** સારી રીતે ઓળખું.

**દાદાશ્રી :** સારી રીતે ઓળખો ને, કે ક્યાં વાંકો છે, ક્યાં ચૂકો છે, ક્યાં સીધો છે, બધું જ જાણોને ? પછી કોઈ વાંકો કહે, તેમાં આપણને શું વાંધો છે ? અને આપણું તો કોઈ લઈ જનાર નથી. લઈ જશે તો થોડુંઘણું છે તે ય 'ચંદુભાઈ'નું લઈ જશે. તમારું કોઈ લઈ જનાર નથી. એ 'તમને' ઓળખતા જ નથી ને કોઈ ! તમને ઓળખે કોણ ? આપણા આ મહાત્માઓ ઓળખે !

## ડિફેક્ટને જાણનારો આત્મા !

**પ્રશ્નકર્તા :** દાદા, મારે મોટી ડિફેક્ટ એ જ છે કે...

**દાદાશ્રી :** ડિફેક્ટ છે પણ જાણો છોને તો તમે આત્મા છો. તમારે ક્યાં ડિફેક્ટ છે ? ડિફેક્ટ તો આ પુદ્ગલ આવું છે, બંધ આવો બંધાયેલો છે. તેમાં આપણને શું નુકસાન છે ! દાદા માથે છે ને પુદ્ગલ રાશિ હોય તો દાદા ચલાવી લે, પણ આપણે શા માટે માથે લઈએ ? તમે ચંદુભાઈ હતા, ત્યાં સુધી તો માથે લેવું પડે. હવે ચંદુભાઈ નથી તો ચંદુભાઈનો ભાર આપણે શું લેવાનો ? પાડોશીને તો રીતસર હોય. એ રડે તો આપણે રડવા લાગવું ? આ ચંદુભાઈ આવા છે એવું જાણીએ, એનું નામ જ જ્ઞાન !

તું આત્મા છે ને આ પુદ્ગલ છે મૂઆ. તારો ભડકાટ થયો કે ચઢી બેસે. આખું વર્લ્ડ આઘુંપાછું થાય. આ દેહને તાવ આવે કે પક્ષાઘાત થાય કે સળગે પણ ભડકે એ બીજા, કહીએ. પુદ્ગલ કી ખોટ હે, અપને કો ખોટ કભી નહીં હોતી. ખોટ જશે તો પુદ્ગલને ઘેર. આપણે ઘેર કોઈ દહાડો ખોટ જતી નથી. બેઉનો વ્યવહાર જુદો, વેપાર જુદો. શેઠ અને દુકાન જુદાં હોય કે એક હોય ?

**પ્રશ્નકર્તા :** જુદા જુદા.

**દાદાશ્રી :** ત્યારે દુકાન સળગે છે ત્યારે જાણે કે હું સળગ્યો. અલ્યા, તું ક્યાં સળગે છે ? દુકાન સળગે છે. હેંડ, આપણે ચા પીએ. ત્યારે હું સળગ્યો, હું સળગ્યો, પારકી વસ્તુ માથે લઈને ફરે.

**પ્રશ્નકર્તા :** આવાં બનાવ કંઈક બને ત્યારે આર્તધ્યાન-રૌદ્રધ્યાન થાય છે તો ખરું જ. પછી પ્રતિક્રમણે ય કરું.

**દાદાશ્રી :** એ આર્તધ્યાન-રૌદ્રધ્યાન એને ના કહેવાય. એ આર્તધ્યાન-રૌદ્રધ્યાન તમારે નથી થતું. તમે તો આત્મા છો. એ તો ચંદુભાઈને થાય છે. તે એમાં ચંદુભાઈને આપણે વધું પડતું હોય ત્યારે કહેવું, 'ભઈ, આમ જરા આસ્તેથી કામ લો.' અને વાત કરે ત્યારે આ ફાઈલ નંબર વન તારી, તે સામી વ્યક્તિ જોડે વાત કરે. તેને તું ય 'જાણું'

અને એ ય 'જાણે', શું વાતચીત થઈ તે. આપણે જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી. આપણો સ્વભાવ આપણામાં.

ચંદુલાલને ડહાપણ આવ્યું હોય તો ડહાપણને જુઓ, 'ઓહોહો ! બહુ ડાહ્યા છે.' ગાંડપણ આવે તો ગાંડપણને જુઓ. ચકડોળે ચડેલું હોય તો ચકડોળે ચડેલુ જુઓ. એ સિવાય બીજું શું થવાનું છે ? તમે કોઈ દહાડો ઈમોશનલ નાનપણમાં થયેલા ?

**પ્રશ્નકર્તા :** થયેલા. હજુ પણ થવાય છે. પણ જ્ઞાન લીધા પછી ઓછું થઈ ગયું.

**દાદાશ્રી :** હા. પણ જ્ઞાન લીધા પછી તમારે માથે જવાબદારી નથી ને ! એ તો પછી ચંદુભાઈની જવાબદારીને ? તો તમે જુદા, ચંદુભાઈ જુદા. ચંદુભાઈ ઈમોશનલ થાય, પણ તમે તો થતાં નથી ને ?

**પ્રશ્નકર્તા :** નહીં. કોઈ વખત પાછું ભેગું થઈ જાય છે ને કોઈ વખત જુદું થઈ જાય છે.

**દાદાશ્રી :** ભેગું થઈ જાય છે એ વાત જુદી છે. પણ એ તો જુદું થયેલું છે. તે એક દહાડો ખરેખર જુદા રહેશે પછી. અત્યારે બીજી રૂમો બરાબર ખાલી થઈ નથી ને ! એટલે હમણાં ભેગું થવું પડે. બીજી રૂમો જેમ જેમ ખાલી થશે તેમ જુદું થઈ જશે, જુદા થયા માટે.

પુદ્ગલ ભય એ પૌદ્ગલિક ભૂતાં છે. તેનાંથી આપણે ડરવાનું ના હોય. આ પૌદ્ગલિક ભૂતાં કહ્યાં. 'આપણે' 'ચંદુભાઈ'ને કહીએ, 'આમ વણિકની પેઠ કરો, એ ના ચાલે. ક્ષત્રિય થાવ. બીજા દુઃખો હજી આવવાં હોય તો આવો. પગ ફાટો, માથું દુઃખો' કહીએ. એ પુદ્ગલ છે, આપણે આત્મા જુદા !

## ચેતનપક્ષી પુદ્ગલને શું દુઃખ ?

હમણે જેલમાં લઈ જવા આવે કે ચંદુભાઈ કોણ છે ? ચાલો. તો તમે શું કહો ?

**પ્રશ્નકર્તા :** જઈએ. ચંદુભાઈ જાય એની જોડે જઈએ.

**દાદાશ્રી :** હા. આપણે કહીએ કે 'આ રહ્યા ચંદુભાઈ, લઈ જાઓ. અમારે ઘેર બારણાં અમારે જાતે વાસવા પડતાં હતાં. તમારે ત્યાં પોલીસવાળો બારણાં વાસી આપે તો એ શું ખોટું ?' એટલે વૈભવ છે બધો. જેલમાં વૈભવ નહીં હોય ? આ ઘેર અત્યારે ઓરડીમાં ચાર જણને પડી રહેવું, એનાં કરતાં ત્યાંનો વૈભવ સારો છે !!

બાકી આત્માને કોઈ જગ્યાએ દુઃખ હોય નહીં. અને જે પુદ્ગલ આત્માધીન થયેલું છે, તેને તો કશું દુઃખ જ ના હોયને પછી ? ચેતન પક્ષનું પુદ્ગલ થયું પછી શું દુઃખ ? ચેતનપક્ષની વિરોધી પુદ્ગલ છે ત્યાં સુધી જરા અડચણ કરે.

## ઘરડો કોણ ?

**પ્રશ્નકર્તા :** દાદા એકદમ યંગ દેખાય છે આજે.

**દાદાશ્રી :** ના પણ એ રોજ બધા કહે છે. પછી હુંય અરીસામાં જોઉં, દેખાય આ કેવા ? મનેય યંગ દેખાય છે. બધાં કહે એટલે પછી અસર થાયને મહીં. બાકી 'હું ઘૈડો છું' એવું કોઈ દહાડો બોલું નહીં. કારણ હું તો શુદ્ધાત્મા છું, ઘૈડા તો આ જ થાય, દેહ થાય. એ બોલે નહીં. અમારા પૂછ્યા સિવાય શી રીતે બોલે ? વ્યવહારમાં કહે કે 'ભઈ, આ ઘૈડા છીએ.' પણ 'હું ઘૈડો છું' એવું ના બોલાય. કારણ કે 'હું તો શુદ્ધાત્મા છું' એટલે અમારા હિસાબ બધા જુદી જાતના હોય. 'હું શુદ્ધાત્મા' થઈને 'હું ઘૈડો છું' ખરેખર બોલ્યા, તો તમે તેવા થઈ જશો. એટલે તમે કહો કે હું ઘૈડો થયો, એ તમે તમારે માટે નથી બોલતા, પણ અંદરખાને જાણતા હોય કે હું જુદો ને આ તો ચંદુભાઈના માટે બોલાય છે. એટલે તમને અસર ના થાય. બધું ઈફેક્ટિવ છે. આ વર્લ્ડમાં એક શબ્દ બોલ્યા કે ઈફેક્ટિવ છે બધું !

'ચંદુભાઈ' કહે કે મારી તબિયત બગડી છે. તો 'આપણે' અંદરખાને સમજવું કે એ ચંદુભાઈની તબિયત બગડી છે, પણ મારી તો નહીં જ ને !

**પ્રશ્નકર્તા :** હા, દાદા. ચંદુભાઈને માટે કહેવાનું. અને તબિયત સારી છે એવું પોઝીટીવ બોલવાનું આપણે.

**દાદાશ્રી :** એટલે તબિયત સારી છે એવું કહો. ચંદુભાઈ કહે કે 'મારી તબિયત ખરાબ છે'. ત્યારે આપણે કહીએ, 'ના, સારી છે.' એમાં બીજું કંઈ લાંબું હોય નહીં, પણ શાંતિ રહે એને ! બાકી તમે પોતે જ કહો કે, મારી તબિયત સારી છે, તો સારી થઈ જાય. તમે પોતે જ કહો કે મારી તબિયત ખરાબ છે, તો ખરાબ થઈ જાય. એટલે જેવું ચિંતવે એવો એ થઈ જાય ! હું જુદો ને ચંદુભાઈ જુદા. પોતે એકરૂપ થવું જ નહીં કોઈ દહાડો. ચંદુભાઈને ભૂખ લાગી છે, ચંદુભાઈને ખાવું છે, ચંદુભાઈએ ખાવાનું બનાવ્યું, ચંદુભાઈને સમજણ પડતી નથી, ચંદુભાઈને સમજણ પડે છે ! આવી બધી ભાષા રાખો.

## સ્થિતિ મહાત્માની પક્ષાઘાતમાં !

જ્ઞાન ના હોય એવાને પક્ષાઘાત થયો હોયને તો આ શરીર બધું એ થઈ જાય. એ બહારના લોક જોવા આવે ને કહેશે, 'અરેરે ! આ અંગ જતું રહ્યું ?' ત્યારે પેલો પક્ષાઘાતવાળો આંખમાંથી પાણી કાઢ્યા કરે અને કહે કે, 'આ ય ગયું ને તે ય ગયું.' મહાન વેદના થાય.

હવે એ આપણા જ્ઞાનવાળાને કો'ક વખત પક્ષાઘાત થયો હોય ત્યારે ખબર કાઢનારાઓને શું કહે ? 'ભઈ, આ બધું ડાબું જતું રહ્યું. પણ તમે જેને જોવા આવો છો તેને 'હું' ય 'જોઉં' છું'. હું ય જોઉં છું અને તમે ય જુઓ. આ આપણે બધા 'જોનાર' છીએ કે કોને આ થયું છે ? આ જ્ઞાન અહીં ફળ આપે. બહુ સરસ ફળ આપે.

છતાંય આપણા મહાત્માઓને બહુ આગળ વધેલા હોય તો ય કોઈને પૂછીએ, કે 'ભઈ, પક્ષાઘાત તમને ગમે ?' ત્યારે કહે, 'ના, ગમે તો નહીં.' પણ આવી પડે તો એનો તિરસ્કારે ય ના કરે. પણ ના હોય તો પક્ષાઘાતને બોલાવે નહીં એ. આપણે કહીએ ના આવો તો સારું કે આ પીડા કોણ ઊભી કરે ?

## મુનીમને ન અડે ખોટ-નફો !

તમે છે તે રોજ શેરબજારનું કામ કરતા હોય. તમારો મહેતાજી હોંશિયાર હોય, તે મહેતાજીને તમે એક દા'ડો કહો કે ભઈ, આજ બે દા'ડા લગનમાં જવાનું છે, તે શેરબજારનું તું કામકાજ કરજે. હવે એ કામકાજ કરે, ખોટ જાય તો ય એને એમ મનમાં ના થાય કે આ ખોટ મને ગઈ. એ જાણે કે આ ના થયું હોત તો સારું. આ શેઠને ખોટ જશે. પણ મને થયું એવું તો એને લાગે જ નહીં ને ! લાગે ખરું એને ? એ નફો થયો હોય તોય?

**પ્રશ્નકર્તા :** તો પણ કંઈ નહીં.

**દાદાશ્રી :** હં... એવી રીતે આપણે આ ચંદુભાઈને કહી દીધું ને એટલે પછી દાદાનું નામ દઈને કહે કે ભઈ, આ પ્રમાણે એટલે પછી લેવાદેવા નથી. અમારા કહ્યા શબ્દો પાળે તો અઘરું છે કશું ય ? આ કહે એટલો શબ્દ આપણે તરત અમલમાં મૂકી દઈએ કે ચાલ્યું ગાડું. સેફસાઈડ બતાવી દે.

## જ્ઞાની એ જ મારો આત્મા !

દાદા કેટલો વખત યાદ આવે ?

**પ્રશ્નકર્તા :** રોજ.

**દાદાશ્રી :** ભગવાને કહ્યું છે કે જ્ઞાની પુરુષ એ જ પોતાનો આત્મા છે. અને આ દાદા યાદ રહે ને એ જ આત્મા. નહીં તો યાદ રહે શી રીતે ?! જ્ઞાની પુરુષ એ તમારો આત્મા છે. માટે તમારો આત્મા જ્યાં સુધી તમને પ્રત્યક્ષ અનુભવ ના થાય. ત્યાં સુધી જ્ઞાની પુરુષના કહ્યા પ્રમાણે ચાલો. આ તો તમને પ્રત્યક્ષ અનુભવ થાય છે. આત્માનો પ્રત્યક્ષ અનુભવ કે રાત-દહાડો તમને ચેતવે છે. નથી ચેતવતો ? હવે 'ચંદુભાઈ' ગુસ્સે થયા કરે પણ અકળાયા હોય તો મહીં 'તમે' ના પાડો. 'નહીં, આ ન થવું જોઈએ.' એ આ શું છે ? આ બે કોણ ? પહેલાં બે હતા નહીં. એ આત્મા હાજર છે નિરંતર. અક્રમ વિજ્ઞાનનો આત્મા એ, લાખ અવતારે ય આવો આત્મા પ્રગટ ન થાય અને પ્રગટ થાય તો ચિંતા ન થાય.

**પ્રશ્નકર્તા :** પણ જ્યારે ફાઈલો આવે ને, ત્યારે સમભાવે નિકાલ વખતે લાગે કે આ જુદો છે ને હું જુદો છું એમ. આ પુદ્ગલને થઈ રહ્યું છે.

**દાદાશ્રી :** એ તો ભાન જ રહે આપણને ! જુદો જ છે. જુદો જ થયેલો છે. જુદા થયા પછી દાદા યાદ રહે, નહીં તો યાદ ના રહે અને પાંચ આજ્ઞા પળાય નહીં. છૂટાપણાનો અનુભવ થાય છે ને ? 'હું છૂટો છું' એવો અનુભવ થાય છે, તો પછી શું ? તમને છૂટાપણાનો અનુભવ થાય અને ક્રમિકમાર્ગના જ્ઞાનીઓને 'હું છૂટો છું એવું મને ભાસે છે' એવું બોલે ત્યાં સુધી એ ય પહોંચે છે.

## ન કરાય રક્ષણ 'ચંદુ'નું !

હવે શું પ્રશ્ન છે ? શું કહેવા માગે છે તું ?

**પ્રશ્નકર્તા :** દાદા, મેં પ્રશ્ન નહોતો પૂછ્યો, આ બેને પૂછ્યો હતો.

**દાદાશ્રી :** એ ગમે તેણે પૂછ્યો હોય. પણ તારો પ્રશ્ન છે એવો જ અવાજ આવ્યો.

**પ્રશ્નકર્તા :** મારો પ્રશ્ન નહોતો, દાદા.

**દાદાશ્રી :** એમાં તમને શું લાગે-વળગે છે તે ? તમે શુદ્ધાત્મા, તમારે શું લેવાદેવા ? તમે શુદ્ધાત્મા થયા તો ય ચંદુભાઈનો પક્ષ લો છો ?

**પ્રશ્નકર્તા :** ના લેવાય, દાદા.

**દાદાશ્રી :** આ લીધો ને, આ બધો ઉઘાડો જોઈ ગયા બધા. ગમે તેનો પ્રશ્ન હોય, પણ પ્રશ્ન તો તમે પૂછ્યો ને ? હું તો એમ જ જાણું કે તમે પૂછ્યો છે. પણ તમે એટલે કોણે પૂછ્યો ? એ ચંદુભાઈએ પૂછ્યો ને ? તમે શુદ્ધાત્મા છો, તમારે શું લેવાદેવા છે ? એટલે આપણે કહીએ કે ચંદુભાઈએ પ્રશ્ન પૂછ્યો, પણ ચંદુભાઈનો પોતાનો નથી આ. પછી અમે પૂછીએ કે કોનો ત્યારે ? ત્યારે કહે, આ બેનનો. અને એમનો પોતાનોય નથી આ. એ ય શુદ્ધાત્મા એ બધું લક્ષમાં રહેવું જોઈએ. આ જ્ઞાન એનું નામ કે રિલેટિવ ને રિયલ બધું લક્ષમાં ના રહેવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** રહેવું જોઈએ, દાદા.

**દાદાશ્રી :** હા એ હા કરો છો, પણ રહેતું નથી ને પછી બૂમો પાડો. લક્ષમાં રહેવું જોઈએ ને ? તમારું નક્કી હોવું જોઈએ કે આ મારે લક્ષમાં રાખવું છે. પછી દાદાની કૃપા ઉતરે. તમારું જ એક વાર નક્કી નથી ને! એવો નિશ્ચય નથી ને !

**પ્રશ્નકર્તા :** બધા આવરણો ખોલી આપો છો આપ તો. બાકી આ જેટલું જાણ્યું હોય કે જેટલું સાંભળ્યું હોય, જેટલું વાંચ્યું હોય એ સિવાય આગળ નવું ઊભું ના થાય. આપ બતાડો એટલે તરત ખબર પડે કે આ તો વાત હતી પણ આ દેખાતી જ ન્હોતી.

**દાદાશ્રી :** નહીં તો એ દેખાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** પેલું આપે કહ્યું કે એ તો ચંદુભાઈનો પ્રશ્ન છે, તું તો શુદ્ધાત્મા ! તારે શું લેવાદેવા ? એટલે આમ બન્ને બાજુ જુદાપણું સમજીને...

**દાદાશ્રી :** એ જુદું એનું નામ જ જ્ઞાન કહેવાય. અમે જે આપેલું છે તે એવું જ્ઞાન આપેલું, પણ આ તમને તમારી પેલી પહેલાંની ટેવો ખરીને, તે છોડે નહીં ને ! પહેલાંથી ટેવાઈ ગયેલાં ને ! તે ટેવ ભણી જતું રહે. તેનો ય વાંધો નહીં, પ્રકૃતિ છે એટલે એવું થઈ જ જાય. પણ જાગૃતિમાં રહેવું જોઈએ કે આવું ન થવું જોઈએ.

## ન કરાય વશ ઈન્દ્રિયોને હવે !

**પ્રશ્નકર્તા :** દાદા, પણ શુદ્ધાત્મા થયા પછી ઈન્દ્રિયોને વશ કરવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** ઈન્દ્રિયોને વશ કરવાની હોતી જ નથી. ઈન્દ્રિયોને વશ કરનારો એની ખુરશી પરથી ઉઠી ગયો, એણે ચાર્જ છોડી દીધો. પછી કરે કોણ ? એ તો એની મેળે જ ખાલી થવું હોય ત્યારે થશે. જ્યારે ખાલી થશે, ત્યારે એની મેળે બંધ થઈ જશે. હર્ષ-શોક તો થાય, એ નોકષાય છે પણ તમે જાણો છોને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તમે જાણો છો કે આ ચંદુલાલ હસ્યા અને ચંદુલાલને જરાક ડિપ્રેશન થઈ જાય છે. તમે બધું જાણો છો ને ? તમે જુદા, આ જુદા. તમે તન્મયાકાર થાવ તો તમારે માથે ભોગવટો આવે.

## ગમે તે સ્થિતિમાં આત્મા, આત્મા જ !

**પ્રશ્નકર્તા :** વ્યવહારની વાત કરવી અને આત્મામાં રહેવું એ બે સાથે કેવી રીતે બની શકે છે ? આ કપડાની બધી વાતો કરી, તે વખતે આપની જાગૃતિ કેવી રીતના હતી ?

**દાદાશ્રી :** એ સ્વાભાવિક રહે અમને તો.

**પ્રશ્નકર્તા :** એ અમારે કેવી રીતે શીખવી એ વસ્તુ ?

**દાદાશ્રી :** 'હું બોલતો નથી' એવું ભાન રહે એટલે પછી સ્વાભાવિક રહે. 'હું કર્તા નથી' એવું ભાન રહે એટલે પછી એ જ આવી ગયું ને ! સ્વાદિષ્ટ લાગે એટલે તું કંઈ ખઈ જતો હશે એમાં ? આત્મા ખઈ જતો હશે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ખાનારો જ ખાય. જોનારો જોયા કરે. તમને આપણા વિજ્ઞાનમાં હરકત આવે છે કોઈ જાતની ? ખાનારો જ ખાય છે ને ? તમે કોઈ દહાડો ખઈ જતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** સમજણ તો એ જ પ્રમાણે છે પણ રહી શકાતું નથી !

**દાદાશ્રી :** માલપુડા તમે ખઈ ગયા હતા ? દૂધપાક ?

**પ્રશ્નકર્તા :** ખરેખર હું નહતો ખઈ ગયો. ખાધું બધું ચંદુભાઈએ ! ખાતી વખતે યાદ નહોતું રહ્યું.

**દાદાશ્રી :** યાદ નહોતું રહ્યું, પણ એથી કરીને ઓછો એ આત્મા ખઈ ગયો ? કોઈ પણ સ્થિતિમાં આત્મા ચંદુભાઈ થતો નથી હવે. આ

આટલું તમે બગાડ્યું તો ય નથી થઈ ગયો હજુ. હજુ ય તમે ફેરફાર કરો આ કહ્યા પ્રમાણે, તો કાલથી રાગે પડી જાય. કારણ કે તમારું રાગે પડેલું છે, સમભાવે નિકાલ કરો છો. વ્યવસ્થિત સમજમાં આવ્યું. ભૂલચૂક થઈ હોય તો સુધરી શકે.

**પ્રશ્નકર્તા :** દ્રષ્ટિ મળ્યા પછી ગમે તે વર્તન થાય, છતાં પણ દ્રષ્ટિમાં જુદાપણાની જાગૃતિ રહે, તો એ બંધન ખરું ?

**દાદાશ્રી :** વર્તન કોનું છે ? દ્રષ્ટિ કોની છે ? 'આ તો મને ચોંટ્યું, મને ચોંટ્યું' કહે તો ચોંટે. નહીં તો મૂઆ, વસ્તુ જુદી થઈ ગઈ. હવે શું ચોંટવાનું તને અહીં તે ?! આત્મા નિર્લેપ જાણ્યો, નિર્લેપ અનુભવ્યો પછી એને શું ચોંટે તે ? અને ચોંટે કે તરત પછી પ્રજ્ઞા તમને ચેતવે ! આજ્ઞા પાળીએ એટલે બંધ ના પડે અને બંધ ના પડે એટલે આત્મા મહીં જુદો જ થઈ ગયો છે.

## પોતે પરમાત્મા ને 'ચંદુ' પાડોશી !

**પ્રશ્નકર્તા :** પોતાનો જે સ્વભાવ છે ચંદુભાઈનો, એનું પૃથક્કરણ કેવી રીતે કરવું ?

**દાદાશ્રી :** ચંદુભાઈને અને આપણે શું લેવાદેવા ? તમે શુદ્ધાત્મા થયા ને ! ચંદુભાઈ તો પાડોશી છે, ફાઈલ નંબર વન. તમારે શું લેવા-દેવા ? એનો કોઈ ક્લેઈમ હોય તો મને કહો. જુદા થઈ ગયા આપણે. છૂટા થઈ ગયા પછી, બે ભાઈઓએ ખેતરાં વહેંચ્યા પછી આ બીજી બાજુના ભીંડા કોઈ લે નહીં, નહીં તો લે તો ભાઈઓ વઢંવઢા કરશે, વહેંચ્યા પછી. વહેંચ્યા પહેલાં એ બધું લે. સહિયારું હોય ત્યાં સુધી, વહેંચણ થયા પહેલાં જ ભાંજગડ છે, વહેંચણ થયા પછી નહીં.

**પ્રશ્નકર્તા :** વહેંચણ ના થયું ત્યાં સુધી બધું સહિયારું સમજે ને !

**દાદાશ્રી :** સહિયારું જાણીને જ બધું આ કર્યું. અને તે મેં ડીમાર્કેશન લાઈન હઉ નાખી આપી છે. હવે કાયમનો કોયડો ઉકલી જાય. પણ તો ય કહેશે, મને ઉધરસ થઈ. અલ્યા, ઉધરસ કોને થઈ એ જાણવું.

**પ્રશ્નકર્તા :** જાણો તો અશાતા વેદનીય, શાતા વેદનીયમાં ફરી જાયને ?

**દાદાશ્રી :** ફરી જાયને તરત. વેદનીય ગુણ છે તે પાડોશીનો છે, આપણો વેદનીય ગુણ નથી. આપણે નિર્લેપ છીએ. નિર્લેપને કશું ના થાય. આપણને ઉધરસ આવે તો એમ લાગવું જોઈએ કે, ઉધરસ ઉપડી છે. મને ઉપડી, એવું ના લાગવું જોઈએ. જોડેવાળાને ઉધરસ થાય છે, તે બહુ થઈ છે, એવું લાગવું જોઈએ. અનાદિનો પેલો અવળો અભ્યાસ એટલે પેલી ટેવ પડેલી. એટલે આપણે અનાદિનો અભ્યાસ ફેરવવો પડે ને !

**પ્રશ્નકર્તા :** આ તો પેલી ઉધરસનો વાંધો નથી, પણ પેલું દુઃખ થાય છે, એનો વાંધો છે.

**દાદાશ્રી :** પારકા ભીંડા, પછી એક ફેરો દેખાડ્યા, હવે જુદા રાખવામાં શું વાંધો ? મન-વચન-કાયાના લેપાયમાન ભાવો 'મારા છે' કહ્યું, તો કૂદાકૂદ કરી મેલે. પણ 'આ મારું ન્હોય' એમ કહ્યું કે પેલા બંધ થઈ જાય. એક આપણે જ્યાં સુધી નક્કી ના કરીએ કે આ ભીંડાની લાઈન મારી ન્હોય, ત્યાં સુધી આપણા ખેડૂતો, માણસો બધાં ય બૂમાબૂમ કરે. આ તો અમારા અનુભવની વાતો કહીએ કે જે અમને અનુભવ થયેલા તેની. એટલે આપણે બે-ત્રણ વખત કહેવું પડે, 'ભઈ, આ મારું ન્હોય હવે.' એટલે એ લોકો બોલતા બધા બંધ થઈ જાય. એવું કરવું તો પડેને ? એમ ને એમ કંઈ આવતું હશે ? એક જ લાઈન ભીંડાની હોય તેમાં તો કકળાટ કરે, જો ભીંડા લઈ ગયો હોય તો કકળાટ કરે.

આપણે શાલ ઓઢીને સૂતા હોઈએ અને તે ધોબી આવે ને કહે કે, 'કાકા, આ શાલ પાછી આપો, આ તમારી ન્હોય.' ત્યારે આપણે કહીએ, 'તું જતો રહે, બૂમાબૂમ કરીશ તો ધોલ મારીશ.' કારણ કે પોતાના મનમાં ખાતરી છે કે આ જ મારી. એટલે પેલો ધીમે રહીને કહે, 'કાકા પણ આ બીજી શાલ જુઓને ! આ તમારી છે ને આ તમારી ન્હોય.' 'તું અહીં આગળ બેસીશ નહીં, મારીશ તને.' સૂતા સૂતા પાછા કાકા મહીં બોલે એમ. કારણ કે પોતાને ખાતરી થઈ કે આ મારી જ શાલ છે. અને પછી આ બહુ કહે ત્યારે કહેશે, 'પાછો નવું શું લાવ્યો તોફાન ?!' પણ 'એ

તો અહીં જુઓ તો ખરા.' 'શાલ ઉઘાડ, હા, લાવ.' ત્યારે પેલો નામનો આંકડો દેખાડે ને ! 'હા, અલ્યા, આ મારી. તું તારી શાલ પાછી લઈ જા.' ત્યારે આવું કરે મૂઓ! પણ ત્યાં સુધી વઢંવઢા કરે. કરે કે ના કરે ? એને ગેડ બેસી ગઈ, મારી જ છે. એને તો એ જ હોય પણ કેમ ? આ પેલા નામ ઉપરથી ખબર પડે. ધોબીએ આપતી વખતે ભૂલેને બિચારો ! પછી જ્યારે નામ ઉપર આવ્યું ત્યારે એને ખાતરી થઈ કે સાલું, આ તો ભૂલ્યા. એના જેવી હોય, પછી શું થાય ? આપણે દબાવી પાડીએ ને ? સૂઈ ગયેલાં હોય પછી ઉઠીએ કે?

## આઘુંપાછું થાય કોણ ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા પદે બેઠાં પછી લક્ષ બેસી ગયું. પછી જાગૃતિ બરોબર, ટોપ ઉપર જ રહેવી જોઈએને ! એ આઘીપાછી કેમ થાય ?

**દાદાશ્રી :** એ આઘીપાછી નથી થતી. આઘુપાછું થાય એ જુદું ને આ જાગૃતિ જુદી. બે ય જુદું જ ચાલેને ! છે જ જુદું જુદું.

**પ્રશ્નકર્તા :** આવું જુદું ક્યાં સુધી ? છેક સુધી જુદું ચાલ્યા કરે ?

**દાદાશ્રી :** આ તો ફાઈલો છે ત્યાં સુધી. ફાઈલો છે ત્યાં સુધી અંતરાત્મા. ફાઈલો પૂરી થઈ ગઈ એટલે પરમાત્મા. ઈન્ટ્રિમ ગવર્ન્મેન્ટ પછી ફૂલ ગવર્ન્મેન્ટ. એટલે આ ફાઈલો હેરાન કરે છે !

**પ્રશ્નકર્તા :** હા. છતાં ફાઈલો હોય બધી. એ આપણા માટે ગમે તેટલું ખરાબ કરતી હોય, એના માટે અંદરથી ભાવ એવો ખરાબ થતો નથી. પણ જ્યારે ફાઈલ સામે આવે કે સામો માણસ નિર્દોષ દેખાવો જોઈએ, એકદમ થવું જોઈએ, એ નથી થતું. થોડીવાર પછી થાય છે.

**દાદાશ્રી :** જાગૃતિ તો હોય છે પણ પોતે કાચો પડી જાય છે. પહેલાંની ટેવ ખરીને ?

**પ્રશ્નકર્તા :** દાદા, એક ફેરો શુદ્ધાત્મામાં બેસાડ્યા પછી કાચા શેના પડે પછી ?

**દાદાશ્રી :** કોઈ ગાળ ભાંડે તો એમાં પાછો હાથ ઘાલી દે. એને એમ થાય કે મને ગાળ ભાંડી. ખરી રીતે એને ગાળ ભાંડતો નથી. એ તો એની જગ્યાએ જ છે. વળી પાછા અહીં ક્યાં આવ્યા ? અક્રમ વિજ્ઞાન શું કહે છે ? દોષિત કોઈ હોતાં જ નથી.

'વ્યવસ્થિત' છે તે પ્રેરણા કરે અને પ્રેરણાથી બધું ચાલે. તેને 'આપણે' 'જોયા' કરવાનું અને બસ આટલું જ, જોયા કરવાનું. ફિલ્મ અને ફિલ્મને જોનારો બન્નેને થાક ના લાગે. જોનારને થાક ના લાગે ને, ફિલ્મને થાક ના લાગે. જોવાથી કશી અસર થતી નથી. જોવાથી-જાણવાથી કોઈ અસર અડે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આ જે ફાઈલ આવી, સમભાવે નિકાલ કર્યો, એ પ્રકૃતિની જે કંઈ ગૂંચો અંદર હતી, જે કંઈ થયું એ બધું આપણે જોયા કરીએ. એ જોયા કરીએ એમ પ્રકૃતિ બધી ચોખ્ખી થતી જાયને ?

**દાદાશ્રી :** થાયને બધું. ચોખ્ખી થતી જાય. જેમ તમે જુઓને તેમ તમારી જોવાની શક્તિ વધતી જાય. કારણ કે શક્તિ મલ્ટિપ્લાય થાય અને ચોખ્ખું થાય. મહીં આનંદ ઊભો થાય. આ તો માથું દુખ્યું તો કહેશે, મારે તો બહુ માથું દુખે છે. અલ્યા, પણ તારું દુખે છે કે ચંદુલાલનું દુખે છે ? તું તો શુદ્ધાત્મા. તો કહે કે, હા, હું તો શુદ્ધાત્મા. એ તો ચંદુલાલનું દુખે છે. હવે ચંદુભાઈનું માથું દુખે, એમાં મને માથું દુખ્યું કહ્યું એટલે અસર થઈ !

## વઢે તે ન્હોય 'હું' !

**પ્રશ્નકર્તા :** ઓફિસમાં હું કામ કરું તો ત્યાં આગળ મારે કોઈને વઢવું પડે, કંઈક કહેવું પડે, પણ પછી મને બહુ દુઃખ થાય કે આવું કોઈને કહેવાનું, મારે નિમિત્ત કેમ બનવું પડ્યું ?

**દાદાશ્રી :** એવું છે ને તમે વઢતાં નથી ને ?! ચંદુભાઈ વઢે છે કે તમે વઢો છો ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ વઢે છે.

**દાદાશ્રી :** તો જવાબદારી તમારે લેવાની જરૂર નહીં. તમારે તો

ચંદુભાઈને એમ કહેવું કે 'ભઈ, બહુ વઢો છો તો તમારી શી કિંમત રહેશે ? તમારી આબરૂ જશે !'

**પ્રશ્નકર્તા :** એમ ઘણી વખતે આપણે કુદરતની સામે માણસને એટલો બધો લાચાર થતો જોઈએ છીએ, તે વખતે કશું જ્ઞાન કે કોઈ વસ્તુ કામ નથી લાગતી, તો ત્યાં શું કરવું એમ ?

**દાદાશ્રી :** એ તમે શુદ્ધાત્મા થયા. શુદ્ધાત્માને લાચારી થાય જ નહીં ને. આ તો તમારે ચંદુભાઈ ન થવું જોઈએ. તમે ચંદુભાઈ થઈ જાવ, એની જવાબદારી આવે. તમે નક્કી કર્યું કે આપણે કોણ છીએ ખરેખર ? અને ચંદુભાઈ એ તમારું રિલેટિવ સ્વરૂપ છે. એટલે આપણે તો એ થવું જ નહીં.

## દાદાનો નિજ જુદાપણાનો વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** એક મહાત્માએ બીજા મહાત્મા જોડે કેવી રીતે વર્તન રાખવું ?

**દાદાશ્રી :** પોતે આત્મામાં રહીને, દેહાધ્યાસ ઉત્પન્ન ન થવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે બધી વાતનો સાર પોતે આત્મામાં રહેવું નિરંતર.

**દાદાશ્રી :** બીજું શું છે ? દેહમાં તો ગધેડો ય રહે છે અને તમે ય રહો, તો શું ફેર પડ્યો ?

**પ્રશ્નકર્તા :** કશું નહીં. નકામું ગયું !

**પ્રશ્નકર્તા :** દાદા, તમે તમારા પાડોશીને કેવી રીતે જુઓ-કરો છો ?

**દાદાશ્રી :** સરસ રીતે, બહુ સારા માણસ છે એ હું જાણું ને, નાનપણથી જ ! આમ સારા માણસ છે. ઘણા સારા માણસ છે. કશી ડખલ નહીં, કશી ભાંજગડ નહીં, કંઈ જોઈએ નહીં, કંઈ હેરાનગતિ નહીં. વહેલા ઉઠાડો તો ય વાંધો નહીં, મોડા ઉઠાડો તો ય વાંધો નહીં. નીચે મહાત્મા આવ્યા છે, કહેતાંની સાથે અડધો કલાકમાં ઉઠીને ય આવતા રહે નીચે. તને એમ લાગ્યું અમને પજવતા હશે ? ના. અરે, આ તો પજવતા નથી પણ હીરાબાનેય પજવતા નથીને, કોઈ દહાડો ય !

**પ્રશ્નકર્તા :** જે આત્મા ને પુદ્ગલનું ડિમાર્કેશન છે ને, આપને જેવી રીતે છૂટો લાગે એવી રીતે અમને આત્મા છૂટો કઈ રીતે લાગે ?

**દાદાશ્રી :** છૂટો જ છે ને !

**પ્રશ્નકર્તા :** છે પણ આપ જે રીતે જોઈ શકો છો, આત્મા જુદો અને પુદ્ગલ જુદું એવું અમે જોઈ શકીએ ખરા ?

**દાદાશ્રી :** એ સ્ટેશન આવે ત્યારે જોવાય ને !

**પ્રશ્નકર્તા :** એટલે એ કઈ રીતનું હોય ?

**દાદાશ્રી :** કશું રીત ના હોય. આ આત્મા ને પુદ્ગલ. આ બે અડીને જ છે, પણ સંગ નથી બેને.

**પ્રશ્નકર્તા :** પણ આ જે તમે બેઠા છો અત્યારે અને દાદા ભગવાન 'દાદા'ને જુએ છે, એ કઈ રીતે આમ જુએ છે ?

**દાદાશ્રી :** સ્વ-પર દ્રષ્ટિથી. સ્વની દ્રષ્ટિ ને પરની દ્રષ્ટિથી. મેં જે તમને આત્મા આપ્યો એની દ્રષ્ટિ જુદી અને આની દ્રષ્ટિ જુદી. આ જે રૂમ દેખાય છે આ બધું એ દ્રષ્ટિ જુદી, પરની દ્રષ્ટિ કહેવાય અને પેલી સ્વની દ્રષ્ટિ. અને સ્વદ્રષ્ટિ જુદી હોય. સ્વ અને પર બેઉ જુદું દેખાય. આ પર ને આ સ્વ, તમે હઉ સમજો છો ને, પણ તમારે ઊંડા ઉતરવાની જરૂર નથી. પણ આપણને તો સમજાયને કે ભઈ, આ બધું જુદું. તમને ખબર ના પડે કે આ પર છે ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો ખબર પડે.

**દાદાશ્રી :** એ જ દ્રષ્ટિ. આ ન્હોય ને આ હું, આ ન્હોય ને આ હું. એટલે આ જ મજબૂત કરી દો ! આ રોડ બધા કાચા હોય ને પછી આગળ રોડ કરીએ ને તો પછી પેલું કાચું પડી જાય અને આ રોડ જે મજબૂત છે ને જ્યાં સુધી દેખાયો ત્યાં સુધી એને મજબૂત થઈ જવા દો બરાબર. એ તો નિયમથી જ આ બધું કામ કરે છે. તમારે એ બધી ભાંજગડમાં ઉતરવાનું નહીં. નહીં તો અહીં હતો એવો ડખલવાળો થઈ જાય. ત્યાં

ડખલની જરૂર જ નહીં. આપણે આજ્ઞામાં રહો. આજ્ઞાની બહાર નીકળીએ એ ભયંકર ગુનો કહેવાય. આ તો પહેલાંની જે ટેવો પડી ગયેલી ને, તે બધી હેબિટ આ હેરાન કરે. બાકી, પાંચ આજ્ઞા જ પાળવાની. બીજી ડખલમાં ઉતરવાનું જ નહીં. તમને ખબર પડે ને કે આ પર છે, આ સ્વ ન્હોય ?

**પ્રશ્નકર્તા :** હા દાદા, એ તો ખબર પડી જાય.

**દાદાશ્રી :** જગતના લોકો કોઈ સમજી ના શકે.

## ગાફેલ કહેવાય કોને ?

**પ્રશ્નકર્તા :** દાદાએ ભેદજ્ઞાન આપ્યું, ભિન્ન બનાવ્યા. હું જુદો, દરઅસલ જુદો. પણ પેલો ચંદુભાઈ તો રહેને ? એ તો રહેવાનો ને, જેટલા હોય એટલા વર્ષ રહેવાનો ને ! ચંદુભાઈ પુદ્‌ગલ તો રહેવાનું ને ?

**દાદાશ્રી :** રહેવાનું ને, એ પુદ્‌ગલ રહેવાનું. પુદ્‌ગલ આપણે અર્પણ કર્યું છે. હવે આ તો પુદ્‌ગલ છે તે વ્યવસ્થિતને આધીન છે. તે તેના વ્યવસ્થિતને આધીન ફર્યા કરશે. તમારે જોયા કરવાનું. એ પુદ્‌ગલ શું કરે છે એ જોયા કરવાનું. આટલો પુરુષાર્થ આપણો.

**પ્રશ્નકર્તા :** જોયા કરવાનું ને કો'ક દિવસ પુદ્‌ગલને ચેતવવાનું ખરું કે નહીં ?

**દાદાશ્રી :** હા, ચેતવવાનું ! પણ ગફલતમાં આવે તો ચેતવવાનું.

**પ્રશ્નકર્તા :** અરે, હાલતાં ને ચાલતાં ગફલત તો કરતો હોય છે.

**દાદાશ્રી :** ના, આ બધું તો ઉદયકર્મ કરાવે છે. પણ આપણે આ ઉઘાડી આંખે ચાલો અને સાવધાનીપૂર્વક ચાલો, બસ એટલું જ. એનો દુરુપયોગ ના થવો જોઈએ. નહીંતર પેલી જોવાની જાગૃતિ એની મંદ થઈ જાય. 'જુએ' તો તો એને કશું કરવાનું નથી. જે આજ્ઞામાં રહે તે 'જોતો' જ હોય ચંદુભાઈને, તો એને કશું વાત જ કરવાની જરૂર નથી. પણ એ જોતો ના હોય ત્યાં ચેતવવો પડે.

**પ્રશ્નકર્તા :** જાગૃતિની જે વાત કરીને, જાગૃતિમાં રહેવાની ને ચેતતા રહેવાની. એનું આ આપણે વિવરણ કરીએ છીએ.

**દાદાશ્રી :** હા, બરોબર છે. જેને આ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકાતું હોય, તેને છે તે આ વાતની જરૂર નથી. અને જેને જાગૃતિ ના રહેતી હોય તો આપણે કહીએ કે હવે ઊઘાડી આંખે ચાલજો, ગાફેલ ના થઈ જાવ. નહીં તો વ્યવસ્થિત તો તમને ચલાવવાના છે પણ ગાફેલપૂર્વક ના હોવું જોઈએ અને જ્ઞાતા-દ્રષ્ટા રહે તેને ગાફેલ ય નહીં, કશું રહ્યું નહીં. એ આપણા હિસાબમાં જાય છે. ચંદુભાઈ શું કરે છે, એના જ્ઞાતા-દ્રષ્ટા તમે.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, કોઈ પણ પ્રસંગમાં ચંદુભાઈને જોવાના બદલે હું ચંદુભાઈ જ થઈ જઉં એટલે ગાફેલ થઈ ગયું કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ ગાફેલ થઈ ગયું કહેવાય. કોઈ પણ પ્રસંગમાં આમ ચંદુભાઈને જોવાને બદલે તમે ચંદુભાઈ થઈ ગયા એ ગાફેલ. ત્યારે આપણે શું કહીએ છીએ કે ત્યાં ઊઘાડી આંખે ચાલો.

**પ્રશ્નકર્તા :** હા, પણ એવું કોઈ વખત થયા પછી આંખ ઊઘડી જાય છે. દાદા ચેતવી દે છે કે આ થઈ ગયું, હવે આને જુઓ.

**દાદાશ્રી :** હા. એટલે ત્યાં આપણે કહ્યું કે ઊઘાડી આંખે ઊભા રહો. એ આપણે જાગૃતિ રાખવાની. એવું થઈ જાય છે ને ? દાદાને કહેવા આવવું નથી પડતું ને ! વિજ્ઞાન બધું કામ કરી રહ્યું છે. તમને કોઈ જાતની ઉપાધિ નથી. સહજ રીતે કામ થઈ રહ્યું છે. ચેતવે હઉ, લોક કહે છે કે આત્માનો અનુભવ થતો નથી. અલ્યા મૂઆ, મહીં ચેતવતા નથી, આખો દહાડો ? હા. ત્યારે મૂઆ, એ જ આત્મા, બીજો કોણ આવે ? કોઈ પરદેશી છે, તે મહીં પેસી ગયો છે ?!

## હવે નિકાલી રાગ-દ્વેષ !

**પ્રશ્નકર્તા :** ઘણી વખત પોતાની તીવ્ર ઇચ્છા હોય એ જો ના પ્રાપ્ત થાય, તો પછી એનું મગજ છે તો છટકી જાય, બધા ઉપર ગુસ્સે થઈ જાય અને જ્ઞાનમાં ના રહી શકે. તો હવે આ બધાનો નિકાલ કરી અને પોતે જ્ઞાતા-દ્રષ્ટા કેવી રીતના રહી શકે ?

**દાદાશ્રી :** એ ગમે તેવી પરિસ્થિતિ હોય, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું હોય તો રહી શકે. જ્ઞાતા-દ્રષ્ટા રહેવું હોયને, તે અમુક હદ સુધીની પરિસ્થિતિમાં રહી શકાય એમ છે. બેહદ થયેલું હોય, દબાણ બહુ હોય ત્યાં ન રહે. હવે જાગૃતિ ઊડી ગઈ તો ય એમ રહેવું જોઈએ કે આ જાગૃતિ ઊડી ગઈ છે, તેને ય હું જાણું છું ! પણ જાણકાર જ રહેવું જોઈએ. તો પેલું બધું ધૂળધાણી, નિઃસત્ત્વ થઈ જાય. સત્ત્વ નીકળી જાય, બળી જાય બધું. લોકોની સાથેનું ડિલિંગ કેવું હોય છે, એ કહોને મને ! રાગ-દ્વેષ થાય છે ? બિલકુલેય નહીં ?

**પ્રશ્નકર્તા :** ના થાય. એટલે બહુ ચીકણી ફાઈલો હોય એમાં થઈ જાય. પણ લોકો જોડે ઘણા ઓછાં થઈ ગયા છે.

**દાદાશ્રી :** આપણને આત્મા પ્રાપ્ત થયો એટલે રાગ-દ્વેષ ના થાય, પણ ડિસ્ચાર્જ રાગ-દ્વેષ થાય, જે નિકાલી છે તે. હવે નિકાલી છે એને રાગ-દ્વેષ ગણાતા નથી. રાગ-દ્વેષ તો જે આમ આગળ બીજ રૂપે પડેને, તે ચાર્જને રાગ-દ્વેષ કહેવાય. પેલું ખાલી ગુસ્સો છે, ને એ પુદ્‌ગલના ગુણો છે. એટલે એ કંઈ બહુ મહત્ત્વની વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આણે આમ કર્યું, તો હું પણ આમ કરીશ એવી જાતનો ગુસ્સો હોય, એ ચાર્જ થઈ જાય કે નહીં ?

**દાદાશ્રી :** ચંદુભાઈ એવી જાતનો ગુસ્સો કરતા હોય કંઈક, તો ય પણ આપણને ન ગમતું હોય તો એ ડિસ્ચાર્જ છે. આપણને ગમે નહીં, તમને રુચિ નથી તો તમે જોખમદાર નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, અજ્ઞાનીને પણ જો રુચિ ના હોય...

**દાદાશ્રી :** તોય એ જોખમદાર. કારણ કે અજ્ઞાની એટલે હું જ ચંદુલાલ છું. રુચિ ના હોય તો ય જોખમદાર. રુચિ ના હોય તો અરુચિ હોય. કંઈક તો હોય એને. અને તમને અરુચિ ના હોય, આવું ના થવું જોઈએ, એવું હોય ! અજ્ઞાનીને રુચિ ના હોય તો અરુચિ હોય જ ! એટલે ગમે ત્યાં એને તો લપટાવાનું જ છે.

**પ્રશ્નકર્તા :** કોઈએ ગાળ આપી, પછી આપણને થાય કે આને બે

ગાળ આપવી છે અને પછી આપીએ ખરી. પણ પછી આપણે જોઈએ કે આ ચંદુભાઈને આ આવું મન થયું, પાછી આપી અને તે ય પાછાં ચંદુભાઈને આપણે જોઈએ, તો એ શું કહેવાય ?

**દાદાશ્રી :** આ બધું બની ગયું એને તું બસ 'જોયા' કરે, તો છૂટી ગયું. તમારે લેવાદેવા નહીં. તારે જવાબદારી નહીં. ચંદુભાઈને જવાબદારી ખરી. તે ચંદુભાઈને પેલો સામો માણસ ટૈડકાવે, 'કેવા નાલાયક છો તે ! શું બોલ બોલ કરો છો ?' એટલે ધોલ-બોલ મારીય દે. એટલે જોખમદારી છે એના માથા પર ! પછી આપણે ચંદુભાઈને કહીએ, 'અતિક્રમણ કેમ કર્યું, માટે પ્રતિક્રમણ કરો.'

**પ્રશ્નકર્તા :** પણ ધારો કે ચંદુભાઈએ પ્રતિક્રમણ ના કર્યું, તો એ ચાર્જ થયું ને ?

**દાદાશ્રી :** ના, તો ય ચાર્જ નથી થતું. ચાર્જ તો થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પ્રતિક્રમણ કરવું જોઈએ ?

**દાદાશ્રી :** કરે તો ચોખ્ખી થઈ ગઈ બધી ફાઈલ. જ્ઞાને કરીને ચોખ્ખી કરીને મૂકી દીધી. જેટલાં કપડાં ધોઈએને એટલાં ચોખ્ખાં કરીને મૂકી દેવાનાં. પછી ઈસ્ત્રીમાં જાય.

**પ્રશ્નકર્તા :** કોઈ વખત ઈચ્છા પૂરી તો ના થાય. ઈચ્છાના મૂળ એટલા ઊંડા હોય, કે જ્ઞાન હોય તે છતાં ય એ સતાવ સતાવ કરતી હોય તો એ કાઢવી કેવી રીતે ? ઈચ્છાને નિર્મૂળ કેવી રીતે કરવી ?

**દાદાશ્રી :** તેથી આપણે કહીએ છીએને, એક-બે અવતાર થશે. તે જે ઈચ્છા બધી અધૂરી છે, તે બધી પૂરી થઈ જશે. ઈચ્છાઓ પૂરી થયા સિવાય મોક્ષમાં કોઈ પેસવા દે નહીં. જેટલી જેટલી ઈચ્છાઓ છે એ પૂરી થવી જ જોઈએ. બહુ ઊંડી હોય તો આવતા ભવમાં આવે પાછી પણ પૂરી કરે.

**પ્રશ્નકર્તા :** તો આપણે એવું કરવું કે આજથી બધી ઈચ્છાઓ પૂરી કરવા જ માંડવી ?

**દાદાશ્રી :** કરોને ! તમને મેં ક્યારે ના પાડી છે ?

**પ્રશ્નકર્તા :** આ ફાઈલ નંબર ટુ કરી આપે ત્યારે મારી ઈચ્છા પૂરી થાયને, આ નથી કરી આપતા ઈચ્છા પૂરી. હું મહેલ નથી માગતી, એક નાની વસ્તુ પંદર વર્ષથી માગું છું તો ય એ નથી આપતા.

**દાદાશ્રી :** એ તો તારું પ્રારબ્ધ વાંકું. તારું પ્રારબ્ધ જો તૈયાર હશેને તો આ દુનિયામાં આપણે ના કહીએ તો ય લાવીને આપી જાય. હજુ અંતરાય તૂટ્યા નથી. આ અંતરાય છે. હવે અંતરાય તોડી નાખીએ એના. મારી પાસે વાત નીકળી એટલે અંતરાય તૂટી જવા આવ્યા.

## 'ચંદુ' ખેદમાં ને 'તમે' જ્ઞાનમાં !

અત્યાર સુધી તો કહેતા હતા કે મને થયું, પણ હવે જ્ઞાન પછી એનો સહકાર ન કરો કે મને થયું ! અલ્યા, તમને શી રીતે થાય ? તમને તો દાદાએ જુદા બનાવ્યા ! જુદા નથીપાડ્યા ?!

**પ્રશ્નકર્તા :** જુદા જ છીએ.

**દાદાશ્રી :** હા, ત્યારે જુદું જ રાખવું જોઈએને ! આખું જગત સાયકોલોજીકલ રોગથી પીડાય છે 'મને થયું' કહીને. 'અમારો જ વેવાઈ મને ગાળો ભાંડી ગયો', કહે.

કોઈ ભૂલ કરી હોય અને ખેદ ના થાય તે ય ખોટું. ખેદ તો થવો જ જોઈએ. તેને આપણે જાણ્યા કરીએ કે ચંદુભાઈ બહુ ખેદમાં છે. તે આપણે ચંદુભાઈનો ખભો થાબડી આપીએ. આનું અવલંબન લઈને ખેદ બંધ કરી દે તો પાછું કાચું રહી જશે. ખેદ તો થવો જોઈએ. જેણે અવળું કર્યું, તેનો ખેદ તો એને થવો જ જોઈએ. એટલે ખેદ થાય ત્યારે પછી આપણે કહેવું કે, 'હવે ભૂલનાં પ્રતિક્રમણ કરો, પ્રત્યાખ્યાન લો. અમે છીએને તમારી જોડે. ચાલો શક્તિ માગો.' આ તો અક્રમ વિજ્ઞાન છે.

## લોકોની દ્રષ્ટિમાં, શુદ્ધાત્મા થયા કે ચંદુ રહ્યા ?

લોક તમને ઓળખે ક્યારે ? વર્તન સારું હોય ત્યારે. આ શુદ્ધાત્મા થયા છે એવું ઓળખે ક્યારે ? અત્યારે તો ચંદુભાઈ છે, એવું જ જાણેને બધાં ? અને તમે એમ જાણો કે 'હું શુદ્ધાત્મા છું'. તમારું જ્ઞાન જુદું ને

લોકો જાણે એ જ્ઞાન જુદું, જુદું નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે લોકોને એમ ખબર નથીને કે આ શુદ્ધાત્મા થયા છે. શુદ્ધાત્મા થયા ક્યારે કહેવાય ? બહારનું વર્તન ફરી જાય ત્યારે લોકો સમજે. એટલે લોકો જાણતા નથીને હજુ. જાણશે ત્યારે વાત જુદી છે.

અત્યારે તમારા શિષ્ય થાય કોઈ ? ના. શાથી ? અવળું-સવળું બોલાઈ જાય, બીજું કંઈ વર્તન દેખેને બધાં ?

**પ્રશ્નકર્તા :** હા, વર્તન દેખે.

**દાદાશ્રી :** લોક તો, એમને અનુભવ થાય. એમને કશું કરી આપીએ ને એમને આનંદ થાય તો એ શિષ્ય થાય. આ તો તમે જ્ઞાનની સમજણ પાડો તોય છે તે એ જાણે કે આ દાદાની વાત બોલી રહ્યા છે. એ જ્યારે આપણે શુદ્ધાત્મા સ્વરૂપમાં રહીને બોલતાં હોઈએ અને આનંદ થાય, ત્યારે એવાં થશો. પણ ત્યાં સુધી તો તમને શિષ્ય નથી ને, એટલે આપણે પહેલાં શિષ્ય ચંદુભાઈને બનાવવા. ના સમજ પડી ?

એટલે 'તમને' ચંદુભાઈ તો એક શિષ્ય જબરજસ્ત સુંદર શિષ્ય મળ્યા. 'એય... આમ કર, તેમ કર' એને કહેવું. ચેતવવા, સમજણ પાડવી, ભૂલો બતાવવી, પ્રતિક્રમણ કરાવવા. તે ઉલ્ટું સારું ફાવે. હું કહું ને તો પણ મારું કેટલાં જણ સાંભળે એ ?! અને તમે કહો તો ચંદુભાઈ સાંભળે.

શિષ્ય પોતે પોતાના થવું પડે. આ ચંદુભાઈને તમારા શિષ્ય બનાવવાના. બીજો કોણ શિષ્ય થાય ? ચંદુભાઈનો કોઈ શિષ્ય થાય ?

**પ્રશ્નકર્તા :** ના થાય. દાદા, આપની વાત એકદમ સરસ છે !

**દાદાશ્રી :** જેમ આમને એમની ફાઈલ નંબર વન શિષ્ય થાય અને 'તમારે' 'ચંદુભાઈ' શિષ્ય થાય. અમને તો લોકો બધાય શિષ્ય થાય. એટલે તમે મારા જેવા થઈ જાવ, તો તમને બહારના લોકો શિષ્ય થાય.

❖❖❖❖❖

## [૧.૩]

# જુદાપણું વર્તાવવા, વાતચીતનો પ્રયોગ !

### સમજો પ્રયોગ જુદાપણાનો !

**પ્રશ્નકર્તા :** આપ સત્સંગમાં થોડી થોડી વારે જુદા પાડવાનો પ્રયોગ કહેતાં જ હો છો.

**દાદાશ્રી :** એ મુખ્ય વસ્તુ જ એ છે ને !

**પ્રશ્નકર્તા :** મન કશું બતાડે તો મનને કહી દેવું કે તારું નહીં ચાલે. એટલે મન સાથે વાત કરી કે છૂટું પડી જ જાય.

**દાદાશ્રી :** હા, છૂટું પડી જ જાય અને આ દેહને ફાઈલ નંબર વન કહ્યું તોય છૂટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** આ જે જુદાપણાનો પ્રયોગ છે આપનો, તે કેવી રીતે હોય છે ? આપને એ સહેજે એક્ઝેક્ટ જુદું દેખાયા કરે ?

**દાદાશ્રી :** દેખાય એ તો. આ પુદ્‌ગલભાગ અને આ ચેતનભાગ. એ રીતે બધું ઓળખાય જ. એવી જાગૃતિ હોય. દૂધીનું શાક કરવું હોય તો જાગૃતિ હોય કે છોડાં જુદાં કાઢી નાખવાના, ડીટું જુદું કાઢી નાખવાનું. પછી સમારી દે હડહડાટ ! એવું અમને જડ-ચેતનનું જુદું જ રહે !

જ્ઞાતા-દ્રષ્ટા રહેવું એટલે શું કે ચંદુભાઈ શું કરે એ તમે જાણ્યા કરો,

ચંદુભાઈએ છોકરાંને ધોલ મારી ને કકળાટ કરતો હોય તે આપણે જાણવું કે ચંદુભાઈ હજુ કકળાટ કરે છે ! આપણે ચંદુભાઈને કહેવાય ખરું કે શા હારુ કકળાટ કરો છો વગર કામના ? હા, ખુશીથી કહેવાય. અને કો'ક ફેરો ઠપકો ય આપવો. 'ચંદુભાઈ, શા હારુ કરો છો' કહીએ. પહેલેથી, પરણ્યા ત્યારથી આવા ને આવા હતા એ. 'હવે જરા પાંસરા થઈ જાવને, ભઈ. દાદા મળ્યા હવે તો !'

**પ્રશ્નકર્તા :** હા, અને આપે છૂટા પાડી આપ્યા પછી એ ચંદુભાઈ સામો જવાબ આપે કે ના, હું આમ ને આમ રહીશ.

**દાદાશ્રી :** ના, હવે એ બોલે નહીં. અક્ષરે ય બોલે નહીં.

## જાત જોડે વાતચીતનો પ્રયોગ !

**પ્રશ્નકર્તા :** બરોબર. આપ કહો છો અમે વાણીના જ્ઞાતા-દ્રષ્ટા, વાણી 'જોયા' કરીએ શું નીકળે છે એ, તો એક્ચ્યુલી અંદર આવી રીતે કહો, અંદર આવી રીતે વાત કરો, એવું કંઈકને ?

**દાદાશ્રી :** એવું જોતાં શીખો. તું ચંદુભાઈને 'જોતાં' શીખ.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ 'જોતાં' શીખવું એટલે આવી રીતે વાત કરવાનીને અંદર ?

**દાદાશ્રી :** વાત કરીએ તો 'જોવાનું' વધારે શીખાય. ઈન્ટરેસ્ટ પડતો જાય એટલે જુદા તરીકે રહેવાનો ભાવ થતો જાય અને છે જ જુદા એટલા બધા !

**પ્રશ્નકર્તા :** આવી રીતે બોલવાથી ખરેખર એ જુદાપણાનો વ્યવહાર શરૂ થઈ જાય છે.

**દાદાશ્રી :** એ ગમ્મત કરવાથી, મશ્કરી કરવાથી, જોવાથી જુદાપણું થઈ જાય. હું તો એવું હઉ કહુંને, 'કેમ છો ! મજામાં છોને ! અંબાલાલભાઈ, લહેરમાં આવ્યા છો, કંઈક લાગે છે !' એટલે અમે ફ્રેશ રહી શકીએને ! તે અમે આખો દિવસ ફ્રેશ રહીએ છીએ, તે આટલું કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** આપે બહુ વર્ષો પહેલાં કહેલું કે જાત જોડે વાતચીત કરજો ! બહુ શક્તિ વધી જશે. તે એ વાતચીતનો પ્રયોગ બહુ ઊંચામાં ઊંચી વસ્તુ છે. આટલું આપણું અક્રમ વિજ્ઞાનનું જે કહીએને, આ જુદા પડવાની જે પ્રક્રિયાની આખો આધાર જેવી વસ્તુ છે આ.

**દાદાશ્રી :** આપણે કહીએ કે 'તારે બહુ ચા પીવી સારી નહીં.' ત્યારે કહે, કે 'ના, પીવી છે.' 'તો પીઓ પછી.' વાતચીત કરી, જુદાપણાનો લાભ લઈએ આપણે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. અને આવી વાતચીતથી બહારની નિર્જરા તો એની મેળે થવાની જ. આ ઉપયોગપૂર્વક કહેવાયને આખું ? આખું આમ એટલે બહાર માંદગીની અસરો હોય, વિકનેસ હોય તોય અંદર વાતચીત ચાલુ જ રહેવાની.

**દાદાશ્રી :** એ તો જુદેજુદી રહેવાની.

**પ્રશ્નકર્તા :** એ વખતે આપ શું વાત કરો ?

**દાદાશ્રી :** બધી જ. એ તો જેમ છે એમ જ.

**પ્રશ્નકર્તા :** એટલે પૂછો આપ અંદર ? કેમ લાગે છે તબિયત, પૂછો એવું બધું કરો ?

**દાદાશ્રી :** આ ભઈ કહે કે દાદા, હવે રૂમમાં મહીં થોડું ચાલો, ફરો. તો ફરે, તે ઘડીએ હું જોતો રહું કે 'ઓહોહો ! કેવા દેખાય છે ! શું વેશ તમારા થયા છે ? આ તમે ચાલો છો તે ઉપર મને હસવું આવે કે આ વેશ તો જુઓ ! કોઈને અડવા ના દે એવા માણસ, તે તમને હાથ ઝાલીને ફેરવવા પડે છે !'

**પ્રશ્નકર્તા :** એટલે આમાં પેલું કોઈને અડવા ના દે, એ જ તમે. હાથ ઝાલીને ચાલો છો, એ જ તમે ! બધું આખું જુદું પડી જાય. આમાં આખો અહંકાર ના રહે. માલિકીભાવ ના રહે. બધું જ ઊડી જાય આખું !

**દાદાશ્રી :** અમે છૂટ આપીએ એને કે જે કરવું હોય, એને પછી અમે જરા આવી ગમ્મત કરી લઈએ કે 'ઓહોહો ! તમને તો કશું અડતું જ

નથીને ! હવે તો તમે આખા ભગવાન થઈ ગયા લાગો છોને !' તો કહે, 'ના, તમે ભગવાન છો, ભગવાન હું નહીં !'

## 'હું' ય પટેલ સાથે કરતો વાતો !

અજ્ઞાન અત્યારે ય આનું ઉપરાણું લે છે. આપણે એને કહીએને, તો રાગે પડી જાય. કહીએ કે તારે જે રસ્તે જવું હોય તે રસ્તે જા. નહીં તો આપણે ઘેર શું ખોટાં હતાં ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** પ્લાનિંગ મોટું છે. પ્રગતિ કરવી નથી, મારી હાજરીમાં ?! નહીં તો આવું તો કહેતાંની સાથે જ ફાઈલ નંબર વન સાથે વાત કરવા માંડે.

હું પટેલ સાથે બહુ વાતો કરતો'તો. મને મઝા આવે એવી વાતો કરવાની. અમે હઉ આવડા મોટા છોંત્તેર વર્ષના અંબાલાલભઈને એવું કહીએ ને !!! 'છોંતેર વર્ષોથી કંઈ ડાહ્યા થયા છો ?! એ તો ઘડતરથી ડાહ્યા થયા !'

**પ્રશ્નકર્તા :** તમે ક્યારથી વાતો કરતા'તા ?

**દાદાશ્રી :** જ્ઞાન થયા પછી. પહેલાં તો કેવી રીતે વાત કરું હું ? 'હું જુદો છું' એવું ભાન થયું ને પછીથી !

જે પૈણવા બેઠા'તા એ ય યાદ કરીને અંબાલાલને કહીએ કે, 'ઓહોહો, તમે તો કંઈ પૈણવા બેઠા'તા ને ! પછી માથેથી પાઘડી ખસી ગયેલી, ત્યારે પછી રાંડવાનો વિચાર આવેલો તમને' એવું હઉ કહું છું. દેખાય પેલું. કેવી પાઘડી ખસી ગયેલી હતી, ને કેવું બધું પૈણવામાં માંહ્યરું હતું, તે દેખાય. વિચાર કરતાંની સાથે દેખાય. અમે બોલીએ અને અમને આનંદ આવે. આવી વાત કરીએ એટલે એ ખુશ થઈ જાય !

## 'અમારા' અનુભવની વાત !

હું ફર્સ્ટ ક્લાસમાં મુસાફરી ના કરું. કારણ કે બીજા પેસેન્જરો પછી

પાછળ પડે છે. મને વાંકું બોલતાં આવડતું નથી. પૉલીશ કરતાં નથી આવડતું. એ પૂછે કે આપનું સરનામું શું, તો હું કહી દઉં એટલે એ પાછો ઘેર આવે. એટલે આ તો બધી વળગાડ પાર વગરની. એના કરતાં મારા સગા ભાઈઓ જેવા બધા થર્ડ ક્લાસવાળા પેસેન્જરો સારા છે. એટલે શું જતાં-આવતાં કો'કની ઠોકરો વાગે તો મહીં શું કષાયભાવ ભરેલા છે તે ખબર પડે. કો'કની ઠોકર વાગી હોય, તે શું કચાશો બધી માલમ પડે. એટલે કચાશો બધી એમ કરીને નીકળી જાય.

પછી આ પગ દુઃખેને એટલે શું કહું, 'અંબાલાલભાઈ, પગ તમને બહુ દુખ્યા, નહીં ? થાકી ગયા છો. કારણ કે આમ ને આમ અકડાઈને બેઠા હશોને એટલે પગ દુખ્યા છે.' એટલે પાછો બાથરૂમમાં તેડી જઉં ને ત્યાં જઈને ખભો થાબડું, 'હું તમારી જોડે છુંને, શું કામ ડરો છો ? અમે શુદ્ધાત્મા ભગવાન છીએ ને, તમારી જોડે.' એટલે પાછા ફર્સ્ટ ક્લાસ થઈ જાય.

મુશ્કેલીમાં આવે ત્યારે ખભો થાબડીને કહેવું. પહેલાં એક હતા, તે હવે બે થયા. પહેલાં તો કોઈનો સહારો જ ન હતો. પોતે જ પોતાની મેળે સહારો ખોળતા રહે. એકના બે થયા. આવું કોઈ ફેરો કર્યું'તું કે નહોતું કર્યું ?

**પ્રશ્નકર્તા :** કર્યું છે.

**દાદાશ્રી :** તે ઘડીએ આપણને જુદી જાતનું લાગેને ? જાણે આખા બ્રહ્માંડના રાજા હોયને એવી રીતે આપણે બોલવાનું હોય. આ બધું મારા અનુભવની વાત તમને બધી દેખાડી દીધી.

## દરેક જોડે કરે દાદા વાતો !

આ ક્યારનો પૂછ પૂછ કરે છે, પિસ્તા લાવું ? કેરી લાવું ? અલ્યા, પિસ્તા બેસી રહેલાં હોય તેને આ ઉઠાડે પાછા ! પેલોય એવું કરે, 'દાદા, આ લાવું, કેરી લાવું.' હવે બેસી રહેવા દેને એક જગ્યાએ એમને, પિસ્તાને !

**પ્રશ્નકર્તા :** દાદા, આપની વાણીમાં છેને, પેલી પતરાની પેટી રાખતા'તા. પેટીને કહી દીધેલું કે તારે જ્યારે જવું હોય ત્યારે જજે. એટલે એની જોડેય વાતચીત પછી.

**દાદાશ્રી :** તારે જ્યારે જવું હોય ત્યારે જજે, અમારી ઈચ્છા નથી. અમે તો આ સૂઈ ગયા.

**પ્રશ્નકર્તા :** પણ તું જાય તો મને વાંધો નથી.

**દાદાશ્રી :** ના. 'એવું વાંધોય નથી.' એવું ના બોલીએ. 'તારે જ્યારે જવું હોય ત્યારે જજે, અમારી ઈચ્છા નથી.' 'વાંધો નથી' એવું બોલીએ તો તો ચિડાઈને જતી રહે. આપણે તો 'અમારી ઈચ્છા નથી' એમ કહેવું, ને પછી 'તારે જવું હોય તો જજે.'

**પ્રશ્નકર્તા :** પેલી સ્ટીમરની કાનમાં ફૂંક મારી.

**દાદાશ્રી :** હા, ફૂંક મારી દીધી. એટલે 'જ્યારે ડૂબવું હોય ત્યારે ડૂબજે, અમારી ઈચ્છા નથી. જો અમારી ઈચ્છા ડૂબાડવાની તને હોય તો આ પૂજા શું કરવા કરી ?' પૂજા-બૂજા કરાવીને પછી ચાલુ મૂકીએ.

**પ્રશ્નકર્તા :** એટલે આમાં ખૂબી એ છે કે, દરેક જોડે સ્ટીમર, બેગ, પેલી ચા હોય, પિસ્તા હોય એના અસ્તિત્વની જોડે વાતચીત હોય.

**દાદાશ્રી :** હા, તે એવી રીતે જ હોયને ! આ બધાં બુદ્ધિને કહે છે, 'કાલે બપોરે જમવા આવજે' તો એ આજે ડખલ કરે નહીં. આ લોકો ના કહે ત્યાં સુધી પેલી મહીં ફણગા માર માર કરે. આવું છે આ તો બધું મહીં. આ ય હવે ચંચળતાને પામેલું ચિત્ત, મિશ્રચેતનતા છે, પાવરવાળું છે. ના કહીએ તો તો આવેય પાછું, એનો ભાગ ભજવ્યા વગર ના રહે.

ટ્રેનમાં આમ બેગ મૂકી સૂઈ જઈએ અમે તો. લોક કહેશે, 'બેગ લઈ જાય છે.' અરે મૂઆ, એ વાત જાણી. હવે એ જાણીને શું એવું હિતકારી થઈ પડશે ? આખી રાત જગાડશે. અને તું ઝોકું ખઉં, તે ઘડીએ લઈ ગયો હોય. હવે મેલને છાલ. આના કરતાં તો સૂઈ જાને નિરાંતે. જો થવાનું હશે તો લઈ જનારો તો રાહ જુએ ? એનાં કરતાં આખી રાત સૂઈ ગયા. 'તારે જ્યારે જવું હોય ત્યારે જજે, અમારી ઈચ્છા નથી.' પણ એ સવારે દેખાય ખરી.

**પ્રશ્નકર્તા :** એટલે જોડાનેય કહી દીધેલું.

**દાદાશ્રી :** હા, જોડાને, 'તમારે જ્યારે જવું હોય ત્યારે જજો.' હું ક્યાં તમારી ઉપાધિ કરું આખી રાત ! મને તો સૂઈ રહેવા દોને નિરાંતે ! કેવી રીતે જાય છે, આવે છે એ અમે જાણીએ પહેલેથી. એટલે એ તમને કહી દઈએ.

**પ્રશ્નકર્તા :** આમાં કહેવાનું છે, એ પ્રયોગનો હેતુ શો છે આખો ?

**દાદાશ્રી :** એ એક્ઝેક્ટ ફળ આપે છે તેથી.

**પ્રશ્નકર્તા :** પણ આવું કોઈનેય વિચાર જ ના આવે કે આની જોડે વાત કરીએ. આપે કેવી રીતે આ પ્રયોગ ઊભો કર્યો ?

**દાદાશ્રી :** જ્યાં સુધી બુદ્ધિકળા ને જ્ઞાનકળા ફૂટે નહીં ત્યાં સુધી આવાં વિચાર કેવી રીતે આવે ? આ તો બુદ્ધિકળા છે. એ કળા ક્યાંથી હોય માણસનામાં ? એવું ગજું નહીંને ! એક ફેરો હજુ જોડે રહે ત્યાર પછી આમ થોડી શીખે એટલે બુદ્ધિકળા આવતી જાય એનામાં. પછી એની મેળે ફૂટે અમુક કાળ પછી, પણ બુદ્ધિકળા જાણતો જ નથીને ! બુદ્ધિ નામની કળા, એ તો કહેશે મહીં, 'આમનાં બ્રેઈન ટોનિક બધાં ભારે છે.' ન્હોય અલ્યા, મૂઆ બ્રેઈન તો મારાં કરતાં બહુ છે, મોટા મોટા સોલિસીટરોને ! આ તો અમારી બુદ્ધિકળા છે.

## જ્ઞાનીનો ગમો-અણગમો !

**પ્રશ્નકર્તા :** આપને લાઈક કે ડિસ્લાઈક એવું કશું જ કોઈ દહાડો થાય નહીં ?

**દાદાશ્રી :** થાય. અહીં આગળ (નીચે) બેસવાનું હોય તો ઉદયકર્મ ડિસ્લાઈક કહે અને 'અમે' પછી કહીએ કે લાઇક છે ! એટલે ઉદયકર્મ કહેને. બધી બાબતમાં નહીં, અમુક બાબતમાં કહે. જેટલું ચોખ્ખું નથી કર્યું એટલી બાબતમાં કહે. ચોખ્ખું થઈ ગયું હોય એ ના કહે. અંદર અવળું બોલે તો આપણે સવળું બોલીએ. એ કહે કે નબળાઈ લાગે છે, તો કહીએ બોલો, 'ચંદુલાલ, અનંત શક્તિવાળો છું'. પ્લસ-માઈનસ તો કરવું પડેને ?

## અરીસામાં પૂર્ણ જુદાપણું !

**પ્રશ્નકર્તા :** બધી પરવશતાથી મુક્ત કેવી રીતે થવું ?

**દાદાશ્રી :** પરવશતા તો ચંદુભાઈને છે, તમને નથીને ? તમારે ચંદુભાઈને કહેવું, 'અમે છીએ તારી જોડે, તારે કંઈ વાંધો છે, ગભરાવાનું નહીં. તું લોકોનો પરવશ ના રહીશ. અમારી જોડે પરવશ રહેજે. બીજા કોઈનો પરવશ રહીશ નહીં' એવું બોલીએ. આમ જુદાપણાની જાગૃતિ છે, પણ તે ના બોલતાં ફાવે તો આમ અરીસામાં દેખાડીને વાતચીત કરવી. તને દેખાય કે ના દેખાય ? તને ગમ્યું ને ? આ રસ્તો ગમ્યો ને ? હા, અમને પૂછે એટલે અમે જે રસ્તા કરતાં હોય, તે જ રસ્તા તમને દેખાડીએ.

**પ્રશ્નકર્તા :** અમેય કરીએ ને !

**દાદાશ્રી :** તો કરવો હોય તો આ રહ્યો અરીસો, કોણ ના પાડે છે ? 'હું સાથે છું ને દાદા માથે છે. બોલ શેની અડચણ છે ?' બસ, એટલે થઈ ગયો ચૂપ. અમે આવું કરતા'તા. ભલેને પગ દુખતાં હોય, પણ આખી રાત નીકળી જાય. 'અમે છીએ તારી જોડે' એટલું કહીએ, કે એની સાથે વાતો કરીએ. નહીં તો આશ્વાસન આપનાર કોઈ નથીને ! અત્યારે કોઈ માણસને બહુ ખોટ ગઈ હોય અને કોઈ કહેશે, 'અમે છીએ તારી જોડે', તો પેલા બિચારાને રાતે ઊંઘ આવે, પણ એવું કોઈ કહેનારું જ નથીને અત્યારે તો ?

## જાણીએ જ્ઞાનપણથી જાતને !

આ જ્ઞાન પછી હવે તમારામાં ક્રોધ-માન-માયા-લોભ રહ્યા નથી. હવે તમારામાં કોઈ જાતનું કશું રહ્યું નથી. સર્વસ્વ શુદ્ધાત્મા તમે થઈ ગયા છો. હવે મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધું ચંદુભાઈનું અને તમારે કશું લેવાદેવા નહીં. ને મનમાં કઢાપો કરે કે અજંપો કરે, આ બધું તમારે જોયા કરવાનું.

તમારાં હવે ઘર બદલાયા. તમારો વિભાગ શુદ્ધાત્મા વિભાગ અને આ છે તે ચંદુભાઈનો આ વિભાગ. તે તમારે બન્ને વિભાગમાં ધ્યાન રાખવાનું. હવે મન એ ચંદુભાઈના વિભાગમાં ગયું, હવે એ મનનો

ઉપયોગ તમારે નહીં કરવાનો. મન જે કરતું હોય તે, ઝાવાદાવા કરતું હોય કે ગમે તે, જોયા કરવાનું. ખરાબ મન હોય ને ચંદુભાઈ કંટાળે, તો પછી પાછળથી આપણે ખભો થાબડી આપવાનો કે અમે તમારી જોડે છીએ, ગભરાશો નહીં. આપણો કોઈ ખભો ઠોકનાર મળે નહીં આ દુનિયામાં, આપણે જાતે ઠોકીએ તો જ, આપણે શુદ્ધાત્મા ભગવાન છીએ. પહેલાં કોઈ કહેનારું જ ન્હોતુંને ! ખભો થાબડનાર કોઈ હતું નહીંને !

આ આપણો ઉપયોગ શુદ્ધ કહેવાય. કોઈ ના હોય ત્યારે આપણે પૂછવું કે 'ચંદુભાઈ, આજે તમે સારું કર્યું.' અને બીજે દહાડે જરા ચિડાયો હોય તે કહેવું કે 'ભઈ, આવું આ ચિડાવું સારું ના કહેવાય. માટે પ્રતિક્રમણ કરો.' બને કે ના બને એવું ?! બસ, એટલું જ કરવાનું છે આપણે. તમે ઓળખો કે ના ઓળખો ફાઈલ નંબર વનને ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. દાદા પાસે આવ્યા પછી એ પાડોશીને બરાબર ઓળખીએ.

**દાદાશ્રી :** નાનપણથી ઓળખો ? એમનું જીવનચરિત્ર પહેલેથી બધું જાણો કે ના જાણો ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** તો પછી તમારે એમને કહેવું કે 'ભઈ, હવે આમ નહીં ચાલે. હવે આમ ચાલો. અત્યાર સુધી તો અમે સૂઈ રહ્યા હતા, તે ચાલી ગયું તમારું. પણ હવે અમે જાગીએ જ છીએ. તે જાગ્યા, તે ચાલો અમારે પાછલો દંડ કરવો નથી તમને. પણ હવે જાગ્યા છીએ તો અમારી મર્યાદા રાખો'. તો એ એવી સરસ મર્યાદા રાખશે. ખરેખરી મર્યાદા રાખશે. આ તો એવું છે કે કહેનાર જોઈએ. કારણ કે આપણી હાજરીમાં આપણે ઘેર એ બધાંએ ખાધું. એ પછી એ આપણા ના થાય તો કોનાં થવાનાં છે ?

## ને પ્રકૃતિથી લપટો પડે આતમ...

અરીસામાં જોઈને રોજ ચંદુભાઈને કહેવું એટલે આત્મા છૂટો પડતો જાય. ને પ્રકૃતિથી આત્મા લપટો થયો તો કામ થઈ ગયું. શીશામાં તો બૂચ

લપટો પડી ગયો હોય તો ના કામ લાગેને ? લોક કહેય ખરાંને, 'લપટો પડી ગયો છે'. લપટો હઉ પડી જાયને ? અને પ્રકૃતિમાં આત્મા લપટો પડે તે તો સારો. આપણે મહીં વાસીએ તોયે ફરી પાછો છૂટો ને છૂટો. અરીસામાં જોઈને જરાક પાછળ કહેશોને, ત્યારે આત્મા લપટો પડી જશે. પછી આપણે મજબૂત કરવા જઈએ તે ના થાય. લપટો પડી ગયો છે. આપેલો આત્મા શુદ્ધાત્મા છે, લપટો પડીને બીજો કંઈ બગાડ જોડે આવવાનો નથી. આપેલો શુદ્ધાત્મા છે, એટલે જ છૂટો પડી શકે.

આપણે પૂછીએ ત્યારે જવાબ મળે. તમે છે તે, ચંદુભાઈ જોડે વાત કરોને, કોઈ દા'ડો કરેલી ? તો આપણે ચંદુભાઈને પૂછીએ કે 'તમારે હવે કંઈ હિંસા કરવાના ભાવ થાય છે ?' ત્યારે એ 'ના' કહે. 'કોઈનું લઈ લેવું છે ?' ત્યારે કહે, 'ના'. પૂછીએ તો જવાબ આપે કે ના આપે ?

**પ્રશ્નકર્તા :** આપે.

**દાદાશ્રી :** કારણ કે મિશ્રચેતન છે ને ! હા, આત્માને કશું જ કરવું પડતું નથી. આત્માની ખાલી હાજરીથી જ, આ મિશ્રચેતન ચાલે છે !

## પોતે પોતાનો થાબડવો ખભો !

કો'ક ફેરો ઢીલા થઈ જાય, તો આમ ખભો ઠોકવો ! કોઈ ખભો ઠોકનારેય મળ્યો નથી. માણસ કેટલો ત્રાસી જાય બિચારો ! પાંચ લાખ ખોટ ગઈ અને બાપાને કહે તો એ કહેશે, 'પાંચ લાખ ખોટ ગઈ ?! તારામાં બરકત જ નથી.' અલ્યા મૂઆ, એ આશ્વાસન લેવા આવ્યો તોય ઊલટો આ વેશ કર્યો !! બૈરીને કહે, એ જાણે કે બૈરી મને આશ્વાસન આપશે. અમારું અડધું અંગને, અર્ધાંગના આશ્વાસન આપશે ! ત્યારે કહેશે, 'અમે તો તમને રોજ કહેતા'તા કે જરા દુકાને જઈને બેસો. આ મહેતા બરાબર નથી.' તે આ આશ્વાસન મને અત્યારે જે જોઈએ એ આશ્વાસન આપને ! એટલે હવે તમારે આ ખબો થાબડી આશ્વાસન આપવાનું કે અમે છીએ. એવું આશ્વાસન કોઈ ના આપે. હવે જોને, એક ફેરો ટપલી મારી તો જુઓ ! જુઓ ચંદુભાઈ દોડે છેને ! એક ફેરો ય કોઈ ખભો થાબડનાર મળ્યું જ નથી આ દુનિયામાં. આ જેટલાં પ્રયોગ

અમારા અનુભવના છે એ બધા અનુભવ તમને આપી દીધા છે. જે હથિયાર મેં વાપર્યાં છે તે આપી દીધાં.

અમે અરીસા સામું જોઈને થાબડતા'તા ત્યારે ડાહ્યા થઈ ગયા જો આ, છોત્તેર વર્ષે. આ છોત્તેરમું બેસશે.. એમ ને એમ કાઢ્યાં નથી ! કોઈ થાબડે ? ઘેર તારે કોઈ થાબડે ? કોઈ ના થાબડે. ઘેર તો બધું અહંકારી. ઊંધું જ બોલે. આ તો કહે, 'તને હું પહેલેથી ના કહેતો'તો, અક્કલ વગરનો જો છેવટે ઊંધું કરી નાખ્યુંને તેં ?' અલ્યા મૂઆ, આટલા હારુ નથી આવ્યો, અત્યારે તો મને આપઘાત કરવાનું મન થાય છે ત્યારે હું તમારી પાસે આશ્વાસન લેવા આવ્યો છું. પણ ત્યારે જંપીને ના બેસવા દે. હવે શું થાય ?

## ઉદાસીન મન જોડે વાતો કરો !

**પ્રશ્નકર્તા :** મારે એમ થાય કે મારે થોડુંક લખવું છે. સંસ્થાનું થોડુંક કામ કરવું છે. પછી ચોપડી લઈને બેસું, થોડીક વાર થાય એટલે પેલી ચોપડીમાં જરાય મન ના લાગે અને પછી આપ્તસૂત્ર કે દાદાનું કોઈ પુસ્તક લઈને વાંચું. કાલે આ કરીશ. એમ કરતાં કરતાં દિવસો વીતતા જાય છે. પેલું હાથમાં લઉં. પણ એમ થાય કે નથી કરવું, જતું કરું. એટલે મન, જેને કલ્પી ના શકાય એટલું બધું ઉદાસીન બની ગયેલું છે.

**દાદાશ્રી :** ના, પણ આપણે થોડુંક થોડુંક કહેવું ચંદુભાઈને, થોડી વાતચીત કરવી. ચંદુલાલ જોડે તમારે વાતચીત કરવી હવે કે જરાક એ તરફ વળે. ભેદ રાખવો પડે. તમારે છૂટા રહીને બોલવામાં વાંધો નહીં. છૂટા રહીને બોલીએને તો ધીમે ધીમે રાગે પડે. તે જરાક આટલું સુધારજોને ! તમે ચંદુલાલ જોડે વાતચીત કરવાની રાખો. કાલે થઈ જતું હોયને તો આપણે કહેવું ચંદુલાલને કે 'ભઈ, આ કાલે કરતાં આજ કરી આવોને' ! તે એટલે પછી શું થાય, એ થયા કરશે અને જરૂર છે આની. આ તો વસ્તુ સ્થિતિમાં જે છે ને ફરજિયાત, એ કર્યા વગર છૂટકો જ નહીંને ! એ ટાઈમ ત્યાં જ જવાનો હશે અને આ પ્રમાણે ગોઠવાયેલું હશે તે કરે. કરવું પડેને ! જમવાનું મોડું કરતા હોય તો કહીએ, 'જમી લોને ટાઈમસર. વાંધો શું છે ?'

તમે જુઓ, વાતચીત કરી જુઓ તો ખરાં. એટલે પછી તમને પેલું એવું નહીં લાગે કે હજુ મને અસર થઈ છે. કારણ તમે છૂટા થઈ ગયા. તમે છૂટા થયા, હવે આને કહેવાનું, તમારી ફરજ છે એને ચેતવવાની. ફરજ પાડોશી તરીકે. પાડોશી તરીકે ફરજ નહીં ? કેમ લાગે છે ?

એ તો ભરેલો માલ, તે નીકળે તો ખરોને ? ના નીકળે તો મહીં ગંધાયા કરે કોઠીમાં. પાછું ઘૈડપણમાં નીકળે એનાં કરતાં હજુ સારું છે શરીર, હજુ વાંધો નથીને ? શરીર સારું છેને ? અમને કહો તો તમારી ખબર પડેને ? પણ શરીરને હવે એ ના કરતા. શરીરને કહીએ, 'તું ગભરાઈશ નહીં, તારો દોષ નથી. દોષ કોનો હતો, તે હું જાણું છું'. અહંકારનો દોષ હતો. અહંકારે ભરેલું આ બધું.

## આમ થાય 'પ્રકૃતિ'ને ટેકલ !

**પ્રશ્નકર્તા :** હવે એ કશું કરવાનું નથી. એ જે આજ્ઞા આપે આપી કે હવે કશું તમારે કરવાનું નથી. હવે કોઈ માણસને વાંચવાનું મન થતું હોય, કોઈ માણસને ક્રિયા કરવાનું મન થતું હોય તોય પણ આ ઉપયોગ તે વખતે રહે છે કે આ મારે કરવાનું નથી, આ તો મારો ઉદયકર્મ છે અને મારે ડિસ્ચાર્જ કરીને કાઢવાનો છે.

**દાદાશ્રી :** આ તો હું કરતો નથી, આ ચંદુભાઈ કરે છે એવું ચંદુભાઈના નામથી જ વ્યવહાર રાખવો આપણે. ઉદયકર્મ બોલવું જ ના પડે. 'ચંદુભાઈ કેમ છો ? તમારી તબિયત સારી છે કે નહીં ?' સવારમાં ઊઠીને પૂછીએ-ગાછીએ બધું. કારણ કે આપણા પાડોશી છેને ! વાંધો શો છે ? એમ કરીને તમે કામ તો લેજો. જુઓ, કેવું સુંદર કરે છે ! પ્રકૃતિની જોડે...

**પ્રશ્નકર્તા :** લડવાની જરૂર નથી.

**દાદાશ્રી :** નહીં. પ્રકૃતિની જોડે એડજસ્ટ થતાં આવડવું જોઈએ. પ્રકૃતિ તો સુંદર સ્વભાવની છે.

પ્રકૃતિ બહુ સુંદર હોય પણ આપણે એને ગૂંચવીએ છીએ. એટલે આપણે એમેય કહેવાય, 'હવે તો તમે આ પુત્રોના ફાધર, દીકરીઓના

ફાધર, તમારી તો વાત જ જુદીને ! તમે મોટા વકીલ થયા.' એવી વાતચીત કરવામાં વાંધો નહીં. રૂમ વાસીને વાતચીત કરવી. આપણે તો બોલ્યા કોનું નામ કહેવાય કે આપણા કાન સાંભળે એવું. બીજો ન સાંભળે ને આપણા કાન સાંભળે, એ બોલતાં જ નથીને પણ ! અને આપણે થયા છીએ છૂટા અને તેથી છૂટાપણું પ્રત્યક્ષ અનુભવાય છે. કેટલાંક તો આવું બોલે છે ને મહીં પ્રત્યક્ષ છૂટાપણું અનુભવે છે. પણ તમારે 'કેમ છો-કેમ નહીં' એ પૂછવામાં શું વાંધો, પાડોશી થઈને વાંધો શું છે ? અને તોય ચા તો પીવાના જ છે અને કંઈ આપણી ચા છે ? એ એમની જ ચા છે. આપણી છે જ નહીંને ! 'જરા દોઢ કપ ચા-બા પીઓ' કહીએ. પેલાને કહીએ, 'આપો, ચંદુભાઈને ચા આપો.' હસતાં-રમતાં મોક્ષે જવાય એવો માર્ગ છે !

## સો ટકા જુદાપણાનો અનુભવ !

**પ્રશ્નકર્તા :** એટલે આમ એકલા બેઠાં હોઈએ અને સાંજે બેઠાં હોય તો ચંદુભાઈને જોયા કરવાનું કે...

**દાદાશ્રી :** ચંદુભાઈને જોવાનાં. તે એનું મન શું કરી રહ્યું છે, એની બુદ્ધિ શું કરી રહી છે, અહંકાર શું કરી રહ્યો છે એ જોયા કરવાનું. અને બધું શાંત હોય તો ચંદુભાઈ જુદા દેખાય, એને જોયા કરવાનાં. અરીસામાં મોઢું જોશેને, ચંદુભાઈ દેખાય. એને જોયા કરવાનું. પછી આપણાથી બોલાય ખરું કે 'ચંદુભાઈ, તમે તો બહુ સારા છો. બહુ ડાહ્યા દેખાઓ છો.' એવું બધું બોલાય આપણાથી. આપણે એની જોડે વાતો કરીએ એટલે પછી એ સો ટકા છૂટાપણું છે એનો અનુભવ થાય !

**પ્રશ્નકર્તા :** એટલે આપણે આખા દિવસને અંતે બેસીને ચંદુભાઈને જોઈએ અને યાદ કરીને એમ કહીએ કે આજે સવારે તેં આમ કર્યું હતું. આજે બપોરે ગુસ્સો કર્યો હતો...

**દાદાશ્રી :** હા, તે બધું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ જ જોયું કહેવાયને ? પ્રકૃતિ જોઈ કહેવાયને ?

**દાદાશ્રી :** હા. 'જોયા' પછી આપણે કહીએ ખરા, કે 'આમ કર્યું તે આ શોભે નહીં. હવે તો ઉંમર થઈ. હવે મોક્ષે જવું છે ને ?'

**પ્રશ્નકર્તા :** હા. એટલે ગુસ્સો થઈ ગયો હોય તો પછી આપણે વઢીએ એને કે 'આ તમે શું કરો છો ? આ દાદા મળ્યા પછી હવે આ ગુસ્સો કરો છો, શોભતા નથી !'

**દાદાશ્રી :** હા, બસ. 'આ તમને શોભે નહીં.' હા, વઢાય, વઢાય....

**પ્રશ્નકર્તા :** એ બધું જોયું કહેવાયને ?

**દાદાશ્રી :** હા, એ જોયું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ અનુભવ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ અનુભવ કહેવાય. તમારે થોડું થોડું કહેવાય કે, 'હવે તમારે ઉંમર થઈ છે. જરા વિચારો હવે આમ! સાસુ અહીં નથી એટલે રોફ મારો છો !' એવું કહેવું જોઈએ. સાસુ ટૈડકાવે તો શું કરીએ ?! 'કોઈ કહેનાર નથી એટલે તમે આવું કરો છો ?' જેટલું કહેવાય એટલું કહેવું. એમાં કંઈ આબરૂ જવાની છે ? આબરૂ તો ગયેલી જ છેને ! આબરૂ ગયેલી એટલે તો આ દાદા મળ્યા, અને આબરૂદાર લોકો તો જો કેવા ફરે છે ! એ લોકોને મહીં ચિંતા કરવી છે, પણ બહાર આબરૂ રાખવી છે કે બહાર આબરૂ નહીં જવા દઈએ !

## વાઘ જોઈને માંદો કેવો દોડે !

આખું જગત અવસ્થામાં જ તન્મયાકાર થાય. અજ્ઞાનીની સમજ કેવી હોય ? અવસ્થામાં જ તન્મયાકાર. જે અવસ્થા ઉત્પન્ન થઈ તેમાં જ તન્મયાકાર. ગરીબી અવસ્થા ઉત્પન્ન થઈ તો ગરીબીમાં. શ્રીમંતાઈ થઈ એટલે એમાં તન્મયાકાર. આમ સાંઢ જેવો ફરે. એટલે તન્મયાકાર થઈને ફર્યા કરે. તાવ આવે, તો હું શું કરું ? ચલાતું નથી. હું શું કરું ?

અમથા મૂઆ, 'ચલાતું નથી, ચલાતું નથી' એમ કહીને ઊલટો નરમ થઈ જાય. જેવું બોલે તેવો થઈ જાય. આત્માનો સ્વભાવ જેવું બોલે તેવો

થઈ જાય. અને પેલો તો બોલે, 'ચલાતું નથી, પગ તો ચાલતા જ નથી.' પછી પગ જાણે કે 'આપણને કહે છે કે ચાલતા નથી. તે વઢનાર નથી કોઈ.' આપણે કહીએ કે 'ના કેમ ચાલે ? ચાલ આગળ !' આમ બે ઠપકારીએ તો એની મેળે ચાલે. ના કેમ ચાલે ? કરાર કર્યો છે. કરાર પૂરો થયો નથી હજુ. ફાઈલ નં. ૧ ને ખવડાવીએ-પીવડાવીએ ને ચાલે કેમ નહીં ? કઈ જાતની વાત ! ચા-પાણી પાઈએ મસાલેદાર અને ઘીમાં તળેલાં પાઉં એવું બધું ખવડાવીએ-પીવડાવીએ, તો ય પાછો કહે, 'ચાલે નહીં ?' તો આપણે કહીએ, 'ચાલ. ચાલે છે કે નથી ચાલતો ?' વાઘ પાછળ પડે તો ચાલે કે નહીં ચાલે ? ત્યારે વાઘ પાછળ પડે ને દોડીએ, એના કરતાં જાણોને કે વાઘ પાછળ જ પડેલો છે ને ? સંસાર વાઘ જ છે ને ! સંસાર વાઘ કરતાં યે વસમો છે. વાઘ તો એક ફેરો ખઈ જાય ને સંસાર ભવોભવ ખઈ જાય.

કરાર કર્યા પ્રમાણે બધું ચાલવું પડે ને ? ચાલવાનું એણે. આપણે 'જોયા' કરવાનું. અમે અમારી ફરજ ના બજાવીએ તો કહેજો. ચાલવાનું તમારે. અમે 'જોઈએ' !

## દોષો સામે જાગૃતિ...

શૂટ ઓન સાઈટ. દોષ દેખાયો કે 'ચંદુભાઈ ચાલો, પ્રતિક્રમણ કરો' કહીએ. ચંદુભાઈનો તમારે દમ કાઢી નાખવો હવે. ત્યારે ચંદુભાઈ કહેશે, 'આ ઘૈડપણને લીધે થતું નથી.' ત્યારે કહેવું, 'અમે તમને શક્તિ આપીશું.' ત્યારે કહે, 'આપો'. ત્યારે આપણે પછી બોલાવવું. 'બોલો, હું અનંત શક્તિવાળો છું'. આપણે બોલાવીએને, તે શક્તિ પાછી આપણા આત્મામાંથી એમાં પડે પાછી. કંટાળી ગયા હોય તો આપણે કરવું જ પડેને ! પાડોશી છેને ! અને નિશ્ચેતન ચેતન છે. જીવ વગર બીજા પાંચેય તત્ત્વમાં ચેતન છે નહીં ! જેને પોતાના દોષ દેખાવા માંડ્યા, ત્યાંથી જાણવું કે હવે ઉકેલ આવવાનો થયો !

જેને છેલ્લો ઉપયોગ રાખવો હોયને, તો ચંદુભાઈ અત્યારે શું મૂંઝવણમાં છે, ચંદુભાઈને ટેન્શન કેટલું છે, એ બધું આપણે 'જોયા' કરીએ, એનું નામ છેલ્લો ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** ટેન્શન અનુભવાતું હોય, વેદના અનુભવાતી હોય તો?

**દાદાશ્રી :** વેદના અનુભવાય નહીં, એ અનુભવને 'જોવાનું' કે 'અહોહો, ચંદુભાઈ ! ખૂબ ટેન્શન અનુભવો છો ? અમે છીએને તમારી જોડે. વાંધો નહીં, ચા-બા પીઓ જરા.' આપણે વાતો કરીએ પછી.

**પ્રશ્નકર્તા :** એ રીતે ચંદુભાઈ સાથે વાતો કરવી, એ ઉપયોગ કર્યો કહેવાયને ?

**દાદાશ્રી :** આ છેલ્લો ઉપયોગ ! ચંદુભાઈને 'જોયા' જ કરવું. ચંદુભાઈને કેટલું ટેન્શન વધ્યું-ઘટ્યું એ બધું 'જોયા' કરો. પછી આપણે કહીએ, 'અમે છીએ તમારી જોડે, ગભરાશો નહીં'. બસ, આટલું જ કરવાનું છે. એ જ ઉપયોગ રાખવાનો છે. ગમે તેવું ટેન્શન આવે તોય પણ ચંદુભાઈને જ આવે છેને ! તમને શેનું આવે ? તમને કેમ લાગે છે?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** કો'ક ઈન્કમટેક્ષવાળો આવ્યો, હિસાબ હોય તો જ છે તે બૂમાબૂમ કરેને ! પણ હવે છે તે આવ્યો એટલે તમને શું ? એ તો ચંદુભાઈને ભાંજગડ !

આ જ્ઞાન મળ્યા પછી પણ કેટલાક એવું કહે છે, 'મને હાર્ટમાં ગભરામણ થાય છે'. જે દ્રઢ થઈ ગયું છે એમ બોલે છે. એ ભૂલચૂક થાય છે ને એનું કારણ શું છે કે એની પાસે ગૃહિત મિથ્યાત્વ છે. એટલે આ લોકોએ કહ્યું કે 'આ તમે ચંદુલાલ છો. તમને પૈણાયા, તમે પાસ થયા છો.' લોકોએ કહ્યું, તે આપણે સંઘરી રાખ્યું. હવે એ હિસાબ નીકળે છે. આપણે તરત કહી દેવું કે 'હું ચંદુલાલને ઓળખું છું, ભઈ.' 'ઓળખું છું' એમ કહીએ એટલે ચંદુલાલ સમજી જાય કે 'હવે આ કોણ છે તે ?' વિગતમાં આવી જવું જોઈએ.

આત્મા થયા પછી હાર્ટમાં શી રીતે ગભરામણ થાય તને? તને શેની થાય આ ? થાય તો આને થાય ! પાડોશીને થાય. પણ પ્રેક્ટિસ પાડવી પડે કે 'આવો ચંદુલાલ, જાવ ચંદુલાલ.' આમતેમ મોંઢે આ

બગીચામાં બેઠાં બેઠાં બોલવું. 'ચંદુલાલ ચા-બા પીવી છે તમારે ?' આમતેમ વાત કરીએ. કો'ક તો એમ જાણે કે ગાંડો છે કે શું ? એવું કો'ક સાંભળે એવું નહીં. લોકોથી આપણે છેટા બેસવું. બોલીએ તો અભ્યાસ થાય આનો.

## પોતે આડો થાય ત્યારે !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધા પછી પણ ક્રોધ આવે તો એ પણ ડિસ્ચાર્જ કહેવાય ?

**દાદાશ્રી :** ક્રોધ કોને આવે છે, એ 'જોઈ' લેવું.

**પ્રશ્નકર્તા :** બહુ વખત આવ આવ કરે તો ય ડિસ્ચાર્જ કહેવાય ?

**દાદાશ્રી :** સો વખત આવે કે પાંચસો વખત આવે તે બધું ય ડિસ્ચાર્જ જ કહેવાય ને ! આપણે એવું કહેવું જોઈએ કે 'ચંદુભાઈ, બહુ અકળાય અકળાય કરો છો, તે માફી માગો બધાની.' તમે કહેતા નથી એવું ? ભૂલ તો એક્ઝેક્ટ થઈ ગયેલી.

**પ્રશ્નકર્તા :** આપણે એને બહુ કહીએ, ચંદુભાઈને આપણે ઠપકો બહુ આપીએ તો ય એ આડા થાય તો શું કરવું ?

**દાદાશ્રી :** તો આડા થયા, તે 'જોયા' કરવાના. કરવાનું કશું હોય નહીં. આત્મામાં કરવાની શક્તિ જ નથી. આત્મા અક્રિય સ્વભાવનો છે ને જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી છે. બધું કરવાનું છે તે આ પુદ્‌ગલનું છે. જે જડ (મેટર) વસ્તુ છે, એની છે ને ક્રિયા બધી.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ આડા થાય અને બીજાને ગોથું વાગી જાય તો શું કરવું પછી ?

**દાદાશ્રી :** માફી મંગાવવી. 'આડા થઈ ગયા, એની માફી માગો' કહીએ. આ અક્રમ વિજ્ઞાન કેટલું સુંદર છે કે તમારે કશું કરવાનું નહીં અને ઊલટું ચંદુભાઈને કહેવાનું, ઠપકો આપવાનો, 'તમે આની જોડે શું કરવા ચિડાયા ? આવું કેમ કરો છો ?' કહીએ. ચંદુભાઈને કહેવું કે 'તારું કહ્યું

હું બધું કરીશ પણ એક કલાક અમારા કહ્યા પ્રમાણે રહેજે.' એક કલાક દાદાની આજ્ઞામાં રહેવાનું ને પછી ચંદુભાઈના કહ્યા પ્રમાણે કરવાનું. એનેય પાછું જોવાનું. ધ્યેયથી વિરૂદ્ધ કરાવતા હોય તો નહીં માનવાનું.

## કોઈ ગાળ દે ત્યારે...

**પ્રશ્નકર્તા :** જ્યારે કોઈ ખરાબ વર્તન કરે ને ત્યારે મારે શું કરવું ?

**દાદાશ્રી :** આપણે ચંદુભાઈને કહેવું, 'જુઓને ! તમારો ફોટો તો જુઓ.' એવું બોલ્યા કરવું. એટલે આપણને આ કશું અડે નહીં. ચંદુભાઈ ઠંડા દેખાય. પેલાનાં મનમાં એમ થાય કે આ આટલી બધી ઠંડકમાં કેવી રીતે રહેતા હશે ?

હવે કોઈ ગાળ દેતા હોય ચંદુભાઈને, તો ય તમે તો જુદા. તમને પેલો ઓળખતો નથી પછી પેલો તમને શી રીતે ગાળ દે ? ચંદુભાઈને ઓળખે. ચંદુભાઈ તો તમારું સ્વરૂપ ન્હોય. ચંદુભાઈ તમારાથી જુદા. ચંદુભાઈ એ ફાઈલ નંબર વન એટલે તમને ક્યાં અડે ? હવે અડે નહીંને ? એટલે 'તારે દેવી હોય એટલી દે' કહીએ ! આપણે ચંદુભાઈને કહીએ 'તેં કંઈ કર્યું હશે, તેથી દે છે, નહીં તો કોણ દેવાનું છે ?'

શાસ્ત્રકારોએ કહ્યું કે જો તારું શુદ્ધાત્માપદ ચૂકીશ નહીં તો તું મુક્ત જ છે અને ચૂકશો તો તપ જતું રહેશે. તપ તો કરવું પડે. લોક નિંદા કરે તોય આપણે તપ કરવું પડે. લોકો મશ્કરીપૂર્વક હસે, તો આપણેય મશ્કરીપૂર્વક હસવું કે, 'ઓહોહો ! ચંદુભાઈ તમે કેવા માણસ છો તે ! જુઓ, આ લોકો કેવું કહે છે ! ચંદુભાઈ, જુઓ આ તમારી દશા, લોકો શું વાતો કરે છે ! નિંદાઓ કરે છે. કેવા હતા તમે ! એવું અમેય જાણીએ છીએ કે તમે આવાં હતા.' આવું બોલવાનું હોય.

અક્રમ વિજ્ઞાન એનું નામ કહેવાય. બંધાય જ નહીં પછી. અહીં તપ કરવાનું છે. પણ આવી રીતે છૂટા રહીને બોલીએ એટલે પછી આને તપ રહ્યું જ ક્યાં ? આપણેય કહેવા લાગીએને કે 'ચંદુભાઈ, જોયું તમારું આ ?! આ દુનિયા તો તમારી જુઓ ! શું આ તમારી દશા છે ! અમનેય

શરમ આવે છે !' એવું મનમાં ને મનમાં ચંદુભાઈ જોડે બોલીએ, લોક સાંભળે નહીં એવી રીતે.

કંઈક ખોટું થઈ ગયું હોય તો ગભરામણ થઈ જાય છે કેટલાક માણસોને, 'મારાથી આવું થઈ જાય છે.' અલ્યા મૂઆ, ના બોલશો આવું. જે ખોટું કરે તેને કહેવું કે 'પ્રતિક્રમણ કર, કેમ અતિક્રમણ કર્યું ?' ખોટું કરે, તેને ના ઓળખીએ આપણે ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને તો ઓળખીએ.

**દાદાશ્રી :** તે તો કાયમના ઓળખાણવાળા, પહેલાંના સંબંધવાળા. 'કેમ ખોટું કર્યું, પ્રતિક્રમણ કરો.' એટલે આપણે છૂટા એની સાબિતી થઈ ગઈ.

## જાગૃતિ : લોભ ને માનની સામે !

**પ્રશ્નકર્તા :** શબ્દોમાં ના મૂકી શકે પણ અનુભવ થઈ ગયો ને ! આપની પાસે જ્ઞાન લીધું અને પછી થોડા દિવસ પછીથી કારખાનામાં બધા લોકોએ ચંદુભાઈને માર્યા. નહીં તો ચંદુભાઈને મારે એ ચંદુભાઈ કંઈ ચલાવી ના લે, સામા થઈ જાય. જ્ઞાનથી સમતા રહી.

**દાદાશ્રી :** એવું છે મારવામાં સમતા થાય, લક્ષ્મીમાં થાય છે કે નહીં તે જોવાની જરૂર.

**પ્રશ્નકર્તા :** લક્ષ્મીમાં ? પણ મારવામાં ય જો જ્ઞાન પરિણામ ના પામ્યું હોય તો અહંકાર છતો થઈ જાયને, દાદા ?

**દાદાશ્રી :** ના, પણ એ પરિણામ પામી ગયું. એટલે પેલો માન કષાય તો બંધ થઈ ગયો. હવે લક્ષ્મીનો કષાય. એ લોભ કષાય. એ લોભ કષાયમાં છે તે ત્યાં સમતા ના થાય.

**પ્રશ્નકર્તા :** આ લોભ કષાય એટલે કે ગમે તેટલો ફાયદો અગર તો નુકસાન થાય તો પણ બધી વખતે મનની સમસ્થિતિ રહે તે ?

**દાદાશ્રી :** એ તો રહે. પણ વ્યક્તિગત એક માણસને તમે પચ્ચીસ હજાર આપ્યા છે અને એ અવળું બોલે તો તમને શું થાય ?

**પ્રશ્નકર્તા :** એકદમ એના ઉપર ગુસ્સો થાય.

**દાદાશ્રી :** ના, પણ એમ નહીં, પણ તે ઘડીએ જ્ઞાન રહે કે જતું રહે ?

**પ્રશ્નકર્તા :** હવે રહે છે.

**દાદાશ્રી :** એ શુદ્ધાત્મા છે, તે ચંદુભાઈ ગુસ્સો કરે તેને આપણે જોવું.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર. ચંદુભાઈ કદાચ ગુસ્સો કરે.

**દાદાશ્રી :** ગુસ્સે થઈ જાય. કારણ કે ભરેલો માલ ખરો ને ! પણ તેને આપણે જોવું જોઈએ. અને પછી ચંદુભાઈને કહેવું જોઈએ કે 'શા માટે આમ કરો છો ! જરા પાંસરા રહોને ! અનંત અવતારથી ભટક્યા છો તો હવે સીધા ચાલો'. પછી એ કહે કે ચાર આનાય નહીં આપું, તો શું કહો ?

**પ્રશ્નકર્તા :** તો 'ભોગવે એની ભૂલ' માનીને સમાધાન કરી નાંખીએ.

**દાદાશ્રી :** તરત જ ?

**પ્રશ્નકર્તા :** હા. એવા લીધા હશે તો એ નથી આપતો.

**દાદાશ્રી :** તો એ લોભ કષાય ઊડ્યો. લોભ કષાય ગયો.

**પ્રશ્નકર્તા :** બાકી આમ લોભ કષાય ઊડવો બહુ કઠણ છે.

**દાદાશ્રી :** કઠણ છે પણ તમારું ડહાપણ ના કરો તો આ જ્ઞાન બિલકુલ ચોક્કસ રાખે એવું છે.

એક લાખ બાકી હોય અને એક આનોય ના આપે તો ય આપણું મોઢું બગડવું ના જોઈએ. મોઢું બગાડ્યું તો ખલાસ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** દસ લાખ રૂપિયા લેવાના હોય અને એની અંદરથી પછીથી બે-ત્રણ લાખ રૂપિયા ગયા હોય તો તો કરોળિયાનો એક પગ ગયો, પણ દસ લાખને બદલે બાર લાખની જ્યારે ખોટ આવી હોય તો...

**દાદાશ્રી :** અઢાર લાખની આવે તો ય શું ?

**પ્રશ્નકર્તા :** ત્યારે રહેવું જોઈએ.

**દાદાશ્રી :** અઠ્ઠયાવીસ લાખની આવે તો ય શું ?!

**પ્રશ્નકર્તા :** પછી તો પાંચ કરોડ હોય તો ય સરખું જ છે ને, એને આપવાના નથી એટલે !

**દાદાશ્રી :** આપણે ચંદુભાઈને એટલું જ કહેવાનું કે 'ચંદુભાઈ, આપવું છે એવો નિશ્ચય તોડશો નહીં. જ્યારે આવે ત્યારે આપવું છે એવું નક્કી રાખજો.' અને એનું હોય, તે એને મળ્યા વગર રહેતું નથી અને ના હોય ત્યારે માર ખાય.

**પ્રશ્નકર્તા :** બહુ મોટી વાત કહી. એનું હશે તો એને મળવાનું જ.

**દાદાશ્રી :** એને મળવાનું જ છે. બધો હિસાબ છે આ તો. મન બગડ્યું કે ખરાબ થયું, મન બગડે ને એટલે એવું કહે, 'પોલીસ કેસ કરીશ ને આમ કરીશ, તેમ કરીશ', એમ કરીને પેલા પાસે પાંચ-દશ હજાર પડાવી લે. તો આમણે આ જે ગુનો કર્યો, તે પછી આ દંડ ભોગવવો પડશે. એટલે ગુનો થાય જ નહીં. શાંતિથી જવા દેવું પડે. મેં તો આખી જિંદગી આવું કર્યું છે. જો મોક્ષ જોઈતો હોય તો લોભ અને માન બે બિલકુલ ના હોવા જોઈએ.

## ન કોઈનો ધણી આત્મા !

**પ્રશ્નકર્તા :** હજી પૈસા માટે જરા ભાંજગડ થાય છે. દરરોજ સવાર પડી એટલે ઘરમાં પહેલી ચર્ચા થાય છે કે આ ખર્ચા વધતા જાય છે, એટલે આવક વધવી જોઈએને !

**દાદાશ્રી :** હા, પણ એ ચંદુભાઈ કકળાટ કરે છે ને તમે નથી કરતાંને !

**પ્રશ્નકર્તા :** હા, ચંદુભાઈ કરે છે.

**દાદાશ્રી :** ચંદુભાઈ તો એના ધણી થઈ બેઠા છેને ! કોઈના છોકરા થઈ બેઠા છો, નહીં ?! કોઈના બાપે ય થયા હશોને ?! અને તમે તો કોઈના બાપે નહીં થયા, કોઈના ધણી નહીં, એવા તમે નિર્લેપ કહેવાઓ.

## સમય વેડફાય ત્યારે !

**પ્રશ્નકર્તા :** ધંધામાં ને બધે આવી બધી ક્ષુલ્લક વાતોમાં, નિરર્થક વાતોમાં ધ્યાન અને સમય ઘણો બગડે છે.

**દાદાશ્રી :** વગર કામની વાત, કામ વગરનાં વલોણાં વલોવ વલોવ કર્યા કરે. પણ કોઈ દા'ડો તમે કહ્યું, કે 'ચંદુભાઈ, આ ખોટો વખત શું કરવા બગાડે છે, વગર કામનો ?!'

**પ્રશ્નકર્તા :** હા, પણ એ તો બે કલાક ગયા પછી કહ્યું, પછી તો એકાદ પ્રતિક્રમણ કરી લઈએ.

**દાદાશ્રી :** અને પ્રતિક્રમણને ના ગાંઠે તો આપણે એમ કહેવું, 'હે ચંદુભાઈ, બેસ સામો. જો આ વખત બગાડે છે અમથા, તે તારા હાથમાં શું આવ્યું ? બોલ.' તો તરત એની મેળે ઠેકાણે આવી જાય. કંઈ ચંદુભાઈ અભણ છે ? ભણેલો માણસ છે !

## બોસ વઢે ત્યારે ....

હવે બોસ છે તે ચંદુભાઈને વઢે, તમને શી રીતે વઢે ? તમને એ ઓળખે કંઈ ? ચંદુલાલને વઢે. તે આપણે ચંદુલાલને બોસ વઢી ગયા પછી, ઓફીસમાં જઈને કહેવું, કે 'તમે કંઈ બોલ્યા હશો તેથી જ કહેતા હશે ને ! શાંતિ રાખોને જરા !' કહેવાય કે ના કહેવાય ? અને બોસ લડે કે ના લડે, આ જમાનામાં ?

**પ્રશ્નકર્તા :** લડે.

**દાદાશ્રી :** એની બાઈડી જોડે લડીને આવ્યો, તેમાં આપણી પર અકળામણ કરે. એવું ના બને ? આપણી ભૂલ ના હોય તો ય વઢે ? ચંદુભાઈને આપણે 'જાણ્યા' કરવાનું. ઓફિસનું કામ કેવું કરે છે, કેવું નહીં તે આપણે 'જાણીએ' ને પછી એમને કહેવુંય ખરું, કે 'આવું શા હારુ કરો છો ? પૂરું કામ કરોને !' કહેવામાં શું વાંધો ? બોલવામાં શું વાંધો આપણે ? ખાલી એડજસ્ટમેન્ટ જ છે, નહીં તો ય બીજું કશું વળે નહીં. આવું પણ બોલીએ તો અંધાધૂંધી ના ફેલાય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાતા-દ્રષ્ટા રહીએ તે વખતે, આ બરાબર રહે છે કે નથી રહેતા ચંદુભાઈ, એ ડિફરન્શીએટ રાખવું કે ના રાખવું ?

**દાદાશ્રી :** ચંદુભાઈ રહે કે ના રહે, તેની સાથે આપણે લેવા-દેવા નથી. આપણે રહેવાયું કે નહીં, એ જોવાનું છે. ચંદુભાઈ રહે કે ના ય રહે, ડિફોલ્ટરે ય થાય, એને આપણે લેવા-દેવા નથી હવે.

## નોધારાં, થયા સાધાર...

ગાડી ઉપડી મુંબઈથી અને વચ્ચે નોનસ્ટોપ છે, પછી શી ભાંજગડ? જરા ધીમી ચાલશે, તો ય પણ પહોંચવાની છે. આ તો આવ્યું જાણોને ! તમારે તૈયારી કરી રાખો હવે બધી. મહીંથી એવું કહે કે આવ્યું.

તમે શુદ્ધાત્મા અને આ ચંદુભાઈ. તમે બે થયા. એકના બે થયા. હવે તમારે ચંદુભાઈની દેખરેખ રાખવાની, પાડોશીની પેઠે અને ચંદુભાઈને મુશ્કેલી આવી જાય તો આપણે ચંદુભાઈનો ખભો ઠોકી આપવો કે અમે છીએને તમારી જોડે. પહેલાં એકલા હતા, નોધારાં હતા. હવે સાધાર થયા. પહેલાં તો નોધારાં હતા. કોની પાસે રડવું ? વહુ પાસે રડીએ તો વહુ અવળું સમજી જાય, માબાપ પાસે તો રડાય નહીં!

**પ્રશ્નકર્તા :** હવે કોઈ બોલાવે તો પછી બોલવું કે નહીં ?

**દાદાશ્રી :** એ તો બોલવાનું. વ્યવહારથી બધું કરવાનું, આપણે જાણ્યા કરીએ. આપણે કહેવું, 'ચંદુભાઈ, આ ભઈ જોડે જરા બોલો હવે, વાતચીત કરોને કંઈક.' એટલે એ બોલે ય ખરા. અને વ્યવહાર ચાલ્યા કરે. તમારે 'જોયા' કરવાનું. પેલાને ખબર ના પડે, આપણે શું કરીએ છીએ! પણ તમે એને 'જોયા' કરો, ચંદુભાઈ શું કરે છે તે ! જ્ઞાતા-દ્રષ્ટા. બન્નેના સ્વભાવ જુદા થયા. હવે આત્મા આત્માના સ્વભાવમાં રહેશે અને પુદ્ગલ પુદ્ગલના સ્વભાવમાં રહેશે. પોતપોતાના ગુણધર્મમાં રહે છે.

## છૂટું રાખવા, સમજી લેવું આમ !

એટલે ચંદુભાઈનું વ્યવસ્થિત શક્તિ બધું ચલાવે છે. ત્યારે તમારે તો એ જોયા જ કરવાનું, ચંદુભાઈ શું કરે છે ને શું નહીં ? મન-બુદ્ધિ-

ચિત્ત ને અહંકાર, એમાં કશામાં આપણે હાથ ઘાલવાની જરૂર નહીં. એ બુદ્ધિ શું કરી રહી છે તે જોયા કરવાનું. આડું કરતી હોય તે ય આપણે જોયા કરવાનું, ખોટું કે સારું કરતી હોય તે ય જોયા કરવાનું. પણ ત્યાં આપણે હાથ ક્યારે ઘાલવાનો કે ચંદુભાઈને સાંસારિક બહુ મુશ્કેલી આવી ગઈ હોય, ત્યારે આપણે 'હું શુદ્ધાત્મા જ છું. હું તમારી જોડે છું.' એમ કહીએ એટલે ઓલરાઈટ થઈ જશે. સાંસારિક મુશ્કેલીઓ આવે હાથની-પગની, બહુ મુશ્કેલી થતી હોય તે ઘડીએ 'છોને થાય, હું છું ને, ગભરાશો નહીં.' કહીએ અને નહીં તો બહુ શરીરને કંઈ અડચણ થતી હોય તો 'મારું ન્હોય' એમ કહો કે છૂટું રહે. કારણ કે લાઈન ઑફ ડિમાર્કેશન પાડી છે. આ તમારું ને આ તમારું ન્હોય, એવું બધું. એટલે આને રેગ્યુલર કોર્સમાં જરા સમજી લેવાની જરૂર છે. આ ભૂલશો નહીંને, હું બોલું છું તે ?

## મોક્ષ ને આચારને નથી લેવા-દેવા !

દરેકને કંઈ 'આ' બ્રહ્મચર્ય વ્રત લેવાની જરૂર હોતી નથી. આ તો બધું સમભાવે નિકાલ કરવા જેવું છે ! પણ 'એમાં' જો રુચિ વધતી હોય તો આપણે કહેવું કે 'ચંદુભાઈ, આમાં બહુ રુચિએ ના ચઢશો !' આવું તેવું તમારે કહેવું. પણ તમારે તો શુદ્ધાત્મામાં જ રહેવું. ચંદુભાઈનું ગમે તેવું થાય પણ તમારે તો ચંદુભાઈ જોડે વાતોચીતોનો વ્યવહાર જ કરી નાખવો. આવો વ્યવહાર જુદો રાખશો તો લિફ્ટ માર્ગ જલદી ફાયદાકારક થશે ! અને અમે વ્યવહાર જુદો પાડી આપ્યો છે અને તે જુદો વર્તાઈ શકે એવો છે ! ચંદુભાઈએ આડુંઅવળું કર્યું હોય, તે એને કહેવું પડે કે 'આવું કરશો, તે અમને પોષાશે નહીં. અમે તો શુદ્ધાત્મા થયા, પણ આવું આડુંઅવળું ચાલશે નહીં. તમારે પણ શુદ્ધ થવું પડશે.' આવું બોલીએને એટલે કુદરતી રીતે એની મેળે શુદ્ધ થયા કરશે ! તમે જો વ્યવહાર જુદો રાખો તો શુદ્ધ જ છે ! જે માણસ વ્યવહાર જુદો રાખતો હોય એ માણસ ગમે તે આચાર કરતો હોય તોય એનો મોક્ષ થઈ જવાનો છે ! ત્યાં આગળ આચારને લેવાદેવા નથી ! ચંદુભાઈને તો 'આમ કેમ કરો છો' એવું કહેવાનું એટલે વ્યવહારથી જુદા થઈ ગયા કે તમે શુદ્ધાત્મા અને આ ચંદુભાઈ જુદા !

આત્મા વૃત્તિઓને શું કહે છે કે ‘ચંદુભાઈ, તમારે જો તમારું કરવું હોય તો તમે જુદા અને હું જુદો. અને જો તમારે મારી જોડે એકતા કરવી હોય તો જે જોઈતું હોય તે મળશે. કાયમનું સુખ મળશે. અને એકતા ના કરવી હોય તો તમારું સુખ બહારથી ખોળો.’ આપણે શુદ્ધાત્મા, એ આપણું સ્વરૂપ છે અને પરમાનંદી સ્વરૂપ છે. ઈટર્નલ સુખ છે ! પેલાં સુખ એ સુખ જ ના કહેવાયને ? આ સુખ તો જાય જ નહીં. અને કોઈ ગાળો દેતો હોયને તો ય મહીંથી સુખ જાય નહીં.

## ઠપકારો ચંદુને, જુદો રાખીને !

આ હમણે ખંભાત ગયા હતા. તે એક ભઈને કહ્યું કે ભઈ, ‘દાદા ભગવાનના અસીમ જય જયકાર’ બોલો. તે બોલવા માંડ્યો. બોલે ખરો પણ ઉત્સાહ નહીં. ઉત્સાહ ના દેખાય. ત્યારે મેં કહ્યું, ‘તું એમ કર, શું તારું નામ ?’ ચંદુ. એટલે તું ચંદુને કહે કે ‘પદ્ધતસર બોલો. આવું ગોટાળિયું નહીં ચાલે.’ એવું કહેવડાવીને પછી બોલાવ્યું. સરસ બોલ્યો, એવું સરસ બોલ્યો, ખરેખરું ઠેઠ સુધી. તે આ જ રીત છે, બીજું કશું નહીં. તમારે ફક્ત કહેવું જોઈએ. ‘આમ કેમ થાય છે ? ન થવું જોઈએ.’ ચાલ્યું ગાડું. આ તો કોઈ કહેનાર જ નહીંને ! કોઈ ના હોય તો આપણે તો ખરા. પછી કશું યે ડોઝીંગ રહે ? કો’ક કહે તે આપણને ગમે નહીં. એના કરતાં આપણે કહીએ તે શું ખોટું ? હવે વાત તમારે કહેવાની. તમને સમજ પડી ગઈને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** એટલે આ ફક્ત એક જ ફેરો કહેને, ‘અરે ચંદુભાઈ, તમે આવડા મોટા પી.એચ.ડી. થઈને આ તે કંઈ શું બોલો છો !’ એવી જ રીતે બસ એમને કહેવું. કારણ કે એ જાણે છે કે આ જુદા છે અને આપણે ય જાણીએ છે આ જુદા છે. પણ પછી જુદાઈ રાખતા નથી. આવું રાખો. જુદાઈ ના રાખવી જોઈએ ? પછી આપણા કહ્યા પ્રમાણે ચાલે છે કે નહીં તે જોવું. તમે કહી તો જોજો, આ હું દાખલા કહું છું ત્યાં.

અમે તો પટેલને કહીએ, ‘બહુ પગ ફાટ્યા છે, નહીં ? હશે આ, આજની રાત જ છે ને પણ અમે છીએ ને તમારી જોડે.’ આમ કરીને ખભો

થાબડીએ. જાણે કશું ય નહીં. તે દુખતું ય મટી જાય. કારણ કે દહાડો તો ઠેલવવો પડશે ને ? કંઈ બૈરી જોડે વઢવાડ કરીએ, એમાં દહાડો વળે ?

## પ્રતિક્રમણથી તૂટે અભિપ્રાય

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી વૃત્તિઓ બધી પોતાના ઘર તરફ વળેને ? હવે દાદા, મને તો છેને અહીંયાં આવું છું ત્યારે કંઈ આના સિવાય બીજા વિચાર નથી આવતા અને બહાર જઉં છું તો પછી બધા બહારના જ વિચાર આવે. કપડાંના, બૂટનાં, ખાવાના જ...

**દાદાશ્રી :** એ તો મનનું કાર્ય છે, તે આપણે જોવાનું.

**પ્રશ્નકર્તા :** મહીં ઇચ્છાપૂર્વક ઇન્ટરેસ્ટ પડી જાય એવું થાય છે.

**દાદાશ્રી :** ઇન્ટરેસ્ટ તો ચંદુભાઈને પડે તેય આપણે જોવું અને ચંદુભાઈને આપણે કહેવું કે 'ભઈ, આટલું બધું શું સુખ આમાં કાઢવાનું છે ? શા સુખ કાઢવાના છે ?' ઇન્ટરેસ્ટ તો પડી જાયને ! ઇન્ટરેસ્ટ તો દેહને આધીન છેને એ. તે ચંદુભાઈને ઇન્ટરેસ્ટ પડે !

ખરાં સુખ સિવાય બીજાં કલ્પિત સુખ, બધાં ના ગમતાં આપણે કરવાના ખરા, આપણે જોવાનું કે 'આમાં શું મજા છે ?' એવું તેવું કહેવાનું ચંદુભાઈને.

**પ્રશ્નકર્તા :** દાદા, પછીથી એવું લાગે કે શું મજા છે ! પણ તે વખતે ભૂલી જવાય છે.

**દાદાશ્રી :** ના, પણ ભૂલી જ જવાય તે. કર્મનો ઉદય છે ને ! એટલે સહુથી સારામાં સારો આનો ઉપાય કે ફાઈલ નંબર એકને 'કેમ છે, કેમ નહીં' એ વાતો કરવાથી એ જાય. શું કહેવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** નિરંતર એની સાથે વાત કરીને એને કહે કહે કરવું જોઈએ કે આ તમે સારું ના કર્યું. અણી કેમ ચૂકી જાવ છો ?

**દાદાશ્રી :** એવું કહેવાય. એટલે સુધી કહેવાય.

**પ્રશ્નકર્તા :** કે આટલું બધું જ્ઞાન સમજો છો પછી ટાઈમને વખતે કેમ ચૂકી જાવ છો ?

**દાદાશ્રી :** એટલું કહેવાય. પાછા ફરી ફરી જો આ ચૂકી જાય તો પાછું કહેવાનું અને પ્રતિક્રમણ કરવાનું. પશ્ચાતાપ તો કરવો જ પડે, નહીં તો પછી આ ખરું હતું એવું માની લે. પ્રતિક્રમણ એટલે આપણો અભિપ્રાય તૂટ્યો આ બાબતમાં કે આવું ના હો. આ સાચું છે અને આ ખોટું છે એ અભિપ્રાય તૂટી ગયો આપણો.

## પોતે પોતાની જોડે ય સત્સંગ !

**પ્રશ્નકર્તા :** દાદા મળ્યા પછી ધારો કે કોઈ વાર એવું બને કે કોઈ સત્સંગી ના મળે તો આપણે પોતે ચંદુભાઈને કહેવાય ને કે ચાલો ચંદુભાઈ, આપણે સત્સંગ કરીએ ?

**દાદાશ્રી :** બધું કહેવાય. ચંદુભાઈને ઓળખતા થયા, એને શું ના કહેવાય ?! ચંદુભાઈની ઓળખાણ પડી કે હજુ ચંદુભાઈ છે જોડે, પછી રહ્યું જ નહીંને કશું !

**પ્રશ્નકર્તા :** હવે એકલા ચંદુભાઈ સત્સંગ કરે એ સારું કે બધા ઘણા ભેગા થઈને સત્સંગ કરે એ સારું !

**દાદાશ્રી :** અમને તો એકલા કરે કે બધા ભેગા કરે, ચંદુભાઈની જોડે વાત કરે એટલે થઈ ગયું. સત્સંગ ચાલુ થઈ ગયો. ચંદુભાઈની જોડે વાત કરવી, એનું નામ જ સત્સંગ.

## સત્સંગમાં ભળી જવું બધાં જોડે !

આપણા સત્સંગમાં બીજા બધાં જે કરે એ પ્રમાણે પોતાની જાતને જોઈન્ટ (ભેગાં) કરી દે, તો ઊંચામાં ઊંચું રહે એ સ્થાન ! બધાં કરતાં હોય, તેની મહીં પોતે જોઈન્ટ થઈ જાય. 'ચંદુભાઈ, તમે 'જોઈન્ટ' થઈ જાવ એમાં' એમ કહે કહે કરવાનું. ત્યારે કહે, 'બધા ગાય છે.' ત્યારે કહીએ, 'ગાવ'. બધા થબાકા પાડે છે. ત્યારે કહીએ, 'થબાકા પાડો'. એટલે

થઈ ગયું ઊંચામાં ઊંચું. કારણ કે પુરુષાર્થ સહિત છેને આ? અને પોતે પોતાના પુરુષાર્થમાં છે. એટલે અંદર શુક્લધ્યાન ને બહાર ધર્મધ્યાન.

## કોઈ અહંકાર દુભવે, ત્યાં...

**પ્રશ્નકર્તા :** ઘણી વખત કોઈ આક્ષેપ મૂકે ત્યારે અહંકાર દુભાય, અહંકારને ઠેસ વાગે, ત્યારે પોતાને દુભાય, સામાથી પોતાને દુભાય એની વાત કરું છું.

**દાદાશ્રી :** એ તો લેટ ગો કરવો. આપણો જો અહંકાર દુભાય તો તો સારું ઊલટું. આપણાથી એનો અહંકાર દુભાય તો તેની જવાબદારી આપણા ઉપર. પણ આ તો ઊલટું સારું, મહીં મોટામાં મોટું તોફાન મટ્યું !

**પ્રશ્નકર્તા :** તોય આપણને મહીં એ બધી સમજણ હોય કે આ અહંકાર દુભાય છે એવુંય ખ્યાલ હોય, પણ તોય એ ઘવાયેલો અહંકાર દુઃખ આપે.

**દાદાશ્રી :** એ દુભાવે ત્યારે જાણવું કે આજ બહુ નફો થયો.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું બધું ના રહે.

**દાદાશ્રી :** એ તો રહેશે, નહીં રહે તો પછી રહેશે. જ્યારે ત્યારે તો એવું રહેશે જ ને ! અત્યારે તમને ટેવ નથી એટલે નથી રહેતું. ચા કડવી પીવાની ટેવ નથીને, એટલે પછી એ જ્યારે કહેશે કે ઓહો ! આ તો એનો સરસ ટેસ્ટ છે, ચા જેવી છે, તો સારું લાગશે. આ તો પીધી નથીને કડવી એટલે પહેલેથી ના ફાવે પીવાનું. કારણ કે અહંકાર દુભવે તે તો સારું. મન દુભવે તે તો, એમાં બહુ નફો ના મળે. અહંકાર દુભવે એ તો બહુ નફાવાળું. આપણે કોઈનો અહંકાર દુભવીએ તો એ બહુ ખોટ થઈ કહેવાય. આપણે છે તે ખોટ છે, એને કાઢવાની છેને ! ના સમજણ પડી તમને ?

**પ્રશ્નકર્તા :** આપ કહો છો એ બધું એવું સમજણમાં છે, પણ તોય પેલું દુખ્યા કરે. એ ના દુખે એના માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** એ તો એટલું ભોગ ભોગવવાનું કર્મ લખેલું. અશાતા-વેદનીય ભોગવવાની હોયને, તો થયા કરે. તે એ ભોગવવાને આપણે જાણવું કે આ ભોગવે છે. આપણે મહીં રસ લીધો કે કર્મ ચોંટે !

**પ્રશ્નકર્તા :** રસ લીધો એટલે શું ?

**દાદાશ્રી :** 'આ મને કેમ આવું થાય છે, મને કેમ આવું થાય છે ! આવું કેમ કરે એ ?!' એ રસ લીધો કહેવાય. આવું આવે તો બહુ ગુણકારી માનવું કે ઓહોહો, આજ બહુ મોટામાં મોટી ખોટ ભાંગી !

**પ્રશ્નકર્તા :** આ છેને દાદા, આ બધા બહારના એડજસ્ટમેન્ટ છે, કે તારો બહુ ઉપકાર છે કે મારે ખોટ ગઈ, બહુ સારું થયું, ભલું થજો.

**દાદાશ્રી :** હા. એ એડજસ્ટમેન્ટ થાય તો જ અંદરના એડજસ્ટમેન્ટ થાય, નહીં તો અંદરના એડજસ્ટમેન્ટ થાય નહીંને ! બહારનું એડજસ્ટમેન્ટ લઈએ એટલે અંદરનું સોલ્યુશન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ બહાર બધા એડજસ્ટમેન્ટ તો ખબર હોય, પણ એ પછી અમુક જ રીતે કામ આપે, પછી બુઠ્ઠા થઈ જાય.

**દાદાશ્રી :** તે આમ શરૂઆત કરતાં કરતાં પછી બિલકુલ ખલાસ થઈ જાય. હજુ પેલો ઈન્ટરેસ્ટ એટલે પેલું સહન ના થાય. રસ પડી જાય મહીં.

**પ્રશ્નકર્તા :** સહન ના થાય એવું નહીં, બીજાને ખબર પડે કે ના ય પડે, પણ પોતાને મહીં અહંકાર દુખ્યા કરે.

**દાદાશ્રી :** તે દુખે તે જ 'જોવાનું'ને આપણે. વધારે દુખે એ સારું. નફો બહુ સરસ થયો. ત્યાં દુઃખીને ખલાસ જ કરવાનોને ! એ તો બિલકુલ નફા-ખોટ વગરનો જ થઈ જવાનોને ! ખોટે નહીં ને નફોય નહીં, તો બહુ સારું કહેવાય.

**પ્રશ્નકર્તા :** આમ હકીકત છે કે ખાલી આશ્વાસન આપવા માટે છે ? અહંકારને આવું કહીએને તો એ કહે કે આ બધા આશ્વાસન છે.

**દાદાશ્રી :** ત્યારે બીજું શું છે ?! આશ્વાસન ના હોય તો બીજું શું આપીએ ?!

**પ્રશ્નકર્તા :** સોલિડ જોઈએ છે એને તો.

**દાદાશ્રી :** સોલિડ જ છેને ! આપણે ચંદુભાઈને કહીએ, 'તમારે લેવું હોય તો લ્યો, નહીં તો અમે તો આ રહ્યા ! તમારી ખોટ તમને વધશે, અમારે શું વાંધો ?' એટલે આ જ આશ્વાસન, ત્યારે બીજું શું કહેવાય ? આપણે કંઈ એના સામું ઝેર પીએ ? એને પીવું હોય તો પીવે.

અમે તો આ બધું જગત જોઈ નાખેલું આવું. મને તો ઊલટું આનંદ થાય આવું આવે તો.

**પ્રશ્નકર્તા :** સોલ્યુશન નથી મળતું. શું પૂછું ? મને જોઈએ એવું નથી મળતું.

**દાદાશ્રી :** ના, એ નહીં મળે તો એની મેળે જ ઠેકાણે આવશે.

**પ્રશ્નકર્તા :** એની મેળે ઠેકાણે આવશે એમ તો કંઈ ના કહેવાય, દાદા. એની મેળે ઠેકાણે આવશે એ તો કેવી રીતે ? એનો તો કંઈ અર્થ જ નહીંને ? એ તો બેસી રહેવાનુંને ?

**દાદાશ્રી :** બેસી રહેવું એ જ ઉત્તમ. એને 'જોયા' કરવાનું.

**પ્રશ્નકર્તા :** પણ મહીં અહંકાર બળ્યા કરે તેનું શું ?

**દાદાશ્રી :** જેમ બળે તેમ ઓછો થતો જાય. આપણે બધું ઓછું જ કરવું છેને ! લાકડું બાળી નાખવું છે, તેમાં જેટલું બળ્યું એટલું ઓછું. બીજું બળતું હોય તો સારું ઊલટું. 'જોયા' કરવું. બાળવાનું જ છે ને !

**પ્રશ્નકર્તા :** પણ થોડું પોતે મહીં પછી બળવા માંડે... પેલું બળતું હોય ત્યારે પછી એની ઝાળ પોતાને લાગેને, દાદા ?

**દાદાશ્રી :** એ ઝાળ લાગે તે આપણે જાણવું જોઈએને કે ભઈ, આવડો મોટો ભડકો થયેલો તે ઝાળ લાગે. ખસી જવું ઝાળ લાગે એટલે. કારણ કે આત્મા એવો છે એને ઝાળ અડતી જ નથી. એ મનમાં માને કે મને ઝાળ અડી, એ તો ખોટું છે. અડી એવું દેખાય ખરી, પણ એને સ્પર્શ નથી કરતી. એને દુઃખ નથી આપતી. એને એમેય લાગે કે મને

બાળી મેલ્યો. પણ કશું અડે નહીં એવો આત્મા છે. સો ટકા ગેરન્ટી એની. આવો સરસ આત્મા આપ્યો પછી આવી બધી વાત જ ક્યાં રહી તે ?! આપણે જેટલી ખોટ ખઈએ એટલી જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, જે આત્મા આપ્યો છે ને, એનો પૂરેપૂરો અનુભવ આમ કેવી રીતે આખો દિવસ રહે ?

**દાદાશ્રી :** હા. પણ અવળો રહેતો હતો, તે સવળો રહેવા માંડ્યો એટલે આપણે પૂછી પૂછીને આગળ ચાલવા માંડીએને ! પેલું પાંચસોની ખોટવાળું હોય તે નિકાલ આવી ગયો પણ જેમાં પાંચ હજારની ખોટ ગઈ હોય એ વાર લાગે, તે આપણે જોયા જ કરવું પડેને !

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** જેના ઉપર ભાવ હતો, તેની ઉપર જ અભાવ કરવાનો છે. એટલે અભાવ રહેતો હોય તો આપણે જાણવું કે અહીં ભાવ બહુ રહેતો હતો, તેનું આપણને કડવું મળે છે.

એ પક્ષમાં બેસીએ એટલે સમજાય નહીં. સ્વતંત્ર થવું હોય તો એ બધું સમજી જવાય એવું છે. એના પક્ષને આપણે કામ જ શું છે ? નહીં લેવા, નહીં દેવા.

**પ્રશ્નકર્તા :** દાદા, છૂટવું છે, છૂટાતું નથી.

**દાદાશ્રી :** બળ્યું છૂટવું છે, છૂટાતું નથી તે એ તો તમે જાણો છોને. તો એની મેળે જ ધીમે ધીમે આપણે એની પાછળ કર્યા કરશો તો છૂટી જશે. આપણે જાણવું જોઈએ કે અહીં આગળ આ પટ્ટી ચોંટેલી તે ઉખડતી નથી. પાણી ચોપડીએ, બીજું ચોપડીએ, એમ કરતાં કરતાં ઉખડશે. ઉખડ્યા વગર છૂટકો જ નથીને !

**પ્રશ્નકર્તા :** તો આશા રાખીને બેસી રહેવાનું ?

**દાદાશ્રી :** આશા રાખવાની જ નહીં. બેસી રહેવાનું જ નહીં. આપણે 'જોયા' કરવાનું છૂટતું નથી તે. આશા વળી કોણે રાખવાની ?

આશા હોય નહીં આત્માને. આ તો કંઈ એક જ કલાકમાં બધી ખોટ જાય? અનંત અવતારની ખોટ, બે-ત્રણ અવતાર જશેને. આ પહેલાં તો લાખ અવતારેય ના જાય. એ દાદાના જ્ઞાનથી આટલું સરળ થઈ પડ્યું. તે ઊલટું દાદાના જ્ઞાનનું એ બોલવું જોઈએ કે ધન્યભાગ્ય ! મને આ જ્ઞાન પ્રાપ્ત થયું અને દાદા ભેગા થયા.

**પ્રશ્નકર્તા :** એવું નથી રહેતું. હવે એવું લાગે છે, હવે એવું રહે છે કે આપણે કેટલા હતભાગી છીએ કે આવા દાદા મળ્યા તોય કામ કાઢી લેતા નથી આવડતું.

**દાદાશ્રી :** હં, દાદા મળ્યા તો કામ કાઢી લેવાનું. ફરી કંઈ આ તો જોવાનાય નહીં મળે.

ના ચલાવી લેને, તો એ ખોટ છે તે પૂરી થઈ જશે. એની મેળે જ પૂરી થશે. પણ આપણે દાદાની પાછળ એમની આજ્ઞા પાળી કે આપણું કામ જ થઈ જવાનું. એનો વિચારેય કરશો નહીં. ખોટ કેટલી તે જોવાની નહીં, આપણે તો આજ્ઞા કેમ કરીને પળાય અને આપણે આજ્ઞા ભૂલાય નહીં એટલું જ. આમાં તે શું ખોટ વળી !

અહંકાર ભગ્ન થઈ જાય તો શું કરવું ? જબરજસ્ત અહંકાર તોડી નાંખે તો ? આજુબાજુ શસ્ત્રોથી ઘા ઊંડો કરે, પણ આત્માને અનંત શક્તિ છે એટલે અનંત શક્તિવાળો છું, તારે જે કરવું હોય તે કર્યા કર ને ! આપણે હઠ લઈને બેસવાનું. તપ કરવાનું. અનંત શક્તિવાળો છું. એટલે પછી ધીમે ધીમે ઓછાં થઈ જાય પોતે જ. અને ટોળાં ઓછાં થાય. એટલે પછી પછી એનું બળ તૂટી ગયું. મારી હાજરીમાં બધુંય તૂટી જશે. શક્તિ બહુ જબરજસ્ત છેને ! અમારી હાજરીમાં બધું તૂટી જાય.

**પ્રશ્નકર્તા :** આપની હાજરીમાં જે આ નિશ્ચય કર્યો છે, એ આપની હાજરીમાં જ પૂરો કરવો છે.

**દાદાશ્રી :** પૂરો થઈ જશે બસ બસ ! તમને તો એમ લાગશે કે આ તો બહુ શક્તિ વધી.

**પ્રશ્નકર્તા :** હા, દાદા. એ પહેલાં કરતાં ઈન્ટેન્સિટી એ ઘટી ગઈ છે. પહેલાં જેટલી તીવ્રતાથી વિચાર આવતા હતા એવી તીવ્રતા હવે નથી રહેતી.

**દાદાશ્રી :** હા, બસ. એ તો એની મેળે ઊડી જાય. આપણે સ્ટ્રોંગ રહીએને એટલે કોઈ બીજું કશું નડે નહીં અને આત્માની અનંત શક્તિ છે, એથી કોઈ શક્તિવાન બીજો વિશેષ છે જ નહીં. પછી બીજા શું કરવાના હતા ? અને છે ન્યુટ્રલ. નથી સ્ત્રી જાતિ, નથી પુરુષ જાતિ.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. પહેલાં જેવી મહીંથી હવે ઈચ્છાપૂર્વક સહી નથી થતી હવે.

**દાદાશ્રી :** ના થાય. એ જ મોટામાં મોટું આશ્ચર્યને ! તેને લીધે આ શક્તિ છેને, જબરજસ્ત શક્તિ તેની જ છે. નહીં તો રહેતી હશે કે, એક દહાડો ઊડી ગયું એટલે ખલાસ.

**પ્રશ્નકર્તા :** અક્રમ વિજ્ઞાન સિવાય બની શકે એવું નથી આ.

**દાદાશ્રી :** ના બરોબર ! 'હું અનંત શક્તિવાળો છું' કહી દેવું. 'હું અનંત શક્તિવાળો છું' એમ કરીને હઠે ચડવું પછી તપ જ કરવું, બસ. એ આરો આવી ગયો.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** વિચાર આવે, તો કોઈ વિચાર મહત્વનો હોતો નથી. જ્યાં સુધી એ વિચાર એની મેળે ચાલે ત્યાં સુધી ચાલવા દેવો. ના ચાલે ને પાછો મોકલે તો પાછો વાળી દેવો. એ પ્રમાણે જ હોય છે વ્યવસ્થિત. શું બને છે એ જ કરેક્ટ. એટલે બીજી ભાંજગડમાં નહીં પડવાનું. 'હું અનંત શક્તિવાળો' કહ્યું કે બધું બંધ થઈ ગયું. ગમે તેવું હોય તોય 'અનંત શક્તિવાળો છું' એટલે ઉકેલ આવી ગયો. આત્માની શક્તિ પાર વગરની છે.

## અક્રમ વિજ્ઞાનની અજાયબી !

જો તમે આત્મા થઈને રહો છો તો બધા કર્મની નિર્જરા છે ને આત્મા થઈને નથી રહેતા, તે જરાક ડખરાયાં કે એ કર્મના જરાક કંઈક ડાઘ પડશે. કારણ કે જે છે એ માન્યતા નથી તમારી, ભૂલ થાય છે ત્યાં.

**પ્રશ્નકર્તા :** સ્વપદમાંથી પરપદમાં ખસી જાય ?

**દાદાશ્રી :** ના, ખસી જતું નથી. પરપદમાં જતું નથી. પણ એના મનમાં એમ થાય છે કે 'આ કોણ છે તે ? મારી જ ભૂલ છે ને આ ?' પણ તે 'મારી ભૂલ' તો ક્યારે ? જ્યાં સુધી 'આપણે' 'ચંદુભાઈ' હતા, ત્યાં સુધી ભૂલ હતી. હવે તો 'આપણે' 'શુદ્ધાત્મા' થયા. શુદ્ધાત્મા તો એવી ભૂલવાળો છે જ નહીં. એટલે બહુ એ થાય તો આપણે કહેવું કે, 'ચંદુભાઈ, ઓહોહો, બહુ ભૂલો કરી છે. ભારે કરી છે.' તેનાથી એ શું થઈ જાય છે ? એ આપણે બોલીએ ને, એ જ છૂટાપણું દર્શાવે છે અને 'તમારી' જવાબદારી એન્ડ થાય ત્યાં આગળ !

આપણું જ્ઞાન તો કેવું છે કે કોઈ કહે કે તમે અમારું ઘડિયાળ ચોરી ગયા. ત્યારે કહીએ કે 'ભઈ, ઘડિયાળ ચોરી ગયો તમને જે લાગે એ ખરું.' આપણે આત્મસ્વરૂપ થઈને જવાબ આપવાના. પછી તે ઘડીએ તમે ચંદુભાઈ થઈ જાવ, પાછું આત્મા આપેલો જતો રહે. એટલે આપણા અક્રમ વિજ્ઞાનમાં આ ઉપાધિ છે.

**પ્રશ્નકર્તા :** ઉપાધિ હોવા છતાં ય જાગૃતિ તે વખતે કેળવાતી જાય. જાગૃતિ કેળવવા માટેનો આ માર્ગ છે.

**દાદાશ્રી :** હા. જાગૃતિ એકદમ વધી જાય. જાગૃતિ તો બહુ ઊંચી જતી રહે. જાગૃતિ તો બહુ વધે છે. પણ વસ્તુસ્થિતિમાં અત્યારે જરાક સહેજ ડખો રહેતો હોય તો તરત સ્વીકારી લે છે. 'મેં ક્યાં ચોરી કરી છે ?' અલ્યા, રક્ષણ શું કરવા કરો છો તે ? તારું નથી, તેનું તું રક્ષણ શું કરવા કરે છે ? જે તારી વાત જ નથી, તેનું રક્ષણ તારે કરવાની જરૂર નથી. સ્વીકારી લઈએ પછી આપણી ભૂલ કહેવાયને ? પછી એને ખબર પડી જાય કે આપણી ભૂલ થઈ ગઈ. પછી ખબર પડે પણ એટલી જાગૃતિ તો છે.

આ જ્ઞાન જ મોક્ષે લઈ જાય એવું છે. પણ તમારી જાગૃતિથી એને બહુ હેલ્પ કરવી જોઈએ પછી, પુરુષાર્થ કરવો જોઈએ. પુરુષ થયા પછી પુરુષાર્થ હોય. પ્રકૃતિ ને પુરુષ બે જુદા થયા. જ્યાં સુધી તમે 'ચંદુભાઈ' હતા, ત્યાં સુધી પ્રકૃતિ હતી. તે પ્રકૃતિ જેમ નચાવે તેમ તમે નાચતા હતા.

તમે પુરુષ થયા ને પ્રકૃતિ જુદી થઈ ગઈ. પુરુષ થયા પછી પુરુષાર્થ ઉત્પન્ન થાય. પુરુષાર્થમાં એ જાગૃતિ તો છે જ. પુરુષાર્થમાં તો ફક્ત બીજું શું ? આપણે નક્કી કરવું જોઈએ. સ્થિરતાપૂર્વક બધી વાતચીત કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આનો અર્થ એ થયો કે આ ખોટું કે સાચું, એનો આગ્રહ નહીં રાખવો.

**દાદાશ્રી :** ખોટું-સાચું તો જાણે છે જ નહીં. એ તો આગ્રહ રાખવાનો જ નથી. પણ આપણે કોઈ દહાડો ચાખેલું નહીં. અને તમને કહે કે તમે ચોરી કરી એટલે સાંભળેલું નહીં ને કોઈ દહાડો પ્રેક્ટિસ નહીં થયેલીને, એકદમ સાંભળવાનું થાય ત્યાં આગળ શું થાય ? એટલે ઈમોશનલ થાય. એટલે આપણે ચંદુભાઈને કહ્યું કે, 'ભઈ, ચોર જ છો. કો'ક ચોર કહે તો ગભરાશો નહીં.' એવું પહેલેથી આપણે કહી રાખવું પડે. હા, 'કોઈ કહે તો ગભરાશો નહીં. કોઈ ધોલ મારે તો ય ગભરાશો નહીં' એવું આપણે કહી રાખીએ. નહીં તો પછી કો'ક ધોલ ના મારે ને અમથો અમથો આમ આમ કરે તો ય છે તે અસર થઈ જાય. એટલે એવી પ્રેક્ટિસ પાડી રાખવી પડે. એવું રિહર્સલ કરાવી રાખવું. ના કરાવવું પડે ? કરાવી રાખેલું સારું. કો'ક ફેરો મુશ્કેલી આવે તે ઘડીએ, રિહર્સલ કરેલું ફળ આપે. નહીં તો આ જ્ઞાન તો બધાં, ઘણાંખરાંને, કેટલાંય માણસોને સમાધિ આપે છે નિરંતર !

❖❖❖❖❖

## [૧.૪]

# તન્મયાકાર કોણ ? જાણે કોણ ?

### ન થાય આત્મા તન્મયાકાર કદી !

**પ્રશ્નકર્તા :** દાદા યાદ રહે પણ કેટલીક વખત આ પ્રવૃત્તિઓમાં રહીએ ત્યારે તન્મયાકાર થઈ જવાય.

**દાદાશ્રી :** તન્મયાકાર થાય તેનો વાંધો નહીં. તન્મયાકાર થાય તે તન્મયાકાર 'તમે' નથી થતા, એ તો આ 'ચંદુભાઈ' થાય છે, પણ તમને એમ લાગે છે કે 'હું' થઈ ગયો એટલું જ. તમારે જાણવું જોઈએ કે ચંદુભાઈ તન્મયાકાર થઈને ચા પીવે છે. એટલું તમારે જાણવાનું.

તમે તન્મયાકાર થતા હોય તો તમને ખબર પડે નહીં. તન્મયાકાર થઈ ગયા છો એવી ખબર કોને પડી ? 'તમને' તો ખબર પડે છે. એટલે તમે તન્મયાકાર થતા નથી.

**પ્રશ્નકર્તા :** તો આ પુદ્ગલ થાય છે ?

**દાદાશ્રી :** પુદ્ગલમાં અમુક એવું બળ છે. એવો મોટો હેડ, તે થઈ જાય છે. કોઈ ફેરો અહંકાર તન્મયાકાર થાય, કોઈ ફેરો બુદ્ધિ તન્મયાકાર થાય પણ તમે નહીં. તન્મયાકાર થાય એવી ખબર શી રીતે પડી ? માટે તમે 'જાણો' છો એ બધું. આ ઊલટું તમારી જાતને માનો છો કે આ હું તન્મયાકાર થયો. ના, તમે નથી થતા.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થતી વખતે ના ખ્યાલ આવે કે હું તન્મયાકાર થયો. પણ પછી ખ્યાલ આવે.

**દાદાશ્રી :** પછી ખ્યાલ આવે તો ય વાંધો નહીં. એ તો પેલું જોર બહુ એટલે. પેલું જોર ઓછું થાય એટલે પછી જાગૃતિ આવશે. જોર બહુ એટલો ઓછો ખ્યાલ આવે.

આપણે સ્ટેશન ઉપર ટિકિટ આપતા હોઈએ અને બહુ માણસ આવ્યું ને ધમપછાડા કરતું હોય તે ઘડીએ આપણને જરા કંટાળો આવે. પણ આ ધમપછાડા હમણે ઓછાં થઈ જશે. તું ટિકિટ કાપ કાપ કર્યા કરને ! પછીથી મજા આવશે. આ તો ફોર્સ છે. પેલા હલકાં કર્મમાં તમને નથી થતું એવું. ભારે કર્મનો ફોર્સ હોય ત્યારે થઈ જાય એ. એટલે કેટલાંકને ધંધાની બાબતમાં થઈ જાય, કેટલાંકને વિષયની બાબતમાં થઈ જાય. એટલે વિષયની બાબતમાં ફાઈલ હોય તો પછી છ મહિનાનું બ્રહ્મચર્ય વ્રત લેવું જોઈએ. તો જાગૃતિ રહે.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થઈ જવાય તો જાગૃતિનો અભાવ સમજવો કે શું સમજવું ?

**દાદાશ્રી :** જાગૃતિનો અભાવ નથી. જાગૃતિ તો ત્યાં છે જ. જાગૃતિ તો છે, તમારા કર્મનું ઉદયબળ જબરજસ્ત છે, ફોર્સ છે. અડધો ઈંચની પાઈપમાંથી પાણી આવતું હોય ત્યાં સુધી આંગળી રહે અને ફોર્સથી દોઢ ઈંચના પાઈપમાંથી આવે તો આંગળી ખસી જાય. એવો ફોર્સ છે કર્મનો. પછી એ ફોર્સ થોડો ઓછો થઈ જાય એટલે પાછી આંગળી રહે. જાગૃતિ તો નિરંતર હોય છે જ. પણ જેટલું આવી રીતે થયું, તે ફાઈલો ફરી તમારે નિકાલ કરવી પડશે. જાગૃતિની હાજરી સિવાય જે ફાઈલો ગઈ, તે ફાઈલોનો પાછો ફરી જાગૃતિપૂર્વક નિકાલ કરવો પડશે. એટલે સેકન્ડ ટાઈમ આવશે. આ ભવમાં ને આ ભવમાં આવ્યા કરે. જાગૃતિ તો નિરંતર રહેવાની.

**પ્રશ્નકર્તા :** આ લક્ષ તરત આવી જાય છે, પણ આમ મિનિટે-મિનિટે લક્ષ નથી રહેતું.

**દાદાશ્રી :** એ તો ચંદુભાઈ તન્મય થઈ જાય છે, તમે નથી થતા. આ

જ્ઞાન જ એવું છે ને, તન્મય થાય જ નહીંને ! તમારે ચંદુભાઈ તન્મય થઈ જાય છે, એને જોયા કરવાનું. અને એ અભ્યાસની જરૂર છે. એને સત્સંગની જરૂર છે. અમારી પાસે આવીને બેસો તેમ તેમ શક્તિ વધતી જાય.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થઈએ, તો પછી નવું કર્મ ચાર્જ થાય ?

**દાદાશ્રી :** ના, એ ખબર પડેને પછી ! પછી આપણને ખબર પડેને કે આ ચંદુભાઈ તન્મયાકાર થઈ ગયા છે. તો એ ચાર્જ ના થાય. કપડામાં સાબુ ઘાલ્યો, પણ એને ધોવામાં કાચું રહી ગયું તો ફરી ધોઈ નાખવું. એને કપડાને નિચોવવામાં કંઈ ભૂલચૂક થઈ ગઈ તો ફરી નીચોવવું... સહેલો રસ્તો છેને, દાદાનો રસ્તો !

**પ્રશ્નકર્તા :** કોઈ ક્રિયા કરીએ છીએ, તે વખતે એકાકાર થઈ જવાય છે. ત્યાર પછી આપણને શુદ્ધાત્માના લક્ષમાં કોણ પાછું લાવે છે ?

**દાદાશ્રી :** કોઈ લાવતું જ નથી. તે ઘડીએ ય હતું. આ તો વૃત્તિઓ તન્મયાકાર થાય છે. પોતે આત્મા તો પ્રકાશરૂપે હતો જ. એ તો પેલું વૃત્તિઓ આમ તન્મયાકાર થાયને, તે એમ લાગે કે આ શુદ્ધાત્માનું લક્ષ નહીં હોય કે શું ? અલ્યા છે જ. તે ગોટાળો ગયો કે શુદ્ધાત્મા પાછો હાજર ને હાજર જ દેખાય આપણને. ઊંઘમાં ય હાજર છે.

**પ્રશ્નકર્તા :** ખાસ કરીને કો'ક વાર ગમતું આવે ત્યારે એમાં તન્મયાકાર થઈજવાય.

**દાદાશ્રી :** હા, પણ એ તો છે તે ચંદુભાઈ થાયને, આપણે ક્યાં થઈએ ?! આપણને ખબર પડે કે ચંદુભાઈ હવે તન્મયાકાર થયા. તે પછી 'આપણે' 'ચંદુભાઈ'ને કહેવું, 'ના ગમતું આવે ત્યારે ફજેતો કરો છો, એના કરતાં બધું આમ સીધું રાખો ને !'

ના ગમતું આવે એટલે વિરોધ કરે છે. નથી ગમતું તો વિરોધ કરે છે તે ય ચંદુભાઈ, ગમે છે તે ય ચંદુભાઈ. એટલે રાગ-દ્વેષ કર્યા કરે છે એ 'ચંદુભાઈ' અને વીતરાગ રહો છો તે 'તમે' ! ચંદુભાઈ દ્વેષ કરે છે, તો ય એની પર તમે વીતરાગ રહો છો અને ચંદુભાઈ રાગ કરે છે, તો ય વીતરાગ રહો, એવા તમે જ્ઞાતા-દ્રષ્ટા પરમાનંદી !

## તન્મયાકાર થવાય તે ભ્રમણા જ !

**પ્રશ્નકર્તા :** જે સંયોગોમાં તન્મયાકાર થઈ જવાય છે...

**દાદાશ્રી :** તન્મયાકાર થઈ જાય છે તે ય તું નથી, શુદ્ધાત્મા નથી. શુદ્ધાત્મા તન્મયાકાર થઈ શકે જ નહીં. એ તારી ભ્રામક માન્યતા છે, તે માન્યતાને લીધે તન્મયાકાર થઈ જાય છે. તેને જાણ કે તન્મયાકાર કેટલો થયો છે આ. એકદમ તન્મયાકાર થઈ ગયો છે કે થોડો થોડો, કાચોપોચો કે સંપૂર્ણ એડજસ્ટ થઈ ગયો છે ! એ બધું જાણ. જાણ્યું કે તું છૂટ્યો.

**પ્રશ્નકર્તા :** આ બહુ પાયાનો સવાલ છે. કારણ કે તમે કહ્યું'તું કે જ્ઞાન આપ્યા પછી બધાં નિર્લેપ થઈ જાય. તો પછી અમને તો એવાં નિર્લેપ હજુ થયા દેખાતાં નથી. અમને એવું દેખાય છે કે આ લેપાયમાન થઈ ગયા, પછી પાછાં જુદાં પડ્યા, પાછાં લેપાયમાન થયાં, એવું જે અમને ભાન થાય છે, તે કેમ થાય છે ?

**દાદાશ્રી :** તમે પોતે લેપાયમાન થઈ જાવ છો એવું ભાન થાય છે, નહીં ? એ ભાન, આત્મભાન નથી. આત્મભાન તો, ક્યારેય લેપાયમાન ના થાય, એનું નામ આત્મભાન કહેવાય. માટે આપણે કહેવાનું કે આ જગ્યા આપણી ન્હોય. આપણી જગ્યા આવી વેરાન નથી. આપણી તો જાયજેન્ટીક(ભવ્ય) છે. આ વેરાન જગ્યા આપણી ક્યાંથી હોય ? આ હોટલ આપણી નહીં, એવું ખબર ના પડે ? આપણે કઈ નાતનાં છીએ એ હિસાબે આપણી હોટલ ખબર ના પડે ? સુગંધ ઉપરથી સમજી જઈએ કે અહીં બિરયાનીવાળી હોટલ... એટલે આપણે હોટલને ય સમજી જઈએ. એવું આ તન્મયાકાર થાય એ ભાવ આપણો નહીં. એટલે તન્મયાકાર કેવા પ્રકારે થાય છે એ 'જોયા' કરવું. સંપૂર્ણ તન્મયાકાર થાય છે કે અડધો તન્મયાકાર થાય છે ?

**પ્રશ્નકર્તા :** હા, એટલે જુદી જુદી ડિગ્રીમાં તન્મયાકાર થવાય છે !

**દાદાશ્રી :** હા, પણ જુદી જુદી ડિગ્રીને જે જાણે છે તે આત્મા છે. એવું છે ને, આટલાં બધાં થર્મોમિટર વપરાતાં હશે, પણ કોઈ ડૉક્ટરનાં

થર્મોમિટરને તાવ ચડી ગયો હશે ? શુદ્ધાત્મા થર્મોમિટર સમાન છે. એ કેટલી ડિગ્રી તાવ ચઢેલો છે એ દેખાડે. થર્મોમિટરને કોઈ દા'ડો તાવ નથી આવ્યો ! એ તો ઊલટું તાવ દેખાડે એવું છે ! લોક કહેશે કે ભઈ, આ તાવને અડી અડીને આ થર્મોમિટરને તાવ ચઢી ગયો છે ! મૂઆ, એને ચઢતો હશે ? ડૉક્ટરને ચઢી જાય, પણ થર્મોમિટરને ના ચઢે. થર્મોમિટરના માલિક જે છે ને એને ચઢી જાય, ડૉક્ટરને !

**પ્રશ્નકર્તા :** જ્યારે અમે તન્મયાકાર થઈ જઈએ એટલો વખત અમને શુદ્ધાત્મા પદનું ભાન નથી રહેતું ને !

**દાદાશ્રી :** શાથી નથી રહેતું પણ ? 'હું તન્મયાકાર થઈ ગયો' એટલે પેલું ભાન ખોવાઈ જાય. કોઈ માણસે દારૂ ના પીધો હોય છતાં ય અમથો એમ કહે કે, હા, મેં તો આજ દારૂ પીધો છે, તો એટલો વખત ચઢી જાય. એટલે દારૂડિયા જેવા લક્ષણ નીકળે, ના પીધો હોય છતાં ય.

**પ્રશ્નકર્તા :** પણ કેટલીક વખત એવા લેપાયમાન થઈ જઈએ છીએ ને, તો પૂરેપૂરું દારૂ પીધા જેવું જ દેખાય છે ! એનો સવાલ છે ને ! એટલે અમે કેવી રીતે જાતને નિર્લેપ કહીએ ?

**દાદાશ્રી :** આપણે સમજી જવું કે આ હોટલ આપણી ન્હોય. એટલે બીજી કઈ હોટલ આપણી છે તે જડશે. દાદાએ કહી છે એ હોટલમાં આપણે હું નિર્લેપ છું, શુદ્ધ જ છું, મને આ કેમ હોય ?

દ્રશ્ય ને દ્રષ્ટા એક ના હોય. તન્મયાકાર થયા છીએ એ દ્રશ્ય છે અને દ્રશ્ય પોતે કંઈ સમજી ના શકે કોઈ દા'ડો કે આ તન્મયાકાર થયો છું. એ તો દ્રષ્ટા જ જાણી શકે છે. જાણ્યું કોણે ? ત્યારે કહે, દ્રષ્ટાએ. તમે પોતે દ્રષ્ટા છો ! તો ય 'પોતાને' ખ્યાલ ના આવે. કેવી અજાયબી કહેવાય !

**પ્રશ્નકર્તા :** એવું કશુંક થાય છે, કે જેથી અમે દ્રશ્યનો ભાગ બની જઈએ છીએ. અમારું દ્રષ્ટાપણું તે વખતે ક્યાં ગયું ?

**દાદાશ્રી :** ના. એવું છે ને, તમે લેબોરેટરીમાં ભણેલા, તો તે ચાર જ કલાકમાં તમે ભણી રહો છો બધું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એક ફેરો પ્રયોગ કરાવ્યો હોય તો ફરી કરો, તો મહીં કેટલુંય કંઈની કંઈ વસ્તુ નાખી દે બધી. તો એમાં આટલો ટાઈમ લાગે છે, તો આ તો, અહીં ટાઈમ તો લાગેને !

**પ્રશ્નકર્તા :** પણ તે વખતે હું દ્રષ્ટા તરીકે બાજુમાં બેઠેલો હોવો જોઈએ ને, જોનારો ? એ જોનારો અંદર ભેરવાઈ ગયો !

**દાદાશ્રી :** ના, એ તો જુદો બેઠેલો જ હોય છે. ભળી ગયા એવું તમને લાગે, ભાસે એવું, સહેજ પ્રેક્ટિસ પાડવી પડશે. પ્રેક્ટિસ પાડ્યા વગર કેમ ચાલે ? અને જો ભળી ગયા તો છૂટો પડે નહીં, શી રીતે છૂટો પાડો પછી ? પાછું ભળે જ નહીં. આ તો બેઉના સ્વભાવ જુદા પડી ગયાને ! પોતપોતાના સ્વભાવમાં આવી ગયા !!

## ભાસ્યમાન પરિણામ ન્હોય મારા !

આપણે જાણવું કે આ ભાસ્યમાન થાય છે આવું, પણ ભાસ્યમાન તે આપણું પરિણામ નથી. આવું સમજે તો બહુ જાગૃતિ રહે. આ જ્ઞાને ય બહુ જાગૃતિવાળું આપેલું છે. પણ પોતે જાણી જોઈને ડખો કરે છે. એટલે જાગૃતિ ઓછી છે. જાગૃતિ હોય તો તો કશું એને અડતું જ નથી !

**પ્રશ્નકર્તા :** આપ જ્યારે કહો છો કે ચાવીઓ બધી તમારી પાસે છે, અમારો નિશ્ચય છે કે આજ્ઞામાં રહેવું છે, તો અમારી જે અજાગૃતિ છે તે કેમ લંબાય છે ?

**દાદાશ્રી :** જાગૃતિ તો લાવવી જોઈએ ને ! જાગૃતિ તો વધારવી જોઈએને આપણે. એ જ પુરુષાર્થ છે ને ! જાગૃતિ એ જ પુરુષાર્થ છે. બીજો કોઈ પુરુષાર્થ નથી. એ પાંચ આજ્ઞા જેટલી મહીં પળાય ત્યારે બધી જાગૃતિ ઉત્પન્ન થાય. નહીં તો જાગૃતિ શેની ઉત્પન્ન થાય ? આજ્ઞાઓ નથી પાળતાં તેથી જાગૃતિ ઓછી છે !

હવે ભાસ્યમાન પરિણામને જોવાનાં. ભાસ્યમાન એટલે તો હોય યા

ના પણ હોય. ખાલી ભાસે જ. એટલે એ તમને ભાસે છે. ભાસે એટલે દેખાય છે, પણ સાચી વસ્તુ નથી. જો પોતાને એમ લાગે કે ના, સાચું છે તો લાગે, નહીં તો નથી. ખોટું તો લાગે નહીં, એવું ભાસ્યમાન પરિણામ છે, ખાલી આભાસ જ છે. ગૂંચવાડો હોય ત્યાં સુધી ભાસ્યમાન પરિણામ બહુ પજવે.

## દાદાએ દીધો નિર્લેપ-નિઃશંક આત્મા !

**પ્રશ્નકર્તા :** આ જે ડિસ્ચાર્જ કહ્યું તમે, એ તો સંવરપૂર્વકની નિર્જરા થઈ. એ તો જ્યારે પોતે નિર્લેપ રહે, ત્યારે જ એ વસ્તુ બની શકેને ?

**દાદાશ્રી :** છો જ નિર્લેપ પછી આવવાનું ક્યાંથી હવે ? કયે ગામથી આવવાનું છે ? નિર્લેપ જ છે. આ તમને શંકા છે તે જ તમને લેપાયમાન કરી રહી છે. પણ ભગવાનને પૂછીએ કે 'ભગવાન, આને શંકા પડે છે, એટલે નિર્લેપ નહીં ને ?' ત્યારે કહે, 'ના, એ શંકા છે તો ય એને કર્મ ના બંધાય.' કારણ કે શંકા એ જાગૃતિ છે. ભગવાન શું કહે ? આ જગતના લોકોને શંકા નહીં આવે. એમને શંકા છે માટે જાગૃતિ છે. માટે એને કર્મ નહીં બંધાય. એટલે આ ભગવાન કેવા પાકાં છે ?

હું છાવરા નથી વાળતો. કહે છે, અમે છાવરા ના વાળીએ. છાવરો બાપને છોકરો વાળે કે છોકરાને બાપ વાળે. આ છાવરા વાળવાનું જ્ઞાન નહીં, આ તો એક્ઝેક્ટ જ્ઞાન કે શંકા પડી માટે તું નિઃશંક છું. માટે તું શુદ્ધાત્મા છું. તું શુદ્ધાત્મા થયો એ નક્કી વાત. તને કેમ શંકા પડી ? શંકા કોઈને પડે જ નહીં. કોઈને શંકા ના પડે ને કે હું તન્મયાકાર થઈ ગયો આ ફલાણાં જોડે. એટલે વાત પણ સાચી છે, શંકા પડી તો યે નિઃશંક છું એવું ! શંકા પડી, માટે તું શુદ્ધાત્મા છું એ નક્કી થઈ ગયું. ત્યારે કહે, નક્કી થઈ ગયું. પછી મારે હવે વાંધો નહીં કશો ય, દુઃખ નથી બા. જીવતાને શંકા પડે કે મરેલાને !

**પ્રશ્નકર્તા :** જીવતાને જ પડે !

**દાદાશ્રી :** તે જેટલાને શંકા પડે, એને ભગવાને જીવતા કહ્યા ને

પેલાને મરેલા કહ્યાં એમ જ્ઞાન કહે છે. ડહાપણની વાત છે કે ? તીર્થંકરોની વાત ડહાપણની છે ? આ વીતરાગોની વાત ડાહ્યી છે ? શંકા પડે છે, છતાં તું નિઃશંક છું ?! એટલે આવું અજાયબ વિજ્ઞાન છે. અને ત્યાં યે કદી જો જોર ના મારે તો પછી એની જ ભૂલ છે ને ?

## ઉદયને જોવું તે અક્રમ !

મહીં અંતઃકરણ તન્મયાકાર થઈ રહ્યું છે, તેને આપણે 'જાણવું' પડે ને 'જોવું' પડેને ? મહીં અંતઃકરણ તન્મયાકાર ના થાય તો કોઈ કાર્ય જ ના થાય. તન્મયાકાર તો થવું જ જોઈએ ને ?

અમે અહીં ગાડીમાં આવવા નીકળીએ એટલે અંદર બધું તન્મયાકાર જ હોય ને, પણ અમે 'જોઈએ' ને 'જાણીએ'. અમે છૂટા રહીને કામ કરીએ. તમારાથી એટલું બધું કામ ના થાય પણ તમને લક્ષ રહ્યા કરે કે 'હું શુદ્ધાત્મા છું'. કોઈ ફેરો લક્ષ ભૂલી જવાય તો પ્રતીતિ રહ્યા કરે. બાકી મહીં અંદર બધું ચાલ્યા જ કરે. આપણે 'જોયા' કરવાનું.

**પ્રશ્નકર્તા :** વિચાર આવે અને પછી તન્મયાકાર થાય. ચિત્ર-ફોટો બતાવે, તે તન્મયાકાર દશા કહેવાય ને ?

**દાદાશ્રી :** પણ એ તો ડિસ્ચાર્જ જ ને, એનો વાંધો નહીં. એ આપણે 'જાણ્યું', ત્યારથી આપણે છૂટા અને એ છૂટા. 'જાણનારો' છૂટો જ હોય. 'કરનારો' ભાંજગડવાળો હોય. આપણે છૂટા ને છૂટા.

**પ્રશ્નકર્તા :** એ એવું જ રહે છે કે આ બધું ચંદુભાઈ જ કરે છે. પહેલાં ઉદયની અંદર તન્મયાકાર થવાતું'તું, તેને બદલે આપણે આપણો ઉદય હવે જોઈએ છીએ.

**દાદાશ્રી :** ઉદયને જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપણા ઉદયને જોઈએ છીએ કે મારો આવો ઉદય આવ્યો.

**દાદાશ્રી :** હવે બધા ઉદયને 'જોવાના', એનું નામ અક્રમ.

**પ્રશ્નકર્તા :** આપણે 'જોવાનું' ચૂકીએ તો જ બુદ્ધિ ડખો કરે ને ?

**દાદાશ્રી :** હા. પણ ચૂકો છો, એ 'જોઉં' છું ને બધે ? પણ એનો વાંધો નહીં. આપણે હજુ તો આ કેવળજ્ઞાનમાં અટક્યા છીએ. બીજું કશું નહીં. આ બધી ઝીણી વસ્તુઓ જ કેવળજ્ઞાન અટકાવે છે.

**પ્રશ્નકર્તા :** એમાં બે વાત થઈ. ચંદુભાઈની બુદ્ધિ ડખો કરતી હોય તો એ ડખો કરે અને 'હું' તેને જાણું.

**દાદાશ્રી :** તમે 'જાણો' એટલે તમે છૂટા. અને ચંદુભાઈ યે છૂટા. જો તમે 'જાણો' તો બેઉ છૂટા અને ના 'જાણો' તો બેઉ બંધાયેલા.

**પ્રશ્નકર્તા :** કારણ કે પછી બુદ્ધિના ડખાનો કોઈ અર્થ રહ્યો નહીં.

**દાદાશ્રી :** કશોય અર્થ રહ્યો નહીં. બુદ્ધિના અર્થને અહીં ગણતરી જ નથી. આના ઉદયકર્મથી આ આને આપે છે ને એના ઉદયકર્મથી એ લે છે. આ એના ઉદયકર્મથી આણે પાંચ લાખ રૂપિયા ધીર્યા અને એના ઉદયકર્મથી એણે લીધા. પછી એનો ડખો જ ક્યાં રહ્યો તે ? હવે પેલાનું ઉદયકર્મ આવે પાછા આપવાનું ત્યારે એ આપે ને પેલાનું લેવાનું ઉદયકર્મ હોય તો લે. નહીં તો ના લે.

**પ્રશ્નકર્તા :** તો ચોપડો ન લખે તો ય ચાલે.

**દાદાશ્રી :** ચોપડા લખવાની જરૂર જ ક્યાં રહે છે ? આ બધી ઝીણી વાતો, તીર્થંકરના ઘરની જ વાતો આ બધી !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને આ તમે 'જાણો' તો ચંદુભાઈ યે છૂટા ને તમે ય છૂટા. એ બેઉ છૂટા. એ ના સમજાયું.

**દાદાશ્રી :** કેમ ના સમજાય આમાં ? ચંદુભાઈ છૂટા થયા એટલે પોતે છૂટા જ છે. પેલા તો ઉદયકર્મને આધીન છે. ઉદયકર્મને આધીનમાં જોખમદારી હોતી નથી.

**પ્રશ્નકર્તા :** નહીં, જરા એ ગોટાળો થાય છે. પેલા ઉદયકર્મને આધીન છે તો પેલા કોણ ? ઉદયકર્મને આધીન જે છે એ કોણ ?

**દાદાશ્રી :** એ ચંદુભાઈ છે.

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મને આધીન 'ચંદુભાઈ' અને જાણનાર 'પોતે' છે.

**દાદાશ્રી :** હા. પોતે કે પોતાની એ પ્રજ્ઞા જ !

**પ્રશ્નકર્તા :** હવે જો જાણનાર પોતે હોય પ્રજ્ઞાશક્તિ તો ડખો ના કરેને ?

**દાદાશ્રી :** મહીં ડખો તો ચંદુભાઈ કરે, ઉદયકર્મના આધીન હોય તો. પણ તેમાં આને પ્રજ્ઞાશક્તિની જાગૃતિ ના હોય તો એ ભેગો થઈ ગયો. જાગૃતિ ના હોય, તે ઘડીએ ડખો થઈ જાય પેલામાં.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા ભેગી થઈ જાય ?

**દાદાશ્રી :** ના. પ્રજ્ઞા ભેગી ના થાય. પ્રજ્ઞા તો એનું કામ કર્યા કરે, પણ જાગૃતિ ના હોય તો ડખો થઈ જાય. આપણને ખબરે ય પડે કે આ ડખો થયો.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા જો જાગૃતિમાં ના હોય તો ભેગો કોણ થઈ જાય છે ચંદુભાઈ જોડે ? ચંદુભાઈના ડખા જોડે કોણ ભેગું થઈ જાય છે ?

**દાદાશ્રી :** અજાગૃતિ. એટલે બોલવું નહીં, મૌન રહેવું, એનું નામ ડખો. જોયું-જાણ્યું નહીં એનું નામ મૌન રહ્યા. અજાગૃતિ એટલે એનું નામ ડખો. બીજું કોણ ભેગું થવાનું ? એને પાછી મીઠાશ હઉ વર્તે, એટલે એનું નામ ભેગા થઈ ગયા કહેવાયને !

**પ્રશ્નકર્તા :** મીઠાશ કોને વર્તે ?

**દાદાશ્રી :** આ એનો જે ડિસ્ચાર્જ અહંકારને. હવે જો ત્યાં આગળ 'જોનારો' હોત તો બેઉ છૂટા થઈ જાત. આનો હિસાબ બાકી રહ્યો, તે આવતા ભવને માટે સિલ્લક રહી, શેષ વધી અને તીર્થંકર નિઃશેષ હોય. આને શેષ વધી. ફરી પાછો ભાગાકાર કરવો પડશે. શેષ વધે નહીં એવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મ અને ચંદુભાઈ એ બેઉ જુદા છે ? કારણ કે આપે કહ્યુંને કે ચંદુભાઈ ઉદયકર્મમાં ડખો કરે પણ આપણે એમાં ભળીએ નહીં.

**દાદાશ્રી :** ચંદુભાઈ તો ડખો કરે. એ તો ઉદયકર્મમાં ડખો કરાવવાનો સ્વભાવ જ છે અજ્ઞાનતાનો. ચંદુભાઈ એટલે અજ્ઞાનતા. અને એનો સ્વભાવ જ છે ડખો કરવાનો. પણ તેને આપણે જો 'જાણીએ' તો બેઉ છૂટા. જાણીએ નહીં એટલે મૌન રહે. અને મૌન રહીએ એટલે પેલામાં સહી થઈ ગઈ !

**પ્રશ્નકર્તા :** આપણે તન્મય થયા, એમાં એકાત્મ થઈએ ને મૌન એટલે તો પછી ? એમાં એક થઈએ એવું ?

**દાદાશ્રી :** અરે, ટૈડકાવે છે, તો ય ખબર નથી રહેતી કે હું આ ખોટું કરી રહ્યો છું. બોલો હવે, કેવા કેવા મોટા ઉદયકર્મ જતા રહેતા હશે ?!

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મમાં જે ડખો થતો હોય તે ઘડીએ મૌન રહીએ એટલે સહી થઈ ગઈ. એ મૌન રહેવું ત્યાં ન હોવું જોઈએ એવું ?

**દાદાશ્રી :** ઉદયકર્મમાં જેમ હોય તેમ થવા દેને ! કશું કરવાનું તો રહ્યું નથી. હવે જાણવાનું રહ્યું છે. મૌન એટલે શું ? ઉદયકર્મ સામસામી લડે તેમાં તમે 'જોયું' નહીં માટે મૌન રહ્યા. ઉપયોગ ના દીધો એટલે પ્રમાદમાં ગયું, એ મૌન. પ્રમાદ એ મૌન. આપણા આવતા ભવની સિલ્લકે ય જોઈએને ! બધું કંઈ વટાવી ખઈએ તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** ને એ મૌન ના હોય, તો કેવું હોય ?

**દાદાશ્રી :** છૂટા થઈ જાય બેઉ. ચંદુભાઈ પેલાની જોડે ડખો કરતાં હોય તેને આપણે 'જોયું' અને 'જાણ્યું' એટલે આપણે ય છૂટા અને ચંદુભાઈ યે છૂટા. ચંદુભાઈને ફરી કર્મનું કોઈ કારણ રહ્યું નહીં અને આપણે ય ના રહ્યું.

**પ્રશ્નકર્તા :** મૌન ન હોય તો શું હોય ? જેને આપ જાગૃતિ કહો છો ? એની સામેનો શબ્દ શું છે ?

**દાદાશ્રી :** જાગૃતિ ! અજાગૃતિને મૌન કહીએ છીએ આપણે. જાગૃતિ ના રહે, એનું નામ પ્રમાદ. જાગૃતિ એટલે અપ્રમત્ત.

## ‘હું’ વર્તે હવે જાગૃતિમાં !

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર કોણ થાય છે ?

**દાદાશ્રી :** અહંકાર. એમાં તન્મયાકાર ના થવા દે એ જાગૃતિ. એ જ છૂટું રાખે. મૂળ આત્મા તન્મયાકાર થતો નથી. આપણે અજાગૃતિમાં તન્મયાકાર થઈ જઈએ છીએને !

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જાગૃતિ હોય તો તન્મયાકાર ના થાય ?

**દાદાશ્રી :** પછી ભાન રહે છે એ એક જાગૃતિ છે ને જાગૃતિ એના સ્વભાવમાં આવશે એટલે એ તન્મયાકાર થાય નહીં. આ તો પાછલો ફોર્સ છે ત્યાં સુધી ખસી જાય. ફોર્સ ઓછો થાય પછી તન્મયાકાર ના થાય. જે ડિસ્ચાર્જ છે એ બધું ટાંકીનું પાણી ભરેલો માલ છે.

**પ્રશ્નકર્તા :** એટલે શું સમજવાનું ? જાગૃતિ થઈ, એટલે તમે તન્મયાકાર ના થાવ એવું તમે કહ્યું, એટલે કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** તમે એટલે શું ? મૂળ આત્મા નહીં. હજુ છે તે ‘હું’ તો રહેલું જ છે, પહેલાં છે તે પ્રતિષ્ઠિત આત્મા તરીકે ‘હું’ હતું, હવે જાગૃતિ તરીકે ‘હું’ છે. એ ‘હું’ તન્મયાકાર ના થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપણે તન્મયાકાર ના થઈએ, એટલે પ્રતિષ્ઠિત આત્મા તન્મયાકાર નથી થતો, એનો અર્થ એ થયો.

**દાદાશ્રી :** ના, આપણે એટલે કોણ ? તે વખતે હાજર જે છે તે ! તે વખતે જે આપણી બિલિફમાં છે. હજુ શુદ્ધાત્મા સંપૂર્ણ થયા નથી. મૂળ પ્રતિષ્ઠિત આત્મા પાછો છૂટી ગયો. હવે જાગ્રત આત્મા, એટલે જાગૃતિ. જાગૃતિ જે પરિણામ છે, એ ત્યાં અત્યારે આમ તન્મયાકાર નથી થતી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી પ્રતિષ્ઠિત આત્મા તો છે જ, તો એ શું કરે છે ? એની સ્થિતિ શું પછી ?

**દાદાશ્રી :** પછી એની કશી સ્થિતિ નથી. એ ડિસ્ચાર્જ સ્વરૂપ છે.

એટલે નિશ્ચેતન ચેતન છે. એ જ્ઞેય સ્વરૂપે રહે છે. પછી જ્ઞેય સ્વરૂપે 'શું કરે છે ને શું નહીં ?' તેને જાણનાર જાગૃતિ છે.

સ્વરૂપનું ભાન થતાં પહેલા પ્રતિષ્ઠિત આત્માને જ આપણે જ્ઞાતા માનતા હતા. સ્વરૂપ જ્ઞાન પછી એ પ્રતિષ્ઠિત આત્મા પોતે જ્ઞેય થઈ જાય છે અને ત્યાં આગળ જાગૃતિ પોતે જ જ્ઞાતા થાય છે. એટલે કે પહેલાં પ્રતિષ્ઠિત આત્મા તરીકે 'હું' હતું, તે હવે જાગૃતિ તરીકે 'હું' થાય છે. અને મૂળ આત્મા તો એની આગળ રહ્યો હજુ. આ જાગૃતિમાં આવી ગયું. સંપૂર્ણ જાગ્રત થયો એટલે મૂળ આત્મામાં એકાકાર થઈ જાય છે. સંપૂર્ણ ના થાય ત્યાં સુધી જુદું રહે છે. ત્યાં સુધી અંતરાત્મા તરીકે રહે. ત્યાં બહિર્મુખી પદ છૂટી ગયેલું હોય છે. અંતરાત્મ દશા પૂરી થાય કે પરમાત્મા પદ પ્રાપ્ત થાય !

## તન્મયાકાર નથીની નિશાની !

**પ્રશ્નકર્તા :** મનના વિચારો, વાણીના સંજોગો અને દેહના વર્તનમાં આત્મા તન્મયાકાર ના થયો ક્યારે કહેવાય ? એ કેવી પરિસ્થિતિ હોય ?

**દાદાશ્રી :** એટલે એ વાતો કરતો હોય તે ઘડીએ, મહીં સહેજે અસર ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** અસર ન હોય એટલે શેની અસર ન હોય ?

**દાદાશ્રી :** મોંઢા પર ફેરફાર થયા કરે તે. પોતે જુદો હોય ને એવી રીતે વાત કરે. બીજા માણસની વાત કરતા હોય એના જેવું. બીજા માણસની વાત કરે ને, એવી રીતે વાત કરે એનું નામ તન્મયાકાર નહીં અને ચંદુભાઈને જોઈને વાત કરે. ચંદુભાઈને તમે જોતા જોતા વાત કરો ને, તો એ આત્મા જુદો કહેવાય.

## વ્યવહાર વખતે ય પોતે જાણનાર જ !

સંસારની ચીજોમાં તો આત્માને તન્મયાકાર રાખવાની જરૂર જ નથી. એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે બધું. દેહ-મન બધું

ભેગા થઈ, સંસારમાં કામ કરે એટલે એનું ફળ મળે. એ તો કંઈ પુણ્યૈ હોય તો ફળ નફારૂપી મળે, નહીં તો પાપ હોય તો ખોટરૂપે અવળું ફળ મળે.

**પ્રશ્નકર્તા :** એમાં એ વ્યવહાર પૂરો થવામાં પોતાની જરૂર નથી એવું થયું ને ?

**દાદાશ્રી :** આત્માની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા જુદો રહી શકે, જ્ઞાન જાગૃતિમાં રહી શકે ?

**દાદાશ્રી :** આ થઈ શકે બધું અને આત્મા જુદો રહી શકે. લોક આત્માને હઉ જોડે લઈ જાય છે ને વખત બગાડે છે.

**પ્રશ્નકર્તા :** સંસારની ક્રિયામાં આત્માને પરોવવાની જરૂર જ નથી.

**દાદાશ્રી :** મન-વચન-કાયા તો જાય જ એમાં અને ખોટમાં ય મન-વચન-કાયા હોય. લોકો આપણા કહે છે ને, પણ કર્યા વગર શી રીતે પુણ્ય ફળ આપે ? મૂઆ, કરવાથી જ મળતું હોય તો ખોટ શું કરવા ખાવ છો ? માટે અમલ પુણ્ય ને પાપનો જ છે આ. આ કરવાનું તો મહીં જોડે એવિડન્સ છે એક જાતનો.

**પ્રશ્નકર્તા :** પુણ્ય કે પાપનું ફળ આવવા માટે તો આ ક્રિયા થઈ રહી છે બધી.

**દાદાશ્રી :** આ સંજોગો બધા ભેગા થાય છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે કંઈ પણ કામ આવે, ત્યાર પહેલાં જાગૃતિ હોય અને પછી એ જતું રહે બધું. એ કામ વખતે આખું પરોવાઈ જવું પડે અને પછી પૂરું થાય પછી પાછું આમ જ્ઞાનની વાતો શરૂ થાય...

**દાદાશ્રી :** ત્યાં આત્મા પરોવાતો જ નથી.

**પ્રશ્નકર્તા :** હવે ત્યાં જાગૃતિ કેવી રીતે રાખવી એમ ?

**દાદાશ્રી :** એ અહંકાર-બુદ્ધિની જાગૃતિ હોય છે.

**પ્રશ્નકર્તા :** એટલે જે પરોવાયા વગર કામ થાય નહીં પૂરું ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ પરોવાય છે. પોતાના મનમાં એવું લાગે કે હું પરોવાઈ ગયો. એટલે એવી અસર થાય.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં શું રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** ત્યાં તો જાણકાર રહેવું જોઈએ કે બુદ્ધિ પરોવાઈને આ ગાડું ચાલ્યું અને સારું થયું ને ખોટું થયું એ જાણે છે તે આત્મા છે. પેલો કહે છે કે હું પરોવાઈ ગયો, તો એ પછી સારું-ખોટું કોણે જાણ્યું ?

**પ્રશ્નકર્તા :** બરોબર. એટલે એ આખા વ્યવહાર વખતે જાણકાર જ હતો પોતે.

**દાદાશ્રી :** જાણકાર જે રહે છે એ જ આત્મા. આમાં ઘૂસી ગયો એ આત્મા ન હોય.

**પ્રશ્નકર્તા :** એ ઘૂસી ગયા જેવું લાગે છે.

**દાદાશ્રી :** એ બુદ્ધિ ને અહંકાર.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં એવું સમજી લેવાનું કે ખરેખર આપણે ઘૂસી જતા નથી એમાં ?

**દાદાશ્રી :** એવું સમજવાનું જ હોય. કારણ કે પછી આપણે કહીએ પણ... 'થયું સીધું કે વાંકું ?' ત્યારે કહે, 'થયું સીધું.' ઘૂસી જનારને ખબર ના હોય. સારું થયું કે ખરાબ થયું એ ઘૂસી જનારને ખબર હોય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ જે ક્ષણે વ્યવહાર થઈ રહ્યો છે, તે ક્ષણે આવું જાગ્રત રહેવું, એ બે એટ એ ટાઈમ બની જાય છે કે પછી બે વચ્ચે અંતર રહે છે ?

**દાદાશ્રી :** એટ એ ટાઈમ હોય જ, અંતર કશું છે જ નહીં. એની માન્યતામાં ફેર રહે છે. એ માન્યતામાં ફેર હોય તો ય પછી કહીએ કે આ જાણ્યું કોણે ? એ જાણે છે તે આત્મા. ઘુસી ગયો, એનું નામ આત્મા નહીં. એકાકાર થઈ ગયો, એનું નામ આત્મા નહીં. આત્મા અહંકાર થઈ શકે નહીં કોઈ દહાડો, એ તો જાણકાર તરીકે રહે છે ને ! આત્મા છૂટો જ રહે છે, જાણકાર જ રહે છે. ઘુસી ગયું એવું લાગ્યું હોય તો પછી ફરી પ્રતિક્રમણ કરીને ફરી પાછું આવી જવું જોઈએ કે મારી ભૂલ થઈ. ઘુસી જતો જ નથી. પહેલાંની આ ટેવ હતી. એની એ ટેવ અત્યારે ચાલુ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આપના કહેવા પ્રમાણે એકલી સમજફેર જ કરવાની છે, બાકી તો બધો વ્યવહાર થઈ જ રહ્યો છે.

**દાદાશ્રી :** થઈ જ રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** સમજણની ભૂલ ન થાય એવી ગોઠવણી કર્યા કરવાની ?

**દાદાશ્રી :** ઘુસી ગયો તે હું નહીં. હું જુદો, ઘુસી જનાર જુદો.

ક્રમિક માર્ગવાળાનો આત્મા વેદક છે અને આપણામાં નિર્વેદ છે. એ મારો આત્મા તન્મયાકાર થઈ ગયો, કહે અને આપણે જાણકાર હોય કે શાતા વર્તે છે કે અશાતા વર્તે છે. એટલે ક્રમિકમાં એવું હોય કે વેદક ઘૂસી જાય એટલે મારો આત્મા ઘૂસી ગયો, કહેશે. અને એ ઘૂસવાય ના દે.

**પ્રશ્નકર્તા :** ઘૂસવા ના દે, તો વ્યવહાર ડીસ્ટર્બ થઈ જાય ?

**દાદાશ્રી :** વ્યવહાર બધો ડીસ્ટર્બ થઈ જાય. પણ એ વ્યવહારને છોડતા છોડતા જાય, ત્યાગ કરતાં કરતાં આગળ જાય. આપણામાં વ્યવહારમાં રહેવાની છૂટ શાથી આપી કે આત્મા વેદક છે નહીં. બહારના તો, ક્રમિક માર્ગ તો એવું જ કહે, કે એ પોતે જ વેદક છે. કારણ કે એને પૂરું જ્ઞાન નથી થયું. પૂરો આત્મા થયો નથી. પૂરો આત્મા થયેલો વેદક ના હોય, નિર્વેદ હોય.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા તો પૂરો જ છેને, પણ એને પેલી દ્રષ્ટિ પૂરેપૂરી થઈ નથીને એવું આપનું કહેવાનું છે ?

**દાદાશ્રી :** હા, એ તો આત્મા પૂરો જ છે, પણ એવી દ્રષ્ટિ ક્રમિકમાં થઈ નથી. ક્રમે ક્રમે થશે. જેમ જેમ છોડતો જશે તેમ દ્રષ્ટિ ખીલતી જશે. પરિગ્રહ ઓછાં થાય તેમ તેમ દ્રષ્ટિ ખીલતી જાય.

**પ્રશ્નકર્તા :** એ લોકોને, ક્રમિક માર્ગવાળાને પરિગ્રહ અથવા વ્યવહાર ઓછો થાય એવો નિશ્ચય હોય છે કે એના ઉદયમાં જ એવું લઈને આવેલા હોય છે ?

**દાદાશ્રી :** એવો નિશ્ચય જ હોય.

**પ્રશ્નકર્તા :** એ વ્યવહાર ઓછો થાય એ આમ જાગૃતિને વધારે હિતકારી છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ સહેજે વધે એનાથી ?

**દાદાશ્રી :** હા, પણ એમને અગ્રશોચ બધું રહે. આ તો અક્રમ વિજ્ઞાનમાં આ બધા લોકો આત્માને જાણે, નહીં તો આત્મા ક્યાંથી જાણે ? કોઈને માન્યામાં જ ના આવેને ?

**પ્રશ્નકર્તા :** તો એ કોઈ આત્મા પામે એવું બની જ ના શકે ?

**દાદાશ્રી :** આત્મા જે દહાડે પામે ત્યારે તીર્થંકર હોય કે કેવળી હોય અને મોક્ષે ચાલ્યો જાય એટલે વાત જ કરવાનો વખત ના મળે.

❖❖❖❖❖

# [૧.૫]

# સીટનું સિલેક્શન, સ્વ-પરનું !

## રોંગ સીટમાં બેઠા તેથી...

**પ્રશ્નકર્તા :** દાદા, ચંદુભાઈને જે કરવું છે, એના કરતાં ચંદુભાઈએ જે કરવું જોઈએ એ બે વસ્તુ જુદી છે. એટલે દાખલા તરીકે ચંદુભાઈને સિનેમા જોવા જવું છે અને ઘરમાં ખૂબ મહેમાન આવ્યા હોય તો એને ઘરમાં કામ કરવું જોઈએ, એવી એને ખબર છે. પણ એમાં એની સિન્સીયારીટી નથી. તો એમાં સિન્સીયારીટી કેવી રીતે લાવવી ?

**દાદાશ્રી :** તમે થોડી ધીરજ પકડો ને શું થાય છે એ 'જોયા' કરો. એટલે બસ થઈ ગયું. એટલે કમ્પ્લિટ સિન્સિયારિટી આવી ગઈ.

**પ્રશ્નકર્તા :** પણ ચંદુભાઈ એવા છે કે આગમાં જ હાથ ઘાલવા જાય.

**દાદાશ્રી :** ના, તો ય આપણે 'જોવું' જોઈએ કે ચંદુભાઈએ કેટલો હાથ ઘાલ્યો, આટલો હાથ ઘાલ્યો કે આટલો હાથ ઘાલ્યો એ 'જોવું'. તમે તો ક્લિયર છો, મેં તમને ક્લિયરન્સ જગ્યા ઉપર બેસાડેલા છે. તમે શા માટે અનક્લિયર થાવ છો ? તમે કઈ સ્થિતિ ઉપર બેસો છો ? રિઝર્વેશન ઉપરને ! તમારું રિઝર્વેશન કર્યું છે ત્યાં બેસો છોને કે અનરિઝર્વડ જગ્યાએ બેસો છો ? ચંદુભાઈ તો શોખીન છે એટલે અનરિઝર્વડ જગ્યા ઉપર બેસી આવે એવા છે.

**પ્રશ્નકર્તા :** એ પેલી બીજી સીટમાં જે બેસાઈ જવાય છે, તે ત્યાં કેવી રીતે ના બેસવું અને પેલામાં જ કેવી રીતે ચોંટી રહેવું ? એટલે કર્તાપણામાં આવી જાય છે વારેવારે !

**દાદાશ્રી :** પેલી સીટ ઉપર બેસી ગયા અને શૉક લાગે એટલે જાણવું કે આપણી ન્હોય આ. અને શૉક લાગે એટલે ઊઠી જવું. શૉક લાગે એ ખુરશી આપણી ન્હોય.

**પ્રશ્નકર્તા :** શૉક લાગે છે તો ય બેસી રહેવાય છે.

**દાદાશ્રી :** તો મજા કરે. લહેર, પાણી ને ભજીયાં કરો.

**પ્રશ્નકર્તા :** શૉક લાગે પણ ઊઠતો નથી, તો ઊઠે કઈ રીતે ? કારણ કે જ્ઞાતા-દ્રષ્ટા એનાથી રહેવાતું નથી, તો એ કઈ રીતે રહેવું ?

**દાદાશ્રી :** ઊઠતા નથી, એને તમે જુઓને ! જે ઊઠતાં નથી, તે તમે ન્હોય. એક 'ચંદુભાઈ' છે અને એક 'તમે' છો. તે ઊઠતા નથી એ ચંદુભાઈ. ચંદુભાઈને કહીએ, 'ચાલો સૂઈ રહો, બેસવું હોય તો બેસો બા, ગમતું હોય તો ! હું 'જોયા' કરીશ અને તમે બેસી રહો.' સોલ્યુશન તો હોવું જોઈએને !

**પ્રશ્નકર્તા :** એટલે બધું થાય છે એ નોંધ કર્યા કરવાની ?

**દાદાશ્રી :** બધી ક્રિયાને 'જોવાની'. એ જો કચકચ કરતો હોય તો એને ય પાછો જોવો આપણે કે 'તે ય મારું સ્વરૂપ ન્હોય' કહીએ. એવું આ દાદાનું જ્ઞાન છે. ઉપર કોઈ નહીં, વિધાઉટ બોસ. ઉપરીના ઉપરી એ દાદા ભગવાન !

**પ્રશ્નકર્તા :** એટલે કચકચ કરે છે, એ કયો ભાગ ?

**દાદાશ્રી :** એ બીજો ભાગ છે એ ચંદુભાઈના પક્ષનો.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે કચકચ કરે છે એને પણ જોવાનું.

**દાદાશ્રી :** એને ય પણ જોવો !

**પ્રશ્નકર્તા :** એટલે જે જુએ છે એ તો કશું બોલતા જ નથી, ખાલી જુએ જ છે.

**દાદાશ્રી :** જુએ છે એનો ઉપરી કોઈ નથી. એને કોઈ વઢનાર ના હોય, કશું ના હોય. અનંત શક્તિઓ પડેલી છે. પણ ચંદુભાઈનું રક્ષણ કરો છો ને, એટલે બધી શક્તિઓ આવરણમાં બેસી રહે છે. રક્ષણ કરો છો ને ચંદુભાઈનું ? ઉઘાડે છોગે કરો છો ને ? એટલે જ શક્તિઓ ખીલતી નથી ! આ આજ્ઞા પાળીને રહે ને, તો ય નિરંતર સમાધિ જાય નહીં. તમે તમારી ખુરશી ઉપર અને ચંદુભાઈ એમની ખુરશી ઉપર બેસ્યા કરે. ચંદુભાઈની ખુરશી ઉપર બેસવા જાવ છો, તેની આ ઉપાધિ છે. પહેલાંની ટેવ પડેલી છે તે !

તમારે તો બહારથી ખસી જઈને, પોતાની સીટ ઉપર બેસવાનું છે. હવે આપણી સીટ કઈ ? મહીં ચાર-પાંચ જાતની સીટો છે. તે આપણી કઈ સીટ કે જ્યાં એકદમ ઈઝી લાગે, એ આપણી સીટ. સહેજ ઘસારો લાગે તો જાણવું કે આ બીજી સીટ આવી. ખૂંચે તો જાણવું અગર શોક લાગે તો સમજી જવું કે આ શોક લાગ્યો. એ બધી સીટ ઉપર નહીં બેસતાં, આપણી સીટ ઉપર બેસવું.

કો'ક તો મસાલો ચોપડે, 'ચંદુભાઈ સાહેબ, તમે તો બહુ લાયક માણસ છો, ઘણા સારા છો.' પણ એ ચોપડે તો આપણે ચોપડાવવું ? ચંદુભાઈ એ સીટ આપણી નથી. ત્યાંથી તો દાદાએ ખસેડ્યા. 'હું ચંદુભાઈ છું' એટલે તો માર ખાતા હતા.

કંઈ પણ ભોગવટો આવે, તો સમજાય કે આ હું બીજી સીટ પર બેઠો છું, આ સીટ મારી ન્હોય. તે ત્યાંથી ઊઠીને પાછું શુદ્ધાત્માની સીટ ઉપર બેસી જવું. આપણી સીટ ઉપર બેસી જવું પણ તું તો ત્યાં બેસી રહું છું, જાણે ડબલ ચાર્જ આપવાનો હોય એ રીતે ! કંઈ પણ મન અવળું વિચાર કરે કે તરત જ આપણે જાણવું કે આ બીજી ઊંધી સીટ ઉપર છું, આ મારી સીટ ઉપર નથી. પોતાની સીટ ઉપર જતા રહેવું તરત. બહુ વાર બેસી રહું છું, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. એવું થાય છે.

**દાદાશ્રી :** તેથી તારું મોઢું બગડેલું દેખાય છે. મેં કહ્યું, 'આ મોઢું કેમ બગડેલું છે !' કોઈ પણ અડચણ આવે, તો આપણી પોતાની સીટ ઉપર જતું રહેવું તરત. જે દોષો થઈ ગયાં તેની પાછી માફી માંગવાની.

ગૂંચાયા કરવા જેવું જગત ન્હોય. ગૂંચામણ થાય, કશું શરીરમાં ગૂંચાવા માંડ્યું કે તરત ઊઠીને આપણી ખુરશી પર બેસી જવું. એને 'જોયા' કરવું, 'ચંદુભાઈ, કેમ ગૂંચાવ છો તમે ?' કહીએ.

## અંતે બિરાજો પરમાત્માની જ સીટ પર !

'હું આ છું, હું આ છું, હું ઉપદેશક છું, હું ફલાણો છું.' એ બધું છૂટ્યું અને 'હું આત્મા છું'માં આવી ગયો. પેલા બધામાંથી ગાદી ઊઠી ગઈ. બીજી ગાદી ઉપર બેસે પછી આત્મા રહી જ જાયને ?!

જ્યાંથી બેઠા હતા ત્યાંથી પણ છેલ્લે પછી ઊઠી જવાનું. અમે બેસાડીએ પણ ખરાં કે હવે ચંદુભાઈ આમ કરી શકે, તેમ કરી શકે અને પછી ગાદીમાં એ બેસી રહે એટલે ગોદો મારીએ. દરેક પદમાં બેસીને ઉઠી જવાનું છે. જરા મીઠું લાગે, થોડા દા'ડા બેસી રહેને, એટલે અમે ગોદો મારીએ. ઊઠીને અહીં આવવાનું છે પાછું છેવટે. પણ આ તો કાયદેસર એ પદમાં બેસી-બેસીને આવવાનું. એ બેસી જ રહે તો શું થાય ? મારે તો ઉપાધિ થાયને ! એ ગામ ના જાય ને! પેલું રહી જાયને ! એટલે આ ચક્કર બહુ ઊંધું છે બધું. ચંદુભાઈને આજે બેસાડીએ અહીં આગળ. પાછા પરમ દિવસે ઉઠાડીએ. છેવટે આત્મામાં બેસવાનું છે. અને બહાર 'મને કશું આવડતું નથી' કહી દેવાનું છે. ત્યાં સુધી એ આવડતમાં રહેવાનું છે. ત્યાં સુધી ગાદી પર બેસવાનું છે. પછી 'કશું આવડતું નથી' કહી દેવાનું. નહીં તો એ આવડત ના હોય તો સ્ટેજ ઉપર બેસી શકે નહીં. ચંદુભાઈ મનમાં એમ સમજે કે હું સમજાઈ શકું એમ છું, તો એ બેસી શકે નહીં. અને બેઠા સિવાય નિવેડો આવે નહીં. એટલે અમે પહેલું પોષણ આપીએ. પછી પાછો ઉઠાડીએ ગોદો મારીને. એટલે તેમ કરતાં કરતાં મોક્ષે જવાશે. સહેલી વસ્તુ નથી. આ તો બધાં બહુ મોટા જોખમો પણ આ જ્ઞાન મળ્યા પછી વાંધો નહીં. દુઃખદાયી ન થઈ પડે.

પછી પોતાને સમજાય કે મને ઉઠાડ્યો તો સારું થયું. પાછું બીજી જગ્યાએ બેસાડીએ. પાછું એનું એ જ ને વળી. એમ કરતાં કરતાં જ્યારે ખુરશીઓ થઈ રહે ત્યારે અમે કહીએ કે અહીં બેસી જા અને કહીએ કે બહાર ખોટી છે ખુરશીઓ.

**પ્રશ્નકર્તા :** દાદા, પહેલેથી બેસાડી દોને એટલે મટી જાય.

**દાદાશ્રી :** ના, પહેલેથી ના થાય. એ તો બધાં જ ભોગવવા પડે એ પદ. દરેક પદ ભોગવવાના. અનુભવમાં આવવા જોઈએ. નહીં તો આત્મામાં પેઠા પછી પાછો મનમાં ભાવ થાય કે આ પદમાં જઈ આવું. ચાખી આવું. ચાખીને આવ્યો એટલે પછી ભાંજગડ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એ વાત સાચી. અનુભવ સિદ્ધ કરવાનો.

**દાદાશ્રી :** અનુભવ થવો જ જોઈએ. બધાં અનુભવમાંથી પસાર થયા પછી મેં કહ્યું, 'મને કશું આવડતું નથી.'

**પ્રશ્નકર્તા :** ને એમ ને એમ બોલવાનું ચાલુ કરી દઈએ અમે ?

**દાદાશ્રી :** ના ચાલે. એવું ચાલતું હશે ? પેલું પ્રાપ્ત થયું નથી તે પહેલાં છે તે આ છોડી દઈએ, શું થાય ? પેલું પ્રાપ્ત થવું જોઈએ અને એક બાજુ પૂર્ણતા થતી જાય. પણ આ પૂર્ણ થાય ત્યારે પેલું પૂર્ણ થાય. બહુ સમજવા જેવી, ઝીણી વાતો. આપણે અહીં પાસે પડી રહ્યાને એટલે બધું ઊંચું થશે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમને સોંપ્યું એટલે પછી તમારે જે કરવું હોય, જ્યાં બેસાડવા હોય ત્યાં બેસાડો ને જ્યાં ઉઠાડવાના હોય ત્યાં ઉઠાડવાનું. તમારે જેમ કરવું હોય એમ કરો દાદા.

**દાદાશ્રી :** હા. બસ બસ. એટલે વાંધો નહીં. સોંપ્યું હોય તેને. સોંપ્યું એટલે ઉઠાડે ને બેસાડે, ઉઠાડે ને બેસાડે. ના સોંપ્યું હોય ને, એને પછી અમારે કરવું પડે થોડું. પછી છોકરો ખત્તાં ખાતો ખાતો આવે પણ આવે ખરો. એક ફેરો આત્મા પ્રાપ્ત કર્યો છે ને ! છોડે નહીં પછી. આ રસ્તો ના જડે તો આમ ગૂંચાઈને, આમ ગૂંચાઈને પાછો રસ્તો કાઢી નાખે.

## જાગૃતિ, નહીં વ્યવસ્થિતને આધીન !

મહીં ઠેકાણે લાવીશ કે આવું ને આવું જ રહીશ ? રખડાવી મારીશ ?

**પ્રશ્નકર્તા :** ઠેકાણે જ લાવવાનું.

**દાદાશ્રી :** હજુ તો વધારે સળગશે ત્યારે, 'સહન નથી થતું પાછું' મને કહે છે. મૂઆ, તને સહન નથી થતું કે પેલાને નથી થતું ? તું તો જાણનારો. તે પેલા પદમાં નહીં બેસને ! કે સહન નથી થતું. તે હજુ તો પેલા પદમાં બેસી રહ્યો છુંને !

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ છે. એવું જ છે.

**દાદાશ્રી :** ત્યારે કહે, મારાથી સહન થતું નથી. તે તું પેલા પદમાં બેઠો છું. અહીં બેસ. એવું ઊઠાડ ઊઠાડ કરીને સોએક વખત અહીં બેસાડ્યો હશે. પાછો વળી બેસી ગયો તે બેસી ગયો, તે વળી ફરી કો'ક દહાડો ઊઠ્યો પાછો. પાછો જઈને બેસી આવશે.

**પ્રશ્નકર્તા :** આ બાજુ સળગે છે, ને પોતે જુદો રહે છે, એ જુદા રહેવાનું વ્યવસ્થિતના તાબામાં ગણાય ?

**દાદાશ્રી :** ના, ના. વ્યવસ્થિતના તાબામાં હોતું હશે ? વ્યવસ્થિત તો એને પેલી બાજુ બેસાડે ને પુરુષાર્થ આ બાજુ બેસાડે. વ્યવસ્થિત તો એને ત્યાં જ લઈ જાય.

**પ્રશ્નકર્તા :** એવું કેમ ? એવું શાથી ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત પુદ્ગલને લાગીને છે, આત્માને લાગીને નથી. એટલે ત્યાં જાય તો એ વ્યવસ્થિતના તાબામાં છે. અહીં રહે તો વ્યવસ્થિતના તાબામાં નથી, સ્વતંત્ર છે.

**પ્રશ્નકર્તા :** દાદા, અંતરતપની વાત છેને આ ?

**દાદાશ્રી :** હા. અંતરતપમાં ત્યાં એકાકાર થઈ ગયો એટલે વ્યવસ્થિતના તાબામાં અને એકાકાર ના થયો અને મારા વચનબળે આમ છૂટો રહ્યો, તો વ્યવસ્થિતના તાબામાં નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે ભેગા થઈ જવું એ વસ્તુ કે આ જે તપ છે, એમાં કયા વિભાગ માટે વ્યવસ્થિતના તાબામાં કહો છો ?

**દાદાશ્રી :** ના, ભેગા થવું તે જ વ્યવસ્થિત. વ્યવસ્થિત આવું જ હતું, તેમાંથી આ પુરુષાર્થ કરીને જુદું પાડ્યું અને એની બળતરા. વ્યવસ્થિતને ઓળંગ્યું એની બળતરા દિન-રાત ચાલુ રહે અને આપણને મજા આવે, નિરાંતે આઈસ્ક્રીમ ખાય તોય ઓગળે નહીં. ખરી મજા આવે, નહીં ?!

મેં કહ્યું છેને, ઉત્તમ પદ આવ્યું છે આ. જો આ સળગ્યા કરશે તો કામ નીકળી જશે. બધો કચરો બાળીને ભસ્મીભૂત કરી નાખેને ! એટલે જે ખુરશી ઉપર તું બેસીશ, ત્યાં કશું દુઃખ ના થાય ત્યારે જાણવું કે આ ખુરશી આપણી. વેદનાવાળા ભાગ ઉપર કોઈ બેસે જ નહીંને ! કોઈ ખુરશી ઉપર સહેજ દઝાવાય, કોઈ ખુરશી ઉપર વધારે દઝાવાય, કોઈ ખુરશી ઉપર શૉક લાગે. એ ત્યાંથી ઊઠી જવું, ઝટ. એવી મહીં ચાર-પાંચ ખુરશીઓ છે. એવી સમજણ પાડી એને, પછી પાછો બેસતો હતોય ખરો પણ પાછું ફરી ઉઠાડું. હવે ખબર પડે છે તને કે આ ખુરશીમાં ખોટી રીતે બેસી ગયો છું ?

**પ્રશ્નકર્તા :** દાદા, ખબર તો પડે જ છે.

**દાદાશ્રી :** હજુ ખબર પડે છે ત્યાં સુધી એ ફેરફાર થવાની આશા. એ ખબર જ ના પડે, તેનો ઉપાય શો પછી ? અત્યારે તો તમે વાતો કરો એ મને સંભળાય નહીં, તો પછી મારે શું એમાં લેવાદેવા ? મને શું ફાયદો ?

તે આપણે રિલેટીવ ઉપર બેસીએ, તે તરત ખબર ના પડે કે શૉક લાગે ? એટલે ઊઠીને ત્યાં પેલી શુદ્ધાત્માની ખુરશી ઉપર બેસી જવું. માટે સ્વભાવને ઓળખો. શૉક લાગે ત્યાં જ બેસીએ પછી બૂમાબૂમ કરીએ. 'દાદા, મને મહીં થાય છે...' 'અલ્યા મૂઆ ! તું ઊઠને અહીંથી. ત્યાં તારી ખુરશી ઉપર બેસને ! તને રિલેટિવ ને રિયલના ભાગ પાડી આપ્યા કે આ તારી ખુરશી ને આ પેલાની ખુરશી.

**પ્રશ્નકર્તા :** રિલેટિવ ખુરશી ઉપર એટલો મજબૂત શોક લાગતો નથી એટલે ખબર નથી પડતી. એમાં બેસી જ રહેવાય છે ત્યાં.

**દાદાશ્રી :** હા. પણ એ મીઠું લાગે, ગળ્યું લાગે, પણ જીભે કપાતી હોય જરા. એટલે તલવારની ધાર ઉપર મધ મૂક્યું હોયને, તે ગળ્યું લાગે ને જીભ કપાતી હોય. વચ્ચે લ્હાય બળતી હોય, બેઉ સાથે ચાલતું હોય !

**પ્રશ્નકર્તા :** દાદા, રિલેટિવ ખુરશીમાં આંચકો લાગે છે ત્યારે એકદમ ઊઠી જવાતું કોઈવાર ને દાદા યાદ આવી જાય.

**દાદાશ્રી :** હા, પણ એવું થઈ જાય છેને એટલું થોડુંઘણું ઊઠ્યાને ! ઊઠવાનો ભાવ તો થયોને ! પણ આ જે સ્વભાવને ઓળખે, તે તરત ઊઠી જાય કે આ ન્હોય, આ ન્હોય, આ ભૂલ્યો. જેમ આપણે હાથ અડાડીએ પેલા ઈલેક્ટ્રીકના વાયરને અને શૉક લાગતો હોય તો પછી આપણે શું કહીએ કે જોજે, ત્યાં અડીશ નહીં. એવું આનેય ચેતવતા જવું, બિવેર. તે પેલા ચારસો વોલ્ટવાળામાં તો મરણ થાય પણ આ તો અનંત અવતારનું મરણ થાય, બળ્યું ! એટલે મોટું બોર્ડ મારી રાખો. આત્મા પ્રાપ્ત થયો હોય તો, નહીં તો બહાર તો કોઈને કશું કહેવાય એવું નથી. તમને રિલેટિવ ને રિયલ ખુરશી બેઉ ખબર પડી ગઈ છે એટલે કહેવાય. બહાર વાત કરીએ તો એમાં ભલીવાર નથી !

## પર સીટમાં લાગે મીઠાશ, પણ....

**પ્રશ્નકર્તા :** એટલે પેલી પોતાપણાની સીટ ઉપર જતા નથી રહેવાનું, એ નિરંતર એ જ જાગૃતિ રહ્યા કરવી જોઈએ ?

**દાદાશ્રી :** ગોદા મહીં લાગે છે, શૉક લાગે છે તોય પણ ત્યાં જ બેસી રહે છે. ઈલેક્ટ્રિક શૉક લાગે તો તમે ખેંચી લો ?

**પ્રશ્નકર્તા :** ખેંચી જ લે છે.

**દાદાશ્રી :** એ કેમ કર્યું ? ત્યારે કહે, શૉક લાગે છે. એવું આ ખુરશીમાં શૉક લાગ્યો. કમ ટુ ધી ઈઝી. ખબર પડે કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** શોક લાગે છે. ત્યાંથી તો તરત પાછો ખસે, પણ હવે મીઠાશ ઊભી થાય ત્યાં સીટ ડાઉન થઈ જાય. પણ પારકી સીટ એટલે મીઠાશ પણ લાગે અથવા શૉક લાગે એવું પણ બને છે.

**દાદાશ્રી :** મીઠાશ લાગે, પણ શોક તો લાગ્યા વગર રહે જ નહીં. મીઠાશ હોય તોય શોક લાગે. ઊલટું પુરુષોને તો શૉક લાગે જ, સ્ત્રીઓને ના લાગે. સ્ત્રીઓ મીઠાશ હોય ત્યાં બેસી રહે. એને શોકની અસર ના ઉદ્‌ભવે. ઈફેક્ટ ખબર ના પડે.

**પ્રશ્નકર્તા :** નહીં તો એ શૉકવાળું જ છે આખું.

**દાદાશ્રી :** એ ય શૉકવાળું છે અને એ ય શૉકવાળું છે. પેલું શૉક પુરુષોને અમુક બાબતમાં લાગે, અમુક લોકોને સ્ત્રી જેવો ઓછો હોય તેને ! અને સ્ત્રીના જેવા રંગ-રાગ હોયને તો એનેય ના ખબર પડે.

ઉપાધિ જ છે, અમને તો સેકન્ડવાર સહન થતું નહોતું જ્ઞાન થતાં પહેલાં. પોતાપણું તે દહાડે જ નીકળી ગયું, જ્ઞાન થતાંની સાથે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થયા પછી બધું પોતાપણું ઊડાડી દીધું.

**દાદાશ્રી :** ઊડાડાય નહીંને ? હું શું કરવા ઊડાડું ? એની મેળે જ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તમે પોતાની સીટમાં બેસી ગયા એટલે પેલું બધું એની મેળે ઊડી ગયું.

**દાદાશ્રી :** હું બેઠો જ નથી. એ તો જરા આરામ કરવા ગયો હતો. તે જોડેવાળાને કહ્યું'તું, ચોવિયારના વાસણ ધોઈ આવ. ગાડીમાં ચોવિયાર કરી લીધો હતો. એ તો એની મેળે જ થઈ ગયું. મને લોકો પૂછે, શી રીતે ? મેં કહ્યું, આ ગણિત છે કંઈ, આ બધું ! ધીસ ઈઝ બટ નેચરલ. આ ઈફેક્ટ છે, ન્હોય કૉઝ !

**પ્રશ્નકર્તા :** આપ કહો છોને, જ્ઞાન થતાં પહેલાં જ મારે પોતાપણું જરાય સહન ન્હોતું થતું, એ સીટ...

**દાદાશ્રી :** જ્ઞાન થયું ને એ ઊડી ગયું. પોતાપણું જ સહન થતું ન્હોતું એક સેકન્ડેય. સુખ હોય કે દુઃખ હોય, એ બળ્યું, કડવું ઝેર જેવું લાગે. હીરાબા ય એકલાં જાણે કે આમને બધું કડવું જ લાગે.

**પ્રશ્નકર્તા :** પોતાની સીટ જડી ગઈ એટલે પેલી બળતરા પછી બંધ થઈ ગઈ એની.

**દાદાશ્રી :** મારું તો એમ ને એમ ઊડી ગયેલું. ખોડ કાઢવી જ નહીં પડીને કશી. લોકો પૂછે દાદા, કેવી રીતે આ બધું થયું તમારે ? ત્યારે આ ગણિત જેવું લાગે છે કંઈ તને ? એ સીધા જ મહીં પેસાડી દે. અક્રમ વિજ્ઞાન થકી, ક્રમ-બ્રમ નહીં. થશેને હવે ?

પોતાની સીટ થઈ ક્યારે કહેવાય કે પાંચ આજ્ઞા પાળો ત્યારે, એક્ઝેક્ટ.

**પ્રશ્નકર્તા :** એ પાળે ત્યારે પોતાની સીટ પર આવ્યા કહેવાય.

**દાદાશ્રી :** એ આ આજ્ઞા એ જ પોતાની સીટ છે ને આજ્ઞાની બહાર ગયા કે બીજી પેલી સીટ ઉપર બેસી જાય. આ ઈઝી અને પેલી અનઈઝી ! સહેજ અનઈઝીમાં જાવ કે શોક લાગ્યો. અહીં શોક લાગે તરત, ખેંચી લે. અહીં શૉક એને સમજાતો નથી. અત્યાર સુધી શોક લાગવાની ટેવ પડી ગયેલીને ! શેની ટેવ પડેલી છે ?

**પ્રશ્નકર્તા :** એ શૉક એ જ વસ્તુ કરેક્ટ માનેલી.

**દાદાશ્રી :** તે આ તો સુંવાળો બહુને, સહેજ દુઃખ થાય તો સહન ના થાય. એ મેં કહ્યુંને, ત્યારે તરત ઊઠી જવા માંડ્યો. મારી ગેરહાજરી એનાથી સહન થતી ન્હોતી. એટલે પછી આ કહ્યું કે આમાં રહેજે. પછી આમાં રહેવા માંડ્યો.

**પ્રશ્નકર્તા :** પોતે પોતાની સીટ પર ના આવે, તો ત્યાં સુધી પેલી પારકી સીટ ઉપર ત્યાં છેને ? એવું ખરુંને ?

**દાદાશ્રી :** એ ખોળવું જ નહીં, એની મેળે ત્યાં જ હોય. એ તો કુદરત જ બેસાડી દેને ! તારે ખોળવાનું નહીં. ન છૂટકે તો બેસાડી દે, તો બેસવું.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાંથી પોતે ઊઠીને પોતાની સીટ પર બેસવું.

**દાદાશ્રી :** આ પુરુષાર્થ ને પેલું વ્યવસ્થિત. નિશ્ચય જોઈશે અને પેલું

વ્યવહાર તો છે જ, વ્યવસ્થિતમાં. અને તે વ્યવહાર-નિશ્ચયના જેને ભેદ પાડ્યા નથી, તેને માટે આ વ્યવહાર ને આ નિશ્ચય. આપણા માટે વ્યવહાર-નિશ્ચય નથી. આપણા માટે એકલું નિશ્ચય જ છે. જે ગામ જવાનું તેની જ ભાંજગડ, બીજી શી આપણને ભાંજગડ ? અને તું શું કહું છું કે વ્યવહાર સાચવવો જ પડશેને ?

**પ્રશ્નકર્તા :** ના, એ સાચવવાનું નહીં, પણ એ વ્યવહાર એની મેળે બની જ જવાનોને ત્યાં.

**દાદાશ્રી :** એ થયા જ કરવાનું. હમણાં ના ગમતો હોય તોય થયા કરવાનો, કૉઝ કર્યા છે એટલે ઈફેક્ટ આવ્યા વગર રહેશે ? પરીક્ષા આપી છે, એ પાસ કે નાપાસનું રિઝલ્ટ તો આવશે જ ને !? છૂટકો છે ?

**પ્રશ્નકર્તા :** એટલે પોતે પેલી સીટ ઉપરથી ખસી ગયા, પછી પણ પેલો વ્યવહાર તો બન્યા જ કરે છે પેલી બાજુ.

**દાદાશ્રી :** પછી બન્યા કરે. તમે ખસી જાવ એટલી જ વાર. ઊલટું નથી ખસતો તેથી બગડ્યો છે.

**પ્રશ્નકર્તા :** એટલે એક ખુરશી ત્યાં છે અને એક ખુરશી અહીં એવું હોય છે એમ ? આ ખુરશીમાં બેસું તો પેલી ખુરશી ખાલી રહીને એક જગ્યાએ એવું હોય છે એમ ?

**દાદાશ્રી :** પેલી તો રહેવાની જ. આપણે છૂટકો જ નહીં, કુદરત બેસાડે ત્યાં, આપણી ઈચ્છા ના હોય તોય.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાંથી ઊઠવાનો એ પુરુષાર્થ કરવાનો છે.

**દાદાશ્રી :** હા, આનંદ થવાનો હોય તો બેસાડે અગર દુઃખ થવાનું હોય તોય બેસાડે, વ્યવસ્થિતમાં. એટલે આપણે તો એ સીટને અડ્યું કે ત્યાં સમજી જવું, આ ન્હોય મારી સીટ, કિંચિત્‌માત્ર અન્‌ઈઝી ના હોય. ઈઝી ! હું શું કહેવા માંગુ છું તે વાત સમજાય છેને ?

## જ્ઞાન સમજાયું તે જુદો ને પોતે જુદો !

**પ્રશ્નકર્તા :** ઘણું સારું લાગ્યું, દાદા.

**દાદાશ્રી :** કે ગૂંચવાડો કોઈ જગ્યાએ ઊભો થયો ?

**પ્રશ્નકર્તા :** જરાય નહીં. ચોખ્ખું થયું.

**દાદાશ્રી :** ઊલટો ગૂંચવાડો હતો તે ચોખ્ખો થયો, નહીં ? તે એનો ખ્યાલ રાખજો હવે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ખ્યાલ રાખજો. સાંભળનારો જુદો, ખ્યાલ નહીં રાખનારો જુદો ને તમે જુદા પાછા. એટલે આ અમે કહ્યું કે ખ્યાલ રાખજો. કારણ કે અમે જાણીએ આગળનું, આને કહેનાર કોણ છે તે ! અને તમારે એ ભાંજગડમાં પડવું જ ના પડે. તમે તો આ દાદાના કહ્યા પ્રમાણે ચાલો. ચંદુભાઈને તમારે કહેવું 'અમે' જોઈએ ને તમે દાદાના કહ્યા પ્રમાણે ચાલ્યા કરો. 'તમે ખ્યાલ રાખજો' કહો, એના કરતાં 'દાદાએ કહ્યું એવો ખ્યાલ રાખજો' કહીએ.

તમારે એ લોચા પડતું જ્ઞાન કાઢી નાખ્યું. પેલું તમે ચંદુભાઈને કહો કે 'ખ્યાલ રાખજો'. એટલે પાછો કહે કે એ કહેનાર કોણ અહીંયાં ? એવો પ્રશ્ન ઊભો થાયને ?

પછી મહીં પૂછેને કે કોણ આ કહે છે ? તમે કહો, હું કહું છું. પણ હું કોણ ? એટલે આ દાદા કહે છે એમાં વાંધો નહીં. દાદાના નામથી કાઢી નાખો. દાદાની જવાબદારી પર છે. પણ દાદા પોતે જવાબદારી સમજીને પોતે છૂટું કરીને જ બોલે છે. ના સમજાયું તમને પૂરું ? મને લાગે છે મારા કહેવાનો ભાવાર્થ નથી પહોંચ્યો ?

**પ્રશ્નકર્તા :** સમજાયું, દાદા.

**દાદાશ્રી :** ઠેઠ સુધી ? હસતાં નથીને તમે. સમજણ પડે એટલે હસે.

**પ્રશ્નકર્તા :** એટલે તમે કહો છોને, તે મહીં જોઉં છું. બરાબર સમજાયું કે ના સમજાયું એમ જોતો હતો.

**દાદાશ્રી :** સમજાયું ?

**પ્રશ્નકર્તા :** હંઅ. સમજાયું, દાદા.

**દાદાશ્રી :** એ સમજાયું તેય જુદો અને તમે જુદા.

**પ્રશ્નકર્તા :** હા, એનેય જોવાનું છે. સમજાયું તેય આપણે ન્હોય, દાદા.

**દાદાશ્રી :** આ બધું એને ફૂલસ્ટોપ માનીને બેસો, શું થાય એનું ?

**પ્રશ્નકર્તા :** બહુ માર પડે, દાદા.

**દાદાશ્રી :** આ બધાંને જોનાર તું છું.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધું જ સરવાળે માઈનસ કરવાનું, 'આ હું ન્હોય, હું ન્હોય, હું ન્હોય' એટલે પછી મેં એવું બેલેન્સ રાખ્યું છે કે એટલે 'આ સીટ મારી ન્હોય' કહીને એ ખસી ગયા, પણ પછી તરત આપણી સીટ જે જાણનારની છે તે સીટમાં બેસી જવાનું. એટલે એક તરફી સાયકોલોજી ના થાય.

**દાદાશ્રી :** તો તે ઘડીએ આનંદ રહેતો હોય તો જાણવું કે આપણે કરેક્ટ રસ્તે છીએ !

❖❖❖❖❖

# [૧.૬]

# પોતે પોતાને ઠપકો

## ઘરમાં તો એક જેવું જોઈએને ?!

જાગૃત થઈ ગયો આત્મા, એટલું જ જોઈએ આપણે. તારે જાગૃત થયો છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ચાલો ! હવે પહેલું તો ઘરમાં ક્લેશ-કંકાસ કશું રહેવું ના જોઈએ. કારણ કે તમે શુદ્ધાત્મા થઈ ગયા અને ચંદુભાઈ જુદા. ચંદુભાઈ છે તે વાઈફ જોડે કશુંક અકળાતા હોય ત્યારે ચંદુભાઈને કહીએ, 'શું કામ આમ કરો છો ! આખી જીંદગી આવું ને આવું કર્યું.' તમારે તમારી જાતને ઠપકો આપવાનો. સામસામી ઠપકો આપીએને તો ક્લેશ થાય અને તમારે ચંદુભાઈને કહેવું, ના ફાવે ? ચંદુભાઈને કહેવું, 'આમ શું કરવા કરો છો ? ઘરમાં તો એક ફેમિલિ આપણું !'

ખોટું થાય ત્યાં ઠપકો આપવો જોઈએ. ખભો થાબડીએ ને ઠપકો આપીએ. પાછો ખભો થાબડીએ ને કહીએ, 'અમે તારી જોડે છીએ'. એમ કરતું કરતું રાગે આવી જાય.

તમે જે કરો છો તે અઘરું છે, જ્યારે આ પદ્ધતિસર આવી જાવ તો સહેલું હોય છે બધું. આ તો ગૂંચવાડાવાળું કરો છો. એ તો બધું બહુ

વખત કર્યુ. અત્યારે રહેવા દોને એ ગૂંચવાડો. ગૂંચવાડો એ અઘરું કહેવાય.

વખતે બહુ હોય તો આપણે ઠપકો આપવો કે 'ચંદુભાઈ, કેમ આમ તોફાન માંડ્યા છે ? આ લક્ષણ સારા કહેવાય ? આમ શું કરો છો ?' પણ આપણા હાથમાં કશું સત્તા જ નથીને ? પણ આપણે છૂટા પડી ગયા. આપણે જ્ઞાતા-દ્રષ્ટા. પાડોશી તરીકે સલાહ આપીએ એટલું જ. માલિકી જ નહીંને ! માલિકી હોય તો જ જવાબદારી હોયને ? આ 'નો રિસ્પોન્સિબિલિટી'. ચંદુભાઈ જે જે કરે તેની રિસ્પોન્સિબિલિટી તમારી નહીં, એવી રીતે તો આ જ્ઞાન આપ્યું છે.

## ઠપકારો જાતને જોર જોરથી !

આ શુદ્ધાત્માનો ભાગ. પછી આ ચંદુભાઈના ભાગને ઓળખો ખરા કે ? કોણ આવ્યું એમાં ? તેમાં ફાઈલ નંબર વન, નહીં ? એ પછી ફાઈલ નંબર વનમાં શું શું માલ ભરેલો છે એ બધો ખબર પડે ખરો ?

**પ્રશ્નકર્તા :** ખબર પડે.

**દાદાશ્રી :** એમ ? તો એ માલ છે તે પુદ્ગલ પક્ષનો. એને જાઓ પા કલાક બહાર બેસીને કહો. 'ચંદુભાઈ, તું યુઝલેસ છે, નાલાયક છે, બદમાશ છે, હરામખોર છે, અહિત કરનાર છો.' જાવ, પા કલાક બધું બોલ બોલ કરો, મહીં આત્મા જુદો. અમારી આજ્ઞા છેને ! પણ કયા પક્ષને વઢો છો એ જાણવું જોઈએ, નહીં તો પાછું બીજા પક્ષને જ વઢી દેવાય.

તમે આનંદ માગ્યો. આ ઈચ્છા કરતાં ય વધારે આનંદ છે. જો પા કલાક કરો તો પા કલાક ને પચાસ મિનિટ કરો તો ઓલરાઈટ અને પાછા કાને સંભળાય એવું બોલવું પડે. ના હોય તો અગાશીમાં જઈને બોલો, જાવ.

## નિજદોષોની પ્રતીતિ થયે પ્રગતિ !

**પ્રશ્નકર્તા :** આપે જે બોલવાનું કહ્યું બધું, પણ મહીં મને પોતાને પ્રતીતિ થવી જોઈએને કે 'હું બદમાશ છું' એમ ? આપે એક કલાક બોલવાનું કહ્યું, પણ એ જે જ્યાં સુધી પ્રતીતિ ના થાય એ મિકેનિકલ બોલવાનો અર્થ ખરો, દાદા ?

**દાદાશ્રી :** પ્રતીતિ જ નથી થઈ ?

**પ્રશ્નકર્તા :** મને એવું લાગે 'હું સારો છું' એમ.

**દાદાશ્રી :** ના, પણ લોકો પાછળ શું કહે, આ માણસ... ?

**પ્રશ્નકર્તા :** બદમાશ ના કહે, નાલાયક ના કહે.

**દાદાશ્રી :** તો ભગવાન કહે ?!

**પ્રશ્નકર્તા :** ના, ભગવાને ય ના કહે.

**દાદાશ્રી :** ત્યારે શું કહે ? ભગવાન ના કહે, બદમાશ ના કહે, તો શું કહે ? જેને જે ફાવે એ ડિગ્રી ના આપે લોકો ?

**પ્રશ્નકર્તા :** ના આપે. લોકો જાણેને કે બદમાશી કે નાલાયકી કરતાં નથી.

**દાદાશ્રી :** લોકોને કશું જાણવાની પડેલી જ ના હોયને ! આ બધાં બેઠાં છેને તું કહે કે ચાલો, બહાર જાવ ને તું અંદર બેસી રહું. એટલે શું કહે ? 'નાલાયક, બદમાશ માણસ છે' કહેશે આ. તને ખબર જ નથી, દુનિયા શું કહે છે ? મને તો આ બધાં શું કહેશે, તરત સમજાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આવું ખબર પડેને પછી કરવાની જરા મઝા આવે. નહીં તો પેલું મિકેનિકલ બોલી જઉં, એમાં પછી એટલો ઉકેલ ના આવે.

**દાદાશ્રી :** એ તો બરોબર છે. એ તારી વાત ખરી છે એ, પણ અમારી પાસે તો વાત હઉ આવે કે લોકો આવું બોલે છે. કારણ કે લોકોને જે ફાવે એવો અભિપ્રાય આપેને ! એ કંઈ ઓછું કંઈ કાયદેસર લખેલું છે કે ભઈ, આમ જ અભિપ્રાય આપજો.

અરે, મારે માટે હઉ અભિપ્રાય આપેને, સંસારમાં મિનિટ છું નહીં, તોય અભિપ્રાય આપેને કે 'નંગોડ મૂઆ છે' કહેશે. તે હું જાણુંય ખરો કે આવું કહે છે. એટલે મેંય કહેલું અંબાલાલને, કે તમે નંગોડ તો મૂઆ છો. લોક કહે છે, એ ના કહેવું પડે એમને ?

**પ્રશ્નકર્તા :** કહેવું પડે, લોક કહે એ કહેવું પડે.

**દાદાશ્રી :** હંઅ. ત્યાર પછી એટલે અમે તને આ શીખવાડીએ. અમારા શબ્દ ઉપરેય વિશ્વાસ રાખીને કરતો હોય તોય વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** ના, દાદા. એ તો મેં કહ્યું કે આપના શબ્દ ઉપર વિશ્વાસ છે એ પ્રમાણે કરું પણ પેલી પ્રતિતી થઈ હોયને તો એ બહુ ફેર પડેને ?

**દાદાશ્રી :** હા, એ વાત મને ગમી. પણ હવે તને લાગે છેને કે નંગોડ છું ?

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું એટલે સમજાયું.

**દાદાશ્રી :** હંઅ. અમે હઉ 'નાલાયક છું, નફ્ફટ છું, બદમાશ છું' આમ તેમ એ કહીએને બધું. તો નફ્ફટાઈ જાય, બદમાશી જાય. નહીં તો જાય કે ? દૂધ પાઈને સાપ ઉછેર્યાં ને હવે મૂઆ અમારી સામો થઉં છું ? હંઅ એટલું તો ના કહેવું પડે ? દાંત પાડી ના નાખવા જોઈએ ?

**પ્રશ્નકર્તા :** મારીયે નંખાય.

**દાદાશ્રી :** પછી એનું ઝેર કાઢી એને રાખી મેલવાના. દાંત તો કાઢી નાખવા પડે. કારણ કે પોતાનું ય અહિત કરે ને આપણું ય અહિત કરે. બન્નેનું અહિત કરે. પછી મારી નાખવાનું નહીં આપણે. કારણ કે એનો નિકાલ કરવાનો. આપણે જ ઊભું કરેલું છેને આ. માટે તેનો સમભાવે નિકાલ કરવાનો છે, પણ પહેલાં દાંત પાડી નાખવા પડે. પછી દૂધ પાઈએ તો એને ઝેર આવવાનું જ નહીં ત્યાં.

હવે પ્રતીતિ થઈ ? થયું ત્યારે, જા ત્યારે કલાક કરી આવ. અને ચંદુભાઈને સારું સંભળાય એવું બોલજે. બધા સાંભળે મહીં અંદરવાળા અને પહેલેથી કહેવું કે 'પુદ્ગલપક્ષી, વિરોધપક્ષી, પુદ્ગલપક્ષી એટલે વિરોધપક્ષી, હે અહંકાર, હે મન, હે બુદ્ધિ, હે ચિત્ત બધાં સાંભળો, હે પાંચ ઈન્દ્રિયો, કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો અને અગિયારમું મન બધાં સાંભળો. હે લબાડો, હે નંગોડો, હે બદમાશો બધાં સાંભળો. પછી આ બધો આખો પુદ્ગલપક્ષને વગોવી મારવાનો. તમે જ આ અમારું અહિત કર્યું.' જલ્દી જાવ, સરસ ઉપાય નીકળી ગયો. પુણ્યશાળી છું, મહાપુણ્યશાળી છું ! એ તો ઉત્તમમાં ઉત્તમ દવા. હમણાં પેલો કલાક કરી આવશે ને બહુ ઉત્તમ દવા.

અમે તો એટલે સુધી બોલતા, 'નાલાયક, બદમાશ, ઘર ખાલી કરીને નીકળ. ચલ !' પછી ઘર ખાલી કરાવીએ નહીં. એ કહે કે, 'ભઈસા'બ તમારે તાબે !' ત્યારે કહીએ, 'રહે બા.' આપણે હિંસક નથી. અહિંસક-હિંસક છીએ. એનું ય નુકસાન ના કરે ને આપણું નુકસાન ના કરે !

હવે બોલીશને ? 'આપી દઈશ બરોબર. તું તો કંઈ સમજતો હશે પણ ! કંઈ બીજો ન્યાયાધીશ કોઈ બોલે નહીં. સહુ સહુના પગાર પૂરતા જ ન્યાયાધીશ છે. વકીલાત પૂરતાં જ બોલે છે. કોણ આવું ચોખ્ખું બોલે ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના બોલે.

**દાદાશ્રી :** શાસ્ત્રકારો એટલે અનુભવીઓ, શાસ્ત્રકારોએ શું કહ્યું ? જીવમાત્ર જીવવા હારુ ઝેર પીવે છે. જીવવું છે વધારે અને પીવે છે ઝેર. એને શી રીતે સમજણ પડે ? પીધેલું કોઈ દહાડો એ ?

**પ્રશ્નકર્તા :** એ જ પીતા હતા. ખરાબ કામ કરીએ ને ઉપરથી અભિમાન કરીએ પાછાં.

**દાદાશ્રી :** હવે બધાં ખરાબ કામને સંભારીને હંઅ, રિપેર કરી આવ. 'આવાં જ કર્મ તેં કર્યા છે હજુ મને ખબર છે' એમ કહીએ. 'તમે શા કર્મ કરવામાં બાકી રાખ્યા છે ?' તે મને કહો.

**પ્રશ્નકર્તા :** એ પણ દાદા, એ પંદર-વીસ મિનિટને બદલે એક કલાક ને હવે તો ચાર-ચાર, છ-છ કલાક થતા હોય, તેમાં બહુ આનંદ રહે છે. બધુંય એકદમ સાફ થતું જાય છે.

**દાદાશ્રી :** હા, પણ આવું આ હું તમને દેખાડું પણ કરો તો ને ?

**પ્રશ્નકર્તા :** કરવાના, દાદા.

**દાદાશ્રી :** કહેવું, 'તમે ઊંધું કરવામાં શું બાકી રાખ્યું છે ? આ દુનિયા તો સારી છે કે હજુ તમને સારા કહે છે, એ જ સારી છે.' ઢાંક્યું હોય ત્યાં સુધી સારા કહે. ઢાંક ઢાંક કરીએ, એમાં દહાડો શું વળે ? એના કરતાં ઉઘાડું કરી નાખોને ! દેખ લેંગે. ઢાંકીને આબરૂ રાખે, એને શું

કરવાનું છે ? આબરૂ તો એનું નામ કપડાં નીકળી જાય ને આબરૂ રહે ત્યારે સાચું. આ દાદાના કપડાં કો'કે રસ્તામાં કાઢી લીધાં તો શું કરે ?

**પ્રશ્નકર્તા :** કશું ના કરે, દાદાને શું કરવાનું !

**દાદાશ્રી :** ના. ભગતો હોય તો દર્શન કર કર કરે અને બીજાં હસે. ત્યારે હુંય હસુંને ! કારણ કે જેને તમે નાગા જુઓ છો, તેને હુંય જોઉં છું. મનેય હસવું તો આવેને બળ્યું કે 'શા વેષ તમારાં !! જુઓને, ચપટી આબરૂ રાખવાના કપડા હતાં તેય કાઢી લીધાં તમારા'.

## ઠપકા સામાયિકનું અદ્ભુત પરિણામ !

એક ભઈ આવીને કહે છે મને, 'મારાથી એવું ખોટું કાર્ય થઈ ગયું છે તે ભૂલાતું ય નથી.' હવે જ્ઞાન લીધેલો માણસ, ભૂલાતું નથી ને મહીં કૈડ્યા કરે છે ! આ કઈ જાતનું ?? મેં જ્ઞાન આપ્યું છે ને તોય તને આવું બધું થાય. ત્યારે કહે, 'મને આવું થાય છે. હકીકતમાં જે થાય છે એ કહું છું.' મેં કહ્યું, 'અગાશીમાં જઈને તારી ફાઈલ નંબર વનને કહેજે.' ત્યારે કહે, 'શું કહેવાનું ?' 'અલ્યા, તમે નાલાયક છો, બદમાશ છો, લુચ્ચા છો, ચોર છો. સારું કરીને ઠપકો આપજે, અડધો કલાક. જેણે ગુનો કર્યો તેને ઠપકારવા. તું ઠપકાર, જો ના મટે તો પછી મારી જવાબદારી.' મટી ગયું ! એક જ ફેરામાં મટી ગયું.

પાંસરો ના થાય તો ટૈડકાવજે. એવું એને કહેલું એટલે પછી એ તો એણે અગાશીમાં જઈને શું કર્યું ? બીજી વ્યક્તિને જેમ ખખડાવે તેમ એટલું તો ખખડાવ્યો, પણ એથીય વધારે ખખડાવ્યો. તે ફાઈલ રડે અને એ જુએ. ખૂબ રડે. પોકે પોકે રડે ને પેલો એ જોયા કરે. એટલે લોક નીચેથી જતા-આવતા હોય તે કહે છે, 'અલ્યા, કોણ લઢંલઢા કરે છે ?! અરે, કોણ વઢે છે આને ?' પછી ડાહ્યો થઈ ગયો !

**પ્રશ્નકર્તા :** હવે ઠપકો આપું છું, કર્યા પછી પણ ને કર્યા પહેલાં પણ ખ્યાલ આવી જાય. એટલે એમ થાય કે 'ચંદુભાઈને આ વસ્તુ ના શોભે.' પણ થઈ જાય.

**દાદાશ્રી :** થઈ જાય એ તો બીજું પડ છે. એવાં તો હજાર પડ આવે ને કોઈને બે જ પડ હોય પણ તમારે ઠપકો આપવાનો. તમે ઠપકો આપો એટલે તમે છૂટા ને એ છૂટા. એનો અનુભવ થયો તમને. અને ઠપકો આપવો જ જોઈએ આપણે. અને એ પડ તો આવ્યા જ કરવાનાં. છે તો આવે ને ! ને ના હોય તો શી રીતે આવે ? એટલે જેટલું ચીકણું એટલાં પડ વધારે. એટલે એ ઠપકો આપવાનો કે 'આવું શું કરો છો ?' આપણે શુદ્ધાત્મા, ચંદુભાઈને કહીએ, 'એટલો બધો શો તમારો રોફ પડી ગયો, તે આટલી બધી રીસ ચઢાવો છો ?' આપણે ચંદુભાઈને વઢીએ ઊલટા. આપણે શુદ્ધાત્મા, આપણે શું લેવા-દેવા ?

આ પેલો ભાઈ વઢ્યો હતો, ને રડતો હતો બિચારો. તો ય એ શું કહે છે કે 'હવે તું રડીશ તો ય હું તારાથી કન્વિન્સ નહીં થઉં. તને નહીં છોડું હું.' એ પછી એના દોષો જતા રહ્યા. રડવું આવે એટલો બધો દબડાવ્યો ! એ તો બે શબ્દો કહેવા પડે.

**પ્રશ્નકર્તા :** પોતે ધ્યાન ના આપે એટલે એમ જ ચાલે પછી.

**દાદાશ્રી :** ધ્યાન નહીં, આપણે મનનું ચાલવા દઈએ એટલે પેલું ઊંધું ચાલ્યા કરે. એટલે બીજું કોઈ વઢે એ ના ચાલે, તારે જ તારી ફાઈલ નંબર વનને વઢવું પડે. આ તો વઢવાનો માર્ગ જ નહીં ને, અમે વઢીએ જ નહીંને આવું ! અમે ક્યાં વઢીએ ? અને કોને વઢીએ અમે ? તમે તો શુદ્ધાત્મા છો, તમને તો અમારે વઢાય નહીં. એટલે તમારે ચંદુભાઈને વઢવું પડે, તો અમારે વઢવું પડે નહીં.

**પ્રશ્નકર્તા :** એ વઢવાનું કેમ મન નહીં થતું હોય ? બીજો કોઈ ભૂલ કરે તો એને વઢી કાઢે બરોબર.

**દાદાશ્રી :** આ તો જાણતા નથી ને, જાણે તો વઢે. બીજાને કરતો દેખે એવું કરે. આ તો પેલો ભાઈ જે આંખો કાઢી કાઢીને કહેતો હતો ! એ રડી ઉઠ્યો.

**પ્રશ્નકર્તા :** એ વઢવાનો પ્રયોગ બહુ સુંદર છે.

**દાદાશ્રી :** એ તો બહુ નહીં વઢવું. એ તો અમને પૂછીને વઢવું જોઈએ. બીજા બધાને વઢવાની જરૂર ના પડે. આના જેવાને જરૂર પડે. આની ઇચ્છા દ્રઢ છેને ! એટલે બધાની આરપાર નીકળી જાય એવો છે. આ બધા ય નીકળી જાય, રસ્તો જડી જાય.

ટૈડકાવનાર ટૈડકાવ્યા કરે છે ને રડનાર રડ્યા કરે છે. મોટી અજાયબીને !! પછી મેં બીજા લોકોને કહેલું કે આવું ટૈડકાવશો નહીં. મને પૂછ્યા સિવાય કોઈ ટૈડકાવવા ના જશો. અમે આજ્ઞા આપીએ તો જ એ કરવાનું. કારણ કે જોખમ છે આ તો. પાંસઠ વર્ષના આ વકીલ થયેલા માણસ, એને ટૈડકાવતાં શું શું દાવો માંડી દે એ કહેવાય નહીંને ?

**પ્રશ્નકર્તા :** દાદા, અત્યારે એ ભાઈ આવ્યા'તાને એ કહેતાં'તા કે ફાઈલ નંબર એક એટલી બધી ભડકી ગઈ છે ને કે હવે આડું કરતી જ નથી.

**દાદાશ્રી :** હા, એ ભડકી જાયને ! એને ટૈડકાવનાર કોઈ મળ્યું જ નથી અને જે ટૈડકાવે તેની પર દાવા માંડે છે, ક્લેઇમ કરે છે. જ્ઞાની પુરુષ જો જબરજસ્ત ટૈડકાવેને તો અહીંથી જ એનું હિતેય છોડીને જતો રહે. માટે એ આપણે પોતે જ ટૈડકાવીએ, તો ક્યાં જતાં રહે એ ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ બધાં મોટા માણસોનું આવું જ હોય છે. એને કોઈ ટૈડકાવનારું નહીં, કોઈ કહેનાર નહીં.

**દાદાશ્રી :** કોઈ કહેનાર ના હોય. વાત ખરી છે. એટલે કહેનાર જોઈએ માથે. પણ એણે તો જે વઢ્યો છે, એ તો બધાં સજ્જડ થઈ ગયા અને ફાઈલ રડી ત્યારે કહે છે, 'રડીને ત્રાગાં કરું છું ? તું શું સમજું છું ?' તે જાણે આત્મા સાવ જુદો જ પડી ગયેલો. હવે આવો પ્રયોગ તો બીજી જગ્યાએ હોય નહીં. આવો પ્રયોગ બીજી જગ્યાએ હોય ? ધોલો હઉ મારી બેસે ! આમ પોતાના ગાલ પર ધોલો ઠોકી દીધી !!

**પ્રશ્નકર્તા :** દાદા, ચંદુલાલને અરીસા સામે રાખીને બરાબર મારવા જોઈએ, તો આને બરાબર ખબર પડે.

**દાદાશ્રી :** ના, એ બધું તમારાં માટે. આ બધા માટે તો આવું સ્થૂળ જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, જરૂર પડે, આવી ઘણી વખત જરૂર પડે.

**દાદાશ્રી :** બરોબર છે. પણ ખૂબ રાગે પાડી દીધી. ફાઈલ રાગે પાડી દીધી. ગાંઠતી જ નહોતી. મને કહે, 'દાદા, ફાઈલ એક ગાંઠતી નથી.' મેં કહ્યું, 'ના શું ગાંઠે ? જા, મારું નામ દઈને માર. ટૈડકાવ બરોબર.' દાદાના કહ્યા પ્રમાણે ચાલવાનું છે. 'તું કોણ મૂઓ છું ? હવે તો તને બધું રાગે પાડી દઉં.' ખૂબ ટૈડકાવ્યો.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું કંઈ કરવું હોય તો પહેલાં તમારી પાસે આવીને કરવું તો બરાબર એનો ફાયદો, લાભ થાય ખરુંને ?

**દાદાશ્રી :** એ આશીર્વાદ આપીએને પછી તમારે શું ? કારણ કે હું આશીર્વાદ આપુંને, તે આત્મા એકલો જ હોય. એટલે પ્રજ્ઞાશક્તિ એકલી જ કામ કરે. નહીં તો બીજું મહીં જોડે જોડે કોઈ ચોંટી ગયું હોય તો વેષ થઈ પડે.

વઢો ત્યારે વિરોધપક્ષવાળા જુદા પડી જાય. આ તો વિરોધપક્ષની પાટલી ઉપર બેસવું છે અને સરકારને વગોવવી છે. વિરોધપક્ષની પાટલીએ બેસે એ પૂર્વકર્મના આધારે. પણ વિરોધપક્ષના અભિપ્રાયમાં રહેવું કે ના રહેવું એ આજનો પુરુષાર્થ છે. એટલે આપણે સરકારને(આત્માને) જ અભિપ્રાય આપવો જોઈએ. વિરોધપક્ષમાં બેસીને પણ સરકારને મત આપે ત્યારે જાણવું કે હવે આત્માભણી વળ્યો. આત્મપક્ષના રહો. ભલે બેઠા છો સામા પક્ષમાં. તે પૂર્વકર્મને આધીન છે.

કહેનાર કોણ છે ? કોને કહે છે ? એ જે જાણે છે તે શુદ્ધાત્મા સંપૂર્ણ છે. કહે છે કોણ ? એ પ્રજ્ઞા સમિતિ. કોને કહે છે ? અજ્ઞા સમિતિને. અજ્ઞા સમિતિમાં અહંકાર, ક્રોધ-માન-માયા-લોભ. એ સમિતિ જુદી. આ સમિતિ જુદી. એક કલાક ગુંઠાણું આવું ચંદુભાઈને ઠપકો આપે, તો બોલો, એની શક્તિ કેટલી વધી જાય !!

## આમ ટૈડકાવો જાતને !

બીજાને કરવાની ના પાડેલી મેં. અમે આજ્ઞા આપીએ તેને જ

કરવાનું આ. બીજાએ નહીં કરવાનું. શીખવાનું નહીં આ. અમે તો જેને આજ્ઞા આપીએ, જેના કર્મ બહુ ચીકણા અને ભારે હોય ત્યારે એને કહીએ. બીજા બધાંને ના હોય આ તો, તમારે તો જોવાનું. ફક્ત કો'ક દહાડો એકાદ શબ્દ હજુ ટૈડકાવાય. 'ચંદુલાલ શું સમજો છો ?' 'ચંદુલાલ શું સમજે છે તારા મનમાં ? આજે સાંજે જમવાનું નહીં મળે તમને, જો આ બહુ વાંકા ચાલશો તો' એવું કહેવાય આપણાથી.

આ ઉપાય અમે બતાવ્યા. પણ અમે બીજા લોકોને ઉપાય કરવાની ના કહીએ છીએ. અમને પૂછ્યા સિવાય ના કરશો. એ અમે તમને આશીર્વાદ આપીને મોકલીએ તો કરાય. નહીં તો વળી કંઈ ઊંધું થઈ જશે. આ ઉપાય અમે બીજાને કરવાનો ના કહીએ. એ તો એનું ખાતું વસમું હતું એટલે એ કરે.

## જાતને વઢવાની ખપે તાકાત !

તમે કશું તમારી ફાઈલ નંબર વનને કહ્યું ? એકાંતમાં વઢ્યા કે ?

**પ્રશ્નકર્તા :** હજી નથી કર્યું.

**દાદાશ્રી :** તો કરોને હવે, કંઈક કરોને !

**પ્રશ્નકર્તા :** આજે હું વિચાર કરીશ.

**દાદાશ્રી :** આ વિચાર કરવાનો ? વિચાર કરે છે તે ફાઈલ નંબર વન કરે છે. તમારામાં વિચાર શક્તિ છે નહીં.

**પ્રશ્નકર્તા :** વઢવાની તાકાત આવવી જોઈએને એવી !

**દાદાશ્રી :** તાકાત કેમ ના આવે તે ! મેં કહ્યું હોય કે આ તમે હવે મરચાંની ચટણી ખાશો નહીં અને મરચાંનું શાક ના ખાવ તો તમને તાકાત ના આવે ?

**પ્રશ્નકર્તા :** તમે ના પાડો તો ના ખઉં !

**દાદાશ્રી :** તો એવી તાકાત હોય કે નહીં ? હું કહું એટલે તમારી તાકાત હોય જ ને ! હું કહું એટલે તાકાત આવી ગઈ.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહેતા'તા કે અગાશીમાં જઈને વઢવું. છેક એટલું લાંબે શા માટે જવું ? અહીંયા અરીસો હોય, એની સામે જોઈને જ વઢી શકાયને ?

**દાદાશ્રી :** ના, પણ અગાસીમાં જઈને કરેને તો એ શરમાય નહીં. નહીં તો અહીં શરમાયા કરશે. એને એવું છે ને, પાવર આત્મા તો છે જ ને મહીં. મિશ્રચેતન છે એ. હજુ એને આમ શરમાવાના, ડિપ્રેસ થઈ જવાના બધા ગુણ છે એનામાં.

એટલે આપણે પછી બધાંયની રૂબરૂમાં કહીએ તો આબરૂ જતી રહે એની અને ઉપર જઈને ધમકાવીએ તો એ જાણે કે કોઈ છે નહીં. તો છો ને કહે, આપણે ચાલો, ફરીશું. ફરે ખરાં પણ. ફરે ચોક્કસ. કારણ કે કોઈ કહેનારું મળ્યું નહોતું. કહેનાર હોય ત્યારે આપણે રક્ષા કરીએ પાછાં કે 'તું શું સમજું છું. અમે કંઈ જેવા તેવા છીએ !'

**પ્રશ્નકર્તા :** તો બધા સત્સંગીઓની હાજરીમાં કહેવું કે ના કહેવું ?

**દાદાશ્રી :** ના, બધાની સામે આપણે શું કરવા આબરૂ કાઢવી ? આપણે અગાશીમાં જઈને સીધું જ. 'શું તમે કેવા માણસ છો, આ તે કંઈ રીત છે ?' સમજી જરા ડફળાવીએ એટલે એય સમજી જાય કે હવે એ એમની જોડે રીતસરનું રહેવું પડશે, નહીં તો સાલું આ કાઢી મેલે. ક્યારે કાઢી મેલે એ કહેવાય નહીં ?

ચંદુભાઈને ટૈડકાવવા પડશે ? ઘરમાં કોઈ ના હોય તે ઘડીએ ટૈડકાવજો, હોં. પાછી ચંદુભાઈની આબરૂ ના જાય. વાઈફ ના હોય એ વખતે ટૈડકાવજો અને ખરા માણસ તો વાઈફની હાજરીમાં ટૈડકાવે, હોંકે ? જોઈ લો, મજા પછી. જુદા થયા એટલે તો થાય, ઉપાય છે આ બધા. જુદા ના હોય તો તો ઉપાય જ નહીંને ?

એડજસ્ટ થાય એવો લાગે છે તમને ? એનો નિવેડો લાવવો જોઈએ પછી. એકલા હોય ત્યારે ટૈડકાવવું. હું પછી બધાંની હાજરીમાં બોલું તે જુદું પાછું. હું તો નીરુબેનની હાજરી તોય બોલું. શું બોલું ?

'અંબાલાલભઈ કોન્ટ્રાક્ટર, તમે કેવાં માણસ છો ?! શું તમે માની બેઠા છો પોતાની જાતને ?' નીરુબેન કહે, 'તમે વાતો કરો છો ?' ત્યારે મેં કહ્યું, 'શું કરું ત્યારે ? બધી વાત કંઈ ખાનગીમાં ઓછી થાય છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, તમે નિર્ભેદીને એટલે. ભેદ વગરના એટલે તમે છૂટા પડીને બોલો.

**દાદાશ્રી :** છે જ છૂટું. મેં છૂટું જ કરી આપ્યું છે. તદ્દન છૂટું કર્યું. હવે તમે એનો ઉપયોગ ના કરો તો...

**પ્રશ્નકર્તા :** એ ઠપકો આપવા માટે અમારી તાકાત નથી હોતી.

**દાદાશ્રી :** ના, પણ ઠપકો આપોને, મારું નામ દઈને. દાદાએ કહ્યું છે. હવે ઠપકો આપવાના છીએ. જોશથી ઠપકારો. 'શું સમજે છે ? ખોટાં કામ કરે છે. પાછો મને શરમાવું છું, જોડે જોડે પાછો ઊલટો મારી આબરૂ બગાડે છે તું !'

હું તમને કહું છું, 'તમને અડ્યું નથી.' ત્યારે તમે કહો છો, 'ના મને અડ્યું.'

**પ્રશ્નકર્તા :** એટલો દેહાધ્યાસ રહે છે ને, એટલે ?

**દાદાશ્રી :** નહીં, પહેલાંનો દેહાધ્યાસ, એ આદત છે, એ આદત જલ્દી છૂટે નહીં, તે શું થાય પછી ? તે આદત છૂટે નહીં. એટલા સારુ અમે આ રીત કહીએ.

આ તો વિજ્ઞાન છે આખું. ગમે એવાં કર્મનાં ઉદય આવે તો સેકન્ડેય તમને કોઈ પણ કર્મ નડે નહીં. પણ મને પૂછી જાવ તો ચાલે. મને પૂછી જાવ કે હું ગૂંચાયો છું અહીં આગળ, તો હું તૈયાર જ છું. પણ તે એકલો એકલો દોઢ ડાહ્યો થયા કરે, તો હું શું કરું ?

તમે એની જોડે બેસી રહો અડીને, પણ વઢીએ એટલે એની મેળે થાય છૂટા. થોડું સમજાય એવી વાત છે કે ? હવે રોજ તમારે એવો ઠપકો ના આપવો, રડે એવું, પણ અમથા અમથા જરાક રોજ કહે કહે કરીએ,

જેમ સાસુએ કચકચ કરવા માંડી એટલે વહુ સમજી જાય કે આમની જોડે મેળ નહીં પડે આપણે. સાસુ વાત વાતમાં કચકચ કરે એટલે વહુ સમજી જાયને કે 'એનો મેળ નહીં પડે. હવે આમની જોડે જુદું થવાનો રસ્તો કરો !' એટલે તમારે ચંદુભાઈ જોડે વાત કરવી જોઈએ. પછી જેવો જોઈએ એવો આનંદ ના જાયને ! એ આનંદ જશે નહીં પણ વધશે એનાથી, પેલો આનંદ ઓર વધે.

**પ્રશ્નકર્તા :** એ જ આનંદ પ્રાપ્ત કરવો છે.

**દાદાશ્રી :** પણ આવું કરી જોજો ને તમે. આ અમે કહ્યુંને, એવું રોજ બબ્બે-ત્રણ-ચાર વખત ઠપકો આપતા જજોને ! બાથરૂમમાં કહેવું, 'તમે તમારી જાતને સારા કહો પણ તમે તો છો નાગા.'. એ કહેવામાં વાંધો શું ?

## દોષ દેખે તે ન્હોય 'તમે' !

એટલે મનને કંટાળો ના આવે એવી રીતે વારાફરતી ફેરફાર કરવો પડે. વિધિ બોલવી, મંત્રો બોલવા. મનને આપણે ખોરાક ન આપીએ તો એ આપણને ખાઈ જાય. એટલે એને મહીં ખોરાક નાખવો જ પડે આપણે. પેલામાં તો ખોરાક મળ્યા જ કરે એમ ને એમ. પેલો કશું બોલે, તે પહેલાં આપણે સામું આપી દઈએ, એટલે પછી મનને ખોરાક મળ્યા જ કરે. પણ આમાં કયો ખોરાક મળે ? આમાં મોઢેથી આપી દેવાનું હોય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** પણ મનમાં, વિચારોથી તો સામું અપાઈ જ જાય ને ?

**દાદાશ્રી :** કેવા વિચારો ?

**પ્રશ્નકર્તા :** અવળા વિચારો, સારા વિચારો, બધા વિચારો. આમ મનથી હું આપી દઉં છું.

**દાદાશ્રી :** અરેરે ! હજી આવું થાય છે ! મારી જોડે રહો છો તો ય ! શું દશા થાય ! મનથી આપ્યું એટલે તો પ્રતિક્રમણ કરે લોકો !

**પ્રશ્નકર્તા :** આ તો કહું છું કે આવું થાય છે. એટલે આપને કહું છું.

**દાદાશ્રી :** આવું થાય, તે તમને ક્યાં થાય છે ? પણ તમે માથે લઈ

લો છો ! એની ખોટી અસર પડે ઊલટી ! ચંદુલાલને આવું થાય છે. તે આપણે વઢીએ, પછી ઠપકો આપીએ. દરેક ફેરો આવું કરે કે તરત કહી દેવું, 'અક્કલ નથી, શરમ નથી આવતી ?'

**પ્રશ્નકર્તા :** એ હું લડું છું પણ છૂટું રહેતું નથી.

**દાદાશ્રી :** પણ તમે તો કહો છો ને, 'મને આવું થાય છે' એટલે તમે માથે જ લીધું ને ! સહી કરીને ! 'ચંદુલાલને આવું થાય છે' એમ કહેવું પડે.

**પ્રશ્નકર્તા :** હા, એવું કહીશ.

**દાદાશ્રી :** માથે લો છો એટલે પહોંચ્યું.

**પ્રશ્નકર્તા :** મને જુદું નથી રહેતું એ, શું કરું હું ?

**દાદાશ્રી :** એ છૂટું જ રહે છે. તમે જાણો છો એટલે છૂટું જ કહેવાયને ! છૂટા વગર જાણે કોણ ? જાણનાર અને બોલનાર બે જુદા હોય છે. એટલે છૂટું જ રહે છે. આત્મા તમારો જુદો રહે છે. તમને ના સમજણ પડી ?

**પ્રશ્નકર્તા :** પડે ને ! મને સામાના કોઈનામાં શુદ્ધાત્મા નથી દેખાતા.

**દાદાશ્રી :** એ શુદ્ધાત્મા દેખાતા નથી, તેનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા દેખાતો હોય તો દોષ જ ના જોઉં ને ? આ તો મને સામાનો દોષ જ દેખાય છે.

**દાદાશ્રી :** દોષ તો ચંદુલાલ જુએ. વળી તમે ક્યાં જુઓ છો ? આવાં ગાંડાં કાઢ કાઢ કરો ! વળી દોષો જુઓ, તે ચંદુલાલ જોતા હોય તો આપણે વઢ વઢ કરીએ એટલે છૂટું થઈ ગયું, પછી વાંધો નથી. જેમ જેમ આપણે વઢીએને તેમ આત્મા મજબૂત થતો જાય. અને એમ કહે કે જો મને આવું થાય છે ? તો આત્મા રોળાઈ જાય.

**પ્રશ્નકર્તા :** મારે એવું કરવું તો છે જ નહીં ને ! પણ આ તો જે થઈ જાય છે એ કહું છું આપને.

**દાદાશ્રી :** થઈ જાય છે, એ તમને થઈ જાય છે, બળ્યું ? ના. તમે તમારા હિસાબથી માની બેસો છો. બાકી લોકો તો બધા પોતાના મનમાં સમજી જ જાય ! જગત આખાને ખબર પડે નહીં કે ચંદુભાઈને શું થઈ જાય છે અને તમને તો ખબર પડે. એટલે આત્મા તમારો જુદો છે જ.

આ તો જોડે રહો છો તો યે ટાઈમ બધો નકામો જાય છે. ક્યાં સુધી આવા ગોથાં ખાયા કરશો ?! નહીં તો પેલે રસ્તે આપણે ચાલો, હું તમને એ બીજો રસ્તો દેખાડીશ. પણ તે તમે ભેખ બાંધ્યો છે આ બાજુનો, તો તમારું કામ થઈ જાય એવું છે.

**પ્રશ્નકર્તા :** રસ્તો તો આ જ પકડવાનો છે, બીજો રસ્તો મને શું કામમાં આવવાનો ?! મારે ભક્તિમાર્ગમાં નથી જવું.

**દાદાશ્રી :** તો ના જવું. પણ આ કરવું જોઈએ ને, હું કહું છું તેમ.

**પ્રશ્નકર્તા :** તે તો કરું જ છું ને ! અને જોડે જોડે જે થાય છે એ પછી હું તમને કહું છું.

**દાદાશ્રી :** પણ આત્મા જુદો રહે છે જ મહીં. દોષ જુએ છે તે ચંદુલાલ જુએ. જેટલું જેટલું ઊંધું કરે એ બધું ચંદુલાલનું અને છતું કરે એય ચંદુભાઈ કરે, જાણનાર તમે. એક ફેરો શીખવાડ્યા પછી એવી સમજણ ના પડે, બળ્યું ? કે આ સાસુ ને આ વહુ, બેભાનપણું કેમ થઈ જાય છે ? પછી હું ગૂંચાઈ જઉં છું, કહેશે. એક ફેરો કહ્યું'તુંને કે આ સાસુ થાય ને આ તમારી વહુ થાય.

તમે આવું ના કરશો. મારી પાસે તમે ધ્યેય મોટો બાંધ્યો અને પાર નીકળે એવું છે. પોતે કાઢી શકે એમ છે. પણ આ નહીં જાણે, કેમ પહેલું આવરણ જ ખસતું નથી !! એ પાવર જોઈએ પાર નીકળવાનો.

**પ્રશ્નકર્તા :** એ પાવર શું હોય એમાં ?

**દાદાશ્રી :** નિશ્ચય. એને મોહ-બોહ કશું નડે નહીં એવો નિશ્ચય. આને નિશ્ચય, જબરજસ્ત નિશ્ચય કહેવાય આમનો. આવું તો મેં જોયો જ

નથી નિશ્ચય. જગત તો આખું ફસાયેલું જ હોય. આ ફસાયેલાં ખરાં, પણ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** ફેંકી દેવાની શક્તિ ખરી.

**દાદાશ્રી :** જબરજસ્ત શક્તિ. તેથી હું એલાઉ કરુંને કે ભઈ, બરોબર છે, પણ જો મારા કહ્યા પ્રમાણે આગળ ખસતા જ ના હોય ! આ તો જાગૃતિ આટલી હોવા છતાં આ વહુને સાસુ કહીએ, તો સાસુ શું કહે ? જતી રહે ઘરે તારે !

**પ્રશ્નકર્તા :** સાસુને વહુ અને વહુને સાસુ એવું કેમ થઈ જતું હશે ?

**દાદાશ્રી :** એટલું બધું હિંસકભાવ ગાઢ થઈ ગયેલો.

**પ્રશ્નકર્તા :** કેવા પ્રકારનો હિંસકભાવ ?

**દાદાશ્રી :** અહંકારનો. જબરજસ્ત અહંકાર. બધામાં પહેલો નંબર અને કપટ બહુ ને !

**પ્રશ્નકર્તા :** એ બધું રાગે પડી જવાનું ?

**દાદાશ્રી :** એ ક્યારે રહે ? દરેક ફેરો પોતે આત્મા થઈને ચંદુલાલને વઢે તો પછી એ પ્રેક્ટિસમાં આવી જાય. પણ એ કરતાં જ નથી ને ! અમારા કહ્યા પ્રમાણે કરે ને તો હું સપાટાબંધ આગળ લઈ જઉં.

**પ્રશ્નકર્તા :** આપે કશું કોઈને સેવા સોંપી હોય અને મને ના ગમી હોય તો તરત મહીં ઊભું થાય !

**દાદાશ્રી :** 'મને ના ગમ્યું' કહે, તે ચંદુલાલને મારવા કે તમને બે ધોલ મારીશ. 'મને ના ગમ્યું' એવું બોલો તો આવું બધું ગાંડું જ બોલે છે. મેડ જ લાગે છે મને.

**પ્રશ્નકર્તા :** પછી મને મહીં અવળું બતાવે.

**દાદાશ્રી :** અરે, બતાવે તો તમારું શું ગયું તે ? તમે શુદ્ધાત્મા, જોનાર તમે અને એ દેખાડનાર.

**પ્રશ્નકર્તા :** પછી હું ચંદુભાઈને લડું.

**દાદાશ્રી :** લડ લડ કરતાં હોય તો છૂટું પડી જાય.

**પ્રશ્નકર્તા :** પણ લડ્યા પછી કોઈ વાર મહીં જે અવળું ચાલતું હોય તો ડિપ્રેશન આવતું હોય એ ના યે આવે ને કોઈવાર આવી યે જાય.

**દાદાશ્રી :** ડિપ્રેશન કોને આવે પણ ? પેલાને આવે તો સારું, ઊલટું ઢીલા થઈ જાય. એટલે તમે મારા કહ્યા પ્રમાણે રાખો તો તમને સરસ રસ્તો બતાવી દઉં.

**પ્રશ્નકર્તા :** એકદમ સાયન્ટિફિક એપ્રોચ છે.

**દાદાશ્રી :** હા, સાયન્ટિફિક એપ્રોચ છે. પણ તે આવું ને આવું કર્યા કરે છે. 'મને ડિપ્રેશન આવ્યું ?' પણ કોને ડિપ્રેશન આવ્યું ? એ વહુને કે સાસુને ? ભાન જ નથી. અમારી વાણી છે ને, અમારી સમજ એવી છે ને, એ જો પકડી લેતા હોયને, તો મહીં છૂટું થઈ જાય. એ તો મહીં બોલે છે, તે એ જ કહે છે કે મને આવું થઈ ગયું. એટલે પછી એકાકાર થઈ જાય તરત.

આ તો ચંદુલાલ કહે છે, તેમાં પોતે પરિણામ પામે છે. આપણે તો ચંદુલાલ કહે છે, તેને 'જોયા' કરવું જોઈએ. અને ચંદુલાલને વઢવું જોઈએ ઊલટું કે, 'શું આ ખેંચાખેંચ કરે છે તે ? શરમ નથી આવતી ? આ તો બધાની પાસે હું આમ કરી લઉં, હું આમ કરી લઉં.' એને એ પોતાને જીતેલા માને છે. આપણે વારેઘડીએ ઠપકો આપવો, ચંદુલાલ કરતા હોય તે.

**પ્રશ્નકર્તા :** ચંદુલાલ ખેંચ રાખે તો ભલે રાખે, આપણે છૂટા રહીએ તો શું વાંધો છે ? પોતે ખેંચથી છૂટા થઈ જાયને, તો ખેંચ એની મેળે ખરી પડે.

**દાદાશ્રી :** એ થઈ જાય છે, એવું જ છે. પણ આ તો તમારા મનમાં એમ કે 'આ બધાને ના કરવા દઉં, હું કરી લઉં. આમ હું કરી લઉં.' પણ હું કરતાં કરતાં ચંદુલાલ થઈ જાવ છો તમે !

**પ્રશ્નકર્તા :** પોતે ચંદુલાલ જ થાય છે તે ઘડીએ.

**દાદાશ્રી :** આ ખેંચ છે તે જ રોગ છે બધો. ખેંચ છોડી દેને, તો બધું એમનું રાગે પડી જાય. ખેંચ છોડી દેતા'તા ત્યારે રાગે પડી જતું ને ખેંચ પકડી કે ભેગું થઈ જાય ! એ ખેંચ તોડાવવા હારુ તો અમે બીજાને કહીએ કે તું આ કરજે. જ્યાં સુધી ખેંચ છે ત્યાં સુધી ચંદુલાલ. ખેંચ છૂટી કે તરત આત્મા. આપણે તો દાદા પાસે રહેવાનું થયું તે જ અજાયબી છે ને ! તમને સમજાય છે બધું આમાં ? કશું કામનું છે ?

**પ્રશ્નકર્તા :** બધું કામનું જ છે. મને એવું થાય કે આ ખેંચ કરે છે, એટલું મને સમજાય છે. પણ પછી પહેલાંની બિલિફો પડેલી છે ને...

**દાદાશ્રી :** અરે, બિલિફો કોને પડી છે પણ તે ? બળ્યું, એવું ને એવું બોલો છો, આત્મા તરીકે જુદા પાડી આપું છું તો ય !

**પ્રશ્નકર્તા :** મને મહીં એટલું સમજાય છે કે આ ખોટું થઈ રહ્યું છે, અને એક વખતે મને એવું પણ લાગે કે હું ચંદુલાલથી જુદો છું. પણ છતાં મને એવું બધું પાછું ભેગું થઈ જાય છે.

**દાદાશ્રી :** તમે વઢતા હોય તો બધું છૂટું પડી જાય. વઢવાડ થઈ ત્યાંથી જ દ્રષ્ટિ સામાસામી થઈ જાય. એટલે વાતચીતમાં ખેંચ કરતા હોય તો 'ચંદુલાલ, શું ખેંચ ખેંચ કરે છે ? તારામાં જાનવરપણું છે કે શું ? એમાં ખેંચાખેંચ શું કરો છો તે ? બહાર કેવું દેખાય ?' એવું બરોબરના વઢતા હોય તો શું ખોટું ? 'દાદા કહે છે તો તમે વિચાર તો કરો', કહીએ ને ! અને દહાડામાં પાંચ-પચ્ચીસ વખત વઢી કાઢતા હોયને તો છૂટું પડી જાય. આ અમારું વચનબળ છે.

**પ્રશ્નકર્તા :** તમે વઢવાનું કહ્યું ને, ત્યારથી વઢવાનું ચાલુ થઈ ગયું છે.

**દાદાશ્રી :** સારું થયું એ. એટલે વઢવાનું થયું એટલે પોતે આત્મા થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** હું તો છોલાટી જ કાઢું. પછી આમ સરસ રહે. પછી છૂટું રહે.

**દાદાશ્રી :** આત્મા છૂટો રહે.

**પ્રશ્નકર્તા :** પાછું સારું કરે તો ધીમે રહીને કહેવું ય પડે કે ના, તમે આ સારું કર્યું.

**દાદાશ્રી :** તે ય કહેવું પડે, નહીં તો પછી બહુ રિસાય. એ ય ખોટું. પછી આમે ય કરવું પડે. કહેવું ય ખરું કે 'દાદાને રાજી રાખ્યા. તમે ઘણું સારું કર્યું.'

**પ્રશ્નકર્તા :** પણ આમ બધાના શુદ્ધાત્મા દેખાતા ના હોય.

**દાદાશ્રી :** દેખાય જ શુદ્ધાત્મા. નથી દેખાતા તે ચંદુલાલને નથી દેખાતા. આપણને દેખાય જ શુદ્ધાત્મા. વઢોને, ઠપકો આપ આપ કરો આખો દહાડો, એક-બે દહાડા કરી જોજો !

**પ્રશ્નકર્તા :** હા, કરીશ.

**દાદાશ્રી :** 'આત્મા કેમ નથી દેખાતો ? બધા આત્મા જ છેને' કહીએ.

**પ્રશ્નકર્તા :** આપે કીધું ને, આ બધામાં શુદ્ધાત્મા દેખાતા નથી, તે ચંદુલાલને નથી દેખાતા.

**દાદાશ્રી :** હં. આપણને દેખાયને ! 'દેખાય છે', તેને આપણે ના પાડીએ છીએ. આ પેલું ના પાડીએને, એટલે અંધારું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં કેવું રાખવું જોઈએ ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા દેખાયને પછી. નિર્દોષ દેખાય છે ત્યાંથી ના સમજીએ કે કોણ દેખાય છે ?!

**પ્રશ્નકર્તા :** નિર્દોષ ક્યાં દેખાય છે ? દોષ જ દેખાય છે.

**દાદાશ્રી :** એ તો ચંદુલાલને દેખાય પણ.

**પ્રશ્નકર્તા :** આપણે માથે લઈ લેવાની જરૂર નહીં.

**દાદાશ્રી :** આપણે માથે છે ય નહીં. આ તો માથે લે છે, એનું ફળ મળે છે એને.

**પ્રશ્નકર્તા :** ફળમાં શું મળે છે ?

**દાદાશ્રી :** આ માર પડે જગતનો ને મોહ વધતો જાય પછી.

**પ્રશ્નકર્તા :** મોહ વધવાનો કેવી રીતે આવે આમાં ?

**દાદાશ્રી :** આપણે મોહને ધકેલી દીધો હોય, તે પાછો દેખાય. જે મોહને જ્ઞાની પુરુષની આજ્ઞાથી ધક્કો વાગ્યો, તે ફરી દેખાતો થઈ જાય. એ જાણી જોઈને કૂવામાં પડો છો.

**પ્રશ્નકર્તા :** ચંદુલાલને વઢીએ તો ય માથે લઈ લે છે.

**દાદાશ્રી :** જુઓને, હવે શું થાય તે ? ઊલટું આપણે કહેવું જોઈએ, 'વઢો, વઢવા જેવા જ છે. વાંકા જ છે.' ના કહેવું જોઈએ એવું ?

**પ્રશ્નકર્તા :** તો જ જુદું પડે એવું છે.

**દાદાશ્રી :** ડિપ્રેશન આવે તો ચંદુલાલને આવે, તે આપણને શાનું ? આપણે તો ખુશ થઈએ. આપણે વઢીએ ને ડિપ્રેશન આવે ત્યારે આપણે ખુશ થવું ઊલટું, કે હવે ઠેકાણે આવ્યા ને ! હજુ તો રાગે પાડી દઈશ. બહુ જોર કરતા હોય તો એવું કહીએ. ના આવડે એવું વઢતાં ?

**પ્રશ્નકર્તા :** આવડે.

**દાદાશ્રી :** તો આજ ને આજ કરી નાખ તું. કાલે મને દેખાડજે. મારી હાજરીમાં, ચોવીસેય કલાકની હાજરી છે, ફરી આવી હાજરી ના મળે. બીજું બધું મળશે. તમને સમજ પડી ? આ દહાડા બગાડીશ નહીં. હવે હું સૂઈ ગયો હોઉં, તે ઘડીએ અહીં રૂમમાં બેસીને વાતચીત કરવી બધી, છોને કો'ક સાંભળી જાય, શું બગડી ગયું ?

તમે હઉ કહેતા શીખ્યાને ? તમે ય કહેવા માંડ્યું ? જુદાપણાનો અભ્યાસ કરવો પડે અને મારી હાજરીમાં. બાકી એમ ને એમ થાય નહીં. બહાર એમ ને એમ કરવા જાય તો થાય નહીં. મારી હાજરીમાં થાય, વચનબળથી થાય.

વઢીને ફેરવી નાખો છો ને ! પણ ચંદુલાલ વઢે છેને, એ તમે ક્યાં વઢો છો ? થોડા દહાડા છે. કરી લેજો હવે. અમે ચેતવી દઈએ. પછી શું થાય ? એક ફેરો જુદું પાડ્યા પછી ચંદુલાલ સેવા કરે, એનું ફળ મળ્યા કરે. ચંદુલાલ 'આ' પક્ષમાં આવી જવા જોઈએ. બસ, ત્યાં સુધી જુદું પાડવાનું. એવું યે કહેવાય. 'તમારે લીધે મને સંતોષ રહે છે. તમારા લીધે મને બધો આનંદ રહે છે. પહેલાં જે દુઃખ થતું'તું એ બંધ થઈ ગયું' કહીએ. એવો ચંદુલાલને અનુભવ થાયને ! એટલે આ પક્ષમાં આવતા જાય. ચંદુલાલને પહેલાં જે દુઃખ થતું'તું, તે બંધ થઈ ગયું. એટલે પછી પોતે આ પક્ષમાં ના આવે કે 'ભઈ, અમને તમારો સંગાથ સારો પડ્યો !'

**પ્રશ્નકર્તા :** બરોબર છે. એમને ય સુખ મળે, એટલે એમને થાય કે આ જ કરવા જેવું છે.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને !

**પ્રશ્નકર્તા :** પછી પેલું ડિપ્રેશન નહોતું આવ્યું. પણ લોકોને એ બધું બતાવ્યું કે જુઓ, તમે આવું બધું કરો છો ? ચંદુલાલને કીધું મેં.

**દાદાશ્રી :** એ તો થોડું થોડું વઢતા રહેવું.

**પ્રશ્નકર્તા :** એટલે હજુ બરાબર કહેવાશે, પછી રાગે આવે એવું ?

**દાદાશ્રી :** કહેતા રહેવું. પછી મારી હાજરીમાં થઈ જશે ! પાછું એય ડિપ્રેશન થાય. એને ઠપકો આપ. ઠપકો આપી જોવો. ડિપ્રેશન આવે એટલે એ બંધ કરી દઈને પાછું નવી જાતનો ઠપકો આપવો. અંદર જોતાં રહેવું આપણે. આપણે ઓર્ગેનાઈઝર છીએ. હાઉ ટુ ઓર્ગેનાઈઝ એ આપણું કામ.

❖❖❖❖❖

## [૧.૭]

# ડિપ્રેશન સામે જુદાપણાની જાગૃતિ

### ન ડિપ્રેશન કોઈથી હવે !

લાખો માણસ ડિપ્રેશન કરાવવા આવે તો સહેજ ડિપ્રેશન ના થાય. લાખો નહીં, કરોડો માણસ ભલે હોય, પણ ડિપ્રેશન થાય નહીં. ડિપ્રેશન શેને માટે આવવું જોઈએ ? અત્યારે ય ડિપ્રેશન 'તમને' નથી આવતું. ડિપ્રેશન જે આવે છે તે 'ચંદુભાઈ'ને આવે છે, તમને પોતાને તો આવતું નથી. પણ તે ખરી રીતે લોક એક્સેપ્ટ કરે નહીં ને ! લોક એક્સેપ્ટ ક્યારે કરશે ? ચંદુભાઈને પણ ના આવે ત્યાં સુધી તમારે પુરુષાર્થ કરવાનો. હજુ ચંદુભાઈને ડિપ્રેશન આવે છે ને, એ આવે નહીં એનું નામ પૂર્ણાહુતિ.

આ અત્યારે તમને પોતાને ડિપ્રેશન નથી આવતું એવું હું યે જાણું છું કે આત્મસ્વરૂપે તમને ડિપ્રેશન નથી. પણ આ બાહ્ય સ્વરૂપમાં ડિપ્રેશન આવે છે, આની અસર થાય છે. એટલે મોઢું પડી જાય છે અને મહીં ડિપ્રેશનમાં આવી ગયા હોય તો ચંદુભાઈને કહેવું આપણે કે 'અમે તમારી જોડે છીએ, ગભરાશો નહીં.'

### ડિપ્રેશન તે 'હું' નહીં !

ચંદુભાઈ ડિપ્રેશનમાં આવ્યા તો ઝાલવુંય પડે કે 'તમે આવા માણસ, તમે સરસ આવા ! દાદા ક્યાંથી મળે તમને ! કેવા પુણ્યશાળી !' એવું તેવું કહીએ.

**પ્રશ્નકર્તા :** હા. એની બહુ જરૂર પડશે. ડિપ્રેશન બહુ આવી જાય.

**દાદાશ્રી :** ના. એટલે ડિપ્રેશન આવે તો આવું કહેવું પડે એને. થોડીક નિર્બળતા હોયને એટલે ડિપ્રેશન આવી જાય પછી. ઘણાં માણસોને ડિપ્રેશન આવી જાય. એટલે અમે કહીએને કે ભઈ, વઢવું હોય તો અમને પૂછીને વઢજો. ક્યાંક પાછો ડિપ્રેશનમાં આવી જાય. પણ તે વખતે જો જાગૃતિ હોય કે જેને ડિપ્રેશન આવ્યું તે હું નહીં, તો વાંધો ના આવે.

## ડિપ્રેશનમાં જ જડે આત્મા !

ભૂખ લાગે અને ખાવાનું ના મળ્યું હોય ટાઈમે, તે ઘડીએ વલખાં મારવા એને ભગવાને ગુનો કહ્યો. તે વખતે આત્મા જડે. ક્યારે જડે? ખરું ડિપ્રેશન આવ્યું હોય ત્યારે એમાં શાંતિ પકડે ત્યારે આત્મા જડે. એનો ઉપાય કર્યો કે માર્યો ગયો. ડિપ્રેશનનો ઉપાય સંસાર કર્યો. ડિપ્રેશનમાં જ આત્મા જડે.

ડિપ્રેશન તપ કહેવાય. અને તપમાં આત્મા જડે. પણ તે ખોઈ નાખે આ છોકરાંઓ બિચારાં, સમજણ નહીંને. આત્મા ક્યારે જડે ?

**પ્રશ્નકર્તા :** દુઃખમાં.

**દાદાશ્રી :** ખૂબ ચોગરદમના ઉપસર્ગ-પરિષહ એ જ્યારે હોયને ત્યારે આત્મા જડે. તને સમજણ પડે છે કે ? હા, તો હવે શું કરીશ ?

**પ્રશ્નકર્તા :** હવે નહીં ખોઈ નાખું.

**દાદાશ્રી :** ડિપ્રેશનમાં કોઈ ઉપાય નહીં. ડિપ્રેશન જેવી તો કોઈ દવા નથી આ દુનિયામાં. તે આ અણસમજુ લોકોએ ધૂળધાણી કરી નાખ્યું બધું. સમજણ વગરના લોકો. બહુ કડક થવું. સૂકાઈને મરી જા, પણ હવે એકાકાર થાય એ બીજા. તમે જુદા ને અમે જુદા કહીએ. તે વખતે ઝબકારો મારશે.

આ તો બહુ ભૂખ લાગે એટલે ગમે તેનો એંઠવાડો ખઈ લેવો કો'કનો. ધીસ ઈઝ ધી વે. હવે આ જંગલી નહીં ત્યારે બીજું શું કહેવાય?

લોકોનો એંઠવાડો ખાવાનો છે કે વટ રાખવાનો છે ? એ વટ રાખ્યો, તેનો આત્મા હાજર થાય. શું કરીશ હવે ?

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી ડિપ્રેશન આવે તેને દૂર કરવાના ઉપાય કરતા હતા.

**દાદાશ્રી :** ડિપ્રેશન તો હિતકારી છે હવે. મોટામાં મોટું હિતકારી ડિપ્રેશન છે.

**પ્રશ્નકર્તા :** એ હવે ફીટ થયેલું છે.

**દાદાશ્રી :** ફીટ થયેલું છે પણ મારું કહેવાનું, ડિપ્રેશનમાંથી પોતે નીકળી જવું જોઈએને ?

**પ્રશ્નકર્તા :** એ નીકળી રહ્યો છે.

**દાદાશ્રી :** નીકળી રહ્યો છે, પણ તેમાંથી હવે નીકળી જ જવું જોઈએ. રહ્યો છે શું આમાં ? ચોખ્ખું જ કરી દેવાનું. કે 'ચંદુભાઈ સૂકાઈ સૂકાઈને ખલાસ થઈ જઈશ તોય પણ આ જુદા જ છીએ તારાથી હવે.'

ડિપ્રેશનમાં તો અવશ્ય રહેવાય. ડિપ્રેશન ના હોય તો વાત જુદી છે. ડિપ્રેશન એટલે શું કે આ આત્મા પ્રગટ થવાની અણી આવી ચૂકી. તને ખબર નહીં એવું ?

**પ્રશ્નકર્તા :** એટલે પેલું સહન ના થાય એટલે પછી ભૌતિકમાંથી સુખ શોધવાનો પ્રયત્ન કરે પછી.

**દાદાશ્રી :** એ સહનતાની હદ ઉપર આત્મા પ્રગટ થાય ! એમ ને એમ તે કંઈ આત્મા પ્રગટ થતો હશે કે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ જે વાત કરી એ એક્ઝેક્ટ છે, પણ અત્યારે પોતે એકલો આ યુદ્ધ લઢી શકે એવો છે નહીં.

**દાદાશ્રી :** ના. લઢી શકે એવો છે, બધું લઢી શકે છે. આ પેલાએ ફફડાવ્યો ને જે એ રડ્યો, એવો રડ્યો, પછી બંધ થઈ ગયું આખુંય. અવળું ખાતું જ બંધ થઈ ગયું.

ડિપ્રેશન તો સારામાં સારો વખત કહેવાય. લાભ ઉઠાવવો. ડિપ્રેશન આડે દહાડે આવે નહીં અને આત્મા પ્રગટ થાય નહીં. આત્મા પ્રગટ ડિપ્રેશનમાં જ થયેલો છે. ડિપ્રેશનનો લાભ જ લેવો હંડ્રેડ પરસેન્ટ. ડિપ્રેશન જવા ના દેવું. હવે લાભ લઈશ ને ? કેટલા ટકા ?

**પ્રશ્નકર્તા :** સો ટકા લાભ લેવો છે.

**દાદાશ્રી :** હંઅ... આ મૂઆ મારી જોડે રહે એ સમજતા નથી તો મને ચીઢ ચઢે છે કે આ તો કેવા છે ?! બ્રહ્મચર્ય પાળનારા હોય એ આવા હોય ? દેહને કહીએ, 'સળગ, એક બાજુ તું સળગું ને હું જોઉં. તું ભડકો થઈને સળગું તે હું જોઉં' કહીએ. એવાં સ્ટ્રોંગ હોય ! આ તો એક આટલું નાનો અમથો પરિષહેય સહન નહીં થતો તો બાવીસ પરિષહ એ શું સહન કરે આ પ્યાદાં ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ બળ આપેને ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ તો બધું બળ આપે પણ તોય પોતાની સમજણે જ ચાલે, ગાંડાં કાઢે. ડિપ્રેશનની દવા કરે. ઓહોહોહો, દવા કરી !! ડિપ્રેશન તો મોટામાં મોટું આત્મા પ્રગટ થવાનું મોંબારું છે. ઊલટું મહીં ડિપ્રેશન ના આવતું હોય તો કોઈકને કહેવું કે મને વઢો.

શાથી 'મને વઢો' એમ કહેવાનું ? ડિપ્રેશન આવે એટલા સારુ. ડિપ્રેશન આવે તો મને આત્મા જડે. તો નિદિધ્યાસન પ્રગટ થાય ! નહીં તો પ્રગટ જ ના થાય આ તો બધું. ડિપ્રેશનમાંથી આત્મા જડેલો છે, તે ડિપ્રેશન આવે ત્યારે કહે 'બીજાં આવો' કહીએ. ઉપાય નહીં કરવાનો. ડિપ્રેશનનો ઉપાય કર્યો એટલે એને તે ઘડીએ આત્મા પ્રગટ થવાનો થયો, તે ઘડીએ બારણાં બંધ કરી દીધાં.

એ હદ જાણતાં નથી કે આપણે ક્યાં આગળ સ્થિરતા પકડવી. મેં તો જાણ્યું સ્થિરતા પકડતાં હશે. ત્યારે કહે, 'આ તો ડિપ્રેશન આવે છે ત્યારે અમે ખઈ લઈએ એંઠવાડો. રસ્તે ગયા તો જે કોઈએ નાખી દીધેલું હોય ને તેય થોડું ખઈ લઈએ' કહે છે. મેં તો સાંભળ્યું ને સજ્જડ થઈ ગયો. મારું માથું ચઢી ગયું. લોકોનો એંઠવાડો નાખેલો તેય ખઈ જાવ ?

**પ્રશ્નકર્તા :** ના ખવાય.

**દાદાશ્રી :** આ કહે છે ને, અમે તો ખઈ જઈએ. કેટલાય એંઠવાડા ખાઉં છું. ડિપ્રેશન આવે ત્યારે 'ખઈ જઉં છું' એવું કહેતો હતો ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો પછી ? હજુય એવું કરીશ ?

**પ્રશ્નકર્તા :** ના, એવું નથી કરવું.

**દાદાશ્રી :** ડિપ્રેશનમાં તો વધારે રહેવું. 'હજુ તું આવ ડિપ્રેશન' કહીએ. 'હું છું ને તું છું.' તે ઘડીએ આત્મા જુદો પડશે હડહડાટ. એ તો પટ્ટી ઉખાડતી વખતે 'ઓય બાપ, ઓય બાપ' એ ઉખડે ? શું કરવું પડે ? ઉખાડ બા કહીએ. છો વાળ સાથે જતી રહે પણ તો ઉખડે. આમ પટ્ટી ઉખડે નહીં અને રોજ લાય બળે. એ તો કંઈ ધંધો છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, પણ એ તો અહંકાર થયોને ?

**દાદાશ્રી :** એ તો ડિસ્ચાર્જ અહંકાર છે. આમાં ચાર્જ અહંકાર તો હોય જ નહીંને ! તું તારી બુદ્ધિથી ના ચાલીશ, અમથો માર ખઈ જઈશ. પ્રોટેક્શન ના કરીશ. ડિપ્રેશન તો આ ભગવાન થવાનું એક મોટામાં મોટું મોબારું છે. મહીં ઘમરોળ થઈ રહ્યું હોય, મહીં બિલકુલ ચેન ના પડે. મહીં આમ આમ થયા કરતું હોય તે વખતે, 'ચાલો બધાં છેટા બેસો' કહીએ. એની સાથે બધાં છેટાં બેસી જાય હડહડાટ. 'જાય છે કે નહીં ?' કે બધાં ખસ્યાં હડહડાટ. ડિપ્રેશનમાં કેમ આવે, બળ્યું ! એવું ગાજો... 'રે સિંહના સંતાનને શિયાળ તે શું કરી શકે ?'

આ ડિપ્રેશન આવે ને એટલે કહીએ 'બીજાં આવો'. એ લઈ ના જાય આપણને. આત્મા તો ત્યાંનો ત્યાં જ છે ને ! એ 'બીજાં આવો' ભેગાં થઈને, આવે એટલે આ દાદા મળ્યાં છે ને તે દાદાઈ બેંકમાં પાર વગરનો માલ છે. હું તમને પેમેન્ટ કરી દઉં. દાદાની બેંકમાં ખોટ નથી !

જ્ઞાની પુરુષ મળ્યા, અક્રમ વિજ્ઞાની છે. ખાવા-પીવાની છૂટ, બધુંય છૂટ પણ આવું આ ?! એ બળ્યું, કંઈક એ આવ્યું ડિપ્રેશન, તે ડિપ્રેશનથી

ગભરાવો છો ? બોંબ પડવાનો હોય તો મહીં પેટમાં પાણી ના હાલવું જોઈએ, તે આ ડિપ્રેશનથી ગભરાય ? અરેરે ! બોંબ પડવાનો હોય, તે પેલો ઝિયા કહે કે 'બોંબ પડવાનો છે'. ત્યારે કહે, 'ભઈ, જ્યારે પડવા હોય તો પડ બા. તું છું ને હું છું. તું પડનારો છું ને હું જાણનારો છું.' પડનાર દાઝે, જાણનાર કોઈ દહાડો દાઝે નહીં. ગમે એટલી હોળી સળગાવેને, તે હોળી જોનારની આંખ કંઈ દાઝે નહીં. એટલે આત્માને તો કશું અડે જ નહીં. આત્મા તો બોંબનીય આરપાર રહીને ચાલ્યો જાય, પણ અડે નહીં કશું ! એવો આત્મા તમને મેં આપ્યો છે !!

રૂમમાં બે-ચાર મચ્છરાં જોયાં હોય, તો કહેશે, બળ્યાં મચ્છરાં છે, મચ્છરાં છે. અત્યારથી જ મચ્છરાંનું ગાયા કરે તો આખી રાત ઊંઘ શી રીતે આવશે ? અને આ ઓરડીમાં જ સૂઈ જવાનું છે. અલ્યા, મચ્છરેય નથી ને મચ્છરનો બાપેય નથી. અને જમીને-ઓઢીને સૂઈ જવાનું. એ તો કૈડવાના હોય તો કૈડો, કહીએ. તમારો હિસાબ હોય એટલું લઈ જજો. બીજો હિસાબ બહાર કોઈ લઈ જવાનો નથી અને નહીં તો રડશે તેનુંય લઈ જવાનો છે અને હસતાંનુંય લઈ જવાનો. રડે એને છોડી દે ?! ના છોડી દે ? એ રડતાંનુંય લેવાના ત્યારે હસી હસીને પાને મૂઆ. અત્યારે, જમાડું છું તો હસીને જમાડને મૂઆ, આટલાં બધાં જમી તો જવાના છે. એ મચ્છરાં જમી નહીં જવાના? ને શી ગૂંચ આ માટે ? મહીં આત્મા જુદો પ્રગટ કરી આપ્યો, જુદો કરી આપ્યા પછી. એ અહંકાર એકાકાર હોય ત્યારે તો મહીં જરા ગૂંચવાડો થાય. પણ આ મેં છૂટો કરી આપ્યો, સાવ છૂટો કરી આપ્યો ને પછી આવી બૂમો પાડીએ એ દાઝયો, દાઝયો. ત્યારે મૂઆ, એ તો તને તે હતી જ ને ટેવ. એ ટેવ છોડવાની છે હવે !

શુદ્ધાત્મા જુદા પડ્યા પછી પરિષહ-ઉપસર્ગ કોને અડે ? ચંદુભાઈને અડે. પાછાં ચંદુભાઈ ગભરાય ત્યારે આપણે કહેવું, 'હું છું તમારી જોડે ગભરાશો નહીં'.

**પ્રશ્નકર્તા :** હિંમતે મર્દા તો મદદે દાદા. આજે સરસ વાક્ય નીકળ્યું.

**દાદાશ્રી :** હા, એ તો લોકોને ડિપ્રેશન આવે. તમને શાના મૂઆ ડિપ્રેશન આવે ? તે આપણે ડિપ્રેશન હોતું હશે ?

**પ્રશ્નકર્તા :** ડિપ્રેશનનું રૂટ કોઝ શું, દાદા ? ડિપ્રેશન આવવાનું રૂટ કોઝ શું ?

**દાદાશ્રી :** નબળાઈ પોતાની, બીજું શું ?

**પ્રશ્નકર્તા :** કેવા પ્રકારની નબળાઈ ?

**દાદાશ્રી :** બધાં પ્રકારની. પોતાની આમ દાનત ચોર એટલે ડિપ્રેશન જ આવે.

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ શબ્દ છે, દાદા.

**દાદાશ્રી :** દાનત ચોર નથી ને નિખાલસપણું છે, એને ડિપ્રેશન શાનું? ભોગવવાની ઈચ્છા છે માટે ને ? ઈચ્છા ના હોય, તેને શાનું ડિપ્રેશન આવે, નિરીચ્છકને ? આપણે આત્મા થયા તો ઈચ્છા હોય નહીં, નિરીચ્છક હોય !

## બરક્ત વગરનો ચંદુ, પહેલેથી જ !

આત્મા થઈને આત્મા બોલો, આત્મા થઈને વર્તો એટલે પછી વાંધો નહીં, ભાંજગડ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે શું બોલવાનું ?

**દાદાશ્રી :** ચંદુલાલ શું કરે છે એ બધું આપણને ધ્યાનમાં રહ્યા કરે ને ડિપ્રેશન આવ્યું તો જાણવું કે આત્માને થતું નથી. આત્માને ડિપ્રેશન હોય નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આ ડિપ્રેશનને જાણે, એવું બને ખરું ?

**દાદાશ્રી :** હા, એવું બનેને !

**પ્રશ્નકર્તા :** તો ડિપ્રેશન જે બની ગયું એ શું છે ? એટલે એક વખત આત્મા તરીકે રહેવામાં ?

**દાદાશ્રી :** ડિપ્રેશન આવ્યું એટલે અત્યાર સુધી એ બાજુ રહેતો હતો, તે ત્યાંથી ઓચિંતું છૂટવા માંડ્યું હવે !

**પ્રશ્નકર્તા :** એટલે એની અસરમાં ડિપ્રેશન આવ્યું ?

**દાદાશ્રી :** હા, આવ્યું. પણ હવે ફરી વધારે વારેઘડીએ જુદો થાય એટલે ડિપ્રેશન બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પછી એકે વખત ડિપ્રેશન પરિણામ થાય નહીં.

**દાદાશ્રી :** પછી એકે વખત થાય નહીં, પણ છતાં હમણા એ તો પાંચ-સાત-દશ વખતેય આવી જાય.

**પ્રશ્નકર્તા :** પણ એ આવી જાય તે વખતે જાગૃતિ ચૂક્યા જેવું કહેવાય?

**દાદાશ્રી :** ના, એવું કંઈ ચૂકે નહીં. એ પરિણામ છે પહેલાનું. આ અમે કોઈ ફેરો કહીએ, 'તને આ નથી આવડતું'. એટલે પેલી બાજુથી એણે ઊઠીને શુદ્ધાત્મા થઈ જઈને આ ચંદુલાલને જોવા. અને ઊલટું આપણે ચંદુલાલને કહેવા લાગવું કે 'તારામાં કશી બરકત નથી, આવડત નથી.'

**પ્રશ્નકર્તા :** હવે એ જે સાંભળતી ઘડીએ જો આ વાક્ય રહેને, તો ડિપ્રેશનની અસર નથી હોતી.

**દાદાશ્રી :** હા. આપણે કહીએ કે 'તમારામાં બરકત જ નથી. આ લોકો ખરું કહે છે, હું તો અનુભવું છું, પણ આ લોકોએ કહ્યુંને, જો ઊઘાડું પડી ગયુંને ! આમાં શું સ્વાદ કાઢ્યો તમે ?' એવું કહેવું આપણે ચંદુભાઈને. પણ તમે એવું કહેતાં નથીને ?

**પ્રશ્નકર્તા :** તે અત્યારે આપની પાસે સાંભળ્યું એટલે હવે એવું લાગ્યું કે કહેવું જોઈએ.

**દાદાશ્રી :** અને કહો તો સારું, રાગે પડી જાયને ! આમને તો બહુ વખતથી શીખવાડું છું. પણ એ તો કહે છે મારું જે પદ છે એ હું જાણું છું. તમને શું ખબર પડે આમાં ?(!) ડિપ્રેશન આવે તો ભલે આવે. મેં કહ્યું, 'શેનું ડિપ્રેશન આવ્યું છે ?' આ બધાં મને કહે છે, તેનું ડિપ્રેશન

આવ્યું છે ! હવે ત્યારે ચંદુલાલમાં રહે છે એ નિરાંતે, આત્માનું પદ આપ્યું છે તો એમાં રહેવાનું છોડીને !

**પ્રશ્નકર્તા :** તે અત્યારે મને ઊંઘ આવી ગઈ, ઝોકું આવ્યું તો તમે મને બહાર કાઢી મૂક્યો ત્યારે આમ ડિપ્રેશન આવી ગયું. આમ મોઢું પડી ગયું.

**દાદાશ્રી :** તે ઘડીએ આમ કહેવું કે 'ચંદુભાઈ, જોયુંને, જો તારામાં બરકત નથીને !' એવું કહેવું તો પછી ડિપ્રેશન ના આવે. પણ તને તો તરત આવી ગયુંને ? કારણ કે તું ચંદુભાઈ થઈ જઉં છું અને પ્રોટેક્શન હઉ કરે કે 'ખરેખર એવું મને ઊંઘ નથી આવી'. તે ઘડીએ તું કહું કે 'ચંદુભાઈ, હું જાણતો'તો, તું પાસ થવા ફરું છું, પણ તું પાસ થતો નથી. પણ એક ફેરો પાસ થઈ જા. હું છુંને તારી જોડે' એવું કહેવું હઉ.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** ડિપ્રેશન આવે તો ખભો થાબડવો. 'હું છુંને તારી જોડે !' આ ઘૈડે ઘડપણે આ હઉ ખભો થાબડે છેને કે 'હું છુંને તારી જોડે.' તો આ તમારે જવાનીમાં શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** આ બહુ પરફેક્ટ રીત છે ને જુદાપણું રહે. ડિપ્રેશન આવે નહીં, બધો લાભ મળે.

**દાદાશ્રી :** હા. પેલા મિલમાલિક શેઠિયાઓ મને કહે છે, 'કાકા, તમે તો પહેલાં કરતાં બહુ ફેરફાર થઈ ગયો. તમારો બધો સ્વભાવ પહેલાં હતો, તે કેવો સરસ હતો અને અત્યારે કેવો થઈ ગયો !' મેં કહ્યું, 'એ તો પહેલેથી જ આવો હતો. તમને ખબર જ નહોતી. હું જોડે ને જોડે રહુંને !' ત્યારે કહે છે, 'એવું કેવું બોલો છો ?' મેં કહ્યું, 'એ પહેલેથી જાણું. ઓળખું તારા કાકાને !' એટલે પછી મને ડિપ્રેશ કરી શકે નહીંને ! ત્યારે શું કંઈ આપણે નથી ઓળખતા ? બધુંય ઓળખીએ. ક્યાં ક્યાં પેશાબ કરવા ગયો, ના જાણીએ આપણે ? સંડાસ ક્યાં કરવા બેસી ગયો, ધોળે દહાડે કોઈ ના હોય તો રસ્તામાં બેસી જાય. કેમ શૌચાલય નથી ખોળતા ? ત્યારે કહે, 'અહીં કોઈ છે જ નહીંને, અત્યારે.' કોઈ છે તેની ભાંજગડ છે એને. એને કોની ભાંજગડ છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ છે, કોઈ મને જુએ છે..

**દાદાશ્રી :** ત્યારે મૂઆ, આ દેખાય છે, આ ઝાડ-બાડ બધા દેખાય છે ! ત્યારે કહે, 'એ તો મને ઓળખતા નથી, એ સમજતા નથીને !' અને આ અક્કલવાળા બધા આ જે દેખાય છેને સ્કૂલોમાં-કોલેજોમાં, એ બધાં અક્કલવાળા, ઝાડ કરતાં વધારે. અમને તો આ અક્કલવાળાય ઝાડ જ દેખાય છે.

**પ્રશ્નકર્તા :** પણ આમાં જે એને લાગે છે કે આ બધા મને જોઈ જાય છે, એ શરમ અનુભવે છે, એ શું કહેવાય આ ?

**દાદાશ્રી :** એ પોતે 'હું ચંદુભાઈ છું' તેથી !

**પ્રશ્નકર્તા :** અને પેલાને આત્મા તરીકે વર્તે, એને કેવું હોય ?

**દાદાશ્રી :** પેલાને શું થાય ? એ તો કહેશે, 'અહીં કોઈ નથી એવું તને લાગે છે, તો અહીં બેસી જાને ! જાને હેંડ, તારી જોડે છું. અહીં બેસી જા.' આપણે આને છૂટ આપીએ.

**પ્રશ્નકર્તા :** છતાંય પ્રકૃતિમાં પેલું ઊભું થાય તો ખરુંને અંદર ?

**દાદાશ્રી :** આખો આત્મા જુદો પાડ્યો, પછી આને 'ફાઈલ' કહીને. ફાઈલ એટલી બધી કહી કે આત્માને ખોળવાનો જ ના રહ્યો. એ ફાઈલ સિવાય બીજું બધુંય આત્મા અને આત્મા સિવાય બધી આખીયે ફાઈલ. લાઈન ઓફ ડિમાર્કેશન કેટલી બધી સરસ !

**પ્રશ્નકર્તા :** આમાં તો જ્યારથી બેસે છે, ત્યારથી જ એકાકારપણે બેસે છે. પછી 'મને ઊઠાડ્યો' કહે છે, ત્યાંથી જ અસર થાય છેને ?

**દાદાશ્રી :** હા. પણ આપણે ઊલટું કહેવું જોઈએ કે 'ચંદુભાઈ, પાંસરા બેસોને ! જો આજ ઊઠાડે તો તમારી વાત તમે જાણો. નહીં તો આ આવી બન્યું તમારું.' એમ કહેવું પડે. એ આપણે કશુંય નહીં અને ચાલે ગાડું. પેલું માથે લઈ લો છો, 'આ ફેરે નક્કી કરવું છે, આજ આઘુંપાછું નથી થવું, આજે આમ કરવું છે' તો એ થઈ ગયા ચંદુલાલ !

**પ્રશ્નકર્તા :** હા, બસ. 'આમ નથી કરવું, આમ કરવું છે' એ માથે લઈ લીધું કહેવાય ?

**દાદાશ્રી :** હા, વગર કામની પીડા ! મેં આત્મા ચોખ્ખો આપ્યો છે. તેમાં રહેતા હોય તો નિરાંત થઈ જાય. રૂમની બહાર ગયા પછી ડિપ્રેશન ઠંડું પડી ગયું'તું ?

**પ્રશ્નકર્તા :** પછી ચંદુભાઈને સહેજ ઠપકો આપ્યો કે તારે લીધે આ મારે બહાર નીકળી જવું પડ્યું.

**દાદાશ્રી :** તે ઘડીએ તું કોણ ?

**પ્રશ્નકર્તા :** તે વખતે આત્મા પોતે.

**દાદાશ્રી :** પ્રજ્ઞા ! આત્મા પોતે હાથ ના ઘાલે. બધું સેક્રેટરી. સેક્રેટરી ઓફ ગવર્મેન્ટ !

## જુદું પાડતાં જ ડિપ્રેશન ગાયબ !

ચંદુભાઈ એમ કહે, તો આપણે ટોક ટોક કરીએ એટલે આપણો અભિપ્રાય જુદો છે એવું નક્કી થઈ ગયું. અગર તો ચંદુભાઈ, આવું કેમ થાય છે ? એટલું પૂછીએ તો ય બસ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એવું તો કહું છું, ચંદુભાઈને.

**દાદાશ્રી :** બસ, કહ્યું એટલે આપણો અભિપ્રાય જુદો પડ્યો કે આપણે થઈ ગયું જુદું. છતાં ફરી થાય તો એ ભરેલો માલ છે ને !

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને જ આગ્રહો છે તે જોયા કરું.

**દાદાશ્રી :** એ બરોબર છે. એ જોયા કરવાથી ઓછા થઈ જાય. ઘણાં ઓછાં થઈ ગયા છે અને હું ધક્કા મારું છું એ તો તમને યાદગીરી રાખવા માટે. ધક્કા નથી મારતો હું તમને ?

**પ્રશ્નકર્તા :** એવું નથી કશું લાગતું તમે ધક્કા મારો છો, એ તો ગમે છે પણ આ ચંદુભાઈનું આવું નીકળે છે એ વેદે, તેનું છે.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. આવું નીકળે છેને, તેનું છે તે તારે કહેવાનું કે 'ભઈ, આવું ન થવું જોઈએ'. બસ, એટલું જ. એની પાછળ બેસી રહીએ અને પાસ્ટને સંભાર સંભાર કરીએ તો તો પછી એ આજનું ખોઈ નાખીએ.

**પ્રશ્નકર્તા :** પ્રેઝન્ટને છોડીએ નહીં.

**દાદાશ્રી :** અમે ધક્કો મારીએ તોય ''પ્રેઝન્ટને 'જો', ધક્કો ના જોઈશ'' કહીએ.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે આવું બોલજે. તે હું બોલું છું કે 'આઈ વોન્ટ ટુ રીમેન ઇન પ્રેઝન્ટ' પણ એ તો ડિપ્રેશન આવી જ જાય છે પણ.

**દાદાશ્રી :** ડિપ્રેશન તો ચંદુભાઈને આવેને, તો આપણે શું વાંધો છે? જોવું. 'શા મોટા ચંદુભાઈ, તમને ડિપ્રેશનો આવે છે ?!' એવું તેવું કહીએ. મારે વઢવું ના પડે. હું તો આવું આવું બોલું. 'આખી દુનિયાના મોટા બાપ થઈને બેઠાં છો !' એવું કહું. એવું તમારે 'શું મોટા ચંદુલાલ !' આમ કહીએને ! આવડે કે ના આવડે ? એટલે પ્રેઝન્ટમાં જ રહેવું, જે તે રસ્તે. ડિપ્રેશન આવેને ત્યારે આપણે કહેવું, 'દાદાજી જુઓને, ચંદુભાઈ ડિપ્રેશ થઈ ગયા છે.' તમારે કહેવું. એટલે એ જબરજસ્ત પુરુષાર્થ કહેવાય. 'શા મોટા ચંદુલાલ ?! તમને શરમ નથી આવતી ?' કહીએ. બોલો પછી બન્નેની સગાઈ કેટલી લંબાવી ?

**પ્રશ્નકર્તા :** જુદું જ પડી ગયું.

**દાદાશ્રી :** તરાશે ને ? દરિયો બહુ મોટો છે !

## ડિપ્રેશન આવે ત્યારે ....

ડિપ્રેશન આવે તે ઘડીએ 'આ મારું સ્વરૂપ ન્હોય', 'હું શુદ્ધાત્મા છું, આ ડિપ્રેશનને જાણું છું', તે જુદું છે એવું નક્કી થઈ જાય, તો થઈ ગયું કલ્યાણ. જાગૃતિને જ સાચવ સાચવ કરવાની, એને જ પોષ પોષ કરો, એ જ શુદ્ધાત્મા છે.

**પ્રશ્નકર્તા :** અને ખરેખર પોતે જાણકાર જ હોય છે ને ? ડિપ્રેશન ક્યારે આવ્યું, કેટલું આવ્યું, ગયા વખત કરતાં આ ઓછું છે કે વધારે છે ?

**દાદાશ્રી :** બધું જાણે.

**પ્રશ્નકર્તા :** જેમ ડિપ્રેશનને જાણનારા આત્મા તરીકે રહેવાનું છે એવું એલીવેશન વખતે જાણનારા તરીકે રહે તો ડિપ્રેશનનો વખત ના આવે ને ?

**દાદાશ્રી :** કંઈક સાંભળે તે ઘડીએ ટાઈટ થયો હોય એટલે આત્મા જાણી જાય કે છાતી કાઢી. એલીવેટ થયું છે માટે ડિપ્રેશન આવ્યા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** તો એલીવેશન વખતે એવી અંદર જાગૃતિ રાખવાની કે તમે ટાઈટ થયા ?

**દાદાશ્રી :** એવી જાગૃતિ રહે તો કલ્યાણ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે જેટલું એલીવેશન થાય એટલું જ ડિપ્રેશન વધારે થાયને ?

**દાદાશ્રી :** દોઢસો ફૂટ ઊંચી ખુરશી પર બેઠો હોય તો દોઢસો ફૂટથી પડે.

બેનની કંઈ ભૂલ થાય તો ભાઈ એને ડિપ્રેશન લાવે એવું બોલે, પણ બેનને પોતાને ડિપ્રેશન આવે નહીંને ! એ તો 'તું બહુ ખરાબ માણસ' એવું કહી દે. એટલે પોતે ડિપ્રેશનનો માર ખાધો અને સામાને ડિપ્રેશનનો માર ખવડાવ્યો. એટલે ડબલ ગુનો થયો. ભોગવટો ય એવો જ આવે. એટલે એ તો જબરજસ્ત ભોગવટો આવે. પોતાની ભૂલ હોય તો ય સામા પર એટેક કરે અને સામાને દબડાવી મારે એ ડબલ ગુનો. એનું રિએક્શન પેલું ડિપ્રેશન વધી જાય. પણ તે ઘડીએ પાછો આનંદ ભોગવે, મેં એને કેવી ચપોડી દીધી.

**પ્રશ્નકર્તા :** પાછી પેલી ગણતરી હોયને કે આવું ચપોડીશ એટલે બીજી વખતે મારી જોડે આવું ડિલિંગ નહીં કરે.

**દાદાશ્રી :** એવી બધી ગણતરી હોય.

**પ્રશ્નકર્તા :** સામો દબડાવે તો તે વખતે પોતે કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** દબડાવે તો હસવાનું. એ દબડાવતો હોય તો આપણે ય કહેવું જોઈએ કે 'હેં ચંદુભાઈ, શું તમે એવા ગુના કર્યા'તા ? તે લોકો આવું કહી જાય. તમને શરમ નથી આવતી ?'

**પ્રશ્નકર્તા :** એવું કહેવું જોઈએ. બરોબર છે. પણ એનું દબડાવવું એ આપણા કર્મના ઉદય જ ગણાય ને ?

**દાદાશ્રી :** બીજું શું ?

**પ્રશ્નકર્તા :** એટલે આ મૂળ જાગૃતિ રાખવી જોઈએ. અને વ્યવહારમાં કેવું રાખવું જોઈએ ?

**દાદાશ્રી :** વ્યવહારમાં સેફસાઈડ જોઈતી હોય તો મૌન રાખવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** મૌન જોઈને એ વધારે દબડાવે ને ?

**દાદાશ્રી :** એ બોલી જાય તો એને ભાર લાગશે, આપણને શું ? એ તો છે જ એવા !

ડિપ્રેશન થાય તે ઘડીએ 'કેવો વટ મારતો'તો ?' એવું આપણે કહીએ, એ જ આત્મા ! ડિપ્રેશન ભોગવનાર પેલો, જે ચઢ્યા'તા એ ઉતરે. એને જાણનાર આત્મા. ડિપ્રેશન થયેલું છે તે ય ખબર પડે, તે કોને ? આત્માને. એટલે તારે તો ઊલટું તે ઘડીએ એમ કહેવું જોઈએ, 'જો કૂદાકૂદ કરીને ચઢ્યા'તા, તે કાઢ્યો સ્વાદ ?!' એ બોલીએ એટલે બહુ ફળ મળે, જબરજસ્ત ફળ મળે. દરેક ફેરો આવું બોલીએ ને તો એ ય પ્રતિક્રમણે ય ના કરવાં પડે !

અમે ય કહીએ, 'મરચું ખાવું છે, ને ઉધરસનો રોફ પડે છે તમારો ?!' આખું ને આખું મરચું ખાઈ જાય પેલાં તળેલાં ? બંધ કરી દીધાં પણ. બંધ અમે કરીએ નહીં. અમે નક્કી કરીએ કે હવે આ ના હોય. કારણ કે બધી શરીર પર અસર પડે ને ! આત્મા ક્યાં છે તે સમજી લીધું ને ? જે ચઢે-ઉતરે તે કોણ ?

**પ્રશ્નકર્તા :** ઘણીવાર તમે અંદર તો આવું જુદું કહેતા હશો, પણ ઘણીવાર મોઢેથી બહાર પણ આવું જુદાપણાનું બોલો છો.

**દાદાશ્રી :** હા, બોલું છું ને બહાર.

**પ્રશ્નકર્તા :** એટલે એ બહાર બોલે એ વધારે ઈફેક્ટિવ ?

**દાદાશ્રી :** બહુ અસર પડે. એટલે જુદા થઈ ગયા ને ! બહાર દેખવાવાળા ય જુદા થઈ ગયા ને ! અને છે જુદું જ બધું. એવું તમારે કહેવું, 'લ્યો, મોટા ડૉક્ટર થઈને બેઠા, લ્યો, કાઢોને સ્વાદ ? શું કાઢશો ? ચાલ્યું નહીં કશું !'

**પ્રશ્નકર્તા :** પેલી વાણી અવળી નીકળે ને તો હું બોલું કે તમે ડાકણ જેવા લાગો છો.

**દાદાશ્રી :** ડાકણ, એવું કહો ? એટલે પછી બધા સંબંધ તૂટતા જાય. સંબંધ તોડવાનો છે એવું બોલીએ એટલે સંબંધ તૂટી જાય. કારણ કે પ્રકૃતિને ખોટું લાગ્યા વગર રહે નહીં.

## આત્મશક્તિ જાગે, ત્યાં ડિપ્રેશન ભાગે !

**પ્રશ્નકર્તા :** એ જાગૃતિ એટલે સુધી કેવી રીતે લઈ જવાની ? એ જાગૃતિને ત્યાં સુધી લઈ આવવા માટે કેવી રીતે પુરુષાર્થ કરવાનો ?

**દાદાશ્રી :** ચૂંટી ખણીનેય જાગૃતિ કરીએને ! ચૂંટી ખણીએ એટલે બધું જાગૃત થઈ જાય. પછી ગમે નહીં. એટલે માકણ કરડે તો જાગૃતિ આવે. મનના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય ત્યાં સુધી જાગૃતિ લઈ જવાની છે. પછી એ જાગૃતિ જાગૃતિનું સંભાળી લે. પછી આપણે લઈ જવાની ના હોય. એટલે આ ચાલ ચાલ ક્યાં સુધી કરવું ?

**પ્રશ્નકર્તા :** વાણીથી પણ આગળ થયુંને, મન એટલે ?

**દાદાશ્રી :** એ બધાથી અલગ જ થઈ જાય, ત્યારે જ્ઞાતા-દ્રષ્ટા. ત્યાંથી પછી આ ઘોડાગાડીમાં ઉતરી પડવાનું. ત્યાંથી પછી બીજું મળી આવે. ચઢવું-ઊતરવું ના પડે એવું આવે.

થોડો ભાગ રહેતા શીખ્યો એટલે આવી ગયું. મન તો ઠેઠ સુધી રહેવાનું. મનને અનુકૂળ ગમે અને પ્રતિકૂળ ના ગમે. ચંદુભાઈ બહુ ડાહ્યા છે કહે કે એનાં મનને ગમે, એટલે ફર્સ્ટ ક્લાસ મોઢું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** મનને ગમતું હોય છે, ત્યારે પોતે શું કરે ?

**દાદાશ્રી :** પોતે ઊતરી જાય નીચે ત્યાંથી. સ્લીપ થયા કરે એ તો.

**પ્રશ્નકર્તા :** પણ આપણે તો ઉપરનું જોઈએ છે, મનના જ્ઞાતા-દ્રષ્ટા સુધી, તો પછી મનને ના ગમે એવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** ના. મનને તો ગમે, આપણે ના કહીએ. 'અમારે શું લેવાદેવા છે ?' કહીએ. તને ગમતું હોય તો અમારે શું લેવાદેવા ? 'તું તારી ઓરડીમાં સૂઈ જા. હું મારી ઓરડીમાં જઈશ.' મનને ગાંઠે નહીં તો કામ ચાલે ત્યાં. આવું કહે એટલે ત્યાં પોતે જુદો થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એ જ જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય ?

**દાદાશ્રી :** ત્યાંથી જ્ઞાતા-દ્રષ્ટાની શરૂઆત થઈ. ઠેઠ સુધી મનને કડવું લાગે એવું પી પી કરવું પડે. અમે પાઈએ, જોડે રહેતો હોય તેને. નહીં તો નવરું લાગે, બીજો કોઈ નવરો પડે નહીંને ! બીજા કોઈને તો ટાઈમ ક્યાંથી હોય ? સહુ લોકો ચોંટી પડે.

**પ્રશ્નકર્તા :** હવે મનને કડવું પીવાનો વખત આવ્યો ત્યારે જ્ઞાતા-દ્રષ્ટાનો લાભ કેવી રીતે ઊઠાવવો ?

**દાદાશ્રી :** એક્ઝેક્ટ જાગૃતિપૂર્વક કડવું પીધું એટલે જ્ઞાતા-દ્રષ્ટા થયો જ.

**પ્રશ્નકર્તા :** પણ મનને ના ગમ્યું હોય એટલે વાંધો પડે કે આવું કેમ ને આમ ને તેમ. તો પેલો જાગૃતિનો લાભ જતો રહેને ?

**દાદાશ્રી :** તો એ ડીમ થઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** હા. તો જાગૃતિનો લાભ લેવા માટે કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** મનને ના ગમે તો કહીએ, 'તું તારા રૂમમાં સૂઈ જા, હું મારા ઘેર !'

**પ્રશ્નકર્તા :** હા, એવું કહેવું પડેને ?

**દાદાશ્રી :** મનને ના ગમે એટલે પોતાનું ભાન જુદું હોવું જ જોઈએ કે હું જુદો છું, તું કોણ છું ? ને મારે શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** એવું કહીએ રહેવું જ જોઈએ. તો જ પેલો લાભ મળે એક્ઝેક્ટ ?

**દાદાશ્રી :** તો પોતે જીવવાનો આરો આવે. નહીં તો જીવે શી રીતે ? ડિપ્રેશન આવે. ડિપ્રેશન આવીને પછી ખલાસ થઈ જાય. પોતે જુદો છે એવું ભાન હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** મન ડિપ્રેશનમાં હોય અને પોતે જુદો રહે, એવું બને ?

**દાદાશ્રી :** હા. મનના ડિપ્રેશનને જાણીએ એ આપણું સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** મનનું ડિપ્રેશન પણ ન આવવું જોઈએને ?

**દાદાશ્રી :** એ તો આગળના સ્ટેજમાં. પહેલું ડિપ્રેશન આવવું જ જોઈએ. તેને જાણવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ ડિપ્રેશનને જાણે નહીં ને એ ડિપ્રેશનમાં એકાકાર રહે તો ?

**દાદાશ્રી :** આ બધાં બહારના માણસ જેવું થઈ ગયું પછી તો ! ડિપ્રેશન આવે તે ઘડીએ ઠંડું ના પડી જવું જોઈએ. 'ઓહો, મારી જાત ખબર પડી હવે.' એવો લાભ ઉઠાવવો જોઈએ. 'મારી જાત ખબર પડતી નહતી, હું કોણ છું' એ ખબર નહોતી પડતી. તે જાણ્યું હવે. ડિપ્રેશન તો આત્મા સિવાય કોઈને ખબર પડે નહીં, એ જ મારો આત્મા ને એ જ મારું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** આ ડિપ્રેશન છે એવું જુદું જોવું, એ જ આત્મા.

**દાદાશ્રી :** જુદું જોનારો આત્મા ને ડિપ્રેશન આવે એટલે પાછું ટાઢુંટપ થઈ જાય. 'આઈસ્ક્રીમ ખાઈ લો ને' કહેશે. પણ એ પોતાની

જાતને જાણતો નથી. એ ઘડીએ ખુશમાં રહેવું જોઈએ કે 'ઓહોહો, આજે મારી જાત જડી મને !' તેને બદલે ટાઢું થઈ જાય. આ કહે છેને, 'મને ડિપ્રેશન આવ્યું' 'અરે, તને ડિપ્રેશન શી રીતે આવે ? તો જાણ્યું કોણે આ ?' એને આત્માએ જાણ્યું. આ તો બધા ડિસ્ચાર્જ છે. ડિસ્ચાર્જ છે એટલે જોવાનું છે આપણે. ડિપ્રેશન ઘટી ગયું છે કે વધી ગયું છે એ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** ખરેખર ડિપ્રેશન વખતે પણ પોતે જાણતો જ હોય છે.

**દાદાશ્રી :** એ જ આત્મા. એના બદલે આ તો ટાઢાંટપ થઈ જાય. એવું છેને, ડિપ્રેશન આવે ત્યારે આપણે એલિવેશન કરવાની જરૂર છે. બીજું શું કરવાનું ? રોજ રોજ એલિવેશન કરવાની જરૂર નથી. ડિપ્રેશન આવે તો જ કરવાની જરૂર કે 'હું અનંત શક્તિવાળો છું, હું અનંત સુખનું ધામ છું' એમ એલિવેટ કરવો જોઈએ !

ડિપ્રેશન ના થાય એ જગ્યા આપણી. જો આનંદ જતો ના હોય એ જગ્યા આપણી. જ્યાં જગતનું કલ્યાણ થાય, એ જગ્યા આપણી ! એવું કહીશ ને ? તો સપાટાબંધ પગથિયાં ચઢી જવાય. ખોટ બહુ છે ને !

❖❖❖❖❖

# [૨.૧]

# જ્ઞાતા-દ્રષ્ટા

## જ્ઞાતા-દ્રષ્ટા ત્યાં પરમાનંદ !

આત્માનો મુખ્ય સ્વભાવ શો ? જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદ ! બીજા તો પાર વગરનાં ગુણો છે, પણ જ્ઞાતા-દ્રષ્ટા એ મુખ્ય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટાભાવ સાથે પરમાનંદ પણ રહે ?

**દાદાશ્રી :** પરમાનંદ જ હોય, નિરંતર પરમાનંદ. અમને છવ્વીસ વર્ષથી ટેન્શન ઊભું થયું નથી, એક સેકન્ડે ય. ગાળો ભાંડે, ધોલ મારે, જેલમાં લઈ જાય, તો ય અમને ટેન્શન ઊભું ના થાય. અને એ શક્તિ તમારામાં ય છે. ફક્ત શક્તિ કેળવવાની જરૂર છે. જે સામાન મારામાં છે એ સામાન તમારામાં છે. જ્ઞાતા-દ્રષ્ટાપદ સિવાયની ભ્રાંતિ છે. હા, જ્ઞાતા-દ્રષ્ટા ના હોય ત્યાર પછી ભ્રાંતિ ઊભી થાય. જ્ઞાતા-દ્રષ્ટા એટલે બધી જ્ઞેય વસ્તુ દેખાય. એટલે જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવું. પોતે નિરંતર જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહેતા હોય તે જ્ઞાની.

## પૂર્વકર્મ નડે જ્ઞાતા-દ્રષ્ટા રહેવામાં !

**પ્રશ્નકર્તા :** આપે પેલું જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવાનું કહ્યું છે, તો જ્ઞાતા-દ્રષ્ટા રહેવામાં કઈ વસ્તુ આડે આવે અમને ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવામાં પૂર્વકર્મના ઉદય આડે આવે છે. હવે

પાછલાં કર્મો બધાં ગૂંચવશે. મનમાં વિચારો આવશે, એટલે એમાં ગૂંચાવાનું નહીં આપણે. મહીં ભેળસેળ નહીં થઈ જવાનું. એ જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ રહ્યો આ જગત જોડે. બીજો કોઈ સંબંધ છે જ નહીં હવે. હવે બીજા સંબંધમાં ઊતરીએ જ નહીં.

**પ્રશ્નકર્તા :** દ્વન્દ્વો, એ સ્પંદનો નિર્મૂળ નથી થયાને ?

**દાદાશ્રી :** ના, એ જ્ઞેય સ્વરૂપે રહેલાં જ છે ને ! એ બધું જ્ઞેય સ્વરૂપે છે. અને આપણને મનમાં ગૂંચાય કે ભઈ, આ મને વળગે છે કે શું ? દહાડે દહાડે આપણે તો રાગ-દ્વેષ ઓછાં થાય છે કે નહીં, એટલું જોવું.

**પ્રશ્નકર્તા :** આત્મતત્ત્વ જાણ્યા પછી જે પ્રશ્નો થાય છે કે ગૂંચવાય છે તે આપણો વિભાગ નહીંને ?

**દાદાશ્રી :** એ બધા જ્ઞેય છે અને ડિસ્ચાર્જ સ્વરૂપે છે. અને આપણા તાબામાં નથી, વ્યવસ્થિતના તાબે છે. આપણો અને એનો સ્વભાવ જુદો છે. એ જ્ઞેય સ્વભાવનાં છે, આપણે જ્ઞાતા સ્વભાવના છીએ. જ્ઞેય વસ્તુઓ વીતરાગ છે, જ્ઞાતા ય વીતરાગ છે ને વચ્ચે અહંકાર છે તે રાગ-દ્વેષ કરાવે છે. અહંકાર ઊડી ગયો એટલે જ્ઞેય જોડે વીતરાગી ભાવ રાખવાનો. જ્ઞેયને તરછોડ મારીએ તો એ પણ તરછોડ મારે. છતાં મહીં પૌદ્‌ગલિક ભાવો ખરાબ નીકળે તો પ્રતિક્રમણ કરવાનું તમારે. આ જ્ઞાન આપ્યા પછી જે બાકી રહે છે, એ બધું જ્ઞેય સ્વરૂપે રહે છે. જે વસ્તુ મહીં ઉત્પન્ન થઈ તે જ્ઞેય છે અને આપણે જ્ઞાતા છીએ.

## જ્ઞાતા-દ્રષ્ટાને 'ફોરેન'નું નહીં જોખમ !

આ અમે જ્ઞાન આપ્યા પછી, હોમ-ફોરેન(સ્વ-પર) બે જુદા પડ્યા ત્યાર પછી અમે કહીએ છીએ કે જો તમે તમારું જ્ઞાતા-દ્રષ્ટાપણું ન ચૂકો તો તમે 'ફોરેન'ના જોખમદાર બિલકુલે ય નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટાનું લક્ષ બરાબર બેસતું નથી. એ આવે છે અને જતું રહે છે.

**દાદાશ્રી :** જતું રહે એ તો. એ કંઈક કાયમ રહેશે ને ત્યારે ભગવાન

થઈ ગયા હશો. માટે આ જતું રહે છે, એટલે પણ એ પૂરું થશે ખરું. કારણ કે હજુ સંસારમાં બધાં કાર્યો બાકી છે ને ! સંસારની ફાઈલો બધી બાકી છે કે નથી બાકી ?

**પ્રશ્નકર્તા :** બાકી છે હજુ.

**દાદાશ્રી :** એ ફાઈલો જેમ ઓછી થતી જશે તેમ એ લક્ષ વધારે વધારે બેસતું જશે. ફાઈલને લીધે અટક્યું છે બધું.

**પ્રશ્નકર્તા :** પોતાનામાં અવિરતપણે રહેવાય એવી કૃપા કરો. પુદ્ગલના દરેક સંયોગને પરપરિણામ જાણવામાં ક્ષતિ આવે છે.

**દાદાશ્રી :** આપણે જે પહેલાની ફાઈલો છે ને, એ ફાઈલોનો નિકાલ કરી નાખવાનો. કોઈ ક્ષતિ આવે ત્યાં આગળ સમજી જઈએ કે આ ફાઈલોને લીધે જ છે. એટલે જ્ઞાતા-દ્રષ્ટાપદમાં અવિરતપણે રહેવાતું નથી. તેનું કારણ એ જ છે, એક જાતની પાછલા હિસાબની ડખલ છે ફાઈલોની બધી. એટલે અવિરતપણું નથી રહેતું.

અક્રમ એટલે આ કારણ મોક્ષ જ થઈ ગયો કહેવાય. પણ આ જેટલા કર્મો બાકી રહ્યા છે, એનો જ્ઞાતા-દ્રષ્ટાપૂર્વક નિવેડો લાવવાનો છે ! જ્ઞાતા-દ્રષ્ટાપૂર્વક એ બધું 'જોતાં' નિવેડો આવે તો આત્યંતિક મોક્ષ થઈ જાય. બસ, બીજું કશું છે નહીં. પછી ગમે તેવાં કર્મો હોય, ગમે તેવાં ચીકણા હોય, ખરાબ હોય, પણ જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો એટલે છૂટ્યો.

## ઉદયકર્મમાં ડખોડખલ !

ઉદયકર્મમાં ડખલ કરીએ તે ઘડીએ બુદ્ધિ હોય અને ઉદયકર્મમાં ડખલ ના કરીએ તે ઘડીએ જ્ઞાન હોય. આ જ્ઞાન ને બુદ્ધિનો છે તે ભેદ.

**પ્રશ્નકર્તા :** ડખો માત્ર બુદ્ધિથી જ થાય છેને ?

**દાદાશ્રી :** ડખો માત્ર બુદ્ધિનો જ છે આ બધો. આ બુદ્ધિએ જ બધી ભાંજગડો, લોચા વાળ્યા. જ્ઞાનને આવું કશું હોય જ નહીં. જ્ઞાનમાં તો ડખો હોય જ નહીંને ! હા, ચંદુભાઈ છે તે ડખો કરે અને જ્ઞાન જાણે એટલે તમે છૂટા.

**પ્રશ્નકર્તા :** પેલા પ્રસંગ ઊભા થાય ત્યારે અજ્ઞાનતા ઊભી થાય ને એની અસરો ઊભી થાય અને આ જ્ઞાનની સ્થિતિમાં રહેવું હોય તો કઈ રીતે આવી શકે ?

**દાદાશ્રી :** એ તો ચંદુભાઈ એમાં રહે, તમે આમાં રહો. તમે મહીં જુદા રહો તો બીજું કશું અડતું નથી. પેલું કંઈ સુધરે નહીં. હવે જે જામી ગયેલું છે એ સુધરે ઓછું કંઈ ?! એને જોયા કરવું એટલે છૂટ્યું.

**પ્રશ્નકર્તા :** એ તો ચંદુભાઈનું જે છે એ ડિસ્ચાર્જ થયા કરવાનું.

**દાદાશ્રી :** એ પુદ્ગલ એનો ધર્મ જુદો, આ આત્માનો ધર્મ જુદો. બેને લેવાદેવા નહીં. કો'કના ધર્મમાં ડખલ કેવી રીતે કરાય ? એને 'જોવાનું' ફક્ત કે પુદ્ગલ આ ભાવમાં ફરે છે. જેને 'જોતાં' આવડ્યું, તેને બધું ય ગયું. અને ઉદયકર્મમાં હાથ ના ઘાલે એટલે કામ થઈ ગયું. અને હાથ ઘાલ્યો હોય તો પસ્તાવો કરીને પણ તરત એને છોડી દે તો એ જ્ઞાનની નજીકમાં છે, તોય કામ થઈ જવાનું એનું !

કોણે લીધું, કોણે દીધું, આણે આપ્યું આમને ને આમણે લીધું, એવા કોઈ ચોપડા ભગવાન રાખે નહીં. કેવા ડાહ્યા છે ! ચોપડા જ રાખતા નથી. હિસાબ બધો ચોખ્ખો. વગર ચોપડે હિસાબ ચોખ્ખો. તેથી મેં કહ્યુંને કે ભગવાન ચોપડા લખે નહીં ને બુદ્ધિ છે તે ચોપડા લખે. ઉદયકર્મમાં હાથ ઘાલે, આંગળી ઘાલે ઉદયકર્મમાં. અલ્યા, આપે છે તે ય ઉદયકર્મ ને પેલો લે છે એ એના ઉદયકર્મ. એમાં તારે વચ્ચે હાથ ઘાલવાનો રહ્યો જ ક્યાં તે ? ઉદયકર્મ આપે છેને ? અને લેનારે ય ઉદયકર્મ લે છે. ત્યાં આગળ પછી જમે-ઉધાર કરવાનું જ ક્યાં રહ્યું ? પણ આ બુદ્ધિનો ડખો. આ છે તે ઉદયકર્મમાં જો ડખો ના કરે, એનું નામ જ્ઞાન. પૂરું જ્ઞાન, હં ! અહીં આ તમારું અમુક જ્ઞાન તો છે પણ કેવળજ્ઞાન એનું નામ કહેવાય કે ઉદયકર્મમાં ડખો ના કરે ! તમને સમ્યક્ જ્ઞાન તો છે જ. પણ હવે કેવળજ્ઞાન થતાં પહેલાં આવી તેવી બધી વસ્તુઓ જોઈશેને ? જ્ઞાન તો છે જ. પણ કેવળજ્ઞાનમાં આ બધું આંતરશેને ?

પછી ઉદયકર્મમાં ડખો નહીં કરવાનો. કો'ક ધોલ મારતું હોય તો

આપણે એમ નહીં કહેવાનું કે કેમ મારું છું તું ? અને કેમ મારું છું, તે બોલવાનો ચંદુભાઈને અધિકાર છે પણ તમારે અધિકાર નહીં. આ ચંદુભાઈ એ ય ઉદયકર્મને આધીન બોલે. તમારે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. સમજવું તો પડેને ? વીતરાગ માર્ગમાં ગપ્પા ના ચાલે ! બીજા માર્ગમાં ચાલી જાય ગપ્પા. આ તો બહુ કાંતેલું, બહુ ઝીણું કાંતીને રેગ્યુલર સ્ટેજમાં જ મૂકેલું અને કેવળજ્ઞાનથી 'જોઈને' કહે પાછાં. એમ ને એમ બોલે નહીં અક્ષરેય. સમજાય એવી વાત છેને ?

**પ્રશ્નકર્તા :** પણ આ ઉદયકર્મ છે, એવું પણ પૂર્ણ જાગૃતિ હોય ત્યારે જ સમજાય.

**દાદાશ્રી :** હા, નહીં તો ઉદયકર્મેય ના સમજે. કેટલી બધી જાગૃતિ રહે ત્યારે સમજાય કે ઉદયકર્મ છે આ. થોડી થોડી જાગૃતિ તો રહે છે, મહાત્માઓને. આ જ્ઞાન તો ખરુંને ! જ્ઞાન થઈ ગયું, હવે ફક્ત કેવળજ્ઞાન થવાને માટે બાકી રહ્યું.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થવાને શું બાકી રહ્યું ?

**દાદાશ્રી :** આ ક્યાં ક્યાં હજુ બુદ્ધિના ડખા છે એ 'જોઈ' લેવાના. એટલે બુદ્ધિના ડખા ચંદુભાઈ કરે, તેનો વાંધો નથી. આપણે ફક્ત તે ડખામાં ન ભળી જઈએ. આપણે 'જોઈએ', એટલે આપણે આપણા હિસાબમાં. અને તેમાં જો હિસાબ ચૂકીએ તો ઉદયકર્મમાં ડખો કર્યો કહેવાય. ચંદુભાઈનું ઉદયકર્મ છે પણ આપણે ભળી જઈએ એવું ના હોવું જોઈએ, તો આપણને અડે નહીં.

## જ્ઞાતા-દ્રષ્ટા સિવાયનું બધો ડખોડખલ !

**પ્રશ્નકર્તા :** તો પછી એનો અર્થ એવો થયો કે જ્ઞાતા-દ્રષ્ટાપણું ન રહ્યું ત્યાં ડખોડખલ ?

**દાદાશ્રી :** હા. જ્ઞાતા-દ્રષ્ટા સિવાય બધું ય ડખોડખલ, એનું નામ જ સંસાર ! પણ હવે જ્ઞાતા-દ્રષ્ટા તો ના રહેવાય તે વાસ્તવિકતા છે, કે ભઈ, માણસની એટલી શક્તિ નથી. બાકી જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો એ ભગવાન

જ થઈ ગયો. પણ ત્યાં સુધી હવે કેમ કરવું ? તો મહીં ડખો કરવાનો વિચાર આવે તે ઘડીએ પ્રતિક્રમણ કરી લેવું. એટલે પછી એ ડખલ થઈ નહીં. ડખલ થઈ હતી પણ વાળી દીધી આપણે.

**પ્રશ્નકર્તા :** આ તો બહુ ઊંચી વાત કરી નાખી. પણ કંઈ દરેક વખતે માણસ 'જોયા' કરે, એવું રહી શકે નહીં ને ?

**દાદાશ્રી :** ના રહી શકે, તો પછી એણે પ્રતિક્રમણ કરવાં. તમને વિચાર આવે ને, તેનું પ્રતિક્રમણ કરવું. એક્ઝેક્ટ જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાય તો પ્રતિક્રમણ કરવું. 'આટલી બધી ઉતાવળથી શું કરવા ગાડી ચલાવો છો ?' બોલાઈ જવાયું તો આપણે પ્રતિક્રમણ કરવું પછી કે, આ ભૂલ થઈ આપણી.

**પ્રશ્નકર્તા :** નહીં, ડખોડખલ કરવાનો વિચાર નથી આવતો માણસને, પણ થઈ જ જાય છે.

**દાદાશ્રી :** હા, થઈ જ જાય. ના થાય એવું નહીં, પણ થઈ જ જાય. એટલે ડખોડખલ કરે છે, એ જ ભાંજગડ છે અને તેને લીધે આ સંસાર ઊભો રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવું, પછી આ પ્રતિક્રમણ કરવાની જે વાત છે એનો કંઈ અર્થ જ નહીંને ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ તો કોણે કરવાનું છે ? આપણે જાતે કરવાનું નથી હોતું. આપણે આ અક્રમ વિજ્ઞાન છેને એટલે કષાયો જરાક જાડા રહેલા હોય. હવે કો'કને ટૈડકાવ્યો, તે પેલાને દુઃખ થાય એવો ટૈડકાવ્યો. એટલે 'તમારે' 'ચંદુભાઈ'ને કહેવું કે, 'ભઈ, તમે અતિક્રમણ કેમ કર્યું ? માટે પ્રતિક્રમણ કરો.' 'આપણે' શુદ્ધાત્માએ પ્રતિક્રમણ નહીં કરવાનું !

**પ્રશ્નકર્તા :** આપણે તો જ્ઞાતા-દ્રષ્ટા જ રહેવાનું ને એને પ્રતિક્રમણ કરવાનું. એટલે જ્ઞાતા-દ્રષ્ટા એ તો આત્માનો સ્વભાવ છે અને પ્રતિક્રમણ એ પુદ્‌ગલને કરવાનું છે.

**દાદાશ્રી :** અતિક્રમણ પુદ્‌ગલનું ને પ્રતિક્રમણેય પુદ્‌ગલનું છે.

**પ્રશ્નકર્તા :** હા. એ જો સમજાય તો પછી બહુ ગૂંચ નથી રહેતી.

## જોવા-જાણવાનું તત્ક્ષણે જ !

**પ્રશ્નકર્તા :** આ ચંદુભાઈની બધી ક્રિયાઓને 'જોવાની' જ છેને ?

**દાદાશ્રી :** તમે પોતે આ બધી ક્રિયાના જ્ઞાતા થયા. 'તમારે' 'સ્વરૂપ'માં રહેવું જોઈએ, જ્ઞાતા-દ્રષ્ટાપણું જ રહેવું જોઈએ, પછી શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારે હું આપની સાથે વાત કરતો હોઉં, એ વખતે મારે તો એને 'જોવું' જોઈએ કે આ ચંદુભાઈ શું બોલી રહ્યા છે !

**દાદાશ્રી :** હા, એ ના રહે તો પછી એ ફાઈલ પાછી ફરી 'જોવી' પડશે.

**પ્રશ્નકર્તા :** હા. કારણ કે સાઈમલટેનીયસલી (સાથે સાથે), પાછળથી નહીં પણ એટ એ ટાઈમ રહેવું જોઈએ.

**દાદાશ્રી :** ના રહે તે જાગૃતિ ઓછી એટલી.

**પ્રશ્નકર્તા :** જ્યારે બનાવ બનતો હોય ત્યારે, હું એનો જ્ઞાતા-દ્રષ્ટા હોવો જોઈએ. આપણને પછી ખ્યાલ આવે પણ એ કામનું નહીં ને ?

**દાદાશ્રી :** છતાં પછી ખ્યાલ આવે, તો ય બહુ થઈ ગયું.

## ફાઈલ જોયા વગર ગઈ તો ?

**પ્રશ્નકર્તા :** હવે જમતી વખતે જાગૃતિ ના રહી. એટલે પાછળથી જ્યારે જાગૃતિ આવે, ત્યારે ખંખેરી નાખે કે આ ખાનાર જુદો ને હું જુદો તો...

**દાદાશ્રી :** જુદું જ છેને એ તો !

**પ્રશ્નકર્તા :** પણ એ જુદું નથી રાખ્યું એથી તો બંધાયેલા.

**દાદાશ્રી :** તો ફરી નિવેડો કરીશું. ફરી વાર આ ફાઈલને 'જોવી' પડે. એક ફેરો ફાઈલમાં સહી થયા વગરની જતી રહી તો પછી ફરી સહી કરવી પડે. સહી કર્યા વગર તો જવા દેવાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે સહી એટલે શું ?

**દાદાશ્રી :** 'જોયું' એ સહી થઈ ગઈ. 'જોયા' વગર જો જતું રહ્યું, સહી રહી ગઈ ત્યાં. આપણે સહી કરીને જ જવું પડશે. તેમાં કંઈ સાહેબને ગાળો દેવાતી હશે એવું ? એક સહી જોઈએ, સિગ્નેચર.

**પ્રશ્નકર્તા :** એ સિગ્નેચર એટલે જરા બરોબર કહો. એ સિગ્નેચર એટલે કેવી રીતે વર્તે ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટાભાવે 'જોઈને' જાય ફાઈલ.

**પ્રશ્નકર્તા :** પણ આ ખાવાનું શરૂ કરે ત્યારે બોલે કે આહારી આહાર કરે છે અને હું નિરાહારી માત્ર તેને જાણું છું. પછી નિરાંતે બરોબર ખાય, તો એમાં સહી તો ક્ષણે ક્ષણે હોવી જોઈએને, જુદાપણાની ?

**દાદાશ્રી :** ના, એવું કંઈ નહીં. જ્યાં આગળ ભૂલ ખઈએ ત્યાં જોઈએ.

**પ્રશ્નકર્તા :** આખો દસ મિનિટ જમવાનો ટાઈમ પસાર થઈ ગયો અને એ દસ મિનિટ પછી ય જાગૃતિ નહોતી આવી. આજે દોઢ મહિના પછી ખબર પડી કે આ તો તે દહાડે જાગૃતિ નહોતી રહી, તો ત્યાં એ સહી કરવાની તો રહીને...

**દાદાશ્રી :** એ ફરી જમતી વખતે ફરી સહી થશે.

**પ્રશ્નકર્તા :** તે એ જે ચૂકી ગયા, એનું શું આવશે ?

**દાદાશ્રી :** એ ફરી સહી કરવી પડશેને !

**પ્રશ્નકર્તા :** પહેલાં જે જે ચૂક્યો એ બધું અત્યારે 'જોયું' એ સહી કરી કહેવાય ? એણે ક્યાં ચૂકી ગયો એનું જાગૃતિપૂર્વક બધું પૃથ્થકરણ કર્યું, એનું શું ફળ આવે ?

**દાદાશ્રી :** એ એમાં છે તે ફળ શાનું આવવાનું ? એ તો કરેક્ટ કર્યું એટલે એની એ જ ફાઈલ ફરી નહીં આવે.

**પ્રશ્નકર્તા :** એ સહી કરવાની રહી જાય એ ભૂલ કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** અને એ ભૂલનું પરિણામ શું આવે ?

**દાદાશ્રી :** તારે જેટલી ફાઈલો હોય, એમાં સહીઓ કરવાની છે. તે આમ ફાઈલો બે-ચાર ભેગી ગઈ હોય, તો ત્રણ રહી ગઈને ? એનો કકળાટ શો ? નેવું હતી, તેમાં સાઈઠ તો થઈ ગઈ. બાકી રહી એ ફરી આવે.

**પ્રશ્નકર્તા :** કલાક પછી ખબર પડી કે આ તો જોવા-જાણવાનું રહી ગયું, તો એ પાછું જોઈ લે-જાણી લે, તો છૂટી જાય ને ?

**દાદાશ્રી :** છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આવતો ભવ આવે એવો કોઈ નિયમ ખરો ?

**દાદાશ્રી :** એ તો કેટલાંક આવતે ભવ જતા રહે.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ સંયોગ જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા વગર ચાલ્યો જાય, તો આપણે ફરીથી એને ગમે ત્યારે ભોગવવો પડશે ?

**દાદાશ્રી :** તે પાછું ફરી 'જોવું' પડે.

**પ્રશ્નકર્તા :** ફરીથી એક કલાક પછી યાદ આવે અને એનું પ્રતિક્રમણ કરે તો ?

**દાદાશ્રી :** યાદ આવે તો ય ફાયદો થાય જ ને ! એ પછી મોળું થઈ જાય. એની એ વસ્તુ હોય તો પ્રતિક્રમણ કરે તો ધોવાઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ નિકાલ પછી આ જન્મમાં જ થઈ જાયકે પાછું બીજા જન્મમાં નિકાલ બાકી રહે ?

**દાદાશ્રી :** જેટલો ફાઈલોનો સમભાવે નિકાલ કરે, એમાં ઘણીખરી આ જન્મમાં જ નિકાલ થઈ જાય. કોઈ ફાઈલ બાકી રહે, એ તો બીજા જન્મમાં ય આવે. પણ પુરુષાર્થ ધર્મ છે ને ! એટલે બધી બાબતમાં બન્ને છૂટ છે.

## ત્યાં બાકી રહી જાય નિકાલ !

ના જોયું ને ના જાણ્યું, એટલે એ ડિસ્ચાર્જ ભાવ ફરી પાછો નિકાલ કરવા આવશે, પણ છે ડિસ્ચાર્જ ભાવ.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન લીધા પછી ઉપયોગ ના રહે, તો પાછું ફરી એ ડિસ્ચાર્જ આવે ?

**દાદાશ્રી :** હા, સહી ના થાય એટલે સહી કરવા માટે ફરી કાગળ આવે, એટલી ખોટ.

**પ્રશ્નકર્તા :** તો એ ખોટ પાછી બીજી વાર પૂરી થઈ જાય કે પાછી ?

**દાદાશ્રી :** પૂરી થાય જ ને ! બીજું શું થાય, ધંધો શો છે ! અત્યારે તો ઉતાવળને લઈને કાગળ બહુ અને ટાઈમ થોડો, તે થોડા ઘણા રહી જાય કાગળ. એટલે તે ફરી વાર કે ટાઈમ વધારે હોય ને કાગળોનું કામ ઓછું થઈ ગયું હોય. ત્યારે પૂરો નિકાલ થઈ જાય. એ જો નિકાલી સમજે તો એને વાંધો નથી. અને નહીં તો એને ફરી ફરી નિકાલ કરવો પડશે. એમાં ચાલે નહીં ને ! જ્યાં સુધી ફાઈલ ઉપર 'ચોખ્ખું છે' એવી સહી નહીં થાય ત્યાં સુધી ફરી ફરી ફાઈલ આવ્યા જ કરશે. એ પુદ્ગલ ચોખ્ખું થયું, એ પછી નહીંઆવે !

## જાગૃતિ ચઢે, ધ્યાન ડાયવર્ટ કરતાં !

**પ્રશ્નકર્તા :** ફાઈલ એટલે કોઈ વ્યક્તિગત હોય તેવું ?

**દાદાશ્રી :** ગમે તે હોય.

**પ્રશ્નકર્તા :** તે વિચારો પણ ફાઈલરૂપે જ ગણાય છે ને ! ફાઈલરૂપે વિચારો હોય તેનું પ્રતિક્રમણ કરવું સારું કે એને 'જોવી' પડે ?

**દાદાશ્રી :** એ વિચારો જ્યારે આવે તે 'જુએ' જ. 'જુએ' એટલે ચોખ્ખા થઈને ગયા. નથી ગમતા એ ખબર પડે છે ને ? ગમતાં હોય તોય 'જોવાના'. ગમતાવાળા નહીં કરવાનું, એનું નામ 'જોવાનું'.

વિચાર એ તો મનમાંથી ઉદ્ભવ થાય, તે પછી ના ગમે તે પાછું છેટા રહીએ અને ગમે તો ભેગા થઈએ. ના ગમતામાં તન્મયાકાર ના થાય, ના ગમતામાં છેટો રહે એટલે ના ગમતામાં જ્ઞાતા-દ્રષ્ટા થયા. હવે ગમતામાં જ્ઞાતા-દ્રષ્ટાનું જ્ઞાન આપેલું હોય જ એટલે ફરી ફાઈલ 'જોઈ' પછી ચોખ્ખું થઈ જાય. જોવાના પ્રયોગથી જ થાય, બીજો કોઈ ઉપાય નહીં. જોતા ના ફાવે તો બીજો પ્રયોગ ગોઠવી દેવો. ચરણવિધિ બોલવી, પછી વાંચવી.

જે માલ ભર્યો હોય, તેના ઉદય વખતે આપણે ધ્યાન આપીએ નહીં તે માલ યુઝલેસ-નકામો જ જાય. પછી ધ્યાન ના આપીએ બહુ, તો એની મેળે જતો રહે નકામો, છોને પછી કચરો ભર્યો હોય. ધ્યાન આપીએ, તન્મયાકાર થઈએ ત્યારે વિકલ્પ કહેવાય. એટલે એ 'જોયા' કરીએ અગર તો બીજું કામ કરીએ મહીં તો પેલો નકામો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે બેઉ રસ્તા છે ને ? કાં તો એમાં ધ્યાન ના આપીએ અને વિધિમાં કે એમાં કશામાં પેસી જઈએ અથવા તો એની સામે જ્ઞાતા રહીએ.

**દાદાશ્રી :** જ્ઞાતા રહેવું અને ના રહેવાય તો પેલી રીતે.

**પ્રશ્નકર્તા :** એટલે બેઉ રીતે પેલી ગાંઠો ઓગળે.

**દાદાશ્રી :** હા, અને જ્યારે મરી જવાનો વિચાર આવે છે તે ત્યાં આગળ તન્મયાકાર થતાં નથી. થાય કશું નહીં પણ એ સમજે છે કે અહીં આગળ નુકસાનકારક છે, માટે ત્યાં છેટો રહે છે. આ તો આને ટેસ્ટ પડે છે, ત્યાં તન્મયાકાર થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એ ટેસ્ટવાળું જોખમી સમજાય તો પછી ત્યાં ચેતે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** મનમાં વિચાર આવે અને એમાં ધ્યાન ના આપીએ તો એ ખાલી થયું કહેવાય કે પછી ઈફેક્ટ આપીને જાય બીજું કંઈ ?

**દાદાશ્રી :** હં. ખાલી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આમાં પેલો વિચાર જે આવે છે, એમાં બે વસ્તુ કીધી. એક તો એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું અને બીજું એનાં પ્રત્યે ધ્યાન ન આપવું. તો એ બેઉ પ્રક્રિયામાં કહ્યું કે વિચાર ખરી પડે તો પછી બેઉમાં ફેર કયા ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહે તેમાં વધારે ફાયદો થાય. પેલો ઓછો ફાયદો થાય.

**પ્રશ્નકર્તા :** ફાયદો એટલે ? વધારે ફાયદો એટલે ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા એ રિયલ પુરુષાર્થ કહેવાય. એની તોલે કંઈ જ ન આવી શકે !

**પ્રશ્નકર્તા :** પણ તો આ બેમાં ફેર શું છે આમ ? એટલે બીજે ધ્યાન આપે એ શું કહેવાય અને જ્ઞાતા-દ્રષ્ટા રહે એ શું કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા જો ના રહેવાતું હોય તો બીજે ધ્યાન રાખ. નવકાર મંત્ર વાંચે, બીજું કંઈ વિધિ બોલે.

## બસોનો ટ્રાફિક ચૂકાવે 'જોવાનું' !

**પ્રશ્નકર્તા :** જે પણ કંઈ મારું ડિસ્ચાર્જ આવે છે, એને હું ખાલી 'જોયા' કરું છું, બીજું કશું કરતો નથી. આ બરાબર છે ?

**દાદાશ્રી :** હં. બરાબર છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એકધારું કેમ રહેતું નથી ? ઉતરી જાય છે પાછું, પાછું ચઢે એવું કેમ ?

**દાદાશ્રી :** ના ઉતરે. એકવાર ચઢ્યા પછી ઉતરે નહીં. જ્ઞાન તો જ્ઞાન જ રહેવાનું. એકવાર જો આંધળો થઈ ગયો તો પછી દેખાતું બંધ થઈ જાય. આ તો પણ ફરી દેખાય છે ને ?

> 'કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન,
> કહીએ કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ.' - શ્રીમદ્ રાજચંદ્ર

ભલેને દેહ હોય પણ છતાં નિર્વાણ છે, કહે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, અખંડ થવું બહુ અઘરું છે.

**દાદાશ્રી :** અરે, ખંડ થયું તેને અખંડ થતાં વાર ના લાગે. ખંડ જેને થયું, તેણે અખંડ થવાની ભાંજગડ નહીં કરવાની. એ અખંડ થવા માટે જ ખંડ થયું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આમાં એવું થાય છે કે પ્રવૃત્તિ કરતાં હોય તો શરૂ કરતાં પહેલાં એ ધ્યાન રહે. પછી પ્રવૃત્તિમાં પડ્યા એટલે ભૂલી જાય અડધો કલાક. પ્રવૃત્તિ પૂરી થાય એટલે પછી પ્રતીતિ થાય.

**દાદાશ્રી :** એવું છે ને, આ શેના જેવું છે ? તમને સમજાવું કે આપણે અહીં આગળ એક જગ્યાએ આ કોઠીનાં ઢાળ ઉપર, ચાર રસ્તા ઉપર એક મોટી ખુરશી નાખીને બધાં બેઠાં ત્યાં આગળ. તે આપણે સામી બાજુ જોવું હોય તો બસ આવે તો પેલું દેખાય ? એટલે બસો આય-જાય કરે ત્યાં સુધી પેલું અખંડ ના દેખાય. અરે, બસો આવતી-જતી બંધ થઈ જશે. રાત પડી એટલે એની મેળે જ બસો બંધ થઈ જવાની, હડહડાટ.

**પ્રશ્નકર્તા :** દાદા, બાળપોથીનો દાખલો એકદમ કેમનો બધાને આપી દીધો ?

**દાદાશ્રી :** હા, પણ શું થાય ? કામ લાગી જાયને ! એને ભય લાગે છે કે હવે આ અખંડ ક્યારે થાય ! નથી ભય રાખવા જેવું. તે આ બધી બસો બંધ થઈ જશે એટલે આખું જ રહે, અખંડ જ. તારું જ્ઞાન તો અખંડ જ છે. આ બસો વાંધો ઊઠાવે છે અને બસોનો સંયોગ છે. તે સંયોગ પાછાં વિયોગી સ્વભાવનાં છે. એ ઝપાટાબંધ જતાં રહેશે. હવે તું નવા સંયોગો ઊભાં કરતો નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, દસ દહાડા બેસવું પડે આ બધું સમજવા માટે, તો આપે એક લીટીમાં સમજાવ્યું કે વચ્ચે બસો જ દોડે. આનાં ઉપરથી તો અમારે અનુભવ લેવા જેવો કે હવે શું કરવા ખોટું માથું ફોડ્યા કરીએ ?

**દાદાશ્રી :** બળ્યું, આ તમારો મોક્ષ જ છે. આ તો બસો આય-જાય

કરતી હોય, તેમાં બસોવાળાને કશું ના કહેવાય આપણાથી ? આપણે મોક્ષને લઈને બોલાય નહીં. તે બે માળવાળી યે આવે, એક માળવાળી યે આવે. અને હાથી જતો હોય તો ના દેખાય પાછું. પણ હવે એ સંયોગો છે. એટલે જેટલાં છે એટલાં આવીને જતાં રહે છે અને પછી એ અખંડ જ રહેશે. છે જ અખંડ. એટલે અખંડ નથી રહેતું, પણ કેટલાંકને દાદા તો અખંડ રહે છે ને ?

એટલે આમ સમજણ પડી જાયને, અખંડ ! જુઓને, કેટલો ગૂંચારો હતો કે આ ખંડિત થયું, હવે અખંડ ક્યારે થશે ? તે કોની બાધા રાખવી હવે ? અખંડ જ છે આ. તમને સમજાઈ ગયું અખંડ હવે ? અઘરું લાગતું'તું અને બહુ અઘરું, ઓહોહો ! આનો ક્યારે પાર આવશે ને ક્યારે એ થશે ! આવી ગયેલો પાર ! એના અભ્યાસની જરૂર છે અહીં. આ અક્રમ વિજ્ઞાન છે તે એટલે ટચમાં આવવાની જરૂર. એક ફેરો મળે છે. તેની જાગૃતિ જતી નથી આ. એક ફેરો મને ભેગો થયો ને જ્ઞાન લીધું હોય તો એની જાગૃતિ જતી નથી.

હવે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે જ ચારિત્ર. પણ એ તમારાથી રહેવાય નહીં. કારણ કે તમારે તો હજારો લફરાં. વચ્ચે બસો આય-જાય કર્યા કરતી હોય, એમાં શી રીતે જ્ઞાતા-દ્રષ્ટા રહો ?! તમે કહો કે આ બસોને લીધે નથી દેખાતું કશું, છે ખરું પણ દેખાતું નથી બસોને લીધે. ત્યારે હું કહું કે 'બસો તમારી ગોઠવણી છે કે બીજા કોઈની ?' ત્યારે કહે, 'હા, એ તો મારી જ ગોઠવેલી.' મેં કહ્યું, 'બે માળની હઉ ગોઠવેલી ?' ત્યારે કહે, 'હા. બે માળની હઉ ગોઠવેલી.' તમે જ આ ગોઠવેલી બાજી. મારી બસો બધી બંધ થઈ ગઈ હોય ને તમારી તો ચાલુ જ છે ને !

**પ્રશ્નકર્તા :** પેલી બસનો ટ્રાફિક આવે એટલે દેખાતું બંધ થઈ જાય, તો હવે જોવાનું શું ?

**દાદાશ્રી :** જ્ઞેય દેખાય. આ આત્મા અરીસા જેવો છે. અરીસાની જગ્યાએ આત્મા મૂકો, તો અરીસામાં છે તે જ પેલું સામે હતી જે વસ્તુ. સામો આમ શણગાર કરેલો થાંભલો હતો. તે અરીસામાં દેખાતો કેમ બંધ

થઈ ગયો ? થાંભલો મહીં ઝળક્યા કરે. તે ઝળકતો બંધ થઈ ગયો એટલે પેલો બૂમ પાડે કે મારા આત્મામાં આમ મહીં દેખાતું નથી હવે. ત્યારે કહે, ભઈ, વચ્ચે આ બસો જાય છે એટલે.

આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે. એટલે આમ આ આંખોની પેઠ નથી જોતો, આમ મહીં ઝળકે. જ્ઞાતા-દ્રષ્ટામાં તે કંઈ ક્રિયા કરવી પડે ? ઝળકે એટલે તો આ અરીસાને કશું મહેનત કરવી પડે ? અહીંથી આમ ગયો તે મહીં દેખાય.

## ન ખોળો ટ્રાફિક ક્લિયરન્સને !

**પ્રશ્નકર્તા :** તે બસો જતી બંધ કેવી રીતે કરવાની ?

**દાદાશ્રી :** બંધ નહીં કરવાની. એ તો જેટલી છે, ડીસાઈડેડ થઈ છે એટલી જવા જ દેવાની. કશું બંધ કરવાની નહીં. બસો જતી વખતે આપણા લક્ષમાં રહે કે પેલી બાજુ છે જ. આ તો પહેલાનો હિસાબ છે. જે આ બસો જાય છે તે કાયદાના દરે જાય છે.

**પ્રશ્નકર્તા :** હું તો એ શોધું છું કે બસો કેવી રીતે બંધ કરવી મારે ?

**દાદાશ્રી :** ના, એ બંધ નહીં કરવાની. બંધ કરવા જઈએ તો કોણ બંધ કરે એ ? આપણે તો શુદ્ધાત્મા થયા.

**પ્રશ્નકર્તા :** પણ એ ગમતું નથી પાછું અંદર કે આ બસો જઈ રહી છે. એમ થાય છે કે આ બસો ચાલી હવે, બંધ કરો.

**દાદાશ્રી :** હા. એ ના ગમે એ ચંદુભાઈને નથી ગમતું. તમને તો ગમે જ છે ને ! એટલે ચંદુભાઈને કહેવું કે આ બધો હિસાબ છે. માટે ગભરાશો નહીં. બસો બધી કેવી કેવી આવે છે, નહીં ?

**પ્રશ્નકર્તા :** ભારે.

**દાદાશ્રી :** એમ ? હવે અમારે બસો ના આવે. અમારે તો બધું આવી ગયું, થઈ રહ્યું. એ ડીઝાઈન પૂરી થઈ ગયેલી. હવે પૂરણ કરેલું તે ગલન થાય છે. તે વહેલું થાય તો સારું એમ ઉકેલ આવી જાય એવી

ભાવના હોવી જોઈએ. તમે કહો છો, બંધ કેવી રીતે કરવી ? બંધ કર્યા પછી બગડી જાય બધું.

**પ્રશ્નકર્તા :** ના. એ ચંદુભાઈને જ આવે છે, પણ આ ઉકેલ આવવો જોઈએ. ઉકેલાઈ જાય તો પછી શાંતિ થઈ જાય.

**દાદાશ્રી :** એક વખત એવો આવી જશે, ખરેખરો આવી જશે. બસ જશે એટલે પાછું દેખાઈ જશે. ત્યાં સુધી પ્રતીતિમાં રહે. જ્યારે દેખાય ત્યારે લક્ષમાં આવે. જ્યારે ફાઈલ આવે, બસ જતી હોય વચ્ચે ત્યારે પ્રતીતિમાં રહે કે છે જ !

## આખી ફિલ્મ લગ્નની જ ગમે ?

**પ્રશ્નકર્તા :** જોવા ને જાણવામાં સંઘર્ષ બહુ ચાલે છે. એટલે જે જે સંયોગો ભેગા થાય એમાં તણાઈ જવાય છે.

**દાદાશ્રી :** એ તણાઈ જાય તો કોણ તણાઈ જાય ? તમે તો શુદ્ધાત્મા. શુદ્ધાત્મા શી રીતે તણાય ? ચંદુભાઈ નામનું પુદ્ગલ તણાય.

**પ્રશ્નકર્તા :** એ જોવા-જાણવામાં સ્થિરતા રહેવી જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, એ સ્થિરતા રહે નહીં. સ્થિરતા રહે તો ઊલટી ઉપાધિ થઈ પડે. આ સિનેમાની ફિલ્મ સ્થિર થઈ જાય તો શું 'જોવાનું' પછી ? એ તો ચાલુ જ રહેવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** નહીં, એ તો ચાલુ રહે, પણ આપણે એની સાથે ચાલુ ન થઈ જઈએ અને આપણે સ્થિર રહીએ એ જ.

**દાદાશ્રી :** નહીં, આપણે 'જોયા' કરીએ. 'જોનાર' તો હંમેશાં સ્થિર જ હોય. 'જોનાર' તણાય નહીં હંમેશાં ય. 'જોતાં' નથી આપણે એટલે એની મહીં ઊંધો અભ્યાસ થઈ જાય. જ્ઞાયકભાવમાં રહ્યા એટલે પછી કોઈ દહાડો તણાય નહીં અને લાગણીવશ થયો કે તણાયો. લાગણીવશ થાય એટલે સિનેમામાં ય તણાઈ જાય લોકો. રડે છે હં કે ! અરે પણ જોવાનું'તું ત્યાં રડું છું શું કરવા ? જોવાનું હોય ત્યાં રડે મૂઓ ! રડે ખરો ?! અને ફિલ્મ તો એક જ પ્રકારની હોય તો જોવાની ગમે ?

**પ્રશ્નકર્તા :** ના ગમે, દાદા.

**દાદાશ્રી :** હં. ફિલ્મમાં ઘડીકવારમાં લગ્ન આવે. ઘડીકમાં મારામાર થતી હોય, ઘડીકમાં હરણ કરી જતા હોય, ત્યારે જોવાની ગમેને ! આખી ફિલ્મમાં લગ્ન ચાલ્યા કરે તો ના ગમે ને ? એટલે બધી આ ફિલ્મ જોવાની છે. જરાય આનંદ ના જાય એ આપણું વિજ્ઞાન.

શક્તિ તો આખી જ છે મહીં, પણ અવ્યક્ત રૂપે રહેલી છે. કેમ અધૂરી રહે છે ? આપણને હજુ આ બધું ગમે છે. છતાં આ જ્ઞાન પછી ઘણું ખરું ઓછું થઈ ગયુંને ? જેમ જેમ ઓછું થશે તેમ તેમ શક્તિઓ વ્યક્ત થશે. ગમે છે એનો અર્થ તિરસ્કાર નથી કરવાનો એનો. પણ એની મહીં તન્મયાકાર થઈ જાય, ભૂલી જાય પોતે, પોતાની શક્તિ ભૂલી જાય અને આમાં તન્મયાકાર થઈ જાય એટલે એનો અર્થ ગમે છે કહેવાય. ખાઓ-પીઓ પણ તન્મયાકાર ના થાવ. જુઓ, સિનેમામાં જાવ છો તો કંઈ કોઈ સારી બઈ કે સારો ભઈ હોય, તો ભેટે છે એને ? અને કોઈ કોઈને મારતો હોય તો ત્યાં બૂમ પાડે છે કે એ કેમ મારું છું ? 'ના મારીશ' એવું કહે છે કંઈ ? મનમાં સમજે છે કે જોવાનું જ છે આ, બોલવાનું નથી.

કેટલા વર્ષ પહેલાં સિનેમા જોવા ગયેલા ? તે દહાડે જોયેલું ખરું ને પણ ? તે કંઈ બોલતા નહોતા ને કે કેમ મારું છું તે ? હં, જોવાનું જ છે ત્યાં આગળ ! એ ફિલ્મ એવું નથી કહેતી કે તમે અમને માથે લઈ જાવ જોડે. ફિલમ તો કહે છે કે જોઈને જાવ. પછી તમે ઊંધું કરો, તેનું ફિલમ શું કરે બિચારી ? પણ પોતે ગુંદર ચોપડીને જાય એટલે પછી શું થાય ? એ ગુંદર ધોઈને જવું પડે. પોતે ગુંદર ચોપડીને જાય એટલે જે હોય તે અડે ને ચોંટે !

## 'જોવા'થી થાય હિસાબ ચોખ્ખા !

**પ્રશ્નકર્તા :** કંઈ ભૂલ થતી હોય ને ત્યારે ખબર પડે, આપણે અંદર વઢીએ પણ ખરા કે ચંદુભાઈ, આ તમે કરો છો એ સાચું નથી. તો ય પાછાં એક બાજુથી ચંદુભાઈ માને નહીં ને કરે જ.

**દાદાશ્રી :** એનો વાંધો નથી. કારણ કે 'જોનાર' શુદ્ધ છે. જેને 'જુએ'

છે, એમાં શુદ્ધિ છે અને અશુદ્ધિ છે, પણ તેય સાપેક્ષ દ્રષ્ટિથી. બાકી, જોનારને માટે શુદ્ધિ-અશુદ્ધિ હોતી નથી. 'જોનાર'ને તો બધું સરખું જ છે. આ બધું લોકોના મનમાં સારું-ખોટું છે. બાકી ભગવાનની દ્રષ્ટિએ સારું-ખોટું છે નહીં. સમાજને સારું-ખોટું છે. ભગવાન તો કહે છે, 'જોઈ' ગયા એટલે છૂટા થઈ ગયા. એ ય છૂટા અને આ ય છૂટા. એટલે શું થયું ? અજ્ઞાને કરીને બાંધેલા હિસાબ એ 'જોઈને' કાઢો એટલે તમે છૂટા અને એ ય છૂટું. 'જોયા' વગર બાંધેલો હિસાબ, 'જોઈને' કાઢો એટલે છૂટા !

## ન થાકે ફિલ્મ કે પ્રેક્ષક !

આ બધું જે આવે છે ને, આ જ્ઞેય છે ને તમે જ્ઞાતા થશો, ત્યારે પૂર્ણાહુતિ થશે. આ જાણવાની વસ્તુઓ રહી હવે. મહીંથી જે વાવ્યું'તું ને તે ઊગે છે હવે. ઊગે છે ને એને 'જોયા' કરવું આપણે. અને જો તન્મયાકાર થઈ ગયા તો આ મોક્ષમાર્ગ જતો રહેશે. આ મોક્ષ તમારા હાથમાં આપેલો છે. હવે પ્રશ્ન ઊભો નહીં થાય. કમ્પ્લિટ સોલ્યુશન રહેશે. આ જે પ્રશ્ન ઊભા થાય છે. આ તો મહીંથી ઊગે છે. તેને તમે છે તે મહીં અંદર પ્રવેશ કરો છો. ઊગે છે તેમાં આપણે શું ? સામું ફીલ્મ દેખાય છે. ફીલ્મ એવું નથી કહેતી કે તમે મારી જોડે ભેગાં થઈ જાવ. આપણે 'જોવાનું' છે. પણ આ 'જોશો' એટલે છૂટી જશે. આપણે જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી થયા. આખી જિંદગી દરેક કાર્યો ફિલ્મની પેઠ 'જોવા'માં આવે તો કોઈ કાર્ય એને અડે નહીં. ફિલ્મને જોનારો અને ફિલ્મ બે જુદા હોય હંમેશાં કે એક જ હોય ?

**પ્રશ્નકર્તા :** જુદા હોય.

**દાદાશ્રી :** ફિલ્મમાં ઉતરેલો ફિલ્મ જોઈ શકે ? ના. ફિલ્મને જોનારો હોય તે ફિલ્મ જુએ. પણ જગત ફિલ્મમાં ઉતરેલું છે અને તમે ફિલ્મ જોનારા છો, એટલે ફિલ્મ જોઈએ કે ભઈ, આ જગત ચાલે છે એ ફિલ્મ દેખાય છે. આ બધી ફિલ્મ જ છેને બધી. એટલે વાત સમજવાની ટૂંકી ને ટચ છે. બીજું કશું ય છે નહીં ! ફિલ્મ અને ફિલ્મને જોનારો બન્નેને થાક ના લાગે. જોનારને થાક ના લાગેને ! ફિલ્મને થાક ના લાગે.

## નિકાલ કરે એ પુદ્ગલ ધર્મ !

**પ્રશ્નકર્તા :** કોઈ વખત તો ફાઈલોનો સમભાવે નિકાલ થતો નથી.

**દાદાશ્રી :** સમભાવે નિકાલ નથી થતો એ જેણે 'જાણ્યું' એ આત્મધર્મ અને સમભાવે નિકાલ થવો-ના થવો એ પુદ્ગલધર્મ. બેનાં ધર્મ જુદા છે. પુદ્ગલનો ધર્મ ના થાય, તેમાં આપણે શું લેવાદેવા ? આપણે તો 'જાણ્યું' ખરું ને ? 'જાણ્યું' એ આપણે આપણા ધર્મમાં છીએ. પુદ્ગલનો ધર્મ હોય કે ના ય હોય. આપણે લેવાદેવા નથી. પુદ્ગલ ધર્મ જુદો, આત્મધર્મ જુદો. આત્મધર્મ એટલે નિરંતર 'જાણ્યા' કરવું, સંપૂર્ણ જાગૃતિ. એક પરમાણુ ઊડ્યું હોય તો ખબર પડે, એનું નામ આત્મા. પારકી પુદ્ગલ પીડામાં પડશો નહીં. પુદ્ગલ તો ઘડીમાં ઊંચું થાય, નીચું થાય. 'જાણ્યા' કરવું એ આપણો ધર્મ ને ઊંચા-નીચા થવું, મતભેદ થવો એ તો જૂનો પરિચય, વધે તો ગમે અને ઘટે તો ના ગમે. એ ધર્મ ના રહેવો જોઈએ આપણો. એ પરિચય પહેલાંનો છે. એટલે આપણે કહી દેવાનું કે આમ નથી આપણું, આ આપણું ન્હોય. એ પાડોશીનાં પરિણામ છે. દાદાએ ના કહ્યું, છતાં આપણું માનીએ તેને પછી દાદા શું કરે ?

એટલે આપણે સમભાવે નિકાલ આ રીતે કરવાનો છે. એટલે છૂટકો થઈ ગયો. પછી એ ખરાબ હોય, દુનિયા વગોવી નાખે એવું હોય તો ય પણ આપણને બાધક નથી, એને 'જોઈએ' જ. 'જોનાર'ને જોવાની વસ્તુ સાથે કોઈ સંબંધ હોતો નથી. જોવાની વસ્તુ ગમે એવી ખરાબ હોય તો ય મહીં 'જોનાર'ને, દ્રષ્ટાને કંઈ રાગે ય નથી થતો ને દ્વેષે ય નથી થતો. 'જોનાર'ને કંઈ લેવા-દેવા નથી. મહીં ખરાબમાં ખરાબ આખું જગત નિંદા કરે એવાં ભાવ ઉત્પન્ન થયા હોય, ડિસ્ચાર્જમાં આવ્યા હોય તોય એને આપણે જોયા કરવાં. 'ઓહોહો ! એવું કેવું ચંદુભાઈ ? તમને તો હું લાયક જાણતો'તો પણ તમે છો નાલાયક', એમ કહેવું જરા.

**પ્રશ્નકર્તા :** બરોબર છે. પણ ખરાબ ભાવ થાય તો ?

**દાદાશ્રી :** ખરાબ ભાવ થાય તો ય 'જોયા' કરવાનું. ખરાબ વર્તન થાય તે ય 'જોયા' કરો.

**પ્રશ્નકર્તા :** વાણી નીકળે તો ય 'જોયા' કરવું ?

**દાદાશ્રી :** વાણી નીકળે તો ય 'જોયા' કરવું. એ નીકળે તોય જુદા રહેવું. થોડીવાર પછી જુદા થાય પણ તે થવું જોઈએ. થોડીવાર પછી જુદું થાય પણ સ્ટેપિંગ લે. એટલે બીજા સ્ટેપે ખલાસ થઈ જાય. અને એમાં તો જોઈએ તો ય અંબાલાલ, આ જ્ઞાની પુરુષ વાતો કરતાં હોયને, તે એમને દેખાય બધું. જે જે કરતાં હોય એ બધું દેખાય. એટલે તમારે છે તે આ કરવાનું છે, આ ભાવો કરવાના છે. અત્યારે પહેલે સ્ટેપે દૂર ના થાય એકદમ એટલે એકાદ સ્ટેપ વધારે, એટલે બે-ત્રણ અવતાર કહીએ છીએને !

## બોલનારને 'જાણે' તે છેલ્લું જ્ઞાન !

'ચંદુભાઈ' જ્યારે વાત કરતા હોય અને 'તમે' 'જોયા' કરો, એ ચંદુભાઈ શું બોલે છે, ત્યારે એ કરેક્ટ જ્ઞાન, છેલ્લું જ્ઞાન. એના પછી બે પગથિયાં રહ્યાં, તે તો એકદમ નાના છે. ચંદુભાઈ શું બોલી રહ્યા છે, એને પોતે 'જાણે'. એટલું આવે તો બહુ થઈ ગયું.

ભગવાન કૃષ્ણ આવું કરતા હતા કે કૃષ્ણ શું કરે છે એ 'જોયા' કરે. મહાભારતમાં લડાઈ થઈ ત્યારે કહે છે, કૃષ્ણ ભગવાને છે તે જાતે કર્યું ? ત્યારે કહે, 'ના, કૃષ્ણ ભગવાન 'જોયા' કરતા હતા કે કૃષ્ણ શું કરે છે !' આટલું જ 'જોવાની' જરૂર છે.

## આને કહેવાય જ્ઞાતા-દ્રષ્ટા !

જ્ઞાતા-દ્રષ્ટાનો શો અર્થ છે, કે ઊંચામાં ઊંચો અર્થ પેલો છે કે પોતે અંદરખાને શું કરી રહ્યો છે ? મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું શું કરી રહ્યું છે, એ બધાને સર્વ રીતે જાણે અને જુએ બસ. બીજું કશું નહીં. અને તમારે કયા પદમાં આવવાનું છે ! કે ચંદુભાઈ હરતાં-ફરતાં દેખાય. ચંદુભાઈ ફરતાં હોયને તે તમે પછી બેસીને જુઓ તો આ ચંદુભાઈ તે ઘડિએ દેખાય. કેવી રીતે ફર્યા તે તમારે ચંદુભાઈનું આખું શરીર દેખાવું જોઈએ. બહારનો ભાગ દેખાવો જોઈએ, અંદરનો ભાગ વાર લાગે. જ્યારે બહારનો ભાગ દેખાય જુદો, તે વીતરાગ થવા માંડે, પછી સંપૂર્ણ વીતરાગ થવાય.

હવે બહારનો ભાગ એટલે શું ? કે છોકરો જતો હોય આમ અને છોકરાના ગજવામાંથી પૈસા પડે, પડતા હોય તો પાછળ આપણે પહેલાં શું કરતા હતા, કકળાટ કરી મેલીએ, કૂદાકૂદ કરી મેલીએ, 'ઊભો રહે, પૈસા પડે છે, ઊભો રહે.' હાલી જાય મહીં બધું. કારણ કે જીવતો હતો. ચંદુભાઈ તરીકે જીવતો હતો. એટલે એવું થાય ને પછી આ જ્ઞાતા-દ્રષ્ટા થયો એટલે પછી પૈસા પડે કે જે કંઈ થવાનું હોય, તે આપણે ચેતવણી અપાય, કે 'એ ભાઈ, તારા ગજવામાંથી પૈસા પડે છે.' પછી એમાં આપણે આઘાપાછા ના થઈએ કશું. એ તો ચેતવણી ના આપીએ તો ય વાંધો નથી. જાણે જીવતા હોઈએ એવું ખબર ના પડવી જોઈએ.

હજુ આ દ્રષ્ટિ ઊંચી જતી જશે. જીવતા હોય આજે તો મહીં કકળાટ કરી મેલે, હવે તો જે ભૂલ થવાની હોય કે નુકસાન જવાનું હોય તો થાય, આપણે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. મરી ગયા હોય તો પછી શું કરીએ ? પછી ભૂલો થાય તો ? એ બધું આવી રીતે એના જેવું ! છોડીના હાથે ગ્લાસવેર બધા તૂટી ગયા, તો આપણે જોનાર ને જાણનાર. બસ ! અક્ષરેય બોલવું નહીં, જાણે જીવતા ના હોઈએ એવી રીતે રહેવું.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે તો બહુ ટૂંક સમયમાં કૃપાળુદેવની છેલ્લી દશા આપી દીધી !

**દાદાશ્રી :** હા, તો કલ્યાણ થઈ જાયને, એ સારું. છેલ્લું જ્ઞાતા-દ્રષ્ટા તો, ચંદુભાઈ આવતા-જતા હોય તો તમને આમ દેખાય કે ઓહોહો, આવો ચંદુભાઈ, એવું બધું વાત કરતા હોય તો ય તમને જુદા દેખાય. ચંદુભાઈ દાદાજીના પગે તેલ ઘસતા હોય તે તમને દેખાય. અને 'તમે' કહો કે 'ચંદુભાઈએ બહુ સારું ઘસ્યું' એ છેલ્લું !

**પ્રશ્નકર્તા :** આમ આકૃતિ જુદી દેખાય કે આમ સમજણથી જુદું દેખાય ?

**દાદાશ્રી :** પહેલાં સમજણથી જુદું દેખાય પછી ધીમે ધીમે આકૃતિથી દેખાય. હરતાં-ફરતાં જેમ આ બીજા કોઈ જતા હોય એવાં દેખાય. આ ભાઈ આવતાં-જતાં દેખાય છે એ સમજથી દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** ના, આકૃતિથી.

**દાદાશ્રી :** એવું દેખાય એ જ્ઞાતા-દ્રષ્ટાપણું, એટલે આત્મા જુદો છે. એની બહુ લાલચ રાખવી નહીં. એ તો બહુ મોટું પદ કહેવાય. આપણે તો આ જેટલું આપ્યું છે, એટલું દ્રઢ થઈ જાય તો બહુ થઈ ગયું. લિમિટ બાંધવા જઈએ તો આય રહી જાય ને તેય રહી જાય.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે ચંદુભાઈ જુદા દેખાય, હરતાં-ફરતાં, આટલું જુદાપણું હોવું જોઈએ, પણ એમાં દ્રષ્ટા તો ચંદુભાઈની અંદર જ હોયને !

**દાદાશ્રી :** ત્યારે જ જોવાનું ને ! ચંદુભાઈની અંદર હોય છતાં એને દેખાય જુદા. એ પણ છેલ્લું પદ છે, એ તમારે તો આ મેં કહ્યું છે એટલું જ આવે તો બહુ થઈ ગયું. એ સ્ટેશને ગયા તો બીજા બધા સ્ટેશન ભેગા થઈ જશે.

❖❖❖❖❖

## [૨.૨]

## 'ચંદુ' શું કરે છે, 'જોયા' કરો !

### આ જ છે મોક્ષમાર્ગ !

આ સંસારનું આખું સ્વરૂપ જ એવું છે કે આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એટલે કુદરત બધું કર્યા કરે અને તમારે 'જાણ્યા' કરવાનું એ જ મોક્ષમાર્ગ છે. ત્યારે વળી પાછાં ક્રમિકમાર્ગવાળા કહેશે, એમાં આત્માનું કશું નહીં ? આત્માનું એમાં આવી જ જાય છે. એમાં એક એવિડન્સ એનો આવી જ જાય છે, વિભાવિક ભાવ ! વિભાવિક આત્માની વિભાવ દશા. તે એમાં એક એવિડન્સ તરીકે આવી જાય છે. માટે ખરેખર પદ્ધતિસર કર્તા નથી એ, નૈમિત્તિક કર્તા છે. બીજા સંજોગો ભેગા થાય ત્યારે પાછું થાય અને સંજોગોના ધક્કાથી વિભાવ થાય અને વિભાવથી બીજા સંજોગો ભેગા થાય.

એટલે હવે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ કરે, આને તમારે 'જાણ્યા' કરવું, તો આ કેવળજ્ઞાન કહેવાય. હાથ કપાયો, કાપનાર કુદરત, તમે 'જાણ્યા' કરો એ બધું કેવળજ્ઞાન અને જ્યાં સુધી ભોગવટો લાગે ત્યાં સુધી કેવળજ્ઞાનના અંશોમાં ફેર છે.

આ ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં કેવળજ્ઞાન થઈ જાય. અત્યારે કેવળજ્ઞાન તો થતું નથી, પણ એનાં અંશ વધે. પોતે તો આત્મા છે જ અને બહાર જો ઉલ્લાસમાં આવી ગયું, તો થઈ રહ્યું ! એક શંકા તો ગયેલી છે, નિઃશંક થયેલાં છે, પછી જોઈએ શું ?

ડિપ્રેશન થયું હોય તો ડિપ્રેશન 'જોયા' કરવું. એલિવેટ થયું તો એલિવેટ 'જોયા' કરવું. શું થાય તે 'જોયા' કરો. એલિવેટ થયા પછી ડિપ્રેશન આવ્યા વગર રહે નહીં. જ્યારે ડિપ્રેશન આવ્યા પછી એલિવેટ થયા વગર રહે નહીં. માટે જે થાય એ 'જોયા' કરવાનું. અપ એન્ડ ડાઉન, ડાઉન એન્ડ અપ.

**પ્રશ્નકર્તા :** જેમ સમય જાય, એમ આ જ્ઞાન સજ્જડ થતું જાય?

**દાદાશ્રી :** સમજણ પડે તેમ સમાતો જાય. આપણે તો સમજવાનું એકલું જ છે. મેં જે જ્ઞાન આપ્યું, તેનાથી આવરણ બધાં તૂટી ગયા, કર્તાપણું છૂટી ગયું. કારણો બધાં ઊડી ગયા. હવે એ પરિણામ રહ્યા. પરિણામને શી રીતે ભોગવવું ? એનાં માટે આ સમજી લો ! સમજથી બધો ઉકેલ આવે અને એટલું બધું સમાઈ જાય કે 'જાણે' એકલું જ. પેલો ગાળ દીધા કરે ને આ 'જાણ્યા' કરે એટલું જ, ના રહે એવું ?

**પ્રશ્નકર્તા :** રહે, દાદા.

**દાદાશ્રી :** ત્યારે ગાળ તો શરીરને અડતી નથી. મચ્છરું કૈડ્યું હોય તે ય 'જાણ્યા' કરે. જો 'જાણનાર' છે તો શરીરથી છેટો છે અને 'જાણનાર' ના રહ્યા તે ઘડીએ શરીરમાં છે.

## ખરાબને ખરાબ 'જાણ્યે' એ જાય !

**પ્રશ્નકર્તા :** હવે જે ફાઈલો આવી, એનો સમભાવે નિકાલ કર્યો. એ પ્રકૃતિની જે કંઈ ગૂંચો હતી, એ બધું આપણે 'જોયા' કરીએ. એ જેમ જેમ 'જોયા' કરીએ એમ એમ પ્રકૃતિ બધી ચોખ્ખી થતી જાય કે નહીં ?

**દાદાશ્રી :** થાય ને ! પ્રકૃતિ બધી ચોખ્ખી થતી જાય. જેમ તમે 'જુઓ'ને, તેમ તમારી 'જોવાની' શક્તિ વધતી જાય. કારણ કે મલ્ટિપ્લાય થાય અને ચોખ્ખું થાય. 'ખરાબ છે' એવું 'જાણે' એટલે જતું રહે. કોઈ પણ વસ્તુ ખરાબને ખરાબ જાણીએ ત્યારથી જ જવા માંડે. જગ્યા ખાલી કરી નાખે. એને જ્યાં સુધી સારું છે એમ માનીએ ત્યાં સુધી બેસી રહે. બીજો કોઈ કઠોર ઉપાય કરવાની જરૂર નથી. આ જ્ઞાનનો જ ઉપાય !

આ જે ઊંધું આવે છે ને, તે તો 'જાણ્યું'ને તમે ? એટલે જતું જ રહેવાનું ધીમે ધીમે. થોડા વખત પછી જતું જ રહેશે. એમાં આપણને ખોટ નથી જતી. ના 'જાણ્યું' હોય ત્યારે ખોટ જાય.

કુદરતે એવી કળા મૂકી છે કે આ જગત બંધ થાય જ નહીં. ભગવાનને પણ બંધ કરી દેવું હોય તો ય ના થાય ! એટલે પછી ભગવાને ધીરજ પકડી કે 'શું બને છે' એ 'જોયા' કરો. અને જેને છૂટવું હોય તે એવી ધીરજ ધરજો. જેને આ જગત પોષાતું ના હોય, તે શું બન્યા કરે છે તે 'જોયા' કરો તો છૂટશો. 'અમે' પણ એવું જ કરીએ છીએ.

## સંગ - અસંગ - સત્સંગ

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાન આપો છો તેમાં જુદું તો પડે છે, પણ તેમાં મારી કંઈ કચાશ રહી ગઈ હશે ?

**દાદાશ્રી :** ના. કશી કચાશ નહીં. ક્યાં ક્યાં વૃત્તિઓ જાય છે અને ક્યાંથી આવે છે ? અને લાવે છે શું ? અને લઈ જાય છે શું ? એ બધું 'જોયા' કરીએ. પછી એથી વધારે આગળનું હમણે આ એવી ખોટી આશાઓ રાખવી નહીં. હમણે આ 'જોવાય' ને તો બહુ થઈ ગયું. ભગવાને કહ્યું હતું કે 'વૃત્તિઓ ના દેખાય તો ય રાગ-દ્વેષ નથી થતાં ને ?' ત્યારે કહે, 'ના'. એટલે 'થઈ ગયું' !

હવે 'જોવાનું' શું છે ? પુદ્‌ગલના ઉદયને જ 'જોવાનું' છે. પણ ઉદય જ્યારે એવો જોશબંધ ભારે હોય ત્યારે ધૂંધળું 'દેખાય'. એટલે 'જોવાનું' સમજાય જ નહીં, ચૂકી જાય. ઉદય જો હલકો હોય ને તો ઉદય એકબાજુ ચાલ્યા કરે ને 'આપણે' 'જોતા' હોઈએ. ચંદુભાઈને તમે 'જુઓ' એ જ છેલ્લું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** એ બાજુ જોવામાં જ આપણો નિરંતર ઉપયોગ રહે, માટે આપણે એવી કઈ ક્રિયા કરવી કે જેથી વધારે ઉપયોગ રહી શકે ?

**દાદાશ્રી :** આ બાજુના સંજોગો, સત્સંગ તરફના હોવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** મારે સંજોગ એવાં નથી. તો એકાંત હોય તો વધારે સારું ?

**દાદાશ્રી :** તે એકાંત વધારે હિતકારી હોય ને ! પણ એકાંત હોય ક્યાંથી ? એવી પુણ્યૈ ક્યાંથી હોય સંયોગ વગર ?! આ સંયોગો જ દુઃખદાયી છે ને !

**પ્રશ્નકર્તા :** હવે એકાંત શેને કહો છો આપ ?

**દાદાશ્રી :** બીજા સંયોગો ભેગા ના થાય, કોઈ ડખલ કરનારું ના હોય, આપણું સ્વતંત્ર હોય. અને પછી આપણે ચંદુભાઈ શું કરે છે તે બધું 'જોયા' કરીએ. ઉપયોગ મૂકો એટલે દેખાયા કરે બધું.

**પ્રશ્નકર્તા :** આપણને ખબર પડે કે મહીં શું આવ્યું ને શું ગયું તો એ...

**દાદાશ્રી :** તો એ જ જ્ઞાન. ચંદુભાઈ આમ આખા ના દેખાય. પણ મહીં શું આવ્યું-ગયું એ બધું દેખાય, એ પહેલું જ્ઞાન. પછી ધીમે ધીમે પેલું આખું થતું જાય. જગતને તો આવ્યું-ગયું એ ખ્યાલ ના હોય. પહેલું એ સ્થૂળ જોવાનું. એમ કરતાં આ પછી એડવાન્સ થતું જાય, સૂક્ષ્મમાં. પછી છેવટે બધું પોતે જુદો જ દેખાયા કરે.

**પ્રશ્નકર્તા :** એ નથી દેખાતું !

**દાદાશ્રી :** એ ધીમે ધીમે થાય. એકદમ ના થાય આ. એક કલાકે ય ના થાય કોઈથી. અમને ય સંયોગ હોય ત્યારે એક્ઝેક્ટ ના થાયને !

**પ્રશ્નકર્તા :** એટલે આપ પણ એકાંત માટે કહો છો ને, કે એકાંત સારી વસ્તુ છે.

**દાદાશ્રી :** પણ લોકોને ખસેડીને એકાંત ના કરવું. આપણે કોઈને ખસેડીને એકાંત ના કરવું. સંયોગોનો સ્વભાવ જ છે કે એની મેળે વિયોગ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** એમ જુઓ તો કોઈ સંયોગી વસ્તુ આપણને અડતી નથી. જો આપણે અસંગ રહેવું હોય તો બધાંની વચ્ચે અસંગ રહી શકાય છે.

**દાદાશ્રી :** રહી શકાય, ખુશીથી રહી શકાય. છે જ અસંગ. એવો શુદ્ધાત્મા છે આ. હું અસંગ જ છું. નિર્લેપ જ છું. પેલી માન્યતા તૂટી ગઈ

એટલે ગયું. એ રોંગ માન્યતા હતી. તેથી તો લોક કહે, 'હું અસંગ કેવી રીતે કહેવાઉં ?' એમ ના કહે લોકો ? અને તમને તો પોતાને સમજાય કે આ રોંગ માન્યતા તૂટી.

**પ્રશ્નકર્તા :** આપણી ફાઈલ નંબર એક છે, એના માટે એકાંત કામનું ખરું કે નહીં ?

**દાદાશ્રી :** હોય તો લાભકારી. એકાંત તો બહુ લાભકારી. આ અમે બધાં બેઠાં હોયને તો સૂઈને આંખો મીંચીને એકાંત ખોળીએ. નહીં તો આંખ ઊઘાડી હોય ને મારા સામું કોઈ જુએ તો પછી એકાંત રહે નહીં ને ! અનુભવમાં આવે એવું ?

## તન્મયાકાર થાય તેને જોવાનું !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનીને આ બાજુ લક્ષ જ નથી એટલે એ 'જોઈ' નહીં શકે.

**દાદાશ્રી :** ના, એમ નહીં. એ તો સારો વિચાર આવ્યો એટલે 'મને જ આવ્યો' એમ એ કહે. તન્મયાકાર જ હોય હંમેશાં. બહુ ના ગમતો હોય, અપ્રિય વિચાર આવે ત્યારે એ છેટો રહે ! 'જેલમાં જઈશ તો શું થશે ?!' એવા વિચાર આવે કે છેટો રહે, નહીં તો ગમતા વિચારોમાં તન્મયાકાર થયા વગર રહે જ નહીં. અને આપણને મનના બધાં 'જ્ઞેય દેખાય'. મનની બધી અવસ્થા 'જોઈ' શકે, ચિત્તની બધી અવસ્થા 'જોઈ' શકે, બુદ્ધિની અવસ્થા 'જોઈ' શકે, અંતઃકરણની અવસ્થા 'જોઈ' શકે, અહંકારની અવસ્થા 'જોઈ' શકે. અહંકાર ઊંચો ચઢ્યો છે કે નીચે ઊતર્યો છે તે 'જોઈ' શકે. સાધારણ માણસો, જ્ઞાન વગરનાં માણસો કોઈ 'જોઈ' શકે નહીં.

**પ્રશ્નકર્તા :** કોઈ ખરાબ વિચાર આવે ને તરત જતો રહે. બસ, બીજું કંઈ નહીં, તો એ શું કહેવાય ?

**દાદાશ્રી :** આ તો બધા જતાં જ રહે. આ ગાડી આવતી હોય ને આમ જતી હોય તો એવો ભય લાગે કે મારી પાસે આવશે તો શું કરીશ ? અંદર ચાલ્યા જ કરે, એ આપણે 'જોયા' કરવાનું. મનમાં જે થાય, ઉદ્વેગ

થાય કે અધોવેગ થાય, જે વેગ થાય તે 'જોયા' કરવાનું. આપણે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં રહેવું. બીજી બધી જડ વસ્તુઓ છે. ચેતન જેવી દેખાય છે પણ છે જડ. હવે જે મનમાં આવે છે ને, એ વિચારો બધાં 'જોયા' કરવાના. 'જોયા' કરશોને એટલે બધું રાગે પડી જશે. એ તો આપણને એવું લાગે કે અવળું-સવળું થઈ ગયું. કંઈ અવળું-સવળું થયું જ નથી.

**પ્રશ્નકર્તા :** વિચાર આવે ને પછી તન્મયાકાર થાય, ચિત્ત ફોટો બતાવે તે તન્મયાકાર દશા કહેવાય ને ?

**દાદાશ્રી :** એ તો ડિસ્ચાર્જ છેને, એનો વાંધો નહીં. એ તો આપણે 'જાણ્યું' કે આ ચિત્ત બતાવે છે. જાણનારો છૂટ્ટો જ છે. કરનારો ભાંજગડવાળો હોય, પણ જાણનારો છૂટ્ટો જ હોય ને ! આપણે છૂટ્ટા ને છૂટ્ટા !

## નડે કર્તાપણું, નહીં કે કુક્રિયા !

આ તો સમજીને શમાવાનું છે. ઉદયકર્મનાં જે દોષ હોય, તે દોષને 'જાણે' ત્યારથી છૂટ્યો. તે પછી સુટેવ હોય કે કુટેવ હોય, તેની સાથે આપણે લેવાદેવા નથી. 'જાણકાર' હોવો જોઈએ. તે મહાત્માને આ કુટેવે ય નથી ને સુટેવે ય નથી. આ સુટેવ-કુટેવ એ ભ્રાંતિના સ્વભાવની છે. ચંદુભાઈ જ ભ્રાંતિના સ્વભાવથી છે. આ જે જજમેન્ટ છે તે ભ્રાંતિનાં હિસાબે છે. અહીં આગળ ખોટાં પડે છે. એટલે સુટેવ-કુટેવ બેઉ બાજુએ મૂકાવી દીધી ને આપણે જ્ઞાન આપીએ ત્યારે બોલીએ છીએ ને, પુણ્યાચાર-પાપાચાર બંનેથી જુદા, દ્વંદ્વથી તદ્દન જુદા, એટલે દ્વંદ્વાતીત દશા છે. અને ગમે તેવા ખરાબમાં ખરાબ દોષ દેખાય પણ જો એના તમે જ્ઞાતા છો તો તમને કશો વાંધો નથી. પારકાનાં ઘેર કશું થાય, એમાં આપણે શું ? પાડોશીને ઘેર રાંડે, તેમાં આપણે કંઈ રડવાની જરૂર છે ? આપણે ત્યાં જઈને આશ્વાસન આપીએ કે ભઈ, જરા શાંતિ રાખજે. ઉદયકર્મ ભગવાન મહાવીરે ય જાણ્યા કરતા હતા. માંકડ કૈડતા હતા, તેને પોતે જાણ્યા કરતા હતા, કે દેહ આખી રાત પાસાં ફેરવે છે. દેહ તો સહન ના કરી શકે. એ તો અહંકારી જ સહન કરી શકે. એ કહે કે મને કશું કૈડે તો હું કંઈ હાલું નહીં. એટલે એવું નક્કી જ કરી નાખે. પણ ભગવાનમાં તો કશો અહંકાર હોય નહીં ને ! બિલકુલેય અહંકાર હોય નહીં.

અત્યારે આ કસાઈ હોયને, એને હું જ્ઞાન આપું ને એ જો જ્ઞાનમાં રહે ને આત્મદ્રષ્ટિથી 'જોયા' જ કરે બધું, બીજામાં ડખો ના કરે, મારી આજ્ઞામાં રહે તો એ મોક્ષે જાય. કસાઈની ક્રિયા નડતી નથી, 'હું કરું છું' એ નડે છે. એક અવતાર ગમે તે થાય પણ તમે 'જોયા' જ કરો ને આજ્ઞામાં રહો તો એક અવતારમાં મોક્ષે જવાય તેવું આ જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** જીવ બચાવવા દવા કરવી, એના કરતાં 'હું શુદ્ધાત્મા છું', એમ કરતાં કરતાં દેહ છૂટી જાય તો એમાં સારું કયું ?

**દાદાશ્રી :** એ તો શું બને છે એ 'જોવું', એ સારું કહેવાય. એટલે આત્મા પોતાના ધર્મમાં આવી ગયો. મન મનના ધર્મમાં છે, આંખો આંખના ધર્મમાં, કાન કાનના ધર્મમાં છે. (વ્યવહાર)આત્મા બીજા ધર્મોને પોતાના ધર્મો માનતો હતો. મેં સાંભળ્યું, મને વિચાર આવ્યો, તે આત્મા આત્માના ધર્મમાં, જ્ઞાતા-દ્રષ્ટા ધર્મમાં આવી ગયો. જ્ઞાયકભાવમાં આવ્યો એટલે થઈ ગયું, પૂરું થઈ ગયું કામ.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એવું લક્ષ રહે અને ખોળિયું છૂટી જાય તો સુખી થઈ જઈએ ?

**દાદાશ્રી :** આપણે છોડવાની દાનત નહીં કરવાની અને નહીં છોડવાની ય દાનત નહીં કરવાની. આપણે 'જોયા' કરવાનું. જ્યારે છૂટવું હોય ત્યારે છૂટજે. જ્ઞાતા-દ્રષ્ટા કોનું નામ કહેવાય કે દારૂખાનું ફૂટતું હોય તો ફૂટે, તે જુએ. જ્ઞાતા-દ્રષ્ટા એને 'જુએ'. અને પોતાનું ધોતિયું બળી ગયું તે ય જુએ. ઓહોહો, આ ય બળ્યું !

## આત્મજ્ઞાન વિના નહીં જ્ઞાયક !

આ ચંદુભાઈનું શરીર છે એ બધું જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. જ્ઞાતા-દ્રષ્ટા બન્ને છો અને જ્ઞાયક એટલે જાણવાનો ને જોવાનો એ સ્વભાવ જ પોતાનો છે, બીજો કોઈ સ્વભાવ નથી. તે આ ચંદુભાઈ દ્રશ્ય અને જ્ઞેય છે. આ ચંદુભાઈના દરેક સ્પેરપાર્ટ્સ બધું દ્રશ્ય અને જ્ઞેય છે. એવું મન એ પણ દ્રશ્ય ને જ્ઞેય છે. મન શું વિચારે છે તે જાણવાનું જ ખાલી. એમાં પછી મહીં હાથ ઘાલવાનો નહીં. હાથ ઘાલે તો દઝાય.

હવે જ્ઞાન વગર માણસ મનને જ્ઞેય કરી શકે નહીં. આપણું જ્ઞાન ના આપ્યું હોય તો મન સાથે એકાકાર થઈ જ જાય, એના કહ્યા પહેલાં થઈ જાય અને આ જ્ઞાન પછી પોતે જુદો રહી શકે. એને 'જોયા' કરવાનું, બસ !

આ શરીર શું કરી રહ્યું છે, એને 'જાણવું' જોઈએ. આપણે જજ સાહેબ જજમેન્ટ આપતા હોય તો પણ એમને જાણવું જોઈએ કે આ જજ શું કરી રહ્યા છે. એ આપણું જ્ઞાન અને જજ શું કરી રહ્યા છે એ એમનું. બન્ને પોતપોતાની છે તે ફરજો બજાવે છે. આત્મા આત્માની ફરજ બજાવે અને સાહેબ સાહેબની ફરજ બજાવે. તમે સાહેબને ઓળખો કે ના ઓળખો ? માણસ સારા છે ને કે થોડા ખરાબે ય છે ?

**પ્રશ્નકર્તા :** થોડા ખરાબે ય છે.

**દાદાશ્રી :** જુઓ, ઓળખે ને ! 'હું જ છું સાહેબ', કહે તો આવું નિષ્પક્ષપાતી બોલે ?

જ્ઞાન લીધેલાનું ફળ શું ? જ્યાં આગ્રહ છે ત્યાં જ્ઞાન નથી. જ્ઞાન છે ત્યાં આગ્રહ ના હોય. જ્ઞાન એટલે નિરાગ્રહી.

**પ્રશ્નકર્તા :** નિરાગ્રહી.

**દાદાશ્રી :** તે ચંદુભાઈ આગ્રહ કરે, દુરાગ્રહ કરે તેને જાણવું, એનું નામ જ્ઞાન. તમે જાતે જ ચંદુભાઈ થઈ જાવ પછી જ્ઞાન ક્યાં રહ્યું તે ?! 'હું મંદિરમાં દર્શન કરું છું' કે 'હું આમ કરું છું' એવું બધું તમારે કરવાનું હોય નહીં. તમારે તો ચંદુભાઈ શેના દર્શન કરે છે એ બધું 'જોયા' કરવાનું.

## જોનારો જીંદગી આખી ય સરખો !

**પ્રશ્નકર્તા :** એક દ્રશ્ય, એક પરિસ્થિતિ, એક વસ્તુ નાનપણમાં જે જોઈ હોય દસ-બાર વર્ષની ઉંમરે. એ બત્રીસ-તેત્રીસ વર્ષની ઉંમરે જુએ, સાઈઠ-બાસઠે જુએ, નેવું વર્ષે એ જુએ, જોનારો એક જ છે.

**દાદાશ્રી :** જોનારો એક જ.

**પ્રશ્નકર્તા :** પણ એમાં જોનારાને આખો ભેદ કેમ લાગે છે ?

**દાદાશ્રી :** એવું છે ને, અનુભવ જેમ જેમ ફરતા જાય છે એમ બધો ભેદ ફરતો જાય. અનુભવ એક જ પ્રકારનો હોતો નથી. પાંચ વર્ષે એને આ રમકડામાં જ્યાં પ્રેમ હતો ત્યાં અનુભવ એમાં જ હતો કે આના વગર સુખ જ નથી. એટલે ત્યાં આગળ જોતો હતો. હવે વીસ વર્ષનો થાય એ એવું ના જુએ. એટલે અનુભવ જેમ જેમ ફરતો જાય તેમ તેમ એ જોનારની દ્રષ્ટિ બદલાતી જાય.

**પ્રશ્નકર્તા :** ના, પણ એમાંથી અનુભવ થાય ને એમ કહે કે આ નકામું છે. એટલે વીસ વર્ષે જે કામનું લાગતું હોય, એ ચાલીસ વર્ષે નકામું લાગે.

**દાદાશ્રી :** નકામું જ લાગે.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા જે છે, એ તે વખતે ય જોનારો હતો, જ્ઞાતા-દ્રષ્ટા હતો. વીસ વર્ષે એ ય જ્ઞાતા-દ્રષ્ટા છે. ચાલીસે ય એ જ...

**દાદાશ્રી :** અને જતી વખતે ય તે જ્ઞાતા-દ્રષ્ટા જ છે. એમના જ્ઞાન-દર્શનમાં ફેર નહીં. કારણ કે પોતે ફેરફાર રહિત છે.

## કુચારિત્રનું જાણપણું એ જ ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** ચારિત્રમાં આ બધું આવવું જોઈએ ને ?

**દાદાશ્રી :** ચારિત્રમાં લાવવાની જરૂર નથી. કુચારિત્ર જાણે, એનું નામ ચારિત્ર. સારા ચારિત્રની મસ્તી આવે એ કુચારિત્ર, એ ભયંકર જોખમદાર.

**પ્રશ્નકર્તા :** તો અમારે ક્ષાયક સમકિતનો અહંકાર આવે તે...

**દાદાશ્રી :** જ્ઞાન આપીએ તો અહંકાર તો ના આવે પણ મસ્તી આવે, એય ખોટું પાછું !

**પ્રશ્નકર્તા :** તે પછી તમે તો પછી કોઈ જાતનો આનંદ રહેવા જેવી જગ્યા જ નથી રહેવા દેતા.

**દાદાશ્રી :** બળ્યું, આનંદ તો, પોતાના સ્વરૂપમાંથી આનંદ લો ને !

આભાસી આનંદ શું લેવાનો ? મસ્તીઓ લેવાની હોય ? મસ્તી તો, આ બહારના લોકો લૌકિક ધર્મને ધર્મ માને છે, એ લોકો મનની મસ્તીમાં, દેહની મસ્તીમાં, વાણીની મસ્તીમાં, આખું જગત મસ્તીમાં ભમી રહ્યું છે. બાવા-બાવલી, સાધુ-સંન્યાસીઓ બધાં મસ્તીમાં જ પડ્યા છે. તે ય આખો દહાડો મસ્તી ના રહે. થોડીક વાર, પછી પાછું હતું તેનું તે. પછી મસ્તી આવે ! અને અહીં તો મસ્તી ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ અમે તો બીજી બધી મસ્તી છોડી અને અમે હવે દાદાની મસ્તીમાં રહીએ છીએ.

**દાદાશ્રી :** એ મસ્તી ના ગણાય. બાકી, સારા ચારિત્રની મસ્તી હોય, તે ઊલટું નુકસાન કરે છે. એના કરતાં કુચારિત્રનું 'જાણપણું' એ ફાયદો કરે છે. કુચારિત્રને 'જાણે' એ આત્મચારિત્ર.

**પ્રશ્નકર્તા :** અમે કુચારિત્રને 'જાણ્યું' તો ખરું, પણ પોઝિટિવ ચારિત્રનાં કોઈ જાતનાં આનંદ વગર જીવવાનું ?

**દાદાશ્રી :** 'જાણે' તે ઘડીએ આનંદ હોય જ, ને 'કરે' તે ઘડીએ દુઃખ હોય.

**પ્રશ્નકર્તા :** હવે અમારું કુચારિત્ર 'જાણ્યું', તે વખતે તો આનંદ શેનો હોય ? એ તો દુઃખ-વૈરાગ થાય કે આ કુચારિત્ર 'જાણ્યું'.

**દાદાશ્રી :** કુચારિત્રનો સ્વભાવ જ એવો છે કે પોતાનું એ જાણપણું ખોવાઈ જાય. જો એટલી બધી જાગૃતિ થયેલી હોય અને કુચારિત્રમાં જ્ઞાન હાજર રહે, 'જાણપણું', તો એ ઊંચામાં ઊંચું ચારિત્ર છે.

**પ્રશ્નકર્તા :** પણ વંકાયેલું દેખાય તે વખતે દુઃખ તો થાયને ?

**દાદાશ્રી :** એ ન્હોય વંકાયેલું. ભગવાનને ત્યાં વંકાયેલું નથી, સમાજમાં વંકાયેલું છે. સમાજ શું કહે છે ? એટલે આ વાંકો ને આ સીધો, આ નાલાયક ને આ લાયક એ બધાં દ્વન્દ્વવાળો સમાજ છે. ભગવાનને ત્યાં એક જ વસ્તુ છે. બધા જ્ઞેય જ છે.

## કર્તા થયો તો લાગે દોષ !

'ફાઈલ નંબર એક' ખાય, ન્હાય, સંડાસ જાય, ત્યારે જો ત્યાં મોડું થયું હોય તો બૂમાબૂમ કરી મૂકે. ત્યાં ય જો જવા ના દેને, તો વઢવાડ કરે. અલ્યા, સંડાસ જવાનું કંઈ મહત્ત્વનું ? ત્યારે કહે, એ ય મહત્ત્વનું. જ્યારે ના જવા દે, ત્યારે ખબર પડે કે મહત્ત્વનું છે કે નહીં. દાતણ કરે, ખાય, દોડધામ કરે એ બધું 'જોયા' કરવું આપણે.

**પ્રશ્નકર્તા :** આટલી બધી ઉપાધિ શા માટે કરાવવી ? ન કરાવાય તો ના ચાલે ?

**દાદાશ્રી :** એ છોને કરે ! એ ઉપાધિવાળા જ છે. ચંદુભાઈ તો જન્મ્યા ત્યારથી જ ઉપાધિવાળા !

**પ્રશ્નકર્તા :** એને કહેવાનું ચૂપ, મને બેસી રહેવા દે, ખબરદાર જો...

**દાદાશ્રી :** નહીં, ખબરદાર નહીં કહેવાનું. આપણે પોલીસવાળા નથી. આપણે ભગવાન છીએ ! પોલીસવાળા એવું કરે ખબરદાર કે ના ખબરદાર, આપણે તો ભગવાન છીએ, 'જોયા' કરવાનું. આપણે આપણા જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં અને એ કર્તા સ્વભાવમાં. કર્તા સ્વભાવવાળો ઉપાધિ કર્યા જ કરવાનો. પુદ્ગલ કર્તા સ્વભાવનું છે.

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલને તો ન્હાવું છે, ધોવું છે, એવું કરવું છે. આપણે ક્યાં એવું કરવું છે ?

**દાદાશ્રી :** ચંદુભાઈ શું કરે છે એ આપણે 'જોયા' કરવાનું. બીજો કશો ધર્મ નહીં. તમે તમારા સ્વભાવમાં, ચંદુભાઈ ચંદુભાઈના સ્વભાવમાં. તારે જ્યાં ફરવું હોય ત્યાં ફર કહીએ, તારો ભટકવાનો સ્વભાવ. તે ભમરડો એનો ટાઈમ થઈ જાય એટલે પડી જશે. ભમરડો તો ફર્યા જ કરે ને ? તે આ યે ભમરડો જ છે.

મન કરે છે બધું, આત્મા કરતો નથી.

**પ્રશ્નકર્તા :** મનથી દોષ લાગે ને ?

**દાદાશ્રી :** ના, 'હું કરું છું', એવું માનીએ તો દોષ લાગે. 'હું કર્તા છું, આ શુભનો કર્તા હું છું, અશુભનો કર્તા હું છું' ત્યાં સુધી દોષ લાગે. ત્યાં સુધી કર્મ બંધાય. પણ પોતાનાં સ્વરૂપમાં આવી ગયો, પછી કર્તા-ભોક્તા મટ્યો. ત્યારથી પછી દોષ ના લાગે, પછી સંવર રહે !

## આમ ખાલી થાય મમતા !

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાની મમતા ખલાસ કરવી હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** એ મમતાને 'જોવી'. તેં જોયેલી હોળી ? હોળીમાં હાથ ઘાલીએ તો આનંદ રહે કે 'જોઈએ' તો આનંદ રહે ?

**પ્રશ્નકર્તા :** 'જોઈએ' તો આનંદ.

**દાદાશ્રી :** તો 'જોવાની' આપણે આ. ચંદુભાઈની મમતાને 'જોવી'.

**પ્રશ્નકર્તા :** પણ આમાં ખરાબ કર્મનો ઉદય આવે તો પાછો પલટો ના થઈ જાય ?

**દાદાશ્રી :** ના. કશું થાય નહીં. જે ઉદય આવે એને 'જોયા' કરવાનું. ચંદુભાઈ ગાંડાં કાઢતા હોય તો ય તમારે 'જોયા' કરવાનું. તેથી કંઈ આપણને નુકસાન નથી. મહીં જે ભરેલો માલ છે તે એવા ગાંડાં કાઢે વખતે. સારો ભર્યો હોય તો ડાહ્યાં યે કાઢે !

તમે શુદ્ધાત્મા છો અને બીજું કશું કરવાનું નથી. મૂળ વસ્તુ પામી ગયા પછી કશું રહ્યું જ નહીં. હવે ચંદુભાઈ શું કરે છે, કોના છોકરાં ચંદુભાઈ રમાડે છે, એ બધું આપણે 'જોવાનું'. 'કોના છોકરાં ? તમારા છોકરાંને રમાડો છો ?' એટલે એવું કહેવાનું, પણ આ બધું 'જોવાનું' આપણે.

**પ્રશ્નકર્તા :** પણ એ 'જોવામાં' નથી રહેવાતું.

**દાદાશ્રી :** એ તમારે પૂરું ના રહેવાય. અમે કરીશું એનો પાછો રસ્તો. પણ 'જોવાનું' જ આ ખાલી.

**પ્રશ્નકર્તા :** એટલે ચંદુભાઈથી જુદા તો છીએ, પણ વર્તનમાં એવું દેખાતું નથી હજી.

**દાદાશ્રી :** વર્તનમાં ના હોય એ તો. આપણે 'જોવાનું' જ હોય ફક્ત. મનમાં ખરાબ વિચાર આવે તો ખરાબ ખબર પડે અને સારો વિચાર આવે તો સારી ખબર પડે. એ બધું ખબર ના પડે આપણને ?

**પ્રશ્નકર્તા :** એ પડે.

**દાદાશ્રી :** તો એ જ 'જોનારો'. એ આત્મા 'જોનારો'. તમને રાગ-દ્વેષ કોની કોની પર થાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી થતા.

**દાદાશ્રી :** ત્યારે એ જ આત્મા. અને તે 'જોયા' જ કરે છે બધું, મનમાં ખરાબ વિચાર આવ્યો તો ય. સારો વિચાર આવ્યો હોય, બીજું થયું હોય, ત્રીજું થયું હોય, તરત જ 'જોયા' કરે બધું. કો'ક વાણી શું બોલ્યો, કોઈ ખરાબ વાણી બોલ્યો હોય કે સારી બોલ્યો હોય તો ય પણ રાગ-દ્વેષ ના થાય, એનું નામ આત્મા. અને રાગ-દ્વેષ થાય, એનું નામ સંસાર.

## 'જુઓ', ક્રિમિનલ કે સિવિલ ગુનાઓને ?!

**પ્રશ્નકર્તા :** પહેલાનો જે ભાસ થઈ ગયો છે, એને કાઢવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** એને લેવા-દેવા નહીં, ચંદુભાઈને શું થઈ ગયું છે એ આપણે 'જોવાનું' છે. તમે જુદા ને ચંદુભાઈ જુદા. પછી ચંદુભાઈ ચીડાતા હોય, તે ય 'જોયા' કરવાનું અને ચંદુભાઈ છે તે ફૂલહાર ચડાવતા હોય તે ય 'જોયા' કરવાનું. તમે જ્ઞાતા-દ્રષ્ટા અને ચંદુભાઈ કર્તા, એવી રીતે રહો તો ફિટ થશે ને રહે કાયમનું. તમે છૂટા પડ્યા પછી હવે તમે જ્ઞાતા-દ્રષ્ટાના ધર્મમાં જ આવી ગયા. ચંદુભાઈને જુદા પાડ્યા એટલે જુદો ને જુદો જ ભાવ રાખવો પડે.

વર્તમાનમાં શું કરવાનું ? ત્યારે કહે, જે કંઈ કરે તે ચંદુભાઈ કરે,

તેનો આપણને વાંધો હવે નથી. ક્રિમિનલ કે સિવિલ છે ? એ બધું ખરાબ-સારું જોવાની જરૂર નથી આપણે. લોક આને ભાગ પાડતા હોયને, બહાર તો જ્યાં સુધી જ્ઞાન ના હોય ત્યાં સુધી ભાગ પાડેને, આ સિવિલ આવ્યું ને આ ક્રિમિનલ. હવે ડિફોલ્ટર હઉ થાય. આપણે તો ડિફોલ્ટરને 'જાણવાનો' છે, ફક્ત. તમે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવ્યા, શુદ્ધ જ સ્વભાવમાં આવ્યા. બીજું કંઈ જ તમારે હોય નહીં હવે. ડિફોલ્ટર છે કે શું છે એ જોવાનું ને જાણવાનું. અને વ્યવહાર છે ત્યાં સુધી હિસાબે ય કાઢવો પડે કે આ અહીં જરા હજુ કાચું છે. અહીં આગળ બરોબર થયું છે. હજુ આ થોડુંક અહીં કરવાનું છે. અહીં પ્રતિક્રમણ કરવાના બાકી છે. વ્યવહાર છે ત્યાં સુધી એ હિસાબ કાઢવો પડે ને ? એ જ જોવાનું છે ને ?

જોતાં જોતાં સારા-ખોટાના ભાગમાં ના પડી જતાં ? એ તો મૂળથી સરવાળે ખોટ જ છે. એમાં કંઈ કમાયા નથી. ત્યારે આપણે ના કમાયા તો તે ધંધો જ છોડી દેવો. સારા-ખોટામાં કમાયા નહીં ને ?

**પ્રશ્નકર્તા :** ના. એ ચંદુભાઈ કર્યા કરે.

**દાદાશ્રી :** હં. 'આપણે' 'જોયા' કરીએ.

**પ્રશ્નકર્તા :** દાદાની વાત સાંભળ્યા પછી પણ બીજી બધી વાતો કરીએ છીએ, ચર્ચા કરીએ છીએ.

**દાદાશ્રી :** એ તો કરીએ છીએ એવું નથી, પણ બધું તમારું થઈ જાય છે. એમાં તમારે 'જોયા' કરવાનું હોય. તમે 'કરતા' નથી. તમે કરતા હો તો બતાવો.

**પ્રશ્નકર્તા :** સામે ચાલીને આવી પડે તે નિમિત્ત કે સામે ચાલીને નિમિત્ત બનવું વ્યવહારમાં, લગ્ન વગેરેમાં ?

**દાદાશ્રી :** આ વ્યવહારમાં, લગ્ન વગેરેમાં સામેથી આવી પડે, તે 'આપણે' ક્યાં જવાનું છે, એ તો 'ચંદુભાઈ'ને જવાનું છે ને ! તમારે માટે તો કશું કામ જ રાખ્યું નથી. મેં તો કશું કામ તમને સોંપ્યું નથી ને !

## જોયા કરો, પૂરણનું ગલન !

જ્ઞાતા-દ્રષ્ટા આપણે થયા અને ચાલશે શી રીતે ? તો કહે છે, 'વ્યવસ્થિત' શક્તિ મહીં પ્રેરણા આપશે. તે આધારે ચંદુભાઈનું ચાલ્યા કરશે. ચંદુભાઈ ગાળાગાળી કરે, મારામારી કરે તો ય એ આપણે 'જોયા' કરવાનું. આટલું જ આપણું વિજ્ઞાન છે આ.

પૂરણ કરેલું ને એ ગલન થાય છે. જે પૂરેલું તે ગલન તો થયા વગર રહે જ નહીં ને ! એનો વાંધો નહીં રાખવાનો, તમારે 'જોયા' કરવાનું. જેવું પૂરણ કર્યું હોય તેવા પ્રકારનું ગલન થશે. બહુ કડક કર્યું હોય તો કડક નીકળશે, ઠંડું કર્યું હશે તો ઠંડું નીકળશે. પણ એ ગલન તો થયે જ છૂટકો છેને, ટાંકીનો ભરેલો માલ હતો ! ભૂલ ના થાય આવી, નહીં તો બહુ ઊંચું આ જ્ઞાન છે, પછી બફાઈ જશે કેસ આખો.

ક્રિયા જૂની આપણે આવી કરેલી હોય, તેનું ફળ આવ્યું. તે 'જોયા' કરવાનું. ફરી નવો વેપાર કરીએ ત્યારે વાંધો આવે ને !

## કાણ અને વાજાં બેઉ સરખા જ્ઞેય !

અમે તો અમારી જાતને શું માનેલું, અમે જે છીએ એ છીએ, અંતઃકરણમાં બીજા કોઈનું સાંભળેલું જ નહીં. આમાંથી મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર આ બધા બોલે, કોઈનું સાંભળેલું નહીં. ત્યારે સ્થિર રહેલાને ! આ તો કેટલા બધા બહુ સરસ બોલે, બેન્ડવાજાં વગાડે અને કેટલાંક તો કાણ કરવા આવે. અલ્યા, બેન્ડવાજા વગાડ્યા કરતા હતા, હવે કાણ કરવા આવ્યા છો ?! તમે કોણ, અલ્યા મૂઆ ?! એ બેન્ડના વાજાં મને ગમે તો કાણવાળાનું મને વાંધો આવેને ?!

આ મારું અને આ પરભાર્યું, સ્વ-પરની ભેદરેખા દેખાડે છે, તે ક્ષાયક સમકિત કહેવાય. સમ્યક્ દર્શન બેઉ ભેદરેખા ના બતાવે. સમ્યક્ દર્શન એટલે શું કે આ હું છું એવું મને હવે ભાસે છે એમ. એટલે થોડી થોડી પ્રતીતિ બેસતી જાય. પછી ઊઠી જાય, થોડીવાર પછી ઊઠે-બેસે, પાછી ઊઠે-બેસે અને આ ક્ષાયક સમકિત કાયમ પ્રતીતિ રહે અને આ જ

હું અને આ જુદું, આ હું અને આ જુદું. હવે જુદામાં બે પ્રકાર, ઘડીકમાં છે તે બેન્ડવાજાં લઈને આવે ને મોટા મોટા શણગાર કરીને આવે અને ઘડીકમાં કાણ કાઢવા તૈયાર થાય. તે પેલું બેન્ડવાજાં આવે ત્યારે ખુશ થઈ જઈએ અને પેલું કાણ કાઢવા આવે ત્યારે ડિપ્રેસ થઈ જઈએ. અને આ હવે ખુશ થવાનું ને ડિપ્રેસ થવાનું નહીં, એને 'જોયા' જ કરવાનું.

એટલે આ વાજાં વાગે તેને ય ખાલી 'જોવાનાં' છે. પછી આ જો આમાં વાજાં વગાડ્યામાં એનો રસ ચાખીશું તો કાણ કાઢશે તેનો પાછો રસ ચાખવો પડશે. તે વખતે ગમશે નહીં. એના કરતાં કાણ કાઢે, તે રસ ના ચાખવો હોય તો પહેલાં ચાખશો જ નહીં, 'જોવાનું' છે. આ ચાખવા માટે નથી. ક્ષાયક દર્શન કોનું નામ ? પોતાનું એ પોતાનું અને પારકું એ પારકું. પારકું લેવા-દેવા નહીં, આપણે જે પોતાના 'જાણીએ' એ તો જ્ઞેય વસ્તુઓ છે, 'જાણવાની' જ જરૂર છે, ચાખવાની વસ્તુઓ ન્હોય. બન્ને દેખાય ખરાં, વાજાંવાળો હોય તે ય ને કાણવાળું હોય તે ય, દેખાય ખરું ને? કારણ કે એક જ પ્રકારનું ના હોય પુદ્ગલ. પુદ્ગલ હંમેશાં વિરોધાભાસ અને જાતજાતનું હોય.

## જોવા-જાણવાથી થાય નિર્જરા પૂર્ણ !

એ તમને ખબર પડે કે આમ થાય છે, તેમ થાય છે. તેટલું તો ખબર પડે અને પેલું ખબર ના પડે, બેભાનપણું છે.

**પ્રશ્નકર્તા :** પણ એ જે ખબર પડે, તે આપણે 'જોયા' કરીએ છીએ કે આ ચંદુભાઈને થઈ રહ્યું છે.

**દાદાશ્રી :** એને 'જોયા' કરવાનું. આપણને ખબર પડવી જોઈએ કે ભઈ, આ શું થઈ રહ્યું છે ? બસ.

**પ્રશ્નકર્તા :** પણ એ પરિણામ જે આવ્યું છે અત્યારે, એ કંઈક આગલા ભવની ભૂલનું પરિણામ છે ને ?

**દાદાશ્રી :** એ હિસાબ તો આપણા કરેલા, આગલા ભવના. આગલા કર્મના ફળ છે આ. આગલા ભવનાં કર્મ તો યોજના રૂપે હોય છે અને પછી અહીંયાં રૂપકમાં આવ્યાં હોય, તેનું આ ફળ છે.

**પ્રશ્નકર્તા :** પણ એના કંઈ પ્રતિક્રમણ કરવાની જરૂર નથી ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ તો એમાં કરવાનું હોતું નથી. ફક્ત 'જોવાનું' ને 'જાણવાનું' જ રહે છે. પ્રતિક્રમણ તો કોઈ માણસની જોડેની ભાંજગડ હોય તો પ્રતિક્રમણ કરવાં પડે.

**પ્રશ્નકર્તા :** આપણે 'જોઈએ' કે આ આપણે ભૂલ કરેલી, એનું પરિણામ છે.

**દાદાશ્રી :** ભૂલ, એ તો છૂટકો જ નહીં ને ! બધી ય ભૂલો જ છે ને આપણી. એટલે આ આને તમારે 'જોવાનું' ને 'જાણવાનું', એ નિર્જરા થયા કરે.

## ડખોડખલને ય 'જાણો' !

**પ્રશ્નકર્તા :** દાદાની આજ્ઞા બરાબર પાળીએ છતાં ય સંસારમાં ડખોડખલ થઈ જાય, તો તેનું શું કારણ ?

**દાદાશ્રી :** એ થઈ જાય, તેને 'જાણવી' જોઈએ આપણે. જાણવાની વસ્તુ એ જ્ઞેય છે. સંસારમાં જે બધી વસ્તુઓ થાય છે એ જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. એ દ્રશ્ય છે અને તમે દ્રષ્ટા છો. પોતાના સ્વભાવમાં રહેવાનું.

**પ્રશ્નકર્તા :** આપણે શુદ્ધાત્મા છીએ એવું આપણે જાણીએ છીએ, પણ આપણી ફાઈલ હોય, એ આ જ્ઞાન ના જાણતી હોય અને ડખોડખલ કરે તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** ડખોડખલ 'જોયા' કરવાની. જે થાય એ 'જોયા' કરવાનું. સહન કરવું પડે, એને 'જોયા' કરવાનું. આપણો હિસાબ છે બધો. પારકા માણસની ડખલ નથી કોઈની.

## બે ઝઘડે ત્યારે શું કરવું ?

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં આપણે જ્ઞાતા-દ્રષ્ટાભાવ કેળવવાનો. હવે

એમાં બે જણ ઝઘડતા હોય ને એક જણ ખોટો હોય, તો આપણે મૌન રહેવું ? કારણ કે આપણે પેલાને કહીએ એટલે સાચું માને નહીં.

**દાદાશ્રી :** મૌન રહેવા-કરવાનું નહીં. શું થાય છે એ 'જોવું'. મૌન રહેવાનું કહીએ તો ય બગડ્યું અને કહેવાનું કહીએ તો ય બગડ્યું. ચંદુભાઈ એની મેળે જ કૂદશે, તમે જો જો તો ખરાં. એ ઘડીએ ચંદુભાઈ શું કરે છે એ 'જોવાનું'.

**પ્રશ્નકર્તા :** ખોટું થઈ રહ્યું છે છતાં ચંદુભાઈને એમ લાગે કે નથી બોલવું, તો ?

**દાદાશ્રી :** ના. એ ખોટું થઈ રહ્યું છે જેને લાગેને તે જ બોલે. ચંદુભાઈ શું કરે છે એ 'જોવું'. ચંદુભાઈને આપણે દોરવણી નહીં આપવી કે આમ કરો કે તેમ કરો. તમે ઉત્તરમાં જાવ, દક્ષિણમાં જાવ. આપણે કહેવાની જરૂર નહીં. એ ઉત્તરમાં જાય છે કે દક્ષિણમાં જાય છે એ 'જોવું'. એટલે પેલા બેમાંથી એક જણને ધોલ મારી દેશે તો તેય 'જોવું'. ધોલ માર્યાનો ય વાંધો નથી, પણ શું કરે છે એ 'જુઓ'.

**પ્રશ્નકર્તા :** વચ્ચે ધોલ એવી કોઈ આપણને મારી જાય તે ય 'જોવું' ?

**દાદાશ્રી :** તે ય 'જોવું'. પણ તો જ અભ્યાસ કરતાં કરતાં થાયને ! છેવટે તો એ અભ્યાસ ઉપર આવવું પડશેને ? આજે નહીં ને આવતા અવતારમાં પણ એવો રોજ અભ્યાસ તો કરવો પડેને ? અત્યારથી જ કરી રાખ્યો હોય થોડોઘણો તો શું ખોટો ?! અભ્યાસ પણ કરી રાખ્યો હોય તો સારુંને ? થોડોઘણો જેટલો થાય એટલો. ત્યાં ચંદુભાઈ શું કરે છે એ 'જોયા' કરવાનું. અમેય 'આ પટેલ' શું કરે છે એ 'જોયા' કરીએ. શું ખાય છે ? શું પીવે છે ? શાનો શોખ છે ? એ બધું 'જોયા' કરીએ. શોખ હોય તો મારે વઢીને બંધ કરાવવો નથી, જે હો તે ભલે હો.

આ તો કો'ક ફેરો એવું આઘુંપાછું થઈ જાય, બાકી જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવ્યા એટલે આ જ્ઞાતા-દ્રષ્ટા ચંદુભાઈનો દોષ દેખાડે અને ચંદુભાઈ પેલા સામેવાળાનો દોષ દેખાડે.

**પ્રશ્નકર્તા :** અંદરથી એવું થાય કે આપણે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું છે, કશું કરવું નથી અને બહારથી વર્તન એવું થાય કે પેલાને લાફો મારી દઈએ.

**દાદાશ્રી :** ચંદુભાઈ શું કરે છે એ 'જુઓ'. પછી આપણે કહેવું, 'ચંદુભાઈ, આવું શા સારુ કરો છો ? આનાં પ્રતિક્રમણ કરો' એટલું કહેવું.

**પ્રશ્નકર્તા :** એટલું કહીએ તો પહોંચી જાય ?

**દાદાશ્રી :** બધું જ પહોંચી જાય. ટકોર જ કરવાની. ઓછા ચંદુભાઈ અભણ હતા. બધું જાણતા હતા. પણ પ્રકૃતિને આધીન થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** જ્યારે આવું થાય ત્યારે દરેક વખતે પેલો અંદરથી વિચાર આવે છે કે આ ખોટું થાય છે. આવું કેમ થાય ?

**દાદાશ્રી :** ખોટું થાય છે ને ખરું થાય છે, એની ભાંજગડમાં આપણે ઉતરવાનું નથી. એ એની મેળે ચંદુભાઈ કરશે, ચંદુભાઈ શું કરે છે, તે આપણે 'જોયા' કરવાનું. ડિસ્ચાર્જ એટલે જે માલ ભર્યો છે તે જ નીકળે, ગલન થાય છે. એટલે અત્યારનું જ્ઞાન એમ કહે છે ડખો નથી કરવો. પહેલાનાં આધારે ડખો થઈ જાય છે અથવા એના પક્ષમાં પડી જવાય છે. એ બેની વચ્ચે ઘર્ષણ ચાલ્યા કરે છે. એ ચાલ્યા જ કરેને ! પણ ડખો નથી કરવો, એ તો આજે આપણું જ્ઞાન કહે છે. પણ તે તો આત્માનો ભાગ છે અને ડખો થઈ જાય છે તે ચંદુભાઈ જ કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે એમાં એવું ખંખેરી નાખવાનું કે આપણે એમાં કંઈ લેવાદેવા નથી.

**દાદાશ્રી :** લેવાદેવા નથી અને આપણે એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું. વધારે પડતું કંઈક કોઈને મૂંઝવણ કરે ને કોઈને દુઃખ થઈ જાય તો આપણે કહેવું, 'તમે શા સારુ આમ કરો છો વગર કામના ? તે હવે કેટલા દહાડા બંધાવું છે ?' આમતેમ જરા કહી છૂટવું. તે ય ચીડાવું નહીં એની જોડે. એની જોડે ચીડાયા તો શો અર્થ ? પ્રકૃતિ, જેમ પમ્પ મારી મારીને ચેતન ભરેલું. એમાં શું ખોળો છો ? અને થઈ જાય તો એને વઢવાથી શું વળે ?

**પ્રશ્નકર્તા :** તે આ જે મહીંથી રહ્યા કરે છે એ ડખો નથી કરવો. અત્યારનું જ્ઞાન એવું બતાવે અને...

**દાદાશ્રી :** એ નથી કરવો એ આજનું જ્ઞાન કહે છે. જ્ઞાન એટલે આત્મા. આ જે પ્રાપ્ત થયેલો આત્મા. ડખો નથી કરવો એ જ્ઞાન છે. ડખો થઈ જાય છે એ પ્રકૃતિ, એ અજ્ઞાન છે. જે ડખો થાય છે એને આત્મા 'જુએ' છે, બસ. જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં આવી ગયો એ. એ ભૂલ થયેલી જાણેને તો એ આત્મા. પોતાની ભૂલને જુએ અને જાણે, એનું નામ આત્મા. ડખો થઈ ગયો એ ભૂલ, એને તમે જુઓ એટલે એ ભૂલ નીકળીને ચાલી ગઈ. ભૂલ 'જોયા' સિવાય, 'જાણ્યા' સિવાય એ જાય નહીં. પકડાવી જોઈએ. 'દીઠા નહીં નિજદોષ તો તરિયે કોણ ઉપાય ?' તને તો દોષ દેખાય છે ને બધા ?

**પ્રશ્નકર્તા :** દેખાય છે.

**દાદાશ્રી :** બધાય દેખાય છે ને ? એને જ વિજ્ઞાન કહ્યું. કોઈ વિજ્ઞાન એવું નથી કે પોતાના દોષ દેખાડે.

**પ્રશ્નકર્તા :** હા. એ તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ દોષ દેખાડે છે.

**દાદાશ્રી :** સૂક્ષ્મમાં સૂક્ષ્મ, નાનામાં નાનો. મહીં પ્રતિક્રમણ હઉ ચાલુ કરાવે !

## ઈફેક્ટ માત્ર જ્ઞેય !

**પ્રશ્નકર્તા :** આપે પેલું કહ્યું ને કે ગમે તે થાય તો 'જોયા' કરવું, દાખલા તરીકે કોઈ માણસ આપણને ટાંકણી મારે તો સામાન્ય રીતે તો સામો એને લાફો મારવાનું જ મન થઈ જાય.

**દાદાશ્રી :** તમારે તે 'જોવું'. સામો એને લાફો મારે તો આપણે 'જોયા' કરવું અને ના મારે તો તેય 'જોવું'.

**પ્રશ્નકર્તા :** પછી પસ્તાવો થાય એનું શું ?

**દાદાશ્રી :** તેય બરોબર છે. તેય આપણે 'જોવું' કે પસ્તાવો થયો અને પસ્તાવો ના થયો ને મનમાં એમ થાય કે ફરી મારીશ, તેય 'જોવું' આપણે. પણ ફરી મારીશ કહે, તો કહીએ, 'કેમ અવળું ચાલ્યા, પ્રતિક્રમણ

કરો'. બાકી, એ બધી ઈફેક્ટ છે. ઈફેક્ટ બદલાય નહીં. ઈફેક્ટ તો 'જોયા' જ કરવાની હોય. અને જ્યાં સુધી જ્ઞાન ના મળ્યું હોય ત્યાં સુધી અહંકાર કર્તા હોય, ત્યાં સુધી બધું બદલાય.

**પ્રશ્નકર્તા :** આ મારે ના કરવું, આ મારે આમ કરવું એ બધા નિશ્ચય, બધા અહંકારના લેવલ ઉપર છે ?

**દાદાશ્રી :** આ તો ચંદુભાઈ કરે અને તમારે 'જોવું'. તમે 'જોનાર' છો. ચંદુભાઈ શું કરે છે એ 'જોયા' કરવાનું. ચંદુભાઈ ટીઓપીએસ છે. હા, ભમરડો છે, તે 'જોયા' કરવાનું. ભમરડો ચઢે-ઉતરે. અને અજ્ઞાની અજ્ઞાન દશામાં યે ટીઓપીએસ છે, ભમરડાં છે. પણ અહંકાર છે એટલે ઊંધું-છતું કર્યા વગર રહે નહીં. ઊંધું-છતું કર્યા કરે, કર્તાપદ ખરુંને ! એ કર્તાપદ તમારે તો ઊડી ગયેલું ! અહંકાર ને મમતા બેઉ ગયેલું.

## શું થાય છે તેને 'જુઓ' !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનથી પોતાને જે આનંદ ઉત્પન્ન થાય છે, પછી એથી આગળ એમ થાય કે આપણે કોઈને આ બાજુ વાળીએ કે જેથી કરીને એને લાભ થાય. તો એ કરવું જોઈએ કે ના કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એ તો શું થાય છે એ 'જોવું' જોઈએ. ના કરવાનો ય સવાલ નથી અને કરવાનો ય સવાલ નથી. શું થાય છે એ 'જોવું' જોઈએ. કારણ કે એનો કર્મનો ઉદય અને આપણા કર્મનો ઉદય. ભેગું થયા જ કરવાનું બધું. એમાં કરવાપણું રહેતું જ નથી ને ! આપણે 'જોયા' કરવાનું શું થાય છે એ.

એવું છે ને જોવું-જાણવું કોને કહેવાય ? ત્યારે કહે છે, આ જગતને જોઈએ-જાણીએ તેને ? ત્યારે કહે, ના. એ તો બધાય જુએ છે ને જાણે છે. પણ બધા જુએ છે ને જાણે છે એનું એ જ જગત આપણે જોવાનું છે. અને બીજું વિશેષ જગત આપણે જાણવાનું છે કે મનના પર્યાય જોઈ શકતા ના હોય પોતે, એ આપણા મનના પર્યાયને, બુદ્ધિના પર્યાયને બધા જોઈ શકીએ. પણ આ જોવું-જાણવું એ કંઈ લોકોના એકલાને માટે નથી, એ

તમારા માટે પણ આ જોવા-જાણવાનું છે. લોકોનું જોવું-જાણવું રાગ-દ્વેષ સહિત છે અને આ તમારું જોવા-જાણવાનું રાગ-દ્વેષ રહિત છે, બસ.

સિનેમામાં કોઈ કોઈને મારી નાખતો હોય, તો તમને ત્યાં મારનારા ઉપર દ્વેષ ના આવવો જોઈએ. અને પહેલાં તો મુશ્કેલી ઊભી થાય. ગમે કે ના ય ગમે, બેઉ રહે એને, રાગ-દ્વેષ બન્ને રહે. કેટલાંકને ના ય ગમતું હોય ને કેટલાંકને ગમતું હોય પણ તમારે ગમો-અણગમો ના રહે. તમારે જ્ઞાતા-દ્રષ્ટા જ રહેવું જોઈએ, જ્યાં જઈએ ત્યાં. એટલે પ્યૉર 'જોવું' અને પ્યૉર 'જાણવું'. અને આ જાળવવા જતાં આ દાદાએ આપેલો આત્મા જતો રહેતો નથી. આત્મા દરેકમાં હાજર જ હોય છે તમને. આ બધું ના હોય તો તમે જુઓ શું ? આપણે થિયેટરમાં પેઠા પછી 'ધી એન્ડ' લખેલું હોય એમાં શું જુઓ તમે ? તમે મુશ્કેલીમાં મૂકાઓ. ત્યારે જોવાની વસ્તુ નથી તો 'જોનાર' ક્યાં ? 'જોનાર' એબ્સન્ટ! જોવાની વસ્તુ હોય તો 'જોનાર' હાજર થાય. એટલે આ બધી ફિલમ છે તો આત્મા હાજર રહે. ફિલમ જ ના 'જોવાની' હોય તો એબ્સન્ટ થઈ જશે. પણ એ અભ્યાસ નથી, તેનો આપણે અભ્યાસ રાખવો જોઈએ. પછી જે કામ કરવું હોય તે કરો ને ! બધું 'જુઓ' કે ચંદુભાઈ શું કરી રહ્યા છે આ. એ ચંદુભાઈને 'જોયા' કરો, ફાઈલ નંબર વનને.

❖❖❖❖❖

# [૨.૩]

# પુદ્ગલને શુદ્ધ કરો !

## જોતા રહો અંદરના કચરાને !

પુદ્ગલ એટલે આપણું મકાન, મેં આ રીતનો દાખલો આપ્યો કે મકાન તેં ધોળ્યું-કર્યું, રંગરોગાન કર્યું, માટે થઈ ગયું એ શુદ્ધ. એ રીતે આ દાદાએ તમને સમજણ પાડી કે તમે શુદ્ધાત્મા છો. એટલે તારી શ્રદ્ધા ફરી. માટે શુદ્ધ થયો એ વાત ચોક્કસ. પણ હવે અંદરનું બધું ચોખ્ખું કરવાનું બાકી છે તે ?!

એટલે હવે તું છે તે અંદરનો આ બધો કચરો કાઢી નાખ. કચરો હજુ દેખાય છે ને કે નથી દેખાતો ? ત્યારે કહે, 'હા, કચરો પડ્યો છે' એટલે કચરો કાઢી નાખે, એટલે હવે બીજું શું છે ? એ કહે છે કે 'હું શુદ્ધ છું'. રોજ અંગૂઠા આગળ બોલે છે 'હું શુદ્ધાત્મા છું', પણ હજુ થઈ ગયા નથી. ત્યારે કહે, 'શું બાકી છે હજુ એમને ?' ત્યારે કહે, 'આ ફર્નિચર નીચે બધું બાવાં ચોંટેલાં છે.' એ બધાં સાફ કરી નાખ્યાં. ત્યાર પછી, 'હવે હું શુદ્ધ છું'. ત્યારે કહે, 'ના, હજુ આ વાસણો છેને, તે હતાં એ જે સાફસૂફ કરી નાખીએ તો જ સાફ કહેવાય, શુદ્ધ કહેવાય.' તો એ કરી નાખ્યા. ત્યાર પછી આપણે કહીએ, 'વાસણોમાં તો હજુ એ મહીં માટી ચોંટેલી છે.' બધું થઈ જાય ત્યાર પછી શુદ્ધાત્મા તમે થઈ ગયા. એટલે એ હું આત્મા અને આ શુદ્ધ પુદ્ગલ થઈ ગયા. એટલે તમે ચોખ્ખા થઈ ગયા ને અમેય ચોખ્ખા, તો આપણે છૂટાં. એટલે મારે તમને કહેવાનું નહીં હવે આનું.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. એટલે અંદરનું અમારે જ ધ્યાન રાખવાનું.

**દાદાશ્રી :** તમારે જોતાં રહેવાનું કે આ ખરેખર શુદ્ધ કેટલું થયું ને કેટલું બાકી છે !

**પ્રશ્નકર્તા :** હવે ઝીણવટપૂર્વક બધો કચરો કાઢી નાખવાનો છે.

**દાદાશ્રી :** ઝીણવટથી કચરા નહતા કાઢતાં, અત્યાર સુધી ?

**પ્રશ્નકર્તા :** ના, નહીં કાઢ્યો હોય.

**દાદાશ્રી :** 'નહીં કાઢ્યો હોય' કહે છે, કાઢ્યો જ નથી. મારી પાસે એકુંય શબ્દ તોલ્યા વગર નહીં રહે. કાંટો જુદી જાતનો છે ! તે કચરો તમારે કાઢવાનો કે મારે કાઢવાનો ?

**પ્રશ્નકર્તા :** તમારી કૃપાથી અમે કાઢી નાખીએ.

**દાદાશ્રી :** પણ આવું જોતાં જ રહેવાનું બધુંય. ઝીણવટથી બધું જોયા પછી મને કહો કે, હું શુદ્ધ થયો હવે. જો આ બહારથી રંગરોગાનથી આટલું સુખ પડ્યું, તો બીજું જેમ જેમ અંદરનું શુદ્ધ કરો તેમ શું થાય ?

**પ્રશ્નકર્તા :** વધારે સુખ થાય.

**દાદાશ્રી :** પૂરેપૂરું સુખ. પરમાનંદ સ્થિતિ ! સમાધિમાં રહી શકે.

એટલે આ બધું જોજો હવે ઝીણવટથી. મને બેસાડેને તો આખું રામાયણ થાય એવું છે ! આખી ચોપડી થાય. આ ટૂંકમાં પાંચ મિનિટમાં તમને સમજાવી દીધું.

**પ્રશ્નકર્તા :** હજી આવી ઝીણી દ્રષ્ટિ મળે કે ના મળે ?

**દાદાશ્રી :** આ હમણે બોલ્યા એટલે થવાની જ ઝીણી દ્રષ્ટિ. પણ તમે કોઈ દહાડો એમ નથી કહ્યું કે ભઈ, અમારે હવે કશું કરવાનું નહીં, અમારે તો થઈ ગયું, કહેશે.

આ તો કહેતા હતા કે, હું ચોખ્ખો થઈ ગયો છું અને હવે કહે છે,

ના, ચોખ્ખો નથી થયો. હવે ચોખ્ખું કરવું છે. પહેલાં કેવા થઈ ગયા હતા? બહાર દેખાવમાં ચોખ્ખા પણ અંદર કચરાવાળા.

આ તો પોતે ભગવાન થવાનું છે. અહીં ભગવાનના દાસ થવાનું નથી. અત્યારે દાસાનુદાસ લખો છો પણ છેવટે ચોખ્ખું કરતાં કરતાં ભગવાન થાવ. એ તમારી મહીં અનંત શક્તિ છે.

## જોયા કરો જાતની ભૂલો સદા !

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ખરેખર જાગૃત કરી દીધા.

**દાદાશ્રી :** હા. એ જાગૃત થયા, પણ આ લખી લેજો બધું અને રોજ વાંચવામાં રાખજો. હજુ વાસણો રહી ગયાં, ફલાણું રહી ગયું.

**પ્રશ્નકર્તા :** ઝીણવટપૂર્વક જોઈશું.

**દાદાશ્રી :** હા, તે આપણે સાફ નહીં કરવાનું. આપણે તો ઓર્ડર કરવાનો છે. ચંદુભાઈ પેલું રહી ગયું, હવે પેલું કરો. એ ચંદુભાઈ, પેલું રહી ગયું કરો. આ મકાન બહારથી એકલું ધોળાવી દો તો ચાલે નહીં. એટલે તમારે કહેવાનું. તમારે ચંદુભાઈને ઓર્ડર કરવાનો કે આ કઈ જાતનું? બહાર ધોળાવ્યું, રંગરોગાન કર્યો માટે કંઈ થઈ ગયું ? હજુ તો આ પૂંજો-બૂંજો કાઢી નાખોને ! 'એ ય ચંદુભાઈ, શું કરો છો ? કહીએ હવે. એટલે આવી રીતે તમારે ચંદુભાઈ પાસે કરાવવું. એટલે જેમ જેમ કહેતાં જઈશું ને જેટલું ચોખ્ખું થયું, એમ તમે પણ ચોખ્ખા થતાં ગયા. હું કહું એ સાયન્સમાં ભૂલ નથીને?

**પ્રશ્નકર્તા :** જરાય નહીં, દાદા.

**દાદાશ્રી :** ફર્નિચર ચોખ્ખું થઈ જાય. વાસણોયે ગંધાતાં એ ચોખ્ખા થાય. બધું જોતાં જોતાં જઈએને ત્યારે ખબર પડે પછી. પણ તો ફર્નિચર ચોખ્ખું થઈ ગયું એટલે પછી જઈને સૂઈ ગયો. કહેશે, 'હવે આરામ કરું'. એમાં ભલીવાર ન આવે. એટલે અમે ઘણું સમજાવીએ, પણ સમજે નહીંને !

આખો દહાડો જીવ જ એમાં રાખવાનો ફક્ત કે આપણે ચંદુભાઈ શું કરે છે ? ચંદુભાઈને આપણે કહ્યા કરીએ, તેને ચંદુભાઈ શું કરે છે, એ 'જોવું' ને એ ના કરે તો આપણે કહેવું, 'હજુ આ વાસણો રહી ગયા. હજુ આ ફલાણું રહી ગયું.' એક પૂરું કરે એટલે પછી તરત બીજું દેખાડવું.

એટલે એ ચંદુભાઈની ભૂલો તમને દેખાય અને તમારે ચંદુભાઈને કહેવું કે 'આ ભૂલો કરો છો, પણ હવે સુધારી લો' એટલે તો એનું સીધું થશે, નહીં તો સીધું થાય નહીં.

## ક્યાં સુધી દેખાડ્યા કરે દાદા ?

**પ્રશ્નકર્તા :** હવે એ કચરો એટલે કયો કચરો ?

**દાદાશ્રી :** બધાંનો જ કચરો. બધો કચરો જ પડેલો છે. જે આપણને મૂળ વસ્તુ પર 'હું આત્મા છું' એ ઉપયોગ નથી રાખવા દેતું એ કચરો જ છે બધો. એટલે એ કચરો વાળશો એટલે ઉપયોગ રહેશે. હું શું કહેવા માંગું છું, થોડું સમજાયું ?

**પ્રશ્નકર્તા :** જે શુદ્ધ ઉપયોગ નથી રહેવા દેતું, એ બધી જ વસ્તુઓ કચરો.

**દાદાશ્રી :** હા. એટલે ક્યાં સુધી હું દેખાડ દેખાડ કરું, હવે તમારે જોવાનું રહ્યું. વાસણો સોડે(દુર્ગંધવાળા)ને, તે ઉબાહવાળા(ફૂગ ચઢેલા) સોડે છે. એ સોડે, એવા વાસણમાં ખવાય ? એ શુદ્ધ ત્યાં સુધી કરવાનું. એટલે એક ફેરો પૂરું શુદ્ધ કરી નાખો. ક્યાં સુધી હું તમને કહે કહે કરું તે ? ભાડે રાખેલો હોય તે ઠેઠ સુધી કામ કરે, પણ હું કંઈ ભાડે રાખેલો છું ?

**પ્રશ્નકર્તા :** નહીં, દાદા. અમે લખી લીધું કે ઘરમાંથી ઝીણવટપૂર્વક બધો કચરો કાઢી નાખવાનો છે.

**દાદાશ્રી :** આ ઝીણી વાતમાં તમારું મગજ પહોંચે નહીં, એવી વાત સમજો છોને ? જાણો છોને આવી ઝીણી વાતોમાં ? એ જ્ઞાનીનું કામ છેને ! એટલે એ લખી લેવા જેવું. પછી તમારું કામ કરશે બધું ! ભૂલાય નહીં એમ કહ્યું હતું. લખી લીધું હોય તો પછી રોજ વાંચીએ ને તો જાગૃતિ રહે કે હવે

શું શું રહ્યું ? તપાસ કરો આપણે. તપાસ કરીએ તો જડે પાછું. મહીંથી ભગવાને કહ્યું કે કહી દો બધાને. પછી જવાબદારી ક્યાં સુધી રાખશો ?

હું કંઈ દેખાડવા નહીં આવું. તમારે જ દેખાડવાનું. હવે ફરી કહેવું નહીં પડેને મારે ? હવે મારે કહેવા આવવું ના પડે. તમારે જ કહેવાનું, 'ચંદુભાઈ આમ કર, આમ કર.' આ કચરો તમને રેગ્યુલર રહેવા ના દે. એટલે ઘરમાં કચરો છે એટલે 'આપણે' 'એને' કહી દેવાનું કે 'ચંદુભાઈ, જો કચરો છે હજુ.' ત્યારે ચંદુભાઈ કહેશે, તમે શુદ્ધ થયે મને શું ફાયદો ? તો કહે, 'અમે શુદ્ધ થઈએ તો તારું ઠેકાણું પડી જ જશે એ ચોક્કસ, એની ગેરન્ટી.'

**પ્રશ્નકર્તા :** શુદ્ધ તો આપણે ચંદુભાઈને જ કરવાનો છેને !

**દાદાશ્રી :** હંઅ. 'આપણે' તો શુદ્ધ છીએ જ. આપણે શુદ્ધાત્મા છીએ જ. હવે ચંદુભાઈ શું કહે છે કે, હું ય શુદ્ધ થઈ ગયો છું. ત્યારે કહે, 'ના, હજુ તો બહારથી બધું ધોવાઈ ગયું છે, પણ હજુ તો મહીં છે તે બધો કચરો પડ્યો છે. એને વાળી નાખો તો શુદ્ધ થઈ જશો !' વાસણો ઘસી નાખ્યાં. જેમ તેમ એ તો ઘસ્યા એટલે પછી જરા માટી કોઈ કોઈ દેખાય. 'એ તો ભીના છે' કહેશે. 'ઘસી કાઢો. વધારે ઘસી નાખો.' અમે તમને છૂટ આપી. ખાજો બા. હા, આમાંથી હાંડવો ખાવો હોય તો હાંડવો ખાજો અને જલેબીય ખાજો.

એ સમજાયું હું શું કહેવા માંગું તે ? એટલે હવે પૂંજો વાળવાનો. એને પેલું એક પૂરું થયું એટલે બીજું દેખાડવાનું અને આપણે જુદું જેટલું 'જોઈએ' કે આ આણે ગર્વરસ ચાખ્યો એટલે પુદ્ગલ છૂટું પડી જાય. નહીં તો છૂટા ના થવાય. એટલે 'જોયું' એટલે આપણે છૂટાં અને પુદ્ગલ છૂટું પડી જાય.

## જેણે બગાડ્યું તેણે કરવું ચોખ્ખું !

જ્ઞાની પુરુષે શ્રદ્ધા તોડી આપી તમારી કે 'હું ચંદુભાઈ છું'. એ બધું ય આખું તોડી નાખ્યું ! 'હું ચંદુભાઈ છું', 'હું આનો ભાઈ થઉં, આનો કાકો થઉં, આનો મામો થઉં, આનો ધણી થઉં' કેટલું બધું તોડી નાખ્યું

ચોગરદમથી ! હવે 'હું શુદ્ધાત્મા છું' ત્યાં સુધી આવ્યા. ને હવે અંદર ચોખ્ખું કરતાં કરતાં જવાનું છે. ત્યારે બગાડ કોણે કર્યો ? ત્યારે કહે, પહેલાં આપણે જ કરેલો, બગાડ. અને બહુ વરસ પડી રહે એટલે પછી એ વાસણો કાટ જ ખાયને ? મહીં હવે ચોખ્ખું કરવાનું. ખાવું-પીવું-સૂવું, સત્સંગમાં બેસવું, પણ નિરંતર ચોખ્ખું કરવા પર આપણું ચિત્ત રહેવું જોઈએ. ચોખ્ખું કરવા માંડ્યું, એનું નામ ઉપયોગ. રૂમ બધાં ચોખ્ખા કરવા માંડ્યા ?

**પ્રશ્નકર્તા :** હા, ચોખ્ખા કરવા માંડ્યા. જાળાં-બાળાં બધાં બહુ છે. હવે દેખાય છે કે જાળાં ક્યાં છે એમ. અંદર ખૂણે-ખાંચરે ભરાઈ ગયેલાં બધાં, હવે દેખાય છે.

**દાદાશ્રી :** એ દેખનારા તમે છો અને સાફ કરનારાં પેલાં છે, ઘરમાલિક. સાફ કરી રહે એટલે પાછાં એ કહે કે 'હવે હું આરામ કરું ?' ત્યારે કહે, 'ના, હજુ તો આ બાકી છે. બધું પૂરું થાય પછી આરામ કરજો.'

**પ્રશ્નકર્તા :** હા, રાઈટ.

## ઉપયોગ ચૂકાવે એ કચરો !

**પ્રશ્નકર્તા :** કચરો એટલે એ મન-વચન-કાયા-ચિત્ત-બુદ્ધિ-અહંકાર જ ને ?

**દાદાશ્રી :** એ અહંકાર-મન-વચન-કાયા બધુંય છે તે એકનું એક જ છે. હા. એક જ વસ્તુનાં બનેલાં છે. પણ એમાં થોડું મિક્ષ્ચર આપણું, પાવર પેસી ગયો છે આત્માનો. ફક્ત પાવર એકલો જ. જેમ સેલ એક જ વસ્તુનો બનેલો છે, એમાં બહારનો પાવર પેસી ગયો છે, એટલે લાઈટ આપે છે. પાવર નીકળી જાય એટલે કશું છે નહીં. એકનું એક જ છે.

એટલે એ તો બધા કષાયો ભરેલાં છે તે નીકળ્યા જ કરે, મહીં ભરેલા છે એટલા. અને તમારે એને જોયા કરીને પછી ચંદુભાઈને કહીએ, 'પ્રતિક્રમણ કરો, ફરી ચરણવિધિ બોલો' એટલું જ, બીજું કંઈ નહીં. તમારે 'જોઈને' નિકાલ કરવાનો. એનું નામ સાફ કર્યું કહેવાય. ઘરમાં આપણે જઈએ તો પેલા કહેશે, 'સાહેબ, હવે બધું થઈ ગયું. હવે આનો કરાર

કરો'. ત્યારે કહે, 'ના, હજુ તો આ બાકી છે'. એ કર્યા કરે ને આપણે દેખાડ્યા કરીએ !

જો ઉપયોગમાં રહે પછી કશું રહેતું જ નથી. પછી કશું કચરો વાળવાનું જ નથી રહેતું. એનું નામ જ સાફ કર્યું કહેવાય. સાફ થઈ ગયેલું હોય તો ઉપયોગમાં રહેવાય અને ના હોય તો જરીક ઉપયોગ ખચકાય. થોડીકવાર રહે, થોડીકવાર ના રહે.

**પ્રશ્નકર્તા :** તો એ પણ આપે કીધું છે કે ગર્વરસ ચાખ્યો, પણ એ જોયો કે આણે ગર્વરસ ચાખ્યો. એટલે એ છૂટું પડી ગયું કહેવાયને ?

**દાદાશ્રી :** ચાખનાર તે 'હું ન્હોય' એવું હોવું જોઈએ. આ ચાખે છે તે 'હું ન્હોય' અને 'મેં ચાખ્યો' એવું કહે તો પછી પોતે જ થઈ ગયો. તેનો ગર્વરસ ચાખે પણ એના મનમાં એમ કે આ હું જ છું. હવે આપણું જ્ઞાન શું કહે છે ? એ 'આ હું ન્હોય' એટલું જ કહે. એ સમજીને ત્યાં છૂટું રહેવાનું. અને સમભાવે નિકાલ કરવાનો. 'હું આ ન્હોય' કરીને સમભાવે નિકાલ કરવાનો.

**પ્રશ્નકર્તા :** મૂળ ઉપયોગમાં કોઈ પણ વસ્તુ રહેવા ના દે, એ બધો જ કચરો.

**દાદાશ્રી :** હા. ઉપયોગમાં રહેવા ના દે એ કચરો. રહેવા દે એ કચરો ખલાસ થઈ ગયો છે. આપણે તો સાફેય કરવાનું ના હોય, આપણે તો 'જોવાનું' ! અગર જે આવે તે 'મારું સ્વરૂપ નહીં' કહ્યું એટલે છૂટા. દુઃખ આવે, સુખ આવે, ક્રોધ આવે, બીજું આવે તોય પણ જે આવે તે 'મારું સ્વરૂપ ન્હોય' એવી જાગૃતિ રહેવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો એ લેપાયમાન ભાવો એ જ બધો પૂંજો ને કચરોને ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ? લેપે એ લેપાયમાન ભાવો. અને એ નિર્લેપ રાખે એ આ ઉપયોગ. આ તો બે-ત્રણ મિનિટ રહે. એવો ઉપયોગ કાયમ રહે નહીંને ?!

## દોષો દેખાય એ ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** ઉપયોગમાં કચરો નીકળે ખરો ? એ પણ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** ઉપયોગ એ કહેવાય કે બધો કચરો નીકળ્યા જ કરે. તમે ત્યાંથી આવવા નીકળો તે પચ્ચીસસો માઈલોનો કચરો. અને પાંચસો માઈલ આવ્યા એટલે કહેશે, 'ભઈ પાંચસો માઈલનો એ કચરો નીકળી ગયો'. એ પાંચસો માઈલનો ઉપયોગ. એમ કરતાં કરતાં પેલો કચરો પચ્ચીસસો માઈલનો જતો રહે એટલે મુક્ત ! સીધી સાદી વાત છેને ? જે કચરો નીકળી ગયો પછી પાછો તે કચરો કાઢવાનો નથી, ઉપયોગમાં રહેવાનું છે.

❖❖❖❖❖

# [૩]

# શુદ્ધ ઉપયોગ

## ઉપયોગની સમજ !

**પ્રશ્નકર્તા :** 'ઉપયોગ' શબ્દ બહુ વખતથી સમજાતો નહોતો.

**દાદાશ્રી :** ઉપયોગ એટલે શું ? આખા દહાડામાં ચોરને ચોરી કરવામાં જ ઉપયોગ હોય. ચોર હોયને, ગજવું કાપનાર, તેનો ઉપયોગ છે તે પૈસા કેટલા વધ્યા કે ઘટ્યા એમાં ના હોય, ત્યાં ગજવું કાપવામાં જ ઉપયોગ હોય. એટલે આત્મા(વ્યવહાર આત્મા) જેમાં વપરાય તે ઉપયોગ. એટલે 'હું શુદ્ધાત્મા છું' રહે છે, એવું કહ્યું તો શુદ્ધ ઉપયોગ.

ઉપયોગ તો જાગૃતિ કહેવાય. ઉપયોગ તો, અત્યારે આ ગણપતિદાદાના મેળામાં ગયા છેને, તે અત્યારે એનો ઉપયોગ શેમાં હોય ? ત્યારે કહે છે, 'ના, પૈસામાં નથી. વિષયોમાં નથી.' શામાં ઉપયોગ હશે ? આ સંસારની ધર્મધ્યાનની શ્રદ્ધામાં છે.' એય એક શ્રદ્ધા છે. એટલે શુભ ઉપયોગમાં છે. હવે સંસાર જેમાં નથી એ શ્રદ્ધા બધી સાચી જ છે પણ સમ્યક્ નથી. સમ્યક્ તો, જ્યારે અવિનાશી ઉત્પન્ન થાય, ત્યારે સમ્યક્ થાય. જો ઉપયોગ સમજે તો કામ થઈ જાય.

આત્માનો વ્યવહારમાં શું છે ? ત્યારે કહે, ઉપયોગ. ચાર પ્રકારના ઉપયોગ. અશુદ્ધ ઉપયોગ, અશુભ ઉપયોગ અને શુભ ઉપયોગ – આ ત્રણે પ્રકૃતિ એને પરાણે કરાવડાવે છે. કરાવે બીજો ને પોતે માને છે 'મેં કર્યું'

ને પોતે બંધાય છે, અહંકાર કરીને. ચોથા પ્રકારનો ઉપયોગ એ શુદ્ધ ઉપયોગ છે અને તે સ્વતંત્ર છે.

આપણે હવે શુદ્ધ ઉપયોગી કહેવાઈએ. અત્યાર સુધી શુભાશુભ ઉપયોગી હતા. સારું કરવું એ બધું શુભ કહેવાય ને ખોટું કરવું એ અશુભ કહેવાય. વ્રત, તપ-જપ બધું કરવું, શાસ્ત્ર અધ્યયન કરવાં તે બધું શુભ ઉપયોગ કહેવાય અને બીજું બધું અશુભ કહેવાય.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ઉપયોગ ને શુભ ઉપયોગ સમજાવો.

**દાદાશ્રી :** શુભ ઉપયોગ ક્યાં સુધી કે 'હું ચંદુભાઈ છું' એવું હોય ત્યાં સુધી શુભ અને અશુભ બન્નેય ઉપયોગ હોય. કારણ કે શુભ હોય ત્યાં અશુભ હોય જ અને 'હું શુદ્ધાત્મા છું' ત્યાં શુદ્ધ ઉપયોગ. શુદ્ધ ઉપયોગ એટલે શું ? જ્યાં વિષયસંબંધી અને કષાયસંબંધીનો વિચાર નહીં, વિષય અને ક્રોધ-માન-માયા-લોભ એનો સ્પર્શ ના હોય એવો ઉપયોગ.

વ્યવહારનું કામ છોડી દેવાનું નથી. કામ છૂટે તો છોડી દો. ના છૂટે તો રહેવા દો. ડબલ કામ આવે તો ડબલ કરો. પણ રાગ-દ્વેષ કાઢવાના છે. જેમાં રાગ-દ્વેષનો છાંટો હોય, એ તમારો માલ ન્હોય. અને અમારું જ્ઞાન આપીએ છીએ પછી રાગ-દ્વેષ નહીં રહે, તમે ડખો નહીં કરો તો. એ જ્ઞાન જ કામ એવું કરે છે. છતાંય કંઈ સંસારી કામ હોય તો ઉપયોગ જાય, સંસારમાં ઉપયોગ તો દેવો પડેને ! કેટલીક વખત, સંસારમાં ઉપયોગ સિવાય કાર્ય થાય નહીં. કેટલાંક કામ તો ઉપયોગ વગર થાય એવા છે. કેટલાંકમાં ઉપયોગ દેવો પડે. હવે ઉપયોગ એટલે શું ? ત્યારે કહે, 'શેમાં તમે રમણતા કરી રહ્યા છો અત્યારે ?' ત્યારે કહે, 'અત્યારે તો મને કોર્ટનો કેસ યાદ આવ્યો તો એ વિચાર કરતો હતો.' એ ઉપયોગ. તે વખતે અહીં ના હોય. આ તો અક્રમ છે એટલે અહીંયા છો ને ત્યાંય છો, બેય છે. પણ એ એટલું સાચવતાં આવડે નહીં. નહીં તો બેઠાં બેઠાં જોયા કરો, ચંદુભાઈ શું કરે છે, તો એ ઉપયોગ રહ્યો કહેવાય. પણ એટલી બધી શક્તિ ના હોયને ! એટલે ઉપયોગ જેટલો જાય એ અમને ખબર પડી જાય કે આ ઉપયોગ બીજી જગ્યાએ ગયો છે. કઈ કઈ જગ્યાએ જાય, તે ખબર પડે તમને ?

**પ્રશ્નકર્તા :** હા પડે છે, દાદા.

**દાદાશ્રી :** ઉપયોગનો અર્થ જ એ કે શામાં વર્તો છો ? એ શુદ્ધ ઉપયોગમાં ના રહે ત્યારે સદુપયોગમાં રહે છે. તે ક્યાં ક્યાં વર્તે છે એ જોઈ લેવાનું. સદુપયોગ એટલે સંસારી ચીજોમાં વર્તે. ઘરના માણસો કહે કે આટલા દાગીના બનાવડાવોને, આ દાગીના કરોને, પેલું લાવોને ! એ બધાંનું સમાધાન થાય, ફાઈલનો નિકાલ કરવા ધ્યાન તો દેવું જ પડેને ! પણ એમાં એકાગ્ર ના થવું, બળ્યું !! એકાગ્ર થયા એ ઉપયોગ ચૂક્યા.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ અને શુભ બેઉ સાથે ચાલી શકેને ? આત્મા શુદ્ધમાં ને મન-વચન-કાયા શુભમાં એવું સાથે હોયને ?

**દાદાશ્રી :** એ તો શુભમાંય હોય અને કોઈ ફેરો અશુભમાંય હોય. આ મન-વચન-કાયા દાન કરતાં હોય ને એને આ જોનાર હોય. એ વાંધો નથી. એ પોતે શુદ્ધ જ છે. કારણ કે દાન એ પરિણામ છે. ચોરી કરવી કે દાન આપવું એ બન્નેય પરિણામ છે અને આ શુદ્ધ ઉપયોગ એ ઉપયોગ છે.

ઉપયોગનો અર્થ શાસ્ત્રમાં આવી રીતે ફોડવાર સમજાવી શકે નહીં કોઈ અને અમે તમને સમજણ પાડીએ છીએ કે તમને સમજાઈ જાય આ ઉપયોગ. તમને સમજાય તો ઉપયોગ રહે.

## ઉપયોગ એ કોનો ગુણ ?

આત્મા આત્માનાં સ્વભાવમાં જ રહે છે. એ સ્વભાવ બદલાતો નથી. અજ્ઞાથી જગત ઊભું થયું છે અને પેલી પ્રજ્ઞાથી મોક્ષ થાય. અજ્ઞાથી એટલે બુદ્ધિથી, પ્રજ્ઞાથી એટલે જ્ઞાનથી. એટલે અજ્ઞા છે તે સંસારની બહાર નીકળવા ના દે. પ્રજ્ઞા સંસારમાં ટકવા ના દે, મોક્ષમાં લઈ જાય એટલે ચેતવણી બધી પ્રજ્ઞાની છે, ચેતવે-કરે તે બધું.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ એ કોનો ગુણ છે ?

**દાદાશ્રી :** હવે એ શુદ્ધ ઉપયોગ પ્રજ્ઞાનો છે અને શુભાશુભ ઉપયોગ અહંકારનો છે. અને તે પરાધીન છે, સ્વાધીન નથી. અને આ પ્રજ્ઞાનો છે ને સ્વાધીન છે. આ પુરુષાર્થમય છે, પેલું કર્માધીન છે.

**પ્રશ્નકર્તા :** દાદા, ઉપયોગ એ આત્માનું લક્ષણ ગણાય ?

**દાદાશ્રી :** ના. આ ઉપયોગ, એનો યોગ શેમાં છે ? સ્વાભાવિક યોગમાં છે કે વિશેષ ભાવનાં યોગમાં છે ? તે વિશેષભાવનાં યોગ એય પણ ઉપયોગ કહેવાય. ઉપયોગ એટલે જાગૃતિપૂર્વક.

**પ્રશ્નકર્તા :** જાગૃતિના સંદર્ભમાં ઉપયોગ કોને કહેવો ?

**દાદાશ્રી :** જાગૃતિ આ સંસાર બાજુ વાપરવી તે દુરુપયોગ કહેવાય ને આ બાજુ, આપણે આત્માભણી, ધર્મભણી વાપરીએ તો સદુપયોગ કહેવાય, શુભ ઉપયોગ કહેવાય. અને આત્મજાગૃતિમાં આવ્યા પછી શુદ્ધ ઉપયોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ મૂળ આત્માનો હોય છેને ?

**દાદાશ્રી :** ના, આત્માનો ઉપયોગ ના હોય. આત્માને ઉપયોગ હોય તો પછી થઈ ગયો ભંડારી, સર્વિસમેન થઈ ગયો. અહીં તો આપણા લોકો શીખવાડે, પણ આત્મા તેવો નથી. આ બહાર જે પ્રચલિત વાક્યો છે તેમાં એક પણ જગ્યાએ આત્મા નથી. આ તમારે માની લેવું. એ સહુ સહુના સ્ટાન્ડર્ડ પ્રમાણે સહુ કોઈ બોલે છે પણ સ્ટાન્ડર્ડાઈઝ છે. આત્માને ઉપયોગેય નથી ને કશુંય નથી.

**પ્રશ્નકર્તા :** તો આ ઉપયોગ કોનો છે એ હજી નથી સમજાતું.

**દાદાશ્રી :** ઉપયોગ બધો અહંકારીનો. આત્મા પ્રાપ્ત કર્યા પછી આત્માની દ્રષ્ટિ થયા પછી એનો આત્મા બાજુ ઉપયોગ જાય છે એ સ્વઉપયોગ કહેવાય છે અને આ બીજી બાજુ જાય તો પરઉપયોગ કહેવાય છે બસ. ઉપયોગ એટલે જાગૃતિ કઈ બાજુ વાપરી તે જ જોવાનું. આત્મા ઉપયોગ સ્વરૂપ નથી.

## ફેર, ઉપયોગ અને જાગૃતિમાં !

**પ્રશ્નકર્તા :** આત્માનો ઉપયોગ અને આત્માની જાગૃતિ એ બે વચ્ચે શું ડિફરન્સ ?

**દાદાશ્રી :** ડિફરન્સ તો આ લાઈટ સળગ્યા કરતી હોય, આપણે કશું કામ ન કરીએ અને ઊંઘ્યા કરીએ, તો લાઈટ નકામી જાયને ? અને આ લાઈટનો પ્રકાશ હોય એ જાગૃતિ જ છે, પણ વાંચીએ તો ઉપયોગ કર્યો કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે જાગૃતિને એક જગ્યા નક્કી કરવી, એનું નામ ઉપયોગ ?

**દાદાશ્રી :** જાગૃતિ તો હોય જ, જ્ઞાન આપીએ એટલે. એનું કામ કરી લેવું. જાગૃતિ તો વહી જાય એમ ને એમ, ઉપયોગ કરીએ તો કામ લાગે. ઈલેક્ટ્રિસિટી છે જ મહીં, એનું નામ જાગૃતિ, પણ બટન દબાવીએ તો અજવાળું થાયને ! આ બટન દબાવીએ તે ઉપયોગ, નહીં તો ગરમીમાં આમ આમ હાથે કરીને પંખા ફેરવે. અલ્યા, બટન દબાયને ! ઉપયોગ કરને !

## યથાર્થ શુદ્ધ ઉપયોગ !

શુદ્ધ ઉપયોગ એટલે શું કે પોતાની જાતને શુદ્ધ જાણી અને તું શુદ્ધ જો. પોતાની જાતને 'હું શુદ્ધ છું' એવી પ્રતીતિ, લક્ષ ને અનુભવથી જો અને બીજાનામાં તે રૂપે જો, એનું નામ શુદ્ધ ઉપયોગ.

હવે વખતે કોઈ માણસ આવડો મોટો ફૂલોનો હાર ચડાવી ગયો, એટલે તે ઘડીએ આપણને એના તરફ ભાવ આવ્યો કે બહુ સારો માણસ હતો. અને પછી એક માણસે એ હાર તોડી નાખ્યો ને ફેંકી દીધો, આપણી પાસેથી લઈને. તો એના પર અભાવ થાય તે શુદ્ધ ઉપયોગ ના કહેવાય. એક પહેરાવે, એક તોડી નાખે. એક માન આપે, એક ગાળો ભાંડે પણ એનામાં ફેરફાર ના હોય. એ ફેરફાર થાય છે ત્યાં સુધી એ હજુ શુદ્ધ ઉપયોગ થયો નથી, જેટલો જોઈએ એવો.

**પ્રશ્નકર્તા :** ફેરફાર થાય જ છે, દાદા. અસર થઈ જાય છે.

**દાદાશ્રી :** એ ફેરફાર થાય એટલે જાણવું કે એટલો કચરો છે હજુ. શુદ્ધ ઉપયોગ એટલે આત્મા ભૂલાય નહીં. એટલે જેટલો વખત રાગ-દ્વેષ ના થાય, એ શુદ્ધ ઉપયોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** અહીંયાં સત્સંગમાં બેઠા હોઈએ અને બધામાં આપણે શુદ્ધાત્મા જોઈએ એ શુદ્ધ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** હા, તે બધામાં શુદ્ધાત્મા જોઈએ પણ કો'ક આવીને ધોલ મારે અને એનામાં શુદ્ધાત્મા ના દેખાય તો આપણે જાણવું કે ન્હોય શુદ્ધ ઉપયોગ. પોલીસવાળો જેલમાં લઈ જતો હોય, તે ઘડીએ પોલીસવાળામાં શુદ્ધ જ દેખાય આત્મા ત્યારે ખરું ! બૈરી ગાળો ભાંડતી હોય, તે ઘડીએ બૈરીમાં આત્મા શુદ્ધ દેખાય ત્યારે સાચું. એવો આત્મા આપ્યો છે. તમારે જાણવાની જરૂર. મેં આત્મા આપ્યો છે કેવો ? નીવળ શુદ્ધ આત્મા આપ્યો છે. ક્યારેય પણ પાછો હતો એવો ના થઈ જાય. એટલે તમારી તૈયારી જોઈશે.

પોતે શુદ્ધાત્મા તો થયા એટલે પોતે 'શુદ્ધ જ છું' એવું માનવાનું. વખતે ચંદુભાઈમાં છે તે કર્મનો ઉદય કોઈ એવો હોય પૂર્વનો, જે સંસારના લોકોને ઘૃણા ઉત્પન્ન થાય એવો હોય. તોય તમારે તમારું શુદ્ધત્વ જે છે, એનામાં ફેરફાર ના થવો જોઈએ. મેં તમને શુદ્ધ સ્વરૂપ આપેલું છે. પછી ઉદયકર્મ જો ગમે તે ભરેલાં હોય, તે નીકળ્યા કરે. પોતાનાથી ખરાબ કામ થઈ ગયું તો પોતાની જાતને હું બગડી ગયો છું કે અશુદ્ધ થઈ ગયો એવું થાય, એ શુદ્ધ ઉપયોગ ના કહેવાય. ગમે તેવું કામ પોતાનાથી થઈ ગયું છે, પણ હવે એ તો તારું નથી કામ, આ તું જુદો પડ્યો ને એ કામ કરનારો જુદો. તું અશુદ્ધ નથી થયો. જે અશુદ્ધ છે તે જ અશુદ્ધ થયું છે, સાથે એવી જાગૃતિ રહેવી જોઈએ.

હવે પછી બીજો તમને ગાળો ભાંડે છે એવું તમે મને ફરિયાદ કરો તો હું જાણું કે તમે શુદ્ધ ઉપયોગમાં રહ્યા નથી. એને શુદ્ધ જ જુઓ. એય શુદ્ધ જ છે અને આ જે ડખલ છે એ પુદ્‌ગલની કુસ્તી છે. કુસ્તી કોણ કરે છે ? આ પુદ્‌ગલ અને માથે લે છે પોતે. અને પછી કહેશે કે આ ભઈએ મારું અપમાન કર્યું. એટલે હું કહું કે તારો શુદ્ધ ઉપયોગ નકામો ગયો. શુદ્ધ ઉપયોગ ક્યારે ગણવામાં આવે છે કે બધાનામાં શુદ્ધ જ છે એમ જોવામાં આવે.

મહાવીર ભગવાનને ચોવીસેય કલાક જે શુદ્ધ ઉપયોગ રહેતો'તો. તે તમને પાંચ મિનિટ, દસ મિનિટ, પંદર મિનિટ થાય તો બહુ સારું.

ભગવાન શું કરતાં'તાં ? ઢેખાળો મારે તેને શુદ્ધ જોતા'તા, ધોલ મારે તેને શુદ્ધ જોતા'તા, ઉપર કાદવ નાખતા'તા તેને શુદ્ધ જોતા'તા, મારતા'તા તેને શુદ્ધ જોતા'તા. આ વીતરાગ વિજ્ઞાન ચોવીસ તીર્થંકરોનું, શુદ્ધ ઉપયોગનું જ્ઞાન છે ! અહીં સંસારમાં હરતાં-ફરતાં મોક્ષ આપે એવું છે !

## ફેર શુદ્ધ ઉપયોગ ને જ્ઞાતા-દ્રષ્ટામાં !

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ઉપયોગ, જોવું ને જાણવું અને જ્ઞાતા-દ્રષ્ટા એ ત્રણમાં શું ફેર ?

**દાદાશ્રી :** એ ત્રણેવ એક જ છે બધું. પણ શુદ્ધ ઉપયોગ લાંબો પહોળો હોય. શુદ્ધ ઉપયોગ એટલે તમે કોઈને કહો કે તેં મને કેમ ગાળ દીધી ? તે એ શુદ્ધ ઉપયોગ તમારો ન્હોય. અને તમારા લક્ષમાં અગર ધ્યાનમાં હોય કે 'નગીનભાઈએ ચંદુભાઈને ગાળ દીધી' એવું તને રહે તો એ શુદ્ધ ઉપયોગ કહેવાય. 'આ નગીનભાઈએ મને દીધી' એમ કહે તો એ શુદ્ધ ઉપયોગ ના કહેવાય. કોઈ દોષિત ના દેખાય, એનું નામ શુદ્ધ ઉપયોગ. દોષિત છે નહીં. જગત નિર્દોષ જ છે.

**પ્રશ્નકર્તા :** હવે આ જે બન્યું એ વખતે જોવું-જાણવું એટલે શું ?

**દાદાશ્રી :** રાગ-દ્વેષ નહીં કરવા એટલે જોવું-જાણવું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે ઉપયોગ કરતાં જોવું-જાણવું એક સ્ટેપ આગળ છે ?

**દાદાશ્રી :** ના. સહુથી સારામાં સારી વાત શુદ્ધ ઉપયોગની. શુદ્ધ ઉપયોગ, એ છેલ્લામાં છેલ્લું સ્ટેશન અને તેનું ફળ જોવું-જાણવું એ છે. શુદ્ધ જુએ-જાણે છે, તેને જ શુદ્ધ ઉપયોગ કહે છે. બીજી બધી બહુ રીતે શુદ્ધ ઉપયોગ કહેવાય છે. સામો પણ શુદ્ધ જ છે એવું લાગવું જોઈએ. તને લાગે ખરું એવું ?

**પ્રશ્નકર્તા :** દોષિત દેખાય પછી એનાં પ્રતિક્રમણ થઈ જાય પાછાં.

**દાદાશ્રી :** બરોબર. તોય ચાલે.

## શુદ્ધ ઉપયોગ કોને ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ જ્યાં સુધી જીવે છે, ત્યાં સુધી તેનો ઉપયોગ તો વ્યવહારમાં જ હોય. તો પછી આપ જે શુદ્ધ ઉપયોગમાં રહેવાની વાત કહો છો એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞા થકી બનવાનુંને ! એટલે પોતે શુદ્ધ છે અને સામાનામાં શુદ્ધ છે ! પ્રજ્ઞા અને અજ્ઞા, બે ફેરને ? પેલું અજ્ઞા કામ કરે ને આ પ્રજ્ઞા કામ કરે, એટલો જ ફેર !

**પ્રશ્નકર્તા :** આ ચંદુભાઈ વ્યવહારમાં છે ?

**દાદાશ્રી :** એ બધી અજ્ઞા કામ કર્યા કરે. અજ્ઞા અને પ્રજ્ઞા. અજ્ઞા એટલે બુદ્ધિ, પ્રજ્ઞા એટલે જ્ઞાન. પ્રજ્ઞા છે તે 'હું શુદ્ધ છું' એવું જાણે છે અને બીજાને બીજો ગાળો દે છે તોય એના આત્માને શુદ્ધ છે એમ જાણે છે. શુદ્ધ જાણવાનું છે. એમાં ફેરફાર ન થવો જોઈએ એ શુદ્ધ ઉપયોગ. શુદ્ધ જોવું. ગાયો-ભેંસો બધામાં આત્મા શુદ્ધ જોવો કે એ શુદ્ધ આત્મા છે. ગાળો ભાંડતો હોય, ગજવું કાપતો હોય તોય શુદ્ધ આત્મા, એની શુદ્ધતાને જોવી.

**પ્રશ્નકર્તા :** તો એ ચંદુભાઈનો શુદ્ધ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** ચંદુભાઈનો શુદ્ધ ઉપયોગ હોય જ નહીં, પ્રજ્ઞાનો શુદ્ધ ઉપયોગ હોય. ચંદુભાઈનો ઉપયોગ એ તો અશુદ્ધ ઉપયોગ, શુભાશુભ ઉપયોગ. સારું જુએ ને ખોટું જુએ તેય નિકાલી ભાગ છે, ગ્રહણીય નહીં. તેય નિકાલી એટલે નિર્મૂળ થવાનું, બીજું ઉગશે નહીં. ચંદુભાઈ શું કરે છે એ જાણે એટલે બહુ થઈ ગયું, એ પોતાનો શુદ્ધ ઉપયોગ. ચંદુભાઈ આ બાજુ જુએ તેને આપણે જાણીએ કે ઓહો, ચંદુભાઈ આવું જુએ છે, તો એ પોતાનો શુદ્ધ ઉપયોગ !

## વ્યવહાર ને ઉપયોગ, બન્ને સાથે જ !

**પ્રશ્નકર્તા :** રોજિંદા વ્યવહારની બધી ગોઠવણી કરતી વખતે શુદ્ધ ઉપયોગમાં રહી શકાય ખરું ?

**દાદાશ્રી :** વ્યવહાર કરતાં શુદ્ધ ઉપયોગમાં રહી શકાય એવું પૂછે, એ શુદ્ધ ઉપયોગને જાણતો નથી કાં તો વ્યવહારને જાણતો નથી.

**પ્રશ્નકર્તા :** એનો ડિફરન્સ જરા સમજાવો.

**દાદાશ્રી :** દરેક વ્યવહાર, ક્રિયા અને જ્ઞાતા બેઉ સાથે જ ચાલે. બેનો સાથે જ વ્યવહાર હોય.

**પ્રશ્નકર્તા :** એ બેનું સાથેપણું હોય જ વ્યવહારમાં ?

**દાદાશ્રી :** હોય જ, બધું સાથે જ છે પણ એની એને જાગૃતિ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, વ્યવહાર જે કરે છે, ક્રિયા જે કરે છે તે અને જે જ્ઞાતા જુએ છે એ બન્ને જુદા જ છે, પણ સાથે જ છે.

**દાદાશ્રી :** વ્યવહાર એ ક્રિયા કહેવાય અને આ ઉપયોગ એ જ્ઞાન કહેવાય. એક બાજુ જુઓ ને એક બાજુ ક્રિયા થાય. બન્ને સાથે જ ચાલે. જુદું જુદું ચાલે નહીં કોઈ દહાડો. દરેક ટાઈમમાં આત્મા હાજર હોય જ. આત્મા ગેરહાજર થાય નહીં. ક્રિયા ગેરહાજર થાય.

**પ્રશ્નકર્તા :** દરેક ક્રિયા વખતે જાગૃતિ રાખવી એ મુખ્ય વસ્તુ થઈને ?

**દાદાશ્રી :** જાગૃતિ રાખવાની હોય જ નહીં, એ હોય જ. આ તો અવળા ડાફાં મારે એટલે પછી ઊંધું થઈ જાય. આત્મા છે તે બીજે ક્યાં ગયો ? એ ક્રિયા કરતી વખતે કોણ કરે છે પછી ? અહંકાર ક્રિયા કરે, એને જ્ઞાતા જુએ. બરોબર ક્યાં નહોતું ને ક્યાં બરોબર થઈ ગયું ? એવી શું ચૂક થઈ ગઈ ? એ બધું આત્મા જુએ. એની એને ખાત્રી થઈ જાય પછી.

એક માણસ હોય, આંખો નથી એટલે આંધળો છે. શક્તિ બહુ છે, ઘોડા જેવી છે અને એક જણને બે પગ એના કપાઈ ગયા છે, એને આંધળાએ ખભા ઉપર બેસાડ્યો હોય, તો બન્નેનું ગાડું ચાલે કે ના ચાલે ? પેલો આંધળો કહેશે, 'ઉપર બેસ, ભઈ. તું મને દોરવણી આપજે.' ત્યારે આંધળો મહીં ક્યારે કચકચ કરતો હશે ? અડચણ આવે ત્યારે જ બૂમ પાડે. ત્યારે લંગડો એને દોરવણી કરે. દેખતો આત્મા જોયા કરે લંગડો અને આંધળો ચાલ્યા કરે, એવો વ્યવહાર ચાલે છે, આત્મા તે ઘડીએ જતો રહેતો નથી.

જ્યાં વ્યવહારને જ આત્મા માન્યો છે અને 'હું જ જ્ઞાતા છું', ત્યાં આગળ બે ભેગું ચાલ્યા કરે. પેલું જુદું ના પડે. 'હું જ જોઉં છું ને હું જ કરું છું', પહેલાં એવી સ્થિતિ હતી ને ? મેં સાંભળ્યું, મેં જોયું અને પોતાને જ્ઞાતા-દ્રષ્ટા માને પાછો.

એનું જ્ઞાતાપણું જતું ના રહે, તેમ દ્રષ્ટાપણું જતું નથી રહેતું. પણ અનુભવપૂર્વક થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અનુભવપૂર્વક એટલે શું ?

**દાદાશ્રી :** એક ફેરો જોયું હોય તો બીજી વખત દેખાય. જ્ઞાન એટલે અનુભવ. જેટલા અનુભવ થઈ ગયા એટલામાં હોય જ. દર્શન એટલે પ્રતીતિ. જ્ઞાન એટલે અનુભવ.

**પ્રશ્નકર્તા :** આ ફાઈલોનો નિકાલ કરતી વખતે તો ઉપયોગ મૂકવો પડે, તો તે વખતે કઈ દશા હોય ?

**દાદાશ્રી :** આ ફાઈલોનો નિકાલ કરતી વખતે ઉપયોગ મૂક્યોને એ જ શુદ્ધ ઉપયોગ. એ ફાઈલને સમભાવે નિકાલ કરીને જવા દેવી, જ્ઞાને કરીને શુદ્ધ કરવી એ શુદ્ધ ઉપયોગ.

કેટલાક લોકોને અજાગૃતિ હોય છેને, તે ફાઈલોનો નિકાલ થતો નથી અને એમ માનોને તમને બહુ ભીડ આવી હોય તો મહીં કેટલો બધો નિકાલ કરવાનો રહી જાય. એકદમ બહુ ભીડ આવી હોયને બહુ એટ એ ટાઈમ ફાઈલો આવી હોય તો કેટલાકનો નિકાલ થાય ને કેટલાકનો નિકાલ થયા વગર જતો રહે. થાય કે ના થાય એવું ?

**પ્રશ્નકર્તા :** હા, થાય. એવું બને !

**દાદાશ્રી :** તેવું આમને ભીડ ના આવી હોય તોય જતાં રહે, તેવી વાત છે. ઉપયોગ રાખ્યા સિવાયનો વ્યવહાર ફરી ફરી સહીઓ કરાવવા માટે આવશે. ત્યારે ઉપયોગ રાખશો તો વ્યવહાર છૂટશે. જ્યારે ત્યારે એ જોઈને જ વ્યવહાર કાઢવો પડશે. એટલે આપણે કહીએ છીએને, તમારે જોયા વગર જતું રહેશે એ બધી ફાઈલ પછી ફરી આવશે.

આપણી આજ્ઞામાં રહ્યો તે શુદ્ધ ઉપયોગમાં રહ્યો કહેવાય. આ ફાઈલ આવીને, એનોય સમભાવે નિકાલ કરવો. આમાં કંઈ ધ્યાન ના આપીએ, તો સમભાવે નિકાલ ના થયો કહેવાય. અને જો ધ્યાન આપીએ તો શુદ્ધ ઉપયોગ. અમારાં પાંચ વાક્યો જ શુદ્ધ ઉપયોગવાળા છે.

હંમેશાં 'શું થશે' એવું પરિણામ બદલાય તો બધું બગડે. કશું થાય નહીં, કશું થનાર જ નથી. આપણો ઉપયોગ શુદ્ધ છે તો દુનિયામાં યે કોઈ નામ દેનાર નથી ને શુદ્ધ ઉપયોગ બગડ્યો કે બધું ચઢી બેસે.

**પ્રશ્નકર્તા :** આમ તો એવું કહેવાય છેને શુદ્ધ ઉપયોગ બે ઘડી રહે તો સર્વાંશ કેવળજ્ઞાન થાયને ?

**દાદાશ્રી :** ના થાય. શુદ્ધ ઉપયોગ એ કેવળજ્ઞાન જ કહેવાય છે, પણ એને અંશ કેવળજ્ઞાન કહેવાય છે. સર્વાંશ કેવળજ્ઞાન ના કહેવાય. કારણ કે પચતું નથી આ કાળમાં. અક્રમ છે ને.

તેથી જ હું કહું છુંને કે એક ગુંઠાણું, અડતાલીસ મિનિટ સુધી બધાનાં શુદ્ધાત્મા એકધારા જોતાં જોતાં જાય તે શુદ્ધ ઉપયોગ. તે એકબાજુ ગધેડું દેખાય ને એકબાજુ શુદ્ધાત્મા દેખાય એમ જોતાં જોતાં જઈએ એનું નામ શુદ્ધ ઉપયોગ. બીજા જીવોને શુદ્ધાત્મા જુઓ, તે ઘડીએ શુદ્ધ ઉપયોગ હોય તમારો.

જેમ છે તેમ, યથાર્થ જોવાના જેના ભાવ છે, જ્ઞાની પુરુષની આપેલી દ્રષ્ટિએ જોવાનાં જેનાં ભાવ છે એને શુદ્ધ ઉપયોગ પ્રાપ્ત થાય જ !

હવે તો આપણે મૂળ વાત ઉપર જ આવી જવાનું. આપણે જે સ્ટાન્ડર્ડ જાણી ગયા, તે સ્ટાન્ડર્ડના પુસ્તકોની જરૂર ના રહીને આપણે ? હવે આત્માની શું હકીકત છે અને હવે આત્મા તરીકે કેવી રીતે વર્તવું એટલું જ જોવાનું રહ્યું.

## ન જુએ કર્તા કોઈને જગમાંહી !

**પ્રશ્નકર્તા :** ગાળોને ગાળોના સ્વરૂપમાં નહીં જોવાની એમ આપ કહો છો ?

**દાદાશ્રી :** એ ગાળ દે છે ને, તે ઘડીએ કર્તા નથી. કર્તા જુઓ તો એ અશુભ ઉપયોગ કહેવાય. જગતમાં તમેય કર્તા નથી ને કોઈ કર્તા છે નહીં. માટે અકર્તા ભાવથી જોશો તો એનું નામ શુદ્ધ ઉપયોગ. એટલે અમારો મિનિટે મિનિટે આવો શુદ્ધ ઉપયોગ હોય. તરત જ, ઓન ધી મોમેન્ટ. નહીં તો પછી અશુભ થઈ જાય. તરત બગડી જાય. ફરી આપણે ને આપણે સુધારવું પડશેને ? શુદ્ધ ઉપયોગ એટલે કે પોતે શુદ્ધ છે, પોતે કર્તા નથી કોઈ ચીજનો, પોતે અક્રિય છે.

હવે પણ બીજાને શું કહે ? તમે મારા પ્યાલા કેમ ફોડી નાખ્યા ? એટલે એ શુદ્ધતા ના રહી. એ પોતે પોતાની જાતને શુદ્ધ માને છે અને શુદ્ધ વર્તેય છે ખરો, પણ પેલાને તમે પ્યાલા ફોડી નાખ્યા એમ કહે છે, એટલે એને કર્તા માને છે, એ કચાશ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ ત્યારે ઉપયોગમાં નથી.

**દાદાશ્રી :** નહીં, ઉપયોગ તો છે પણ આ ઉપયોગ બગડ્યો. શુદ્ધ ઉપયોગમાં નથી, અશુભ ઉપયોગ થયો. એટલે કોઈને કર્તા માનવો નહીં, તો જ શુદ્ધ ઉપયોગ રહે. આપણે અક્રિય અને પેલાય અક્રિય. જગતમાં કોઈ કર્તા છે નહીં. કારણ કે બધા શુદ્ધ આત્મા છે. અને એમ જ્યારે અનુભવમાં આવે, ત્યારે શુદ્ધ ઉપયોગ બધે રહે.

હું કરું છું, તે કરે છે અને તેઓ કરે છે, એ ભાવ નથી ત્યાં આગળ શુદ્ધ ઉપયોગ છે, સંપૂર્ણ. આ તો સહેજ છે તે લાલ વાવટો કોઈકે ધર્યો, ગાડીની આગળ, 'તમે શા આધારે લાલ વાવટો ધરો' એટલે ત્યાં આગળ કાચા પડી ગયા. કારણ કે એ ધરતો જ નથી ! કોઈ કર્તા દેખાવો ન જોઈએ, તો એ શુદ્ધ ઉપયોગ કહેવાય.

તેથી મહાવીર ભગવાને કહેલું ને કે 'હું કરું છું', 'તું કરું છું' ને 'તેઓ કરે છે' એ મારા વિજ્ઞાનમાં નથી, કોઈને કોઈ પણ ચીજનો એ કર્તા છે એવું માનો, એ મારા મોક્ષ વિજ્ઞાનમાં નથી. બીજા વિજ્ઞાનમાં છે.

તમે ઓફિસમાં જાવ તે ઘડીએ તમારો શુદ્ધ ઉપયોગ ના હોય તો બધા જ કારકુનો, કારકુનો જ દેખાય. અને શુદ્ધ ઉપયોગ હોય તો કારકુનેય દેખાય ને શુદ્ધાત્મા ય દેખાય. એવું દરેક બાબતમાં શુદ્ધ ઉપયોગ જ

રાખવો જોઈએ. ઉપયોગ ચૂકાય નહીં. શુદ્ધ ઉપયોગ એ જ સમતા ને એ જ બધું. પછી ભલે ને ઉદયકર્મ ગમે તે નાચ કરે, તેનો વાંધો નથી. ઉદયકર્મ એ ઉદયકર્મ કહેવાય. એ વ્યવસ્થિતના આધીન છે, આપણા આધીન નથી. ફક્ત આપણે તો એનાં જાણકાર છીએ કે આ પ્રકારનાં ઉદયકર્મ હોય છે.

## શુદ્ધ ઉપયોગીને જગત નિર્દોષ !

શુદ્ધ ઉપયોગ થાય તો ડખો જ નથી કોઈ જાતનો. સહેજેય ડખો નથી. એમાં બધું આવી ગયું છે. બીજા અમારા વાક્ય શુદ્ધ ઉપયોગ કરવા માટે છે. એક એક વાક્ય આપેલું છે, બધાં જુદાં. સમજે તો ગોટાળો ના કરે એટલા માટે કહ્યું કે નિર્દોષ જ જગત છે, એમાં દોષિત શું જોવાનું ? વગર કામના બીજાના દોષ જુઓ ત્યારેને ! હંમેશાં દોષ ક્યારે દેખાય ? તો આપણામાં દોષ ઊભો થાય કે તરત બીજાનો દોષ દેખાય. નિયમ જ એવો, નહીં તો દોષ ના દેખાય. એટલે આ બધો ઉપયોગ બગડી જાય પછી. બાકી પરઉપયોગ તો નથી થતો. પરઉપયોગ થતો હોય ત્યારે તો મોઢું બગડી જાય. કષાય ભાવ થાય.

**પ્રશ્નકર્તા :** જગત નિર્દોષ છે. તે શુદ્ધ ઉપયોગ ખરો, પણ એ તો બહારનો ઉપયોગ થયો.

**દાદાશ્રી :** ના, બહારનો નથી.

**પ્રશ્નકર્તા :** કારણ કે એ બાહ્ય દ્રષ્ટિ માટે થયોને ?

**દાદાશ્રી :** બાહ્ય ને આંતરિક એનો સવાલ જ નથી રહેતો. કારણ કે પોતે શુદ્ધ પોતાની જાતે રહેવું અને શુદ્ધ જોવું એ શુદ્ધ ઉપયોગ. નિર્દોષ જોવું, એનું નામ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે એકલો હોય ત્યારે પોતાની જાતને પણ શુદ્ધ જોવું, એ શુદ્ધ ઉપયોગ.

**દાદાશ્રી :** શુદ્ધ જુએ છે, એ તો માને જ છે. પણ પોતાની અંદરનું બધું જે સૂક્ષ્મ છે એ જ્ઞેયને જોવું.

**પ્રશ્નકર્તા :** જે હોય એને જોવું. ખરો ઉપયોગ તો તે જ છે ને?

**દાદાશ્રી :** એ બધો સરખો જ, પણ છેવટે આની પર આવવું પડે. કારણ કે પેલું બહારનું તો કાયમને માટે હોય નહીં. એક ફેરો ડિસીઝન પૂરતું જ છે. ઉપયોગ બહાર રાખવાનો પણ શુદ્ધ ઉપયોગ રાખવાનો. મહીં કંઈ ઓરડીઓ નથી કે મહીં ને મહીં રાખી મેલવાનો. ભગવાન મહાવીરેય બહાર બધે ઉપયોગ રાખતા હતા પણ શુદ્ધ ઉપયોગ. જગતનો અશુદ્ધ છે, અશુભ છે, શુભ છે ને આમનો શુદ્ધ હોય. આમનું જગતના જેવું જ વર્તન બધું, ઉપયોગમાં જ ફેર ! ઉપયોગ શુદ્ધ કરવાનો છે. શુદ્ધ ઉપયોગ એટલે બહાર આમ જોઈએ તો શુદ્ધાત્મા જોવાય, પોતાનું સ્વરૂપ શુદ્ધ છે, બીજું શુદ્ધ જોવાય એ શુદ્ધ ઉપયોગ, ને અમારી આજ્ઞામાં રહ્યો એ સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ શુદ્ધ ન રહે, એનું શું પરિણામ આવે ?

**દાદાશ્રી :** ઉપયોગ શુદ્ધ ના રહે, એનો જે લાભ આપણને મળવો જોઈએ તે મળે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, બે વસ્તુ એક સાથે ચાલતી હોય, પેલા માણસનો દોષ પણ દેખાય. જ્ઞાન પણ કહે કે ભઈ, એનો કંઈ વાંક જ નથી.

**દાદાશ્રી :** દોષ તો બાહ્ય દ્રષ્ટિથી દેખાય છે અને અંતર દ્રષ્ટિથી નિર્દોષ દેખાય છે. એ નિર્દોષ દેખાય છે તે આપણું સમ્યક્ દર્શન. હવે નિર્દોષ ના દેખાડે તો એ માણસ કાચો પડી ગયો કહેવાય. એમાં શુદ્ધ ઉપયોગ નથી. કોઈ અજ્ઞાનીને પૂછી આવો કે અંદર-બહાર જુદાપણાની જાગૃતિ બે સાથે ચાલે છે ? સાધુ-આચાર્યોને પૂછો, બે સાથે ચાલે છે ? ત્યારે કહે, ના, એક જ ચાલે છે. કારણ કે દોષિત જ દેખાડ્યા કરે અને તમને નિર્દોષ દેખાડે છે એ. ત્યાંથી જ એ જ્ઞાન થયું છે તમને.

## ગોઠવણી શુદ્ધ ઉપયોગ તણી !

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ઉપયોગ કઈ રીતે કરવો ?

**દાદાશ્રી :** ચંદુલાલ શું કરી રહ્યા છે, એને જોયા કરવું અને જાણ્યા

કરવું એ શુદ્ધ ઉપયોગ કહેવાય. એટલે પોતાની પ્રકૃતિને નિહાળવી, એનું નામ શુદ્ધ ઉપયોગ. શુદ્ધ ઉપયોગ એટલે એ તો નિરંતર જાગૃત. બીજા કશામાં પડે જ નહીં. ખાય ખરા પણ ખાવામાં પડે નહીં, કશામાં. બધાંને એટલું બધું જ્ઞાન ના રહે પણ અમુક રહેને તોય બહુ થઈ ગયું. ચંદુભાઈ શું કરે છે એને તમે જુઓને, તોય બહુ થઈ ગયું. ચંદુભાઈ ખાવામાં રહેતા હોય તેને તમે જુઓ, એટલે તોય તમે ઘણા આગળ ચાલ્યા. આપણે અહીંયા જ્ઞાન લીધેલું હોય તે બધા શુદ્ધ ઉપયોગ રાખે. અને શુદ્ધ ઉપયોગ એટલે શું ? તે 'ચંદુભાઈ શું કરી રહ્યા છે ? ચંદુભાઈનું મન શું કરી રહ્યું છે ?' એ બધાંને વિગતવાર જાણવું.

જેમ સિનેમામાં બેઠેલા માણસને ફિલમ અને પોતે, બન્નેને વિગતવાર જાણે છે કે નથી જાણતા ? એટલું વિગતથી એ જાણે ત્યારે એ શુદ્ધ ઉપયોગ કહેવાય. દ્રષ્ટા અને દ્રશ્ય એટલાં બધાં છેટાં હોય કે ત્યારે એ શુદ્ધ ઉપયોગ કહેવાય.

હવે તેમાં શુદ્ધ ઉપયોગની શરૂઆત કેવી થાય ? ત્યારે જેમ કોઈ ધોલ મારતો હોય આપણને તે ઘડીએ તમને દેખાય કે, 'અહોહો, ચંદુભાઈ જેવા સારા માણસને પણ આ ધોલ મારે છે !' તમને દેખાય છતાં તમે માનો કે ભોગવે છે ચંદુભાઈ, માટે ભૂલ તો પોતાની જ ને ? આ બધું તમને એકઝેક્ટ દેખાય અને એ સામો માણસ શુદ્ધ દેખાય, એ શુદ્ધ જ છે. તમે જેવા શુદ્ધ છો, એવો એ શુદ્ધ જ છે. ભલે એણે જ્ઞાન નથી લીધું, પણ એ શુદ્ધ જ છે. એને જો અશુદ્ધ માનશો તો તમારો ઉપયોગ બગડ્યો. ત્યારે કહે છે એ આત્મા તો શુદ્ધ છે, પણ બહારનો ભાગ ? બહારનો ભાગ તો આનો ખરાબ જ છેને ? ત્યારે કહે, 'ના, તમારા માટે એ ખરાબ નથી. એના માટે ખરાબ છે.' 'ત્યારે હવે સાહેબ શું કંઈ એમાં ન્યાય બતાવો. કેમ અમારે માટે ખરાબ નહીં હોય ? ધોલ મારે છે વળી પાછો. રાજી થઈને મારે છે.' ત્યારે કહે, 'એ એના પોતાના માટે ખરાબ છે, પણ તમારા માટે ખરાબ નથી એ. કારણ કે તમારે સમજી લેવું જોઈએ કે આ કર્મના ઉદયે મારી રહ્યો છે. કોનું કર્મ ? જેને વાગે છે ધોલ, તેનું કર્મ. તો પછી એનો શો દોષ ?' કહો ! રીત હશેને ? એવું નિર્દોષ જુએ ત્યારે શુદ્ધ

ઉપયોગ. આપણને ગાળો ભાંડતો હોય તે ઘડીએ નિર્દોષ દેખાય, ત્યારે શુદ્ધ ઉપયોગ.

આપણા હાથમાંથી હજાર રૂપિયાનું પાકીટ એ લઈ લે તો આપી દેવું એવો મત નથી. વખતે એ ચંદુભાઈ એને ધોલ મારીને પાછું લઈ લે, એય વાંધો નથી. પણ તમારે આ બધું સીન 'જોવો' જોઈએ. ધોલ મારે ને ગમે તે નાક દબાઈને લઈ લે, પણ આપણે ચંદુભાઈને જાણવું જોઈએ કે ચંદુભાઈએ શું કર્યું અને પેલાએ શું કર્યું ? છતાંય એનામાં અશુદ્ધતા ના દેખાવી જોઈએ, બસ એટલું જ. આનું નામ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** ફક્ત આ જોવું ને જાણવું એટલું રહે, એને જ શુદ્ધ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ જ શુદ્ધ ઉપયોગ. મહીં ખરાબ વિચાર આવ્યા કે આમ કરો, તેમ કરો, કુસંગના વિચારો આવ્યા, તે શું આવ્યા તે આપણે જોઈએ અને જાણીએ. એટલે આપણે ફરજ બજાવી દીધી. અને તન્મયાકાર થયા કે મરી ગયા ! જોવા-જાણવાનો અર્થ શું કે તન્મયાકાર ના થવાય.

## બસની રાહ જોતાંય શુદ્ધ ઉપયોગ !

આ જ્ઞાન મળેલું હોય, તેને તો એક મિનિટની નવરાશ હોય નહીં. મને એક મિનિટ નવરાશની નથી મળતી, એક સેકન્ડેય નવરાશ નહીંને ! બસ માટે ઊભા રહ્યા હોય, ને બસ ના આવે તો લોક આમ જો જો કર્યા કરે. આમ જુએ, આમ જુએ ને ડાફાં માર્યા કરે. એટલે તમે ત્યાં આગળ ઊભા રહ્યા હોયને તો ડાફાં મારીને શું કામ છે ? આપણી પાસે બધું જ્ઞાન છેને ! એટલે બધાં ઊભાં હોય, તેમનામાં શુદ્ધાત્મા 'જોઈએ'. જતાં-આવતાં હોય, તેમનામાં શુદ્ધાત્મા 'જોઈએ'. બસો જતી હોય, તેની મહીં બેઠેલાં હોય તેમનામાં શુદ્ધાત્મા 'જોઈએ'. એમ કરતાં કરતાં આપણી બસ આવીને ઊભી રહે. એટલે બધાનામાં શુદ્ધાત્મા જોઈએ ને આપણે આપણું શુદ્ધાત્માનું ધ્યાન કર્યા કરીએ તો આપણો ટાઈમ નકામો જાય નહીં. અને

જગતના લોકો તો ડાફાં માર્યા જ કરે. આમ જુએ, આમ જુએ અને પછી મહીં અકળાયા કરે. બસ ના આવે એટલે અકળામણ થાય. એટલે આપણે આપણો ઉપયોગ શા માટે બગાડીએ ? અને શુદ્ધાત્મા જો જો કરીએ તો કેટલો બધો આનંદ થાય ! એટલે હથિયાર પ્રાપ્ત થયું છે તો વાપરવું જોઈએને ! નહીં તો હથિયાર કાટ ખાઈ જાય !

**પ્રશ્નકર્તા :** આ શુદ્ધ ઉપયોગની જે વાત છે કે આ રસ્તામાં રિલેટિવ-રિયલ જોતાં જોતાં જાય, એ પાછું બહુ લાંબો સમય ચાલે એટલે એમાંય કંટાળો આવે, પછી બીજું કંઈક માંગે.

**દાદાશ્રી :** એ કંટાળો આવે છે તોય આપણે એને જાણવો પડેને ! એને જાણીએ એટલે કંટાળો ઉતરી જાય.

**પ્રશ્નકર્તા :** હા, દાદા. કંટાળો આવે છે એ જાણે, પણ આ શુદ્ધ ઉપયોગમાં રહે છતાં કંટાળો આવે એ એક્ચ્યુઅલી એવું કેમ થાય ?

**દાદાશ્રી :** આ શુદ્ધ ઉપયોગ એ ખરો શુદ્ધ ઉપયોગ ન્હોય. એમાં મન ભળેલું હોય છે, નહીં તો કંટાળો આવે કેમ કરીને ? શુદ્ધ ઉપયોગમાં શી રીતે કંટાળો આવે ?! જ્યાં શુદ્ધ જ જોવું ત્યાં ! શુદ્ધ ઉપયોગમાં રીત બદલવાની જરૂર પછી.

**પ્રશ્નકર્તા :** આ ઉપયોગમાં રહે, આનંદ ઉત્પન્ન થવો જોઈએ. તે આનંદથી આમ કંટાળો ના આવે.

**દાદાશ્રી :** શુદ્ધ ઉપયોગ એનું નામ કહેવાય કે આનંદ હોય. કંટાળો આવે, એનું નામ શુદ્ધ ઉપયોગ નહીં. ત્યાં બંધ કરી દેવું પડે. ભૂલ થવા માંડી.

**પ્રશ્નકર્તા :** પણ આપે કીધું એમાં મન ભળે એટલે કંટાળો આવે, તો શુદ્ધ ઉપયોગમાં રહેતો હોયને એમાં મન ભળે તો શું કરવાનું ?

**દાદાશ્રી :** મનને જોયા કરવાનું. મનને આપણે જાણીએ ખરાં, કઈ સ્થિતિમાં છે અત્યારે મન !

## જ્ઞાન પછી જાગૃતિની થ્રી શિફ્ટ !

તમારે તો મનુષ્યપણાનો લાભ ઊઠાવવાનો છે. કારણ કે આ વિજ્ઞાન પામ્યા પછી કોઈ ઉપયોગ ચૂકે નહીં. અને આ તો એક શિફ્ટનું નહીં, થ્રી શિફ્ટનું કારખાનું છે. અને આ જ્ઞાન મળ્યા પછી એક શિફ્ટ હોય ?

**પ્રશ્નકર્તા :** ના. એ તો ઊંઘ વેઠીને ઊજાગરો લીધો, એના જેવું થયું લાગે છે.

**દાદાશ્રી :** ઊંઘ એટલે શું ? આત્માને કોથળામાં પૂરીને ઉપર બાંધી દેવું તે. તે અજ્ઞાનીને માટે છૂટ છે કે આત્માને કોથળામાં ઘાલીને સૂઈ જાય. પણ આ જ્ઞાન પામ્યા પછી, થ્રી શિફ્ટ ચલાવવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** તે દાદા, અમને છૂટ છે એવી ?

**દાદાશ્રી :** ત્યારે મને એકલાને છૂટ છે આ બધી ? તમારે એ કાયમનું સુખ, અલૌકિક સુખ જોઈએ છે, તો એ શુદ્ધ ઉપયોગનું ફળ છે.

તું ઉપયોગ રાખું છુંને ? આ બધાને બહુ ભાવતું જમણ આવ્યું હોય, તે ઘડીએ એમાં ઉપયોગ હોય કે ના હોય બધાંનો ? પછી પૈસા ગણવામાં ઉપયોગ ના રહે તારો ? એ ઉપયોગ કહેવાય. એક જ જગ્યાએ જાગૃતિ સ્થિર થઈ એ ઉપયોગ. બધે વિખરાઈ ના જાય.

**પ્રશ્નકર્તા :** એ તો બહારનો ઉપયોગ કહ્યોને આપે, તો પેલો છેલ્લી દશાનો જ્ઞાનીનો ઉપયોગ તો કંઈ જુદુ જ કહેલુંને આપે ?

**દાદાશ્રી :** એ બહારનો ઉપયોગ રહે તોય બહુ ઉત્તમ કહેવાય. તો જ પેલો જ્ઞાન ઉપયોગ આવે. બહારનો ઉપયોગ રહે નહીં પછી પેલો જ્ઞાન ઉપયોગ આવે કેમ કરીને ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ બહારનો ઉપયોગ એ કેવા પ્રકારે એટલે દાખલા તરીકે સવારથી બધી પ્રક્રિયા શરૂ થાય દેહની-વાણીની-મનની, એ વખતે એનાથી જુદા રહીને જોવા-જાણવાની ક્રિયા અને પોતે આ સ્વરૂપ છે એવી જાગૃતિને એકાગ્ર કરવું ત્યાં ઉપયોગ આવે છે ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન કહેવાય. તું રસોઈ બનાવતો હોયને તું ડાફાં મારું કે તરત કો'ક તને ના કહે કે ધ્યાન બરોબર રાખ, નહીં તો રસોઈને બગાડી નાખીશ. બરોબર ધ્યાન રાખવું એ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** તો એ રસોઈમાં આખો ઉપયોગ મૂકવો પડેને ? રસોઈ બનાવતી વખતે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો આપણો આ શુદ્ધ ઉપયોગ અને પેલો રસોઈમાં ઉપયોગ ગયો તો એમાં રસોઈમાં ઉપયોગ એ વપરાયો કહેવાયને ?

**દાદાશ્રી :** હાસ્તો.

**પ્રશ્નકર્તા :** એટલે એ જ કે એ વપરાવો જોઈએ કે ના જોઈએ? ખરેખર જો એ રસોઈ ઉપયોગ મૂક્યા વગર બને જ નહીં. એવી રીતે જ તો પછી ત્યાં ઉપયોગ આમ એ કેવી રીતે રાખવો ?

**દાદાશ્રી :** રસોઈમાં ઉપયોગ રાખવો. એટલે તેનો અર્થ એવો ડિરેક્ટ નહીં. એ તો રસોઈમાં તો ઉપયોગ એટલે શું કે કોણ રસોઈ કરે છે એ પહેલું જાણવું જોઈએ. રસોઈ કરનાર કોણ છે તે જાણવું જોઈએ. પોતે કોણ છું એ જાણવું જોઈએ અને રસોઈ કરનાર શું ધ્યાન રાખે છે એ જોવું જોઈએ. એ બધું ય એટ એ ટાઈમ થાય, એનું નામ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એટલે રસોઈની ક્રિયા કે રસોઈનો આખો જે વ્યવહાર એ નડતો નથી પણ આ જાગૃતિ ના રહેવી એ નડે છે.

**દાદાશ્રી :** હા. તે એ જ નડેને !

**પ્રશ્નકર્તા :** પેલું તો ભેગું થવું એ વ્યવસ્થિતને તાબે થયુંને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આપણે આ આરતી કરીએ છે દાદા, તે વખતે આંખો તો બંધ હોય છતાંય આપની જે આરતી ઉતરે છે તેવું દેખાય અથવા

સીમંધર સ્વામીનું દેખાય અથવા તો પછી પેલું એક-એક અક્ષરે અક્ષર વંચાય તો એ કેવો ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** એ બધું તો અજ્ઞાનીઓ ય કરે છે. આરતી કરવા જાયને તો આંખો મીંચીને દેખાય બધું, દીવો કરતો હોય તો. ઉપયોગમાં આ કહ્યું તે રીતે હોવું જોઈએ. કર્તા જુદો, જ્ઞાતા જુદો. કર્તા એના સ્વભાવમાં છે કે નહીં, કે કર્તા અજાગૃતિમાં છે તેય પાછું જોવું. ચંદુભાઈ છે તે એનો ઉપયોગ રાખે ને એની ઉપર આત્મા પોતાનો ઉપયોગ રાખે. બે સાથે સાથે થાય ત્યારે ઉપયોગમાં રહ્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ મશીનરીમાં ઉપયોગ મૂકવો પડે છે કે પૈસા ગણવામાં ઉપયોગ મૂકવો પડે કે આ રસોઈ બનાવવામાં તો એ બધા ઉપયોગનું એટલે આમ મહીં કેવું રહેવું જોઈએ કે આ પૂરું થાય તો સારું, આ ન હોવું ઘટે એવું ?

**દાદાશ્રી :** ના, એવું તેવું નહીં. ઉપયોગ રાખવામાં તો કશું અડતું જ નથી. એ મશીનરી ઊભી કરતાં રહે નહીંને ઉપયોગ, બાકી ઉપયોગ રાખવાવાળાને તો કશું નડતું જ નથી. આમ હોવું જોઈએ ને આમ ના હોવું જોઈએ, એ તો જાગૃતિ છે, એ ઉપયોગ નથી.

આત્મા આત્માનું કર્યા કરે, ચંદુભાઈ ચંદુભાઈનું કર્યા કરે. ચંદુભાઈનું મન, મનનું કામ કર્યા કરે. પોતપોતાના ધર્મો બધા બજાવે, એનું નામ ઉપયોગ.

## વાંચતા ચૂકાય ઉપયોગ આમ !

કંઈથી આ ચિત્રલેખા મેગેઝીન અહીં ?

**પ્રશ્નકર્તા :** કોઈ સુંદર વાર્તા આમાં ચાલતી હોય અને હું વાંચતો હોઉં, તો તે વખતે મારે ધ્યાન કેવું રાખવાનું હોય ?

**દાદાશ્રી :** વાંચવામાં જ રહેતું હોય.

**પ્રશ્નકર્તા :** તો એ ઉપયોગ ના કહેવાયને ?

**દાદાશ્રી :** હા, એટલું ચૂક્યા, એટલું ફરી કરવું પડશે.

**પ્રશ્નકર્તા :** તો એનો મતલબ કે વાંચવું જ ના જોઈએને ?

**દાદાશ્રી :** વાંચવું ના જોઈએ, તે આપણા હાથમાં સત્તા છે ?

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ તો વંચાઈ જાય, એમાં રસ પડે છે....

**દાદાશ્રી :** ના, પણ વંચાઈ જતી વખતે જો કદી આમ વાંચતા જાય અને એક બાજુ જાગૃતિ રાખતા જાય કે આ ખોટું થઈ રહ્યું છે, આ ન થવું જોઈએ. વાંચતા જાય પણ એ ના થવું જોઈએ એવું મનમાં રહે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ જે વાંચો છો તો આપ કેવી રીતે વાંચો છો ?

**દાદાશ્રી :** મારે તો એવી રીતે જ રહે બધું. આવું ના હોવું જોઈએ છતાં આવું વાંચીએ છીએ.

## શાસ્ત્રો વાંચતા ઉપયોગ !

એકલું શાસ્ત્ર વાંચ વાંચ કરે તો એ પછી શાસ્ત્ર થઈ જાવ તમે. જે કરોને તે રૂપ થઈ જાવ. પાછા ચોપડી થઈ જાવ. આત્મા થયા છેને, તે પાછાં ચોપડી થઈ જાવ !

હા, જેવું ચિંતવે એવો થઈ જાય. એટલે આપણે શું કરવાનું ? શું બન્યા કરે છે એ જોયા કરવાનું, પણ તે કેવું ? જ્ઞાનપણાના દરવાજે ઊભું રહેવાનું. જેને આપણા લોકો પ્રજ્ઞા કહે છે. પ્રજ્ઞા એટલે શું ? જ્ઞાનપણાનો દરવાજો, તે આ હોમ(સ્વ) અને આ ફોરેન(પર), એ જુદું દેખાડે છે. તે ફોરેનમાં જાય તે ઘડીએ આપણને કહે, 'ફોરેનમાં હેંડ્યા'. એટલે પાછું આપણે પાછાં ફરીને પ્રતિક્રમણ કરી લઈએ કે હવે નહીં. તો પાછાં તો ફરી જ જઈએ છેવટે. 'ફોરેનમાં હેંડ્યા' એવું ચેતવે કે ના ચેતવે ?

**પ્રશ્નકર્તા :** ચેતવે !

**દાદાશ્રી :** હા, એટલે બસ. એ આપણને ચેતવે ને આપણે પાછા ફરીએ, એમ કરતાં કરતાં જ આનો ઉકેલ આવી ગયો. ઉપયોગ જે પરમાં

આવી જાય છે એ પાછો સ્વમાં ઘાલી દે. આવું કરવાનું છે. બીજું કશું, એકની પાછળ નહીં પડવાનું !

એટલે જ્ઞાનપણાના દરવાજે આપણું જ્ઞાન ઊભું રહેલું હોયને, ત્યાં એ જ્ઞાન બધું કામ કર્યા જ કરે. બીજા ઉપયોગમાં જાય કે ચેતવે અને આપણે અહીં જ્ઞાનીપુરુષ પાસે તો બીજા ઉપયોગમાં જાય જ નહીં. આ તો ચંદુભાઈ, ચંદુભાઈનું કાર્ય કરે ને તમે તમારું કાર્ય કરો, બેઉ કાર્ય કર્યા કરે. અહીં તો જુદું જ રહે એની મેળે. બીજા ઉપયોગમાં જાય જ નહીં. તમારે શુદ્ધ ઉપયોગ કરવો ન પડે. અહીં શુદ્ધ ઉપયોગ જ રહે. જ્ઞાની પુરુષની પાસે સત્સંગનું ફળ છે. શુદ્ધ ઉપયોગમાં જ રહે. ડખો જ ના થવા દે !

## ઉપયોગમાં રહેવાની વાડ !

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્મા જેમ જેમ જ્ઞાનને ઉપયોગમાં લાવે તેમ તેમ તેમની જ્ઞાન અવસ્થા વધતી જાય, કે પછી જ્ઞાન મળ્યા બાદ ઉપયોગ ન રાખવા છતાંય આપની કૃપાથી જ્ઞાનમાં સંપૂર્ણતા આવે જ ?

**દાદાશ્રી :** ઉપયોગમાં જ રહેવું જોઈએ. ઉપયોગ સંસારમાં હોય અને આપણું જ્ઞાન વધ્યા કરે એવું બને નહીં. સંસાર નિકાલી બાબત છે, નિકાલી બાબતમાં ઉપયોગ ના હોય. જે બને એ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, તો સાચો ઉપયોગ કેવી રીતે રાખવો એ સમજાવો.

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા એ સાચો ઉપયોગ જ છે. તમે બધામાં શુદ્ધાત્મા જુઓ, આ ફાઈલ છે એવું જુઓ, તોય શુદ્ધાત્મા જોયો કહેવાય કે શુદ્ધાત્મા જુઓ તોય ફાઈલ થઈ ગઈ. એટલે આ પાંચ આજ્ઞા એ જ ઉપયોગ છે. એથી પછી વધારે જ્ઞાન ઉપયોગ પછી વધતો જાય અંદર. ખરો ઉપયોગ વધતો જાય, આ વાડ છે ઉપયોગમાં રહેવાની. ઉપયોગ રાખ્યા સિવાય જ્ઞાન વધે જ નહીં કોઈ દહાડોય. ઉપયોગ એટલે અત્યાર સુધી સંસારમાં ઉપયોગ હતો, આત્મા વર્તતો હતો સંસારમાં, તે હવે આત્મા આત્મામાં વર્તે, એનું નામ ઉપયોગ. આત્મા આત્મામાં વર્તે શી રીતે ? ત્યારે કહે, છોકરો દૂધ ઢોળતો હોય, તે જોયા કરે. ત્યાં જઈને વારે

ખરો. આપણે ત્યારે ચંદુલાલને કહેવું કે બાબાને વારો, કષાય નહીં કરવાના. ઈમોશનલ નહીં થવાનું.

## વિશેષ ફોડ શુદ્ધ ઉપયોગના !

**પ્રશ્નકર્તા :** અહીં આપના સાનિધ્યમાં બેઠા હોઈએ અને મનમાં શક્તિઓ માગીએ કે દાદા, મને પાંચ આજ્ઞા નિરંતર પળાય એવી શક્તિઓ આપો, એ શુદ્ધ ઉપયોગ ગણી શકાય ?

**દાદાશ્રી :** શુદ્ધ ઉપયોગની નજીકનું કહેવાય. શુદ્ધ ઉપયોગનું ખરું સાધન એ કહેવાય. શુદ્ધ ઉપયોગ તો શુદ્ધ જ હોયને ! તું શું શક્તિઓ માગ્યા કરે ? શુદ્ધ ઉપયોગનું સાધન કહેવાય એ. આ સાધનથી શુદ્ધ ઉપયોગ ભણી જઈ શકાય આપણાથી. શુદ્ધ ઉપયોગ તો નીવળ શુદ્ધ જ હોય. કશું માંગણીય કરવાની ના હોયને ! ત્યાગ કરવાનું, છોડવાનુંય ના હોય. કશું ડખો-ડખલ હોય જ નહીં, શુદ્ધ ઉપયોગ જ. આખા જગતને શુભાશુભ ઉપયોગ છે અને આ શુદ્ધ ઉપયોગ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, સ્વપરિણામ અને પરપરિણામ જુદાં પાડવાં એ ઉપયોગ કહેવાય, એક્ઝેક્ટલી ?

**દાદાશ્રી :** પોતાના હોમ ડિપાર્ટમેન્ટના દરવાજે ઊભા રહીને, બીજું બધું જે હોમ કે ફોરેનનું આવે તો, હોમનું આવે તો અંદર, ફોરેનનું આવે તો અંદર નહીં એવું રાખો.

**પ્રશ્નકર્તા :** એટલે એ એક્ઝેક્ટ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** એ છેને, એ શરૂઆતનો એકઝેક્ટ ઉપયોગ, એ સ્થૂળ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એ પણ સ્થૂળમાં જ જાય !

**દાદાશ્રી :** સૂક્ષ્મની તો એ તમને ખબરેય ના પડે. સૂક્ષ્મ તમને સમજાવું તોય ના સમજણ પડે. કારણ કે શબ્દથી પકડાય એવું નથી એટલે એ તમારી જાતને અનુભવ થાય ત્યારે ખરું એ સમજાય. બહુ આપણે તો જાણવાની જરૂરેય નથી. આપણે અહીં એ સ્થૂળ સુધી આવે તો ય બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** સ્થૂળનું પરિણામ પછી સૂક્ષ્મ તરફ જાય ?

**દાદાશ્રી :** એ જ સૂક્ષ્મ તરફને ! અહીં જ ચોખ્ખું કરવાનું. આટલું ચોખ્ખું કર્યું તો સૂક્ષ્મ તો એની મેળે આવે, આપણે કરવા ના જવું પડે. એ તો એની મેળે આવે. આ આનું પારાયણ થયું નથી એટલે પેલું નથી આવતું.

**પ્રશ્નકર્તા :** આ અભ્યાસથી આવી શકેને ઉપયોગ ?

**દાદાશ્રી :** માણસને અભ્યાસ તો જોઈએને ? અભ્યાસ એટલે જાગૃતિની અંદર પોતે તૈયાર રહેવું.

**પ્રશ્નકર્તા :** એ શું કહ્યું ?

**દાદાશ્રી :** જાગૃતિ એમ ને એમ વહી જાય. ખોટું થયું, ખોટું થઈ રહ્યું છે પણ કશો અભ્યાસ કરે નહીં. જાગૃતિ દેખાડ્યા જ કરેને, ખોટું થઈ રહ્યું છે. તારે જાગૃતિ દેખાડે કંઈ ?

**પ્રશ્નકર્તા :** દેખાડે એવું બધું.

**દાદાશ્રી :** આખો દહાડોય ? કેવડી ઊંચી થઈ જાગૃતિ ! દુનિયા ખોળે છે, પણ આ જાગૃતિ ના રહે. એ જાગૃતિ નિરંતર રહે એવી જાગૃતિ મેં તમને આપેલી છે. એ જાગૃતિનો ઉપયોગ કરવાનો છે. જરા પહેલાંની ટેવ પડેલીને, તે ત્યાં લીસી જગ્યાએ લપસવાની ટેવ પડેલી છે.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે, હા.

**દાદાશ્રી :** તે જરાક ત્યાં જાગૃતિ રાખી કે આ લીસી જગ્યા છે ને લપસી જવાય એવું જેવું છે અને છતાં ઉદયમાં આવ્યું છે, એટલે આપણે કહેવું કે ચંદુભાઈ તું લપસે છે ને 'હું જોઉં છું'. વાંધો ખરો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** પણ આ તો લપસી જ જાય. એ પોતે હઉ ચંદુભાઈ જોડે લપસી જાય. એટલે ત્યાં ઉપયોગ રાખવાનો. જેમ કૂવા ઉપર ગયેલો માણસ એની વાઈફને યાદ કરે, છોકરાંઓને યાદ કરે કે કૂવાને યાદ કરે ? કૂવા ઉપર બેસવાનું થાય તો ચેતેને ?

અગર તો કોઈ દરિયાની વચ્ચે બે ફૂટનો રસ્તો કરેલો હોય ને બે બાજુ રેલીંગ ના હોય, ત્યાં જવાનું તે ઘડીએ વાઈફ યાદ આવે કે એને લક્ષ્મી યાદ આવે કે બંગલા યાદ આવે ?

**પ્રશ્નકર્તા :** કોઈ ના યાદ આવે.

**દાદાશ્રી :** હંઅ. એનું નામ ઉપયોગ. દાદાએ એક અવતારી મોક્ષમાર્ગ સિદ્ધાંતપૂર્વક આપ્યો તો પછી એ સિદ્ધાંતને આપણે વળગી રહેવું જોઈએ. ઉપયોગ એમાં જ રાખવો જોઈએ. અને પેલું મરણ, દરિયામાં પડે તો એક જ અવતારનું થાય. જ્યારે આ લાખો અવતારનું મરણ થાય. મહીં તો ચંદુભાઈને કહેવું જોઈએ કે 'સીધો રહે'.

## ઉપયોગ ચૂકાવાના સ્થાનો...

**પ્રશ્નકર્તા :** ઉપયોગ ચૂકવાની જગ્યાઓ ખાસ કરીને કઈ કઈ ?

**દાદાશ્રી :** આપણને મીઠાશ આવેને, મહીંથી, બહારથી, ત્યાં ઉપયોગ ચૂકાય.

**પ્રશ્નકર્તા :** રાગવાળી જગ્યામાં ?

**દાદાશ્રી :** બહારની મીઠાશ આવેને, આપણે વાતો ચાલતી હોય ને ગમી, એટલે પછી ઉપયોગ ચૂકે અગર બહુ બફારો હોય અને એકદમ પવન આવે તોય ઉપયોગ ચૂકી જાય. અંદર હોય તોય બહાર નીકળી જાય. 'હાશ, બહુ સરસ પવન આવે છે.' એ સુખ બહારનું ભોગવ્યુંને. ત્યાં ઉપયોગ ના ચૂકે એ ખરો જાગૃત માણસ ! બહાર વાતો ચાલતી હોયને તે આપણને મીઠાશ આવતી હોય તો પછી એને ઉપયોગ ચૂકાય. મીઠાશ ના આવતી હોય તો ઉપયોગમાં રહે. બહાર મીઠાશ કરવા જેવું છેય શું તે ? કાંકરા હલાવવાના છે બધાં. મૂરખ માણસોના સોદા જેવું છે આ. મૂરખ માણસ સોદા કરતા હોય સામસામી, એમાં એને શું ફાયદો ? એટલે એવું છે બધું !

**પ્રશ્નકર્તા :** રાગના પરમાણુ વધારે ચાર્જ થયેલા હોય તો ઉપયોગ ચૂકી જાયને ?

**દાદાશ્રી :** એવું કશું નહીં. આપણને રુચિ હોય તો ચૂકી જાય. રુચિ ના હોયને, રુચિ આપણે આત્મા ઉપર હોય તો ઉપયોગ ખસી જવાનું કોઈ કારણ નથી. પવન આવતો હોય તે ઘડીએ હાશ કરે એટલે ઉપયોગ ચૂક્યો. પવનનો વાંધો નહીં, પણ તે હાશ ના થાય તે ઘડીએ પછી સ્વાદિષ્ટ વસ્તુ આવી, એ ટેસ્ટ લાગ્યો એટલે ઉપયોગ ચૂકી જાય. એટલે આ બધી અમે વાત કરીએ એટલે તમારે કો'ક ફેરો યાદ આવે પછી એટલે ઉપયોગ રહે પાછો. એ જાગૃતિ રહેવી મુશ્કેલ છેને ! હમણે કંટાળેલો હોય ને પવન આવે ત્યારે, 'હાશ' થઈ કે પેલું ઉપયોગ ચૂક્યા તમે.

## ગાઢ અનુભૂતિ પછી ઉપયોગ સહજ

**પ્રશ્નકર્તા :** એક વાત નીકળી હતી, અજ્ઞાનનો જેટલો સજ્જડ અનુભવ થયો છે એવો જ્ઞાનનો સજ્જડ અનુભવ થવો જોઈશે.

**દાદાશ્રી :** જ્ઞાનનો ગાઢ અનુભવ થાય એટલે પછી ઉપયોગ દેવાનો રહ્યો નહીં, એમ ને એમ રહ્યા કરે ! ગાઢ અનુભવ ના થયો હોય ત્યાં સુધી ઉપયોગ દેવો પડે ! ઉપયોગ એ પુરુષાર્થ કહેવાય છે. અને પુરુષાર્થ એ પૂરો ક્યારે પહોંચે ? ગાઢ પહોંચ્યું એટલે પુરુષાર્થ પૂરો થઈ ગયો !

**પ્રશ્નકર્તા :** તો અજ્ઞાનતાનો અનુભવ ઊભો થાય છે, ત્યારે એ ઉપયોગ દેવાની જરૂર છે ?

**દાદાશ્રી :** ઉપયોગ ત્યારે જ દેવાનો હોયને !

**પ્રશ્નકર્તા :** એટલે એ અનુભવની અસરમાં પોતે ના લપટાય.

**દાદાશ્રી :** પોતાનો ઉપયોગ પાછો રાખેને, તો અજ્ઞાનતાના અનુભવની અસરમાં લપટાય નહીં. એ ટાઈમ પોતાનો કહેવાય છે, સમયસાર કહેવાય. એ સમય સાર વગરનો ના થાય. નહીં તો સમયસાર ના કહેવાય, પરસમય કહેવાય. આત્માનો ઉપયોગ રહ્યો, એ સમયસાર બધો. જે સમય સ્વને માટે ગયો એ બધો સમયસાર, જે સમય પરને માટે ગયો એ બધો પરસમય.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનનો અનુભવ કોને થાય છે અને જ્ઞાનનો અનુભવ

કોને થાય છે ?

**દાદાશ્રી :** આ અજ્ઞાનનો અનુભવ બુદ્ધિને થાય અને અહંકારને થાય અને જ્ઞાનનો અનુભવ પ્રજ્ઞાને થાય.

## સ્વસમય, પરસમય ને શુદ્ધ ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** સ્વસમય, તે આ શુદ્ધ ઉપયોગ જ ?

**દાદાશ્રી :** સ્વસમય એ શુદ્ધ ઉપયોગ. સ્વસમય એ પહેલેથી શરૂઆત થાય છે. તે શુદ્ધ ઉપયોગ આવતાં પહેલાં એ સ્વસમય થાય છે. કારણ કે આ સમય તમે કેવળ આત્મા માટે જ કાઢ્યો. હજુ આત્મા પ્રાપ્ત થયો નથી. આત્મા માટે જ કાઢ્યો માટે સમયસાર. એ સમયસાર તરીકે આવ્યો અને શુદ્ધ ઉપયોગમાં તો એ સમયસાર હોય જ. એમાં તો દીવા જેવી સ્પષ્ટ વાત છે. આ તો બધાંને શુદ્ધ ઉપયોગ હોય નહીં એટલે આ બહારનાં લોકોય પણ એ સમયસાર કરી શકે, એટલી કમાણી તો એ કરી શકે. બહારના લોકોને હક્ક છે સમયસાર કમાવાનો. સમયસાર કેમ કહ્યો કે જે સમય સારરૂપમાં વપરાયો, એટલે આત્મા હેતુ માટે વપરાયો એ બધો સમયસાર અને જગત હેતુ માટે વપરાયો એ બધો અસાર, પરસમય. સમયસાર એ નીચેના પદથી આવે છે. કારણ કે બીજાં બધાં લોકોને શુદ્ધ ઉપયોગ હોઈ શકે નહીંને ! ત્યારે કહે, સમયસાર કમાય કે ના કમાય ? ત્યારે કહે, સમયસાર કમાય. એ ગમે તે રીતે એની પાસે મૂડી વધતી જાય દા'ડે દા'ડે. આમ વિગતવાર સમજીએને તો આપણને સમજાઈ જાય.

## ...એનું જ્ઞાન, ધ્યાન મનોહારી !

પરઉપયોગના વહેણમાં જ આખું જગત વહ્યા કરે. ઉપયોગ શુદ્ધ રહ્યો એટલે સમતા રહે. વિષમ પરિસ્થિતિમાંય સમતા રહે. ચોગરદમનું રાજાનું લશ્કર ચઢી આવ્યું હોય, બોમ્બ પડતા હોય, ગમે એટલી મુશ્કેલીઓ સામે આવીને પડતી હોય, તોય પણ સમતા ના જાય. બધા યોગો સમત્વયોગ કરવા માટે છે. જો સમત્વયોગ ના થયો હોય તો

જંગલમાં જઈને પોક મેલ! નિરાંતે રડવા દે !! અને એવો ઉપયોગ થયો એટલે સમતા જ હોય. એટલે પેલું વાક્ય બોલ્યા કે, 'શુદ્ધ ઉપયોગ ને સમતાધારી. જ્ઞાન, ધ્યાન મનોહારી', એનું જ્ઞાન કેવું હોય ? મનનું હરણ કરે એવું હોય. ધ્યાન કેવું હોય ? મનનું હરણ કરે એવું હોય. 'કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવનારી' પાર્વતી નહીં, શિવનારી એ ન્હોય. પણ શિવનારી એટલે મોક્ષ. મોક્ષને વરે, કહે છે.

## ભીખ પૂજાવાની !

**પ્રશ્નકર્તા :** દાદા, આ પૂજાવાની જે ભીખ છે એ જાય કઈ રીતે? કઈ રીતે એડજસ્ટમેન્ટ લેવું એની સામે ? ઉપયોગ કેવી રીતે રાખવો ?

**દાદાશ્રી :** એ તો અપમાનની ટેવ પાડી દઈએ ત્યારે.

**પ્રશ્નકર્તા :** પ્રાપ્ત કરવી છે અયાચક દશા અને દરેક બાબતની આ ભીખ પડેલી છે મહીં.

**દાદાશ્રી :** અયાચકપણું તો જવા દો ને, પણ ભીખ છૂટે તો ય બહુ થઈ ગયું. આ ભીખ તો હવે આપણે કોઈના કંપાઉન્ડમાં થઈને જતા હોઈએ ને એ માણસ ગાળો દે એવો હોય તો રોજ ત્યાં થઈને જવું, રોજ ગાળો ખાવી. પણ ઉપયોગપૂર્વક સહન કરવું જોઈએ. નહીં તો એને એ ટેવ પડી જાય પેલી. લીહટ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** ઉપયોગપૂર્વક સહન કરવું એટલે શું ?

**દાદાશ્રી :** આપણી બેનને ઉઠાવી ગયેલો હોય, તે ઉઠાવી ગયેલો હોય તેની ઉપર પ્રેમ હોય આપણને ? શું હોય ?

**પ્રશ્નકર્તા :** દ્વેષ હોય.

**દાદાશ્રી :** તે ઊંઘમાં હોય કે ઉપયોગપૂર્વક હોય ? હંડ્રેડ પરસેન્ટ ઉપયોગપૂર્વક હોય. બિલકુલ ઉપયોગપૂર્વક હોય.

પછી ચોરી કરવા જાય તે ઉપયોગપૂર્વક જાગૃતિ રાખી હશે કે ઊંઘતો હશે ?

**પ્રશ્નકર્તા :** ઉપયોગપૂર્વક હોય.

**દાદાશ્રી :** માટે ઉપયોગ સમજી જાવ. અહીં તો ઉપયોગવાળા કામમાં લાગે. કોઈ અપમાન કરે ત્યારે મોઢું બગડી ગયું છે, એવી ખબર પડે, તો નફો-ખોટ ના જાય, નો લોસ, નો પ્રોફિટ. અને બહાર મોઢું બગડ્યું તો ખોટ જાય. કોને ખોટ જાય ? પુદ્‌ગલને, આત્માને નહીં. અને બહાર મોઢું બગડ્યું નહીં, ક્લિયર રહ્યું એટલે આત્માને આનંદ રહ્યો. આત્માનો નફો થાયને !

**પ્રશ્નકર્તા :** મોઢું બગાડ્યું તો પુદ્‌ગલને શું ખોટ જાય ?

**દાદાશ્રી :** પુદ્‌ગલને તો ખોટ ગયેલી જ ને !

**પ્રશ્નકર્તા :** પણ એને જાગૃતિપૂર્વક રહ્યા તો એનું મોઢું ના બગડ્યું.

**દાદાશ્રી :** કેટલાંક અપમાન થયું કે એનું જો આજે મોઢું ચઢી જાય તો પોતાને ખબર પડે. હું પૂછું પછી કે તને પોતાને ખબર પડી છે ? ત્યારે કહે હા, પડી છે. પણ શી રીતે સમું કરે ? છતાં એ સમું કરવું. છેવટે સહજ કરવાનું છે. એ સહજ તો બહુ ટાઈમથી સાંભળતો સાંભળતો આવે ત્યારે સહજ થતો આવે.

**પ્રશ્નકર્તા :** ગાળો ભાંડતો હોય તો એના કમ્પાઉન્ડમાં ફરીથી જવું, પણ શું કરવા જવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણે વેચાતો ભાડે લાવીએને તો ગાળો ભાંડે નહીં. અને ભાડે લાવેલું ભાંડે તો અસર ના થાય. એમાં ભલીવાર ના આવે. એ કુદરતી રીતે ગાળો ભાંડતો હોયને, તો ઉત્તમ શક્તિ આવે ને ! એટલે એવી શક્તિ કાચી રહેતી હોય તો તમારે લેવાની જરૂર.

**પ્રશ્નકર્તા :** અપમાનની સામે ઉપયોગ બતાવ્યો આપે હમણાં, એ અમે સમજ્યા, પણ માનની સામે જે ઉપયોગ છે એ બાબતમાં થોડું પ્રકાશ પાડો.

**દાદાશ્રી :** માન આપે ત્યારે તો ઉપયોગપૂર્વક એટલે શું કે આ માન કોને આપે છે એ જાણવું જોઈએ. મને નહીં, આ તો મારા પાડોશીને માન આપે છે, પુદ્‌ગલને આપે છે.

**પ્રશ્નકર્તા :** માન આપે ત્યારે મીઠું લાગેને આપણને ! એટલે મિઠાઈની જેમ મારી પાડે છે આપણને એ !

**દાદાશ્રી :** પુદ્ગલનું કહ્યું એટલે આપણને અડ્યું નહીંને ! લેવા-દેવા નહીંને આપણે. માન-અપમાન તે પુદ્ગલને આપે છે, આપણને નહીં. એનું નામ જાગૃતિપૂર્વક, ઉપયોગપૂર્વક. ચંદુભાઈને માન આપે છે, એમાં તમને શું લેવાદેવા ? એટલે માન-અપમાન આપે તો એને માથે ઘાલી દેવું. તો હિતકારી થઈ પડે, નહીં તો હિતકારી થાય નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આપણને માન આપે છે એની જગ્યાએ આપણે એવું રાખીએ કે આ દાદાને માન આપે છે, આત્માને માન આપે છે, તો ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ ચંદુભાઈને આપે છે એવું જાણવું જોઈએ. દાદાને લેવાદેવા શું છે ? દાદાને માનની જરૂર જ નહીંને ! આત્માને માનની જરૂર જ નથી. આ બધા તાળા મળવા જોઈએ. એમાં સહમત થવું જોઈએ, એનું નામ તાળો. તાળો સહમતથી જ હોય. આપણને ખબર પડે કે આ ભૂલ થાય છે !

જગતને ભાવતું છે એ આપે તમને. તમને એ ટેવ પડવી ના જોઈએ. માન આપે તો ય નહીં, અપમાન આપે તો ય નહીં. અપમાન કરવા માટે માણસ રાખો તો એની મજા આવે ?

**પ્રશ્નકર્તા :** ના, એ મજા ના આવે.

**દાદાશ્રી :** અને નાટકમાં ગાળો ભાંડે તો એની અસર થાય ? 'તું નાલાયક છું, તું આમ છું, ચોર છું, બદમાશ છું' એમ કહે તો અસર થાય ? ના થાય. કારણ કે ગોઠવણી કરેલી છે.

## ક્ષુલ્લક બાબતે શુદ્ધ ઉપયોગ ચૂકાય !

**પ્રશ્નકર્તા :** આપણે કોઈ મંદિરમાં દર્શન કરવા ગયા, એક માણસ અંદર પેસવાની ના કહે. એ તો ના કહે, આપણે તો પાંચસો રૂપિયા ભાડું ખરચીને ગયા ને ત્યાં ગયા ત્યારે કહેશે, મંદિરમાં નથી પેસવાનું એટલે મગજ બગડે...

**દાદાશ્રી :** હા, પણ આપણે શુદ્ધ ઉપયોગ ચૂકવો ? અને નાનું છોકરું ના કહેતું હોય તો તમે એક્સેપ્ટ કરો તો પછી શુદ્ધ ઉપયોગ રહી શકે. તમને શું ખોટ જાય છે ? નફો થાય એ જુઓ !

**પ્રશ્નકર્તા :** ના, પણ એની માલિકીનું હોય એમ ના પાડે...

**દાદાશ્રી :** માલિકી-નામાલિકી આપણે કશો વાંધો નહીં. કરોડો અવતારે પ્રાપ્ત થયેલો શુદ્ધ ઉપયોગ, એને આ ખોઈ નંખાય આવી બાબતમાં ? ભગવાનને તો એમની પોતાની દીકરી જો ઉઠાવી જતો હોય તોય એ શુદ્ધ ઉપયોગ ના ચૂકે ને તમારે નાની નાની બાબતમાં, આ કંઈ છોડી ઉઠાવી જાય એવી બાબત જ નથીને આ !

**પ્રશ્નકર્તા :** પોતે શુદ્ધાત્મામાં કેટલો રહે છે, એ ટેસ્ટ કરવા માટે આ બધાં ઉપકારી નિમિત્તો જ કહેવાયને ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મામાં તો રહે, પણ શુદ્ધ ઉપયોગમાં કેવી રીતે રહે ? શુદ્ધ ઉપયોગ એટલે શું ? દોષિત માણસ નિર્દોષ દેખાય, એનું નામ શુદ્ધ ઉપયોગ. અને પોતાની છોકરી ઉઠાવી જતો હોય એવો દોષિત હોય તોય પણ નિર્દોષ દેખાય તો એ શુદ્ધ ઉપયોગ કહેવાય. કારણ કે ખરેખર રિયલી સ્પિકિંગ પોતાની કોઈ છોકરીય નથી ને પોતે કોઈનો બાપોય નથી, આ તો બધું ભ્રાંતિ છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એવી જો ભ્રાંતિ હોય તો એ કોણ મંદિરમાં પેસવાની ના કહેનારો અને અમે જનારા કોણ ?

**દાદાશ્રી :** ભ્રાંતિને લીધે એ ના કહે છે બિચારો અને તમને રીસ ચઢે છે ભ્રાંતિને લીધે. ભ્રાંતિ વગરનો માણસ ના કહેય નહીં ! એ તો મારી હાજરીમાં એક વખત એક મંદિરમાંથી બધાંને પાછાં જવાનું કહ્યું તો બધાં સમતામાં રહ્યા. એ બધાં પચાસ માણસો તે આમ સ્થિર રહ્યું ન'તું ? એ વખતે શુદ્ધ ઉપયોગ રહ્યો. એનો દોષ ના દેખાયો, તે કામ થઈ ગયુંને !

## પૈસામાં ઉપયોગ કેવો ચોક્કસ ?!

**પ્રશ્નકર્તા :** મહાવીર ભગવાને તો ગૌતમ સ્વામીને કહેલું 'સમયમ્

ગોયમ્, મા પમાયયે', એટલે એક સમય પણ પ્રમાદ ના સેવીશ. એટલું બધું જોખમી હોય છે ?

**દાદાશ્રી :** જોખમ છેને ! પારકાનામાં હાથ ઘાલીએ, એમાં આપણે શું કમાયા ? આપણી કમાણી તો બંધ થઈ ને ! પોતાના વેપારમાં જ ચોક્કસ રહેવાનું હોય. લોભિયો હંમેશાં બહુ ચોક્કસ એના અલગ વેપારમાં, એવી રીતે શુદ્ધ ઉપયોગનો લોભ રાખવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પોતાના ઉપયોગનો ?

**દાદાશ્રી :** હા. લોભિયો એના વેપારમાં બહુ ચોક્કસ એ મેં જોયેલું. અહીં આગળ બેઠા હોયને તોય ટાઈમ થાય એટલે અટાવી-પટાવીને નીકળી જાય. બહુ પાકો હોય. મને હઉ ખોટું ના લાગેને, ઉપરથી એ સાહેબ, આ આખો દહાડો કેડો બધીય દુઃખે છે, ને જાતજાતનું બોલે ને વેપાર ઉપર જતો રહ્યો હોય ને આપણે જાણીએ કે સૂવા ઘેર ગયો. એના લોભના રક્ષણ માટે ગમે તે બધું કરે એ. એવું આના લોભના માટે ગમે તે કરી શકાય.

**પ્રશ્નકર્તા :** એ ઉપયોગની એક્ઝેક્ટનેસ એ પકડાય કેવી રીતે ?

**દાદાશ્રી :** આ મશીનરી તો રીપેર કરવા જવાનું હોય. તે મશીનરીઓનાં તને પાર્ટ યાદ આવે ને એ બધુંય એનું યાદ આવ્યું. તે આમ મહીં ચાલ્યા કરતો હોય ઉપયોગ, તે એની મહીંનું બીજી જગ્યાએ જતું રહે ત્યારે પેલો ઉપયોગ બગડે બધો.

**પ્રશ્નકર્તા :** એ તો એક તો બગડેલા ઉપયોગમાંય બગડ્યો. મશીનરીનું કામ એ બગડેલા ઉપયોગ કહેવાય.

**દાદાશ્રી :** ના, એમ નહીં. આ તો દાખલો આપું છું. સીમીલી આપું છું કે આ આનો જે ઉપયોગ રાખે છે, એ મશીનરીમાં એનો ઉપયોગ નિરંતર ચાલુ રહ્યો છે. તેની મહીં પાછો બહાર નીકળી જાય એટલે આપણને ખબર પડે, તે ઊલ્ટું આમ ગૂંચવાય બધું. અગર તો પૈસા ગણતા હોય બેંકના અને પેલો છોકરો સામો આવ્યો એટલે ચીઢાય કે આ સાલું... તો તે પેલો ગણતો ગણતો ભૂલી જાય.

**પ્રશ્નકર્તા :** હા, ચૂકી જાય. ગણતરીમાં ભૂલ થઈ જાય.

**દાદાશ્રી :** ભૂલ થઈ જાય. એટલા માટે પેલા પર ચિડાયા કરે અને પેલો ખસતો ના હોય એ ઉપયોગ ચૂકી જાય, એ એને નહીં ગમે. આ પૈસાની બાબતમાં ઉપયોગ ના ચૂકે. એટલાં ડાહ્યા છે એ. આમ બધું આખું જગત એક પૈસાની બાબતમાં શૂરવીર છે. એમાં ઉપયોગ નથી ચૂકતા. બીજી બધી બાબતમાં ઉપયોગ ચૂકી જાય છે.

**પ્રશ્નકર્તા :** આ પૈસા ગણે છે અને એ ગણતરીમાં ભૂલ નથી થતી માટે ઉપયોગ રહેલો છે. એવી રીતે આ હોમ ડિપાર્ટમેન્ટની વાતમાં કેવું હોય છે ?

**દાદાશ્રી :** નર્યું ઉપયોગ ચૂક્યાને ! એટલે આ આર્કિટેક્ટની જે ડિઝાઈન હોયને, તે ડિઝાઈન ઉપર છેકા મારીએ એનાં જેવું લાગે છે મહીં. તરત જ ખબર પડી જાય કે ઉપયોગ ચૂક્યો, દુઃખ થાય.

**પ્રશ્નકર્તા :** એ તો પરિણામ કીધું કે ઉપયોગ ચૂક્યા એટલે આવું પરિણામ ઊભું થાય.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** પણ ઉપયોગ એક્ઝેક્ટ રહ્યો એ કેવી રીતે પોતાને ખબર પડે ? એવું આમાં શું ?

**દાદાશ્રી :** ચિત્ત આઘુંપાછું ના થાય એ જોવાનું. અમારું ચિત્ત એ મોરલીની પેઠે બેસી રહ્યું હોય. સાપને મોરલી વાગતી હોય એમ બેસી રહે એ રીતે. એવું રહેવું જોઈએ. ઉપયોગ ખસે નહીં પછી.

સંજોગોનો ભીડો આવે ત્યારે ઉપયોગ ખસેડી નાખે. ક્યાંય જતો રહે પાછો. પછી પાછું મનમાં એમ થાય કે બળ્યું, આ ઉપયોગ ચૂક્યા છીએ. ઉપયોગ ચૂકાય છે. એય પાછાં જાણનાર જાણે છે.

**પ્રશ્નકર્તા :** જાણનાર જાણે છે. એથી પેલો સાંધો ફરી મેળવી શકાય છેને ?

**દાદાશ્રી :** હં. ફરી પાછો જોઈન્ટ કરે છે. ઉદય ને આધીન મછવો(નાવડું) ફરી જાય પણ પાછો પોતાના ધારેલ રસ્તે જ લઈ જાય પાછો. એવું અમુક હોયને ? ઉદયને આધીન ફરી જાય. પવન એવો હોયને, તો ફરી જાય !

## વાંચતી વખતે ય શુદ્ધ ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** કોઈ ચંચળ નામની વ્યક્તિ હોય અને શાંતા નામની વ્યક્તિ હોય, એ બેની વાત આવતી હોય તે વખતે તમે શું વાંચો ?

**દાદાશ્રી :** હા, તે વખતે એના શુદ્ધાત્મા બધું અમારી જાગૃતિમાં હોય. આ ચંચળ એટલે એના શુદ્ધાત્મા ઉપર જ અમારી દ્રષ્ટિ હોય. એ તો તમારું નામ બોલે, તો ચંદુભાઈના શુદ્ધાત્મા પર દ્રષ્ટિ હોય અમારી. એટલી અમારી અજાગૃતિ ના હોય, જાગૃતિ હોય. પણ ઉપયોગ આમાં અને જાગૃતિ બેઉ સાથે રહે. પણ પેલો શુદ્ધ ઉપયોગ ના કહેવાય. ઉપયોગ બીજામાં ના હોય, એનું નામ શુદ્ધ ઉપયોગ. બીજામાં ઉપયોગ ના હોય અને જાગૃતિ હોય એ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ તો બહુ વાર લાગેને ?

**દાદાશ્રી :** એટલે એવું અમારે થોડું બાકી રહ્યુંને ! થોડુંક બાકી રહે, બહુ જૂજ. એનો કશો હિસાબ નહીં એ તો. આપણે કામ જ શું ? આપણને અહીં કશું અડતું જ નથીને ! અડે તેને ભાંજગડ !

## શુદ્ધ ઉપયોગ બોલતી વખતે ય !

આ અમે જે બોલીએ તે ઉપયોગપૂર્વકનું. આ રેકર્ડ બોલે, તેના પર અમારો ઉપયોગ રહેવાનો. શું શું ભૂલ છે ને શું નહીં ? આ સ્યાદ્વાદમાં કંઈ ભૂલ છે તે અમે જોયા કરીએ બારીકાઈથી અને આ બોલે છે તે રેકર્ડ છે. લોકોને ય બોલે છે રેકર્ડ, પણ એ મનમાં એમ જાણે છે કે હું બોલ્યો. અમે નિરંતર શુદ્ધાત્મા ઉપયોગમાં રહીએ છીએ, તમારી જોડે વાત કરતાં કરતાં પણ.

**પ્રશ્નકર્તા :** લક્ષ બે થાય ?

**દાદાશ્રી :** ના. બે લક્ષ ના થાય. લક્ષ એક જ થાય. વાતો કરવાની, એમાં મારે કશું કરવાનું નહીં. અમે તો વાતોમાં શું થઈ રહ્યું એ જ જોયા કરીએ. અમે એક ઘડીવારેય, એક મિનિટેય ઉપયોગની બહાર ના હોઈએ. આત્માનો ઉપયોગ હોય જ.

અહીં પગે તેલ ઘસતા હોય, તે ઘડીએ અમે અમારા આત્માના ઉપયોગમાં હોઈએ. કારણ કે અમને શું ? તેલ ઘસનારા ઘસે છે.

## મહાત્માઓનો શુદ્ધ ઉપયોગ !

શુદ્ધ ઉપયોગ એ સ્વતંત્ર કહેવાય, એ પોતાની સ્વતંત્રતા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ તો પછી આ જે આપે જેને જ્ઞાન આપ્યું, એ જે મહાત્માઓ છે, એને પણ એ જ દશા હોય.

**દાદાશ્રી :** એ જ દશા હોય. પણ મહાત્માઓની પાસે સિલ્લકી સામાન બહુ છેને, એનો નિકાલ તો કરવો પડેને ? તો જ થાયને ! મારે સિલ્લકી સામાન નથી એટલે ચાલ્યું. સિલ્લકી સામાન તો ઊંચો જ મૂકવો પડેને !

**પ્રશ્નકર્તા :** એ રિલેટિવમાં બરોબર છે.

**દાદાશ્રી :** હા. પણ રિલેટિવનો સિલ્લકી સામાન નિકાલ કરવા માટે ઉપયોગ ચૂકાય. ત્યાં સુધી ચૂકાય બધું. હવે ઉપયોગ એટલે શું કે તમે ધંધાની બાબતમાં હો, ધંધાના વિચારમાં જ ઉપયોગપૂર્વક હો અને તે ઘડીએ તમને કોઈ લલચાવે એવો કોઈ માણસ ભેગો થયો. તમારા મનને લલચાવે એવો, તો તમારો ઉપયોગ ત્યાં બદલાઈ જાય. પેલો ઉપયોગ ધાર્યો ના રહે. એવી રીતે આ આત્માનો શુદ્ધ ઉપયોગ એકધારો ના રહે. પેલું કંઈક કર્મનો ઉદય આવ્યો એટલે ખસી જાય પછી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની સિવાય એકધારો રહે નહીં.

**દાદાશ્રી :** ના, એટલે તમેય જ્ઞાની જ છો. પણ તમને આ માલ

ભરેલો છે ત્યાં સુધી લિમિટ છે તમારી, અન્‌લિમિટેડ નથી. એટલે તમે તો જ્ઞાની જ છો; તમારે માનવાનું જ્ઞાની પણ કહેવાનું નહીં કે 'જ્ઞાની હું છું' ! નહીં તો પૂછવા આવશે અને રોજ દસ જણ તમારી પાસે આવીને બેસશે. પેલાનું શું થાય, પેલાનું શું થાય, તે પછી ઉપાધિ થશે ! અને મારે ત્યાં હું કહું કે જ્ઞાની છું, તો વાંધો આવશે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં ઉપયોગ ચૂકાય કેમ ?

**દાદાશ્રી :** એ ધીમે ધીમે નિરંતર થવાનું. આ રોડ ઉપર વાહનો આવ-જાવ કરે છે, તે આપણો ઉપયોગ ચૂકાવડાવે છે. તે એના માલ પૂરા થઈ જશે, એટલે ફરી સામે છે તે દેખાયા કરશે. અને એટલે સુધી કહેવાય કે ઉપયોગ નહીં રહ્યો, પણ છતાં ઉપયોગ છે. કારણ કે એ ઉપયોગ નથી રહ્યો તેને જાણે છે માટે ઉપયોગ છે. એટલે એ ઉપયોગ છે પાછો.

એટલે આવો શુદ્ધ ઉપયોગ, આ જે અમે કહીએ છીએ એવો શુદ્ધ ઉપયોગ તીર્થંકર સિવાય કોઈને હતો નહીં અને તે તમારે થવાનો છે. આ ઉપયોગ શાથી નથી રહેતો, તેય પણ તમે જાણો છો. ઉપયોગ નથી રહેતો તેય તમે જાણો છોને ! એય ઉપયોગ છે તમારો !

શુદ્ધ ઉપયોગ એ નિરંતર રહેવો જોઈએ. જેટલો રહ્યો એટલો ખરો, થોડોઘણો ઓછો થાય બાકી. કારણ કે ફાઈલનો નિકાલ તો કરવાનો હોયને ? પણ એ શુદ્ધ ઉપયોગ નિરંતર રહેવો જોઈએ. આ માર્ગ જ શુદ્ધ ઉપયોગનો છે ને ! જે માર્ગે કર્મ બંધાય નહીં, એ માર્ગ શુદ્ધ ઉપયોગનો કહેવાય. કર્મ બંધાય એ શુભ ઉપયોગનો કહેવાય.

## શુદ્ધ ઉપયોગમાં રહેવાની ગોઠવણી !

બસમાં બેસીને ક્યાંક ગયા હોય, એટલે બસમાં શું કરો ? શું જોયા કરો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા જોવાનું યાદ આવે, પણ જોડે જોડે એ ખરું કે બસ કેવી ચલાવે છે. કેવી બસ છે, એવું બધું જોઈએ.

**દાદાશ્રી :** આ ક્લિનર આવો કેવો છે ? જો, આ લોકો આમ ધક્કા મારે છે, લોકોને આમ કરે છે. જાણે બધાંના સુપરવાઈઝર ના રાખ્યા હોય આપણને ?! અમે શું કરતા હોઈશું ?

અમે ઉપયોગમાં જ રહીએ, બીજી કંઈ ભાંજગડ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** આપ ઉપયોગ કેવી રીતે રાખો ?

**દાદાશ્રી :** બાહ્ય રમણતા જ નહીંને !

**પ્રશ્નકર્તા :** અંદરની સ્વરમણતા આપની કેવી હોય, દાદા ?

**દાદાશ્રી :** એ તો ખરેખરી જ હોયને ! એમાં કહેવા જેવું જ ના હોયને ! સ્વરમણતા ના થઈ પણ સ્વરમણતા કરવી છે, એ લક્ષ રહે તોય સેકન્ડરી સ્ટેપ છે.

આખો દહાડો તમે ઉપયોગ ગોઠવી રાખો. અહીંથી તમને કહ્યુંને, તમે જાવ. તમે દશ મિનિટ બહાર બેસો તોય આપણું પેલું હતું ત્યાંથી પાછું ગોઠવી દેવાનું. ત્યાંથી પાછું ચાલુ થઈ જાય. નહીં તો વલખાં મારો, આમ ડાફાં મારેને ! ગાડીમાં બેસે તો ગાડીમાં ડાફાં મારે !

**પ્રશ્નકર્તા :** એ ઉપયોગમાં રહેવું છે એવું આખો દિવસ રહ્યા કરે ખરું, પણ એ બાજુ રહેવાય નહીં.

**દાદાશ્રી :** રહેવાય નહીં એ વાત જુદી, પણ લક્ષમાં રહે છે, એટલુંય સારું કહેવાયને. હું શું કરવા આવ્યો, એવું થયું માટે તૈયારી થઈ ગઈને ! ટ્રેનમાં બેસો તો ટ્રેનમાંય બધાં પેસેન્જર જેટલા ડબામાં હોય, એટલાના શુદ્ધાત્મા જ જોયા કરો. એ નર્યો ઉપયોગ જ કહેવાય. આજ્ઞામાં રહ્યા એ ઉપયોગ કહેવાય. આખા ડબાના જેટલા પેસેન્જર છે, એવી જગ્યાએ બેસવું કે ઉભા રહેવું કે બધાં પેસેન્જર દેખાય આપણને, એક ફેરો જોઈ વળ્યા એટલે પાછાં બધાના શુદ્ધાત્મા જોઈએ. એટલે ફરી ફરી એમ કરતો કરતો કલાક નીકળી જાય. એટલે અહીં ઉતરવાનો વખત આવે. એ ઉપયોગપૂર્વક ગયો વખત.

## દાદાની વિધિઓ અને શુદ્ધ ઉપયોગ !

વિચાર આપણને પકડે નહીંને ! એ વિચારની ગ્રંથિઓ મોટી હોય ત્યારે પેલા આપણને પકડી જાય. થોડીવાર પછી આપણે છૂટી જઈએ પણ પકડી લે. અમારે એ ગ્રંથિઓ ઓગળી ગયેલી હોય એટલે અમને નિરંતર પકડે નહીં કોઈ. જો પકડેને તો તમારા મનમાં એમ થાય દાદા કશા મૂડમાં નથી એવું લાગે. દાદા મૂડમાં નથી એટલે એ જ્ઞાનીય ન હોય.

અમારી વિધિ કરવાની હોયને, ક્યારેક મન નવરું પડ્યું હોય એટલે એ વિધિ મહીં અંદર ચાલુ કરીએ, તે વખતે જરાક સહેજ એમ લાગે કે આ દાદા કશું કાર્યમાં હશે ! મૂડમાં નથી એવું તો ના જ જાણે કોઈ, કંઈ કાર્યમાં હશે, એટલું કાર્ય અમે ચલાવી લઈએ. અમારી વિધિ કરવાની હોયને, તે બાકી રહી ગઈ હોય. બપોરે બધાં આવી પડ્યા હોયને, ન જ થઈ હોય. ત્યારે અહીં આગળ નવરાશ મળે એટલે પાછું એય કરી લઈએ પાછું. એય શુદ્ધ ઉપયોગ રૂપે જ.

**પ્રશ્નકર્તા :** આપને થોડો પોઝ મળે છે, હમણાં આ બેન આવ્યાં અંદર, આપણી વાતચીત ચાલુ હતી, પછી પૂરી થઈ એટલે ધારો કે વાત કપાઈ ગઈ, તો તે ઘડીએ જે બે મિનિટ મળે છે, પછી નવી વાત શરૂ થાય, એ બે મિનિટમાં આપનું શું હોય છે ? તરત જ કંઈક....

**દાદાશ્રી :** હું મારા ઉપયોગમાં હોઉં.

**પ્રશ્નકર્તા :** એ શું ?

**દાદાશ્રી :** ઉપયોગમાં અમારે મહીં વિધિઓ હઉ ચાલ્યા કરે. આ વાતો ચાલે, વિધિઓ ચાલે, બીજું ચાલે, ત્રીજું ચાલે, પાછી વિધિ ક્યાં અટકી છે તે ય ખબર હોય અને તમારી જોડે વાતો કરું, વાતો પૂરી થાય તો વિધિ પાછી ચાલુ હોય. પાછું તમારી જોડે વાતો કરું.

**પ્રશ્નકર્તા :** કારણ કે આમ એક-બે મિનિટ મળી હોય ને...

**દાદાશ્રી :** એક મિનિટ, એક સેકન્ડ મળી હોય તોય, એ હિસાબમાં

જ હોય. ઝોકું ના હોય અમારે. તમારે એમ ના માનવું કે ગમે ત્યાં હું ઝોકામાં હોઉં.

**પ્રશ્નકર્તા :** ના, એવું તો હોતું જ નથી ! એટલે આ બે કામ વચ્ચે જે ટાઈમનો અવકાશ હોય છે, ત્યારે આપની ગોઠવણી કઈ ?

**દાદાશ્રી :** તે તો હું ખોળતો હોઉં, એ તો જરા મિનિટ વધારે મળે તો સારું, પેલું પૂરું કરી લઉં.

**પ્રશ્નકર્તા :** તો અમારે કેવી ગોઠવણી કરવી જોઈએ, મહાત્માઓએ ?

**દાદાશ્રી :** તમારે તો આ રીત અંદર બેસાડી દેવાની. તે ચંદુભાઈને ટૈડકાવાય. ટૈડકાવ ટૈડકાવ કરવાના આખો દહાડો. મહીં ડિપ્રેશન ના આવે એવું. એની પર નિર્દય નહીં થવાનું, તેમ દયા પણ નહીં રાખવાની. આ તો દયા રાખે, 'હેય, સૂઈ જા, બા' કહેશે. આખી રાત લાકડું થઈને સૂઈ જાય.

**પ્રશ્નકર્તા :** બીજી કેવી વિધિઓની ગોઠવણી કરાય ?

**દાદાશ્રી :** હા. કરી શકાય. વિધિ એટલે કંઈક અમુક જાતનું આ કાર્ય આટલું કરવું છે, કે જે સંસારને લેવા-દેવા ના હોય, આત્માને લેવા દેવા ના હોય, કાર્ય એ વચ્ચેનું એટલે ફ્રી ઝોન.

**પ્રશ્નકર્તા :** એટલે હમણાં કીધું કે અવકાશને ટાઈમે ચંદુભાઈને ટૈડકાવવો, તો એ આત્માને લેવા-દેવાવાળું કાર્ય કહેવાય ?

**દાદાશ્રી :** એ તો આત્માને લેવા-દેવા.

**પ્રશ્નકર્તા :** સંસારી પ્રવૃત્તિ હોય, એ સંસારને લેવા-દેવાવાળી હોય.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** તો હવે એ ફ્રી ઝોનમાં શું કહ્યું ?

**દાદાશ્રી :** ફ્રી ઝોનમાં તો મહીં, અહીંના નહીં ને ત્યાંના નહીં.

**પ્રશ્નકર્તા :** તો આ નમસ્કાર વિધિ કરીએ, ત્રિમંત્ર બોલીએ તો પછી એ આત્મપક્ષનું થયું ?

**દાદાશ્રી :** એ જે વિધિ કરેને તે આત્મા માટે ના ગણાય અને આ દેહને માટે આ બાજુયે ના ગણાય.

**પ્રશ્નકર્તા :** તો શું થાય તે વખતે ?

**દાદાશ્રી :** એ તમારી જાગૃતિ રહેવા માટે કરો છો. ઝોકું ના આવે એટલા માટે કરો છો. એ ઉપયોગરહિત ફળ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, તો એ ઉપયોગનું ફળ આત્મપક્ષમાં જાય ?

**દાદાશ્રી :** એ કંઈ શુદ્ધ ઉપયોગ ના કહેવાય. એ ઉપયોગ એટલે જાગૃતિ જ ખાલી. દીવો સળગતો રાખવો એટલું જ. એટલે ન પેલી બાજુ ગણાય, ના આ બાજુ ગણાય એવું.

**પ્રશ્નકર્તા :** અને આ ટૈડકાવું એમાં ?

**દાદાશ્રી :** ટૈડકાવું એ તો ચોખ્ખું તું આ બાજુ જ થયોને !

**પ્રશ્નકર્તા :** એટલે આત્મપક્ષી ?

**દાદાશ્રી :** હં. અમારે આવી વિધિ રહેવાની, બે-ત્રણ કલાકની આખા દિવસમાં. નહીં તો અમારે ચોવીસ કલાક શી રીતે કાઢવા, શેમાં કાઢવાના ?

**પ્રશ્નકર્તા :** આપની જે વિધિ હોય છે એ પેલું ફ્રી ઝોનની, આત્માપક્ષનું ય નહીં ને સંસારપક્ષનું ય નહીં એવી કઈ વિધિ ?

**દાદાશ્રી :** આ નવ કલમો ને નમસ્કાર વિધિ, એ બધી અમારી વિધિ જ બહાર પડેલી છે. એ અમારે રોજેય બોલાતી હોય.

**પ્રશ્નકર્તા :** એ આત્મપક્ષની થઈને કે નહીં ?

**દાદાશ્રી :** આત્માને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** તો પછી પેલું સંસાર ચોખ્ખો કરે એવી કહેવાય ?

**દાદાશ્રી :** સંસારને શું લેવાદેવા ?

**પ્રશ્નકર્તા :** તો શું ફાયદો કરે ?

**દાદાશ્રી :** આત્માને નહીં. ને સંસારને નહીં લેવા-દેવા. પેલો કહેશે, અમારે ય લેવા-દેવા નહીં. એટલે શું થાય ? ન્યૂટ્રલ થઈ ગયું. પેલા સંસારને ન્યૂટ્રલ કરવા માટે આ રસ્તો છે. આપણને આ લફરું બધું તૂટી જાય, સંબંધ તૂટી જાય, બહારનો. અંદરનો સંબંધ વધારવાની જરૂર નથી, બહારનો છોડવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** એટલે વિધિમાં એકાકાર હોય, તે ઘડીએ સંસાર સંબંધ છૂટો પડી જાય છે ?

**દાદાશ્રી :** બંધ હોય. એ જ હેતુ. એમાં કાળ વધારે જાય એટલે તમારો સંસાર તૂટી ગયો બધો એટલો. છતાંય સંસારના પક્ષનું ય ના કહેવાય અને આત્માપક્ષનું ય ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આપણે આ વિધિમાં જે બોલાય છે, દાખલા તરીકે નવ કલમો, તો સંસારમાં ઊંધું-છતું જે થયું હોય એના પ્રતિપક્ષી ભાવો આખા છે ને કે ભઈ અવર્ણવાદ ન હો, કઠોર ભાષા ન હો.

**દાદાશ્રી :** એવું છે ને, સંસારને ખસેડીએ છીએ, એમાં સંસારના ભાવ ના કહેવાય. સંસારને ખસેડીએ છીએ અને આત્મા પ્રાપ્ત કરીએ છીએ એવું નહીં, સંસારને ખસેડાય એટલે આત્મા જ થઈ જવાના છો. તમે છો જ આત્મા. એટલે બેઉ બાજુનું, એકુંયનું ભાવ નહીં, નોટ રિયલ, નોટ રિલેટિવ.

**પ્રશ્નકર્તા :** હવે આ સિદ્ધસ્તુતિ જે બોલાય 'હું શુદ્ધાત્મા છું' ને 'અનંતજ્ઞાનવાળો છું', એ બધું શેમાં જાય ?

**દાદાશ્રી :** હા. આત્મપક્ષમાં જાય.પણ તે તો પેલી વિધિમાં ના બોલવું જોઈએ. નવરાશમાં જે વિધિ બોલાય તે તો બધું આ નવ કલમો, નમસ્કાર વિધિ ને એ બધું આવે. પેલી ચરણવિધિ ના હોય, પેલી ચરણવિધિ તો તમારે વાંચવાની દહાડે. આ બીજી વિધિઓમાં તે ઊંઘેય આવી જાય તમને, તોય ચાલે. ઊંઘ પછી પાછો જાગ્રત થાય તો પેલી વિધિ પાછી ફરી ભેગી થાય તોય ચાલે. પેલી ચરણવિધિમાં ચાલે નહીં, ટુકડા ના હોય એમાં.

**પ્રશ્નકર્તા :** તો એ ચરણવિધિ ક્યારે કરવી જોઈએ ?

**દાદાશ્રી :** એ તો દહાડે ગમે ત્યારે જાગ્રત સ્થિતિમાં. તે ઘડીએ તમારે એમ કહેવું, ચંદુભાઈ, કરો ચરણવિધિ.

અને એ આત્મપક્ષના હેતુ માટેની છે, પણ આ બીજી બધી વિધિઓ તો, નમસ્કાર વિધિ, નવ કલમો, એ કોઈ પક્ષમાં નહીં. એ તો આ બધા છૂટ્યા આનાથી, આઉટ ઓફ સંસાર એવો હું છું, કહે છે. ત્યારે આત્મા છો ? ત્યારે કહે, આત્મા તો હતો જ, એમાં મારે શું પૂછવાનું ?! પણ હું આ સંસારથી છૂટું છું !

**પ્રશ્નકર્તા :** નહીં તો જો વિધિમાં ના રહ્યા હોત તો સંસારના....

**દાદાશ્રી :** તો બીજામાં જ પેસી જાય. સંસારમાં તો છો જ, સંસારની બહાર નીકળી શકે નહીં. એટલે આ મોટામાં મોટો ઉપાય મેં લીધેલો અને કેટલાંય વખતથી અમારે ચાલ્યું આવે છે, જ્ઞાન થતાં પહેલાંથી આ છે.

અમારે અંદર તરત જ વિધિ ચાલુ હોય. હા, જ્યારે અમે 'આમ' મહીંવાળાને નમસ્કાર કરીએ ત્યારે વિધિ ચાલુ, 'મહીં' શું હોય, કંઈ હશે ત્યારે ને !

**પ્રશ્નકર્તા :** મહીં તો ચૌદ લોકના નાથ છેને !

**દાદાશ્રી :** હા, પણ તે અમારી વિધિ મહીં ચાલુ હોય, તારી જોડે વાતો કરતા જઈએ, તે ઘડીએ ચાલુ હોય બધું. એટલે વાતો કરવામાં ટાઈમ ના કાઢીએ પછી બહુ. અમે કશીક વિધિમાં હોઈએ, વાતો મોસ્ટ નેસેસિટી હોય ત્યારે વાત કરીએ, તે ઘડીએ વિધિ બંધ રાખીએ ને કામ લઈએ.

**પ્રશ્નકર્તા :** બેમાં મુખ્ય કયું કહેવાય ?

**દાદાશ્રી :** મુખ્ય એકુંય નહીં. જે વખતે જે બને એ ખરું.

## વિધિ કરતાંય જ્ઞાતા-દ્રષ્ટાપણું

**પ્રશ્નકર્તા :** હવે વિધિ ચાલતી હોય, એના પણ જ્ઞાતા-દ્રષ્ટા હોયને ?

**દાદાશ્રી :** હા, એ પાછું ખરું ને ! જ્ઞાતા-દ્રષ્ટા વગરની વિધિ ના હોય અમારી. ઉપયોગપૂર્વક એટલે ભૂલચૂક થઈ હોય, એ તો પછી ખ્યાલમાં જ હોય. મહીં કોઈનો ફોટો હોય ને, તે ફોટો હઉ એકઝેક્ટ મોઢું દેખાય. 'નમો અરિહંતાણં' બોલીએ એટલે અરિહંત દેખાય અમને.

**પ્રશ્નકર્તા :** નવરા બેઠા 'હું શુદ્ધાત્મા છું' અથવા તો ચરણવિધિ વાંચ વાંચ કરું છું, તો એ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** હા. એ ચરણવિધિ એટલી બધી મોંઢે કરી નાખવી જોઈએ કે બસ, આમ બેઠાં બેઠાં પછી વાંચીએ તો આંખ બંધ કરીને વગર ચોપડીએ શબ્દે શબ્દ વંચાય આમ એના જેવું ઊંચું કોઈ જ્ઞાતા-જ્ઞેય છે જ નહીં ! તે શુદ્ધ ઉપયોગ કહેવાય ! ચરણવિધિ મોંઢે બોલવી અને જોડે જોડે એને વાંચવી એ બધું શુદ્ધ ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** આ જાણવા મળ્યું એને વાંચવી એ બહુ સારી વાત છે.

**દાદાશ્રી :** હા. એ જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. અમે આમ જ, અહીં આખો દહાડો બેસી રહીએ છીએ ત્યારે બોલો, શામાં ઉપયોગ રાખવાનો ? અહીં તો કો'ક દહાડો ઘરાકી નાયે હોય. બિલકુલેય ઘરાકી ના હોય ત્યારે ? ઘરાકી હોય ત્યારે ઘરાકીમાં, જો ઘરાકી ના હોય ત્યારે ઉપયોગ શેમાં રાખવાનો ? ત્યારે કહે, ઉપયોગ અમારા બધા બહુ જાતના હોય, એ બધાય શુદ્ધ ઉપયોગ હોય.

કારણ કે શુભ તો અમારી પાસે હોય નહીં. શુભ તો તમારી પાસેય ના હોય. તમે તો બધાંય શુદ્ધ ઉપયોગવાળા છો પણ તમને શુદ્ધ ઉપયોગનો વેપાર કરતાં પૂરું ફાવે નહીં. એટલે કેટલુંક છે તે ઘરાક એમ ને એમ પાછાં જતાં રહે. તમને નફોય મળે નહીં ને એને ઘરાકને પાછું જવું પડે. અને અમને ઘરાક બધું આપીને જાય.

**પ્રશ્નકર્તા :** આપનો વિશેષ કરીને શેમાં ઉપયોગ રહે ?

**દાદાશ્રી :** એ તો બધો શુદ્ધ ઉપયોગ જ રહેવાનો અમારો. કશું ના હોય તો ગોઠવણી કરી દઈએ. આવું કશુંક, કોઈ નવરું પડ્યું કે ગોઠવણી

કરી દઈએ. જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ નવરો પડવા આવ્યો અને જ્ઞેય દેખાતું બંધ થાય તો આત્માને નવરો મૂકાય નહીં. કારણ કે જ્ઞાયક એ તો પાછું કાયમનું અજવાળું કહેવાય. એમાં જ્ઞેય ઝળકવું જ જોઈએ. જ્ઞેય ઝળકે નહીં ત્યાં સુધી શુદ્ધ ઉપયોગ કહેવાય નહીં. એટલે આવું ગમે ત્યાં મૂકી દઈએ અમે, હડહડાટ મૂકી દઈએ. એટલે કલાક-દોઢ કલાક ચાલે અને પછી આ બધાં લોક કહે, 'તમે શું કરો છો ?' ત્યારે અમે કહીએ કે અમે વિધિ કરીએ છીએ. અમારે રોજ બે-અઢી કલાકની વિધિ હોય આવી. એ વિધિ રાતે બાર વાગ્યા સુધી કરવી જ પડે. દિવસમાંય વિધિ કરવી જ જોઈએ.

ભીડમાં વિધિ ના થઈ હોય, બહુ ઘરાકી હોય તો રાતે બાર-એક વાગે થાય. કારણ કે ઘરાકી તો આજે આવે ને કાલે ના આવે, તો આપણું પેલું ચૂકી જઈએ. એટલે પેલો હિસાબ તો ચોક્કસ ગોઠવેલો જ રાખવાનો.

## અજ્ઞાનીનેય હેલ્પ કરે આ વિધિઓ !

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાન ના લીધું હોય અને એ પણ આ નવ કલમો છે, ત્રિમંત્ર છે, એવા બધામાં આખો દહાડો રહ્યા કરતા હોય, તો એનો સંસાર ખસે છે ?

**દાદાશ્રી :** એનું તો પેલી રીતે ફાયદો થાય.

**પ્રશ્નકર્તા :** એટલે એને પુણ્યનો લાભ મળે ?

**દાદાશ્રી :** ના, પુણ્યનો લાભ નહીં. એનો અહંકાર શુદ્ધ થતો જાય.

**પ્રશ્નકર્તા :** એટલે એને આ વિધિઓ શુદ્ધ થવામાં હેલ્પ કરે ખરી, અજ્ઞાનીને ?

**દાદાશ્રી :** હા, એ તો શુદ્ધ જ કરે ને, એને !

**પ્રશ્નકર્તા :** નહીં તો સંસારમાં રહ્યો એટલે ક્રોધ-માન-માયા-લોભ રહ્યા કહેવાય.અને આ વિધિમાં રહ્યો એટલે પેલું ક્રોધ-માન-માયા-લોભ ના કહેવાય.

**દાદાશ્રી :** અહંકાર શુદ્ધ કરેને, કષાયો ઓછા કરેને !

## ગોઠવણીપૂર્વક હોય ત્યાં ન હોય મિકેનિકલ !

**પ્રશ્નકર્તા :** અમે આ બધી વિધિઓ કરીએ આ સરપ્લસ ટાઈમમાં, તો અમારે આમ મિકેનિકલ જેવું થઈ જાય છે. આમ ઉપયોગ કશું નહીં.

**દાદાશ્રી :** મિકેનિકલ થાય તો પછી એ વિધિઓ જ ના કહેવાયને !

**પ્રશ્નકર્તા :** એ મિકેનિકલ ન થવા માટે શું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** એ મિકેનિકલ તમારું થઈ જાય તોય પણ એ મિકેનિકલ આપણે કહેવું ના જોઈએ, થઈ જાય તોય. પછી નહીં તો મિકેનિકલ જ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** આપણે શું કહેવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણે એવું સમજી જવું જોઈએ, કે અહીં કચાશ છે. તો એ કચાશ પૂરી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને એ કેવી હોવી જોઈએ ?

**દાદાશ્રી :** પૂર્ણ જાગૃતિપૂર્વક દેખાવું જોઈએ. આ હું કહું છું ને, લોકોને કે રાતે ધ્યાન કરીને સૂઈ જજો. તે લોકોના મનમાં એમ થાય કે એક્ઝેક્ટ મોઢું દેખાતું નથી. એક્ઝેક્ટ મોઢું દેખાતું નથી, એવું હોવું જોઈએ પણ એ કંઈ મિકેનિકલ ના કહેવાય. એનો ટ્રાય છે. મિકેનિકલ તો આપણો ટ્રાય ના હોય એનું નામ મિકેનિકલ.

**પ્રશ્નકર્તા :** સરપ્લસ ટાઈમમાં આ વિધિઓ શરૂ થાય છે, એ પણ પેલી ગોઠવણી કરી છે ત્યારે જ થાય છે ને ? એટલે એ મિકેનિકલ તો ના જ ગણાય.

**દાદાશ્રી :** હા, એટલે ગોઠવણી કરેલી છે ને ! એ જો ગોઠવણી આપણે ના કરીએ તો પછી થાય જ શી રીતે ? ગોઠવણી કરીએ એટલે એ જાગૃતિપૂર્વક થાય એટલે પછી એ મિકેનિકલ ના કહેવાય. એમાં દસ ટકાય જાગૃતિપૂર્વક થાયને ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** તો નેવું ટકા અજાગૃતિ એ પછી મિકેનિકલ ના કહેવાય. મિકેનિકલ તો એની મેળે થયા કરે. આ બધું હરેક કાર્ય કરે છે ને આ જગતના લોકો, એ બધું મિકેનિકલ કહેવાય. જેમાં ભાવ નામનોય નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિધિ થતી હોય, એને મિકેનિકલ નથી એવું માનવાનું ચાલુ કરે, તો....

**દાદાશ્રી :** મિકેનિકલ થાય જ નહીં, મિકેનિકલ કેવી રીતે થાય ? મિકેનિકલ તો કોનું નામ કહેવાય કે આપણી એમાં કંઈ પણ ડખો-ડખલ ના હોય. આ ફોરેનવાળા બધા જીવે છે એ બધું મિકેનિકલ લાઈફ. એ પોતાની ડખોડખલ નહીં.

**પ્રશ્નકર્તા :** આ વિધિ મિકેનિકલ થાય એની વાત....

**દાદાશ્રી :** મિકેનિકલ ના બોલાય. મિકેનિકલ કહેવાય નહીં. મિકેનિકલ બોલવું એ બધું મોટું જોખમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ ખરેખર મિકેનિકલ નથી હોતી.

**દાદાશ્રી :** મિકેનિકલ શબ્દ જ ના હોય ને !

**પ્રશ્નકર્તા :** એટલે એક બાજુ વિધિ ચાલે અને ધ્યાન બીજી બાજુ હોય. વિધિ એક બાજુ ચાલતી હોય અંદર, પણ ધ્યાન આમ ચારે બાજુ ફાંફા મારતું હોય ને એવું બધું હોય આમ.

**દાદાશ્રી :** એ તો મહીં ખૂંચે ખરું ને પણ ?

**પ્રશ્નકર્તા :** ખૂંચે.

**દાદાશ્રી :** એ ખૂંચે તો મિકેનિકલ ના કહેવાય. ખૂંચતું ના હોય ત્યારે મિકેનિકલ કહેવાય, તેય એક્ઝેક્ટ મિકેનિકલ ના કહેવાય. હેતુ નથીને એવો મિકેનિકલનો. મિકેનિકલ એ જુદી વસ્તુ છે.

## સામાયિક-પ્રતિક્રમણ રાખે શુદ્ધ ઉપયોગમાં !

**પ્રશ્નકર્તા :** આ જે સરપ્લસ ટાઈમમાં એક સામાયિક એવી રીતે કરવાની કે ચંદુભાઈ સવારથી શું કરતો હતો એ બધું જોવું, તો પછી એવી રીતે આપણે આ જોયું, એ શેમાં જાય ? એમાં પછી બધા પેલા દોષો પણ દેખાય, એ દોષો જોવાની પ્રક્રિયા, પ્રતિક્રમણ કરવાની ક્રિયા....

**દાદાશ્રી :** હા, એ બધું આત્મામાં જાય.

**પ્રશ્નકર્તા :** એ શુદ્ધ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** હા. આત્મા પક્ષમાં જાય એટલે પછી શુદ્ધ ઉપયોગ. શુદ્ધ ઉપયોગ અને આત્મામાં રહેવું એમાં ફેર એટલો જ કે પેલું ઉપયોગપૂર્વક છે શુદ્ધ ઉપયોગ. શુદ્ધ ઉપયોગ એટલે પેલો સામો માણસ ધોલ મારે તો ય એ શુદ્ધ આત્મા છે એવું આપણને ના જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને આત્મામાં રહેવું એટલે ?

**દાદાશ્રી :** આત્મામાં રહેવું એટલે આ હમણે વાત કરી, તે આત્મામાં રહેવું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધું અંદર આંખો બંધ કરીને બધું દોષો જોતા હોય, એ બધું.

**દાદાશ્રી :** એ બધું આત્મામાં રહેવાનું. અને પેલો ઉપયોગ કહેવાય. એ છેલ્લો ઉપયોગ. ધોલ મારનાર કોણ, કોને મારે છે, હું કોણ આ બધું શું છે, એ બધું ખ્યાલમાં રહે, એ શુદ્ધ ઉપયોગ. મારનારનો દોષ, કોનો દોષ છે ? કોણ મારે છે ? કોને મારે છે, તેય તારે જાણવું પડે.

**પ્રશ્નકર્તા :** એને છેલ્લો ઉપયોગ કીધો.

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** તો આવો ઉપયોગ વર્તે એટલે તે ઘડીએ આત્મામાં વર્ત્યો જ કહેવાય ને ?

**દાદાશ્રી :** એ વાત જ જુદીને ! એની તો વાત જ જુદી.

આ ભાઈનો રિવાજ બહુ સારો, કંઈક આવ્યું કે 'મારું ન્હોય' એમ કરીને છૂટું.

**પ્રશ્નકર્તા :** પણ તે ઘડીએ 'હું કોણ' એવી પણ જાગૃતિ રાખવી પડે ?

**દાદાશ્રી :** એ જાગૃતિ હોય જ. મારું નહીં કહેનાર, તે વખતે આ જાગૃતિમાં હોય. 'મારું ન્હોય' એમ કહો તોય એ જાગૃતિ. કારણ કે આપણે શું તારું ને શું તારું ન્હોય, એ આપણને જાગૃતિ આપી.

## કારમાં શુદ્ધ ઉપયોગની ગોઠવણી !

કોઈ માણસ અમારી આજ્ઞા પ્રમાણે બાર કલાક રહે, તેનું શું ફળ મળે ?

**પ્રશ્નકર્તા :** એકદમ સમાધિમાં રહે.

**દાદાશ્રી :** એ વાત જ જુદી હોય. કેટલું સરળ છે, ઈઝી છે પણ રહે છે ? ના રહીએ તો બહુ કચાશ કહેવાય ! શુદ્ધ ઉપયોગમાં જ માણસે રહેવું જોઈએ બધે. કામ હોય એટલું કામ કરીને પછી શુદ્ધ ઉપયોગ ! બે કલાક ઉપયોગમાં રહ્યા, તે ઘડીએ શું ફાયદો થાય ?

**પ્રશ્નકર્તા :** મહાવીર જેવી દશા રહે.

**દાદાશ્રી :** હવે આવું સરળ કોઈ દહાડો ઉત્પન્ન થયું નથી ત્યારે લોક સરળતાનો લાભ લેતા નથી. શું થાય તે ? કેટલું સરળ છે ?! તમે ગાડીમાં મારી જોડે બેઠાં હતા, તે ઘડીએ વાતચીત ના કરે તો ના ચાલે ? આમ બધું શુદ્ધ ઉપયોગથી દર્શન કરતાં કરતાં જતાં હોય, પણ એવો દ્રઢ નિશ્ચય નથી. એવું કશું નથીને ! તે ઘેર જઈને ગાંઠ વાળે અને આમ જો કદી ઉપયોગ બહાર જાયને તો પ્રતિક્રમણ કરે. નહીં તો આ સ્થિતિ હોય ?! આ તો કામ કાઢી નાખે એવી સ્થિતિ છે. ઉપયોગ બહાર ગયો કે પ્રતિક્રમણ કરે !

આપણે ત્યાં કશું પૂછવા જેવું રાખ્યું જ નથી. એણે આજ્ઞા જ

પાળવાની છે. એ પોતે કરે ને તો કર્મ બંધાય. અમારી આજ્ઞા છે, માટે એને કર્તાપદનું કર્મ ના બંધાય. કારણ કે આજ્ઞાપૂર્વક કરે છે.

વખતે આ ડ્રાઈવીંગ આપણે જાતે કરતા હોય તો લોકોનામાં આમ શુદ્ધાત્મા ના જોવાય. રિયલ-રિલેટિવ ના જોવાય. તે ઘડીએ તો એણે પોતે ધ્યાન જ રાખવું જોઈએ. પણ ગાડીમાં બેઠેલા માણસોએ ઉપયોગમાં રહેવું જોઈએને !

**પ્રશ્નકર્તા :** મારે ગાડી ચલાવતા પણ જોઈ શકાય.

**દાદાશ્રી :** ના, વખતે કાચું પડી જાય, બાકી ખરી રીતે જોઈ શકાય. અરે, કેટલાંક ડ્રાયવરોએ મને એમ કહેલું કે દાદા, હું તો જોયા કરું છું. આગળ ખાડો આવ્યો, ફલાણું આવ્યું તે અને આ ફાઈલ નંબર એક ડ્રાઈવીંગ કર્યા કરે છે. ડ્રાઈવરો શુદ્ધ ઉપયોગમાં સરસ રહે છે.

## હવે આવશે મોક્ષ સામો !!

શુદ્ધ ઉપયોગ રહેવો જોઈએ ફક્ત. જેટલો બને એટલો, એઝ ફાર એઝ પોસીબલ. એને માટે રાતે પછી ચિંતા નહીં કરવાની, સૂઈ જવાનું નિરાંતે. એટલે મારું કહેવાનું કે એવું ઉજાગરો કંઈ કરવાનું નહીં. પણ જરા પુરુષાર્થ આપણે પુરુષ થયેલા છીએ એટલે વધુ રાખવો છે, એવો નિર્ણય-નિશ્ચય હોવો જોઈએ કે મારે હવે શુદ્ધ ઉપયોગ રાખવો જ છે. પછી ના રહ્યો એટલું નિકાલી બાબત. અને આપણે કંઈ ઉતાવળ કરવાની જરૂર નથી, રઘવાયા થવાની જરૂર નથી, મોક્ષ સામો આવશે. આપણે ત્યાં જવાની જરૂર નથી. ગાડીમાં બેઠેલા માણસને સ્ટેશન એની મેળે જ આવશે, વડોદરા. તું તારી જગ્યાએ જ બેસી રહેજે.

**પ્રશ્નકર્તા :** ગાડીમાં બેસી જ ગયા છીએને, અમે તો હવે.

**દાદાશ્રી :** હા, એટલે જ તો કહું છુંને, મારું કહેવાનું એ છે કે એ આ આવ્યા કરશે. આ આજ્ઞા પાળવાની છે, બીજું કશું, મોક્ષની ચિંતા આપણે કરવાની જરૂર જ નથી. આ આજ્ઞાની ટિકિટ એવી છે કે ત્યાં જ લઈ જશે.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા સમજવાની છે, દાદા.

**દાદાશ્રી :** હા, એ બધું સમજવાનું તો ખરુંને ! સમજવાની જ તો જરૂર છે. સમજ્યા જ છેને, ઘણાખરા સમજ્યા છે. પણ મહીં કેટલાકને કચાશ હોય સમજવામાં.

## ન મૂકાય એક ક્ષણ વીલો આત્માને !

પચ્ચીસ વર્ષની છોડી હોય, તો અત્યારે એને છોકરો હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય જ.

**દાદાશ્રી :** તો પછી એ છોકરાને વીલો મૂકે ?

**પ્રશ્નકર્તા :** ન મૂકે.

**દાદાશ્રી :** ન્હાવા જાય એટલે છૂટો તો મૂકવો પડે, પણ વીલો ના મૂકે. એને ખ્યાલમાં જ હોય કે એ રડતો હશે, એને ટાઢ વાતી હશે ? કે શું થતું હશે ? શું કરતો હશે ? એ આમ કરતો હશે. એવી રીતે આત્મા વીલો મૂકવાનો નથી. કારણ કે આ દુનિયામાં જો વીલો ના મૂકતો હોય તો, એ છોકરી એના છોકરાને વીલો ના મૂકે. નહાતી વખતે, ખાતી વખતે પણ વીલો ના મૂકે. આ છોકરો રડ્યો, એ આમ થયું, એ આઘો થયો, એ પડવાનો થયો.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રકૃતિ શું શું કરે છે એ જોવાનું ?

**દાદાશ્રી :** એ જોવાનું તો ખરું જ, પણ ઘણીફેરા તો પોતે પ્રકૃતિમાં જ હોય છે. આખો દા'ડો પ્રકૃતિમાં જ હોય છે. એટલે તે વખતે શું કરવું પડે ? છોકરાનું ધ્યાન રાખે એવી રીતે આત્માનું ધ્યાન રાખવું પડે. એવી રીતે આત્માને વીલો નથી મૂકવાનો.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, પેલી ધણીને સોંપીને ગઈ હોયને તોય વીલો ના રાખે.

**દાદાશ્રી :** તોય એ કહેશે, આ બબૂચક છે. એનું ઠેકાણું નથી !

**પ્રશ્નકર્તા :** એનો જીવ ત્યાં છોકરામાં જ હોય.

**દાદાશ્રી :** એવું જોઈએ ! અમે ક્ષણવાર આત્માને વીલો નથી મૂકવા દીધો. આ જ્ઞાન થતાં પહેલાં છેલ્લાં બે-પાંચ વર્ષમાં વીલો નથી મૂકવા દીધો. તેથી જ મેં છોકરીનો દાખલો આપ્યો કે વીલો મૂકે ? પૂછી જોજે કોઈ છોકરીને કે વીલો મૂકે છે? નહીં તો તમે જાતે છોકરી હો તો કેવું મૂકો તે તપાસ કરો તો તમને ખબર પડશે કે વીલો ના મૂકે !

**પ્રશ્નકર્તા :** એ તો કોઈ પણ માતાની ચેષ્ટામાં જોઈએ તો તરત જ ખબર પડી જાય.

**દાદાશ્રી :** માટે એવી રીતે આત્માને વીલો મૂકવાનો નથી. ત્યારે એમાં અઘરું શું છે ? પેલી આ કેટલાંય છોકરાં થાય છે, એને વીલા મૂકતી નથી તોય એનું ઈનામ મોટું મળતું નથી. તો આ તો મોટું ઈનામ મળવાનું. આ તો મોક્ષરૂપી ફળ મળવાનું. એટલે એક અવતાર આત્માને વીલો ના મૂકીએ.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ જે મા છોકરાંનું ધ્યાન રાખે છે તો એની સુરક્ષાનું ધ્યાન રાખે કે ક્યાંક વાગી ના જાય, ક્યાંક દાઝી ન જાય, ક્યાંક ખોટું કરી ન બેસે, તે આત્મામાં એવું શું ધ્યાન રાખવાનું આપણે ?

**દાદાશ્રી :** એ આમ ના થાય, આમ ના થાય, એવી રીતે પણ છોકરાંનું ધ્યાન રાખે છેને, એવું આત્માનું ધ્યાન રાખવાનું. આત્માને દાઝી જવાનું તો છે જ નહીં. આત્માનું જ ધ્યાન એટલે આત્માની જાગૃતિ છે એવી રહેવી જોઈએ, ચૂકવું ના જોઈએ કોઈ પણ પ્રયોગમાં.

**પ્રશ્નકર્તા :** દાદા, પેલામાં તો માનાં લક્ષમાં હોય છે, છોકરાંની એક વસ્તુ જુદી પણ અહીંયા અમને બધાંને એવું લક્ષમાં હોતું નથી, કે આત્મા ક્યાં ચૂકી જવાય છે ? આત્માનું ધ્યાન અમે ક્યાં નથી રાખતા ? ક્યાં સ્લીપ થઈએ છીએ ? તો એ કહો તો ખ્યાલમાં રહે.

**દાદાશ્રી :** આ છોકરાંનું જેમ રાખીએ છીએને એવી રીતે આ રાખવાની જરૂર છે. વીલો ના મૂકવો જોઈએ અને શાથી એ થઈ જાય

છે ? એ તમને બીજાં લપકાં ખાવાની ટેવ પડેલી છે એટલે. આ જોઈએ ને તે જોઈએ ને બધી ભૌતિક ઈચ્છાઓ. ઈચ્છાઓ કશી હોવી જ ના જોઈએને ? આ બધી ઈચ્છાઓ બંધ થઈ ગઈ, જે આવે તે ખરું, એમ કરીને રહેવું.

**પ્રશ્નકર્તા :** એટલે બીજામાં તન્મયાકાર થઈએ ત્યારે આત્મા વીલો મૂક્યો કહેવાય ?

**દાદાશ્રી :** વીલો મૂક્યો જ ને, ત્યારે શું ? પણ બીજી ઈચ્છાઓ એવું હોવું જ ના જોઈએને ! જે પ્રાપ્ત થાય એ ભોગવો. મારું કહેવાનું છે કે અહીં બેઠાં બેઠાં આઈસ્ક્રીમ ખાવને, હું ક્યાં ના પાડું છું ! પણ પાછું બીજી ને ત્રીજી માંગ માંગ કરે એ ખોટું ! પણ તારા હાથમાં આવેલું છોડે નહીંને પછી ! અને આત્મા લક્ષમાં રહેતો હોય તો બધી એવી દશ ડીશો ખાવને ! પણ આત્મા લક્ષમાં રહેતો નથી ને પછી ડિશો ખાવ એ કેમ પોસાય તે ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ કિંમત નહીં સમજાઈ હોય એટલે ધ્યાન નથી રહેતું ! અત્યારે ધ્યાન કેમ નથી રહેતું ?

**દાદાશ્રી :** કિંમત સમજાઈ હોય તો પછી આપણે હીરો જ્યાં મૂક્યો હોય ત્યાંને ત્યાં ચિત્ત હોયને આપણું. એ અબજ રૂપિયાનો હીરો આમ આઘોપાછો થઈ ગયો હોય તોય પાછો જોવા આવે અને પાંચસો રૂપિયાનો હોય તો ! એવું કિંમત તમને સમજાઈ છે, પણ આ પહેલાંની આદતો જાય નહીં. પૌદ્‌ગલિક આદતો ખરીને !

ફાઈલને નહાવું-ધોવું પડે, કાં તો નોકરી ના કરવી પડે ? નોકરી કરતી વખતે ય આત્માને વીલો નહીં મૂકવાનો.

**પ્રશ્નકર્તા :** એટલે 'હું શુદ્ધાત્મા છું' લક્ષ રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** હા. એ ચૂકવું ના જોઈએ. આપણે આ જે નોકરી કરીએ છીએને, તો આપણે આત્મા જ છીએ એ ભાન ચૂકવું ના જોઈએ. વીલો ના મૂકાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા પાસેથી આપણે જઈએ ત્યારે દાદાને છૂટા

મૂકીએ છીએ પણ વીલા નથી મૂકતા આપણે.

**દાદાશ્રી :** હા. એ તો એની મેળે કુદરતી રીતે રહે છે તમને બધાંને. વીલો નથી મૂકતા. એટલું યાદ રહે છે. એ રહે છે કહેવાય. પેલું રાખવું પડે છે.

**પ્રશ્નકર્તા :** દાદા પ્રત્યક્ષ છે એટલે યાદ રહે છે. પણ જ્ઞાન આપ્યા પછી 'હું આત્મા છું' એ યાદ રહેવું જોઈએને ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ તો લક્ષમાં હોય જ. જો નગીનભાઈ હોય તે એ પોતાની જાતને જાણતો જ હોય કે નગીનભાઈ તો છું. એટલે કંઈ નગીનભાઈ યાદ રાખવાની જરૂર ના હોય. છે એની યાદગીરી શી ? છે જ.

**પ્રશ્નકર્તા :** તો પછી આ વીલો મૂકવાનો પ્રશ્ન જ ના આવેને ?

**દાદાશ્રી :** હા. પણ આપણે જે નથી એને છે માન્યો'તો અત્યાર સુધી અને છે એને નથી માન્યો'તો એટલે આ ફેરફાર થવાથી એને આપણે રાખવાનો છે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થયો કે પેલો જૂનો અધ્યાસ પાછો વચ્ચે આવે છે ?

**દાદાશ્રી :** તે એ જ વચ્ચે આવે છેને ત્યારે ! એને લીધે વીલો મૂકાઈ જાય છે. અને પાછું આ મલ્ટિપ્લિકેશનવાળું છે. એક દા'ડો જો સાચવીને રાખો, તો બે દા'ડાની શક્તિ ઉત્પન્ન થઈ જાય. બે દા'ડા રાખો તો ચાર દા'ડાની શક્તિ ઉત્પન્ન થાય. એ સાચવીએ નહીં તો લીક થયા જ કરેને બધું !

## શુદ્ધ ઉપયોગ, એક્ઝેક્ટનેસમાં...

આ તો શું કહે છે ? મને ઉપયોગ સરસ રહે છે. એટલે ઉપયોગને હલકી કક્ષાનું કરી નાખ્યુંને ?

**પ્રશ્નકર્તા :** દાદા, કન્ટિન્યુઅસ નહીં.

**દાદાશ્રી :** ના, એ કન્ટિન્યુઅસ તો નહીં, પણ મિનિટેય નહીં. ઉપયોગ એ વસ્તુ જુદી છે. એ તો ધ્યાન રહ્યું કહેવાય. ઉપયોગ જેના હાથમાં આવ્યો, તે તો આત્મજ્ઞાની થઈ ગયો કહેવાય. આ તો તમારી કક્ષાનો ઉપયોગ રાખો એમ કહીએ છીએ. એય જાગૃતિ રહેને પોતાને.

તારે ઉપયોગ રહ્યો હતો ? એને ઉપયોગ કહેવાય નહીંને ! એ તમારી કક્ષામાં તમે માનો. તારી કક્ષા જુદી, એની કક્ષા જુદી. બધાની કક્ષા જુદી જુદી. પણ એ કક્ષાનો રહે તો સારું. પણ બહુ એવું સમજી ના લેવું કે આ મને ખરેખર ઉપયોગ રહે છે. નહીં તો પછી ઉપયોગમાં જવાશે નહીં આગળ.

તું કહું કે મને કાલે આખો દિવસ ઉપયોગ રહ્યો સારો. તું કહું તો સાંભળું નહીં. હું જાણું કે શેનેય ઉપયોગ કહેતો હશે આ ? શેને કહેતો હશે ?

**પ્રશ્નકર્તા :** આ જાગૃતિ રહે, ધ્યાન દાદાનું રહે, દાદાએ વાત કહી તે યાદ રહે તેને ઉપયોગ કહે.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું. એ તો ધારણ કર્યું એટલું. ધારણ કરવાની શક્તિ ઉત્પન્ન થઈ. એને ઉપયોગ માની ના લેશો. એ તો સહુ સહુને ગજા પ્રમાણેનો ઉપયોગ હોય.

**પ્રશ્નકર્તા :** હા, જે દરઅસલ ઉપયોગ છે, એ પાછો જુદો છે !!

**દાદાશ્રી :** એને સમજાયું હશે, હું શું કહેવા માગું છું તે ?

**પ્રશ્નકર્તા :** આ એવું સમજાયું હશે કે જે હું માનું છું, એમાં ભૂલ છે. ઉપયોગ જુદી વસ્તુ છે.

**દાદાશ્રી :** એ તો ધારણ કરેલી વસ્તુ લક્ષમાં આવી એ. એક વખત તો ધારણ કરવાની શક્તિઓ નથી ને તમારામાં ! ધારણ કરવાની શક્તિ એટલે તો જેટલું હું બોલું એટલું બધું ધારણ થઈ જાય તે પછી જાય નહીં, આઘુંપાછું ના થાય. સહુ સહુની ભાષાનો ઉપયોગ માની બેઠાં છે. મૂળ

ઉપયોગ ના હોયને એ, તેય હું ચાલવા દઉં. તેય છણાવટ ના કરું આવું. પણ એણે જ્યારે એમ કહેવા માંડ્યું કે હવે આ તો ઉપયોગ મને રહ્યો. એટલે મેં કહ્યું થઈ રહ્યું હવે તો, આ ઉપયોગનો અર્થ અવળો થવા માંડ્યો.

દાદાજીનાં શબ્દો કહેલાં, તેનું લક્ષ રાખું એ બધી જાગૃતિ. એ ચઢતી જાય જાગૃતિ. પણ એને ઉપયોગ ના કહેવાય. કાલે જાગૃતિ સારી રહી, એમ કહેવાય. પણ એને કંઈ મૂળ વસ્તુ, ઉપયોગ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ જગ્યાએ હજુ ઉપયોગ બેઠો નથી ?

**દાદાશ્રી :** મૂળ જગ્યાએ વસ્તુ ભેગી થવી મુશ્કેલ છે. એ તો લક્ષ બેઠું છે એટલું જ એ. એનો અનુભવ થયા વગર તો ઉપયોગ કેમ ઉત્પન્ન થાય ? 'આ હું છું' એનું પ્રમાણ સહેજે બદલાવું ના જોઈએ, એના અનંત પ્રદેશો સહિત ! હજુ તો મહીં માન્યતામાં ભૂલે ય થાય વખતે. આ આત્મા હશે કે પેલો હશે ? થોડું થોડું મહીં ભૂલચૂક થાય, ભેળસેળ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને પાછી પેલી અસરો મહીં થાય છે ત્યાં સુધી તો ભૂલ ખરી જ ને ?

**દાદાશ્રી :** હંઅ. એટલે એ મૂળ વસ્તુ જુદી છે. મૂળ વસ્તુ અનંતા પ્રદેશો સહિત બિલકુલ ચોખ્ખી, ક્લિયર છે અને તે પ્રમાણે જ હોય. ત્યાર પછી ઉપયોગ ખરો થાય, શુદ્ધ ઉપયોગ. ત્યાં સુધીનો શુદ્ધ ઉપયોગ છે, એ અંશે થોડોક, આ હજુ એ અહીં આવેલો જોઈ શકે અને આજુબાજુના સર્કલમાં આવેલો જોઈ શકે. એ જાગૃતિ કહેવાય બધી. પણ તદ્દન શુદ્ધ ઉપયોગ ના કહેવાય. શુદ્ધ ઉપયોગ તો બહુ ઊંચી વસ્તુ. છતાં એને ઉપયોગ કહે. શુદ્ધ ઉપયોગ કયા આધાર પર દ્રષ્ટિ છે, એ જાગૃતિના હિસાબે કહીએ આપણે, ચાલવા દઈએ, પણ એવું લોક એક્સેપ્ટ નહીં કરે. અમે તો એન્કરેજ માટે ચાલવા દઈએ. પણ એ બોલ્યો એટલે પછી અમે એન્કરેજમેન્ટ ના આપ્યું. મેં કહ્યું, 'અવળું થશે આ તો'.

એને ધારણ રહ્યું એટલું તો સારું રહ્યું. ધારણ જ રહેતું નથીને ! અમે બોલેલા એ જાગૃતિ રહે નહીંને પાછી. ફરી બધી પછી વિસારે પડી

જાય. તને કેટલી જાગૃતિ રહે છે, અમે બોલેલા તેની ? અમારું વચનબળ છે પણ તારી જાગૃતિ કેટલી છે ?

કોઈને એન્કરેજમેન્ટ માટે કહીએ પણ પછી એનો અર્થ એવો નહીં કે ત્યાં બેસી રહેને પછી એને પૂરું થાય ! અને એને તો એન્કરેજમેન્ટ માટેય ના કહેવાય ઉપયોગ. આ ઉપયોગ જ ન્હોયને ! એટલે હજુ એની ધારણશક્તિયે જેટલું બોલે એટલું ધારણ રહે, એ શક્તિ યે ખીલેલી નથી. એની થોડી થોડી શક્તિ ખીલશે આમ અહીં પડી રહે. પડ્યો પાથર્યો રહે એટલે એ ખીલે. પણ એ ઉપયોગ ના કહેવાય. જાગૃતિ કહેવાય એને. એ જાગૃતિ એને સારી રહે છે. છતાં અહીં પડી રહેશે તો કો'ક દહાડો લાભ થશે.

એ બધી જાગૃતિ રહેને ! આમ જોતાંની સાથે બધું આમ ફોડ દેખાડે છે ત્યાં સુધી શુદ્ધ ઉપયોગ ના કહેવાયને ! એ જાગૃતિ કહેવાય.

## ભક્તિ કોની ? જડની કે ચેતનની ?

**પ્રશ્નકર્તા :** હવે આ જે જાગૃતિ છે, વ્યવહારમાં એ જાગૃતિ આખી આવરાઈ જાય બધી. કંઈ પ્રસંગ આવી પડે, તે વખતે જે તન્મયાકાર પરિણામ કહીએને, તેવું થઈ જાય.

**દાદાશ્રી :** મશીનનું કામ કરવામાં તો આત્મા જ જતો રહે. કારણ કે મશીનરીની ભક્તિ કહેવાય. મશીનરી હંમેશાં ભક્તિ માગે, તન્મયાકાર ભક્તિ. નહીં તો મશીનરીનો એક નટ ફીટ ના થાય. તેથી અમે મશીનરીને નાનપણમાંથી જ અડતા ન હતા. સાયકલને પંક્ચર પડ્યું હોય તેય હું બહાર કરાવી લેતો હતો. એમાં મારું ધ્યાન જાય તો મારું બધું બગડી જાય. નટેય ફેરવતો ન હતો. મને આવડતું નથી, એવું કહી દઉં. પૈસા આપીને કરાવી લઈએ આપણે. હજુ એક બાજુ મશીનરી રિપેર કરું છું તે ઘડીએ શું થાય છે એક કલાક ? આત્મા એમાં જ રહે પછી, નહીં ? કારણ કે ભક્તિ કહેવાય છે એને.

**પ્રશ્નકર્તા :** મારું કેવું હોય છે કે આખો વખત આપની જ સેવામાં હોઉં એટલે આત્મા યાદ ના આવે, આજ્ઞા યાદ ના આવે...

**દાદાશ્રી :** ના. એ તો આ તમારે યાદ ના રહે તો વાંધો નહીં. આ દાદાની સેવા તો, આ તો ગજબની વસ્તુ કહેવાય. એને આત્મા યાદ રાખવાની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** દાદા જ યાદ રહે તે વખતે પછી.

**દાદાશ્રી :** પણ ભક્તિ શેની થાય છે એ જોવાની જરૂર છે. આત્મા યાદ રહે કે ના રહે, એ તો મેં લક્ષ આપેલું છે, એટલે તમને જ્યારે ત્યારે લક્ષ આવીને ઊભું રહેશે, પણ એ છે તે ભક્તિ કોની છે એ જોવાનું. જેની ભક્તિ કરોને, તે રૂપ થયા કરે.

**પ્રશ્નકર્તા :** તો તો બહુ ઊંચું જ છે, દાદા.

**દાદાશ્રી :** હા, તે ઊંચું છે તેથી કહું છુંને આ બધાને કે ભઈ, આ ઊંચું તમને મળી આવ્યું છે. તમારી પુણ્યૈ જાગી છે. પુણ્યૈ કો'કની જાગેને ? હું સેવા આપું એવો માણસ નથી. સેવા આપું એવો કાચો માણસ, બિલકુલેય નહીં. પગ ભાંગ્યોને આ નીરુબહેનને સેવા આપવાનું બન્યું. નહીં તો હું આપું નહીં. કોઈનીય સેવા મેં જિંદગીમાં નથી લીધી.

અને તું તો મશીનની ભક્તિ કરું છું. જેની ભક્તિ કરું તે રૂપ થાય. શ્રુતજ્ઞાનની ભક્તિથી જાગૃતિ એકદમ થઈ અને અજવાળું થઈ ગયું. આ મશીનની ભક્તિથી અજવાળું પાછું બંધ થઈ જાય. ભક્તિ શાની કરે છે એ જોવાનું. આત્માનો સ્વભાવ જેની ભક્તિ કરેને, તેવો થઈ જાય. તેથી કહુંને, નીરુબેનની પુણ્યૈ બહુ જ મોટી જાગી છે. એવું કહું છું તે લોકોને શાથી કહું છું ? નહીં તો કહુંયે નહીંને લોકોને !

**પ્રશ્નકર્તા :** દાદા, મનેય આજે વધારે સમજાઈ એ પુણ્યૈ !

**દાદાશ્રી :** તને સમજાય છે ? જોખમ શેમાં છે ને જોખમ શેમાં નથી એવું. શેની ભક્તિ કરી તેથી આ અજવાળું થઈ ગયું ? જેવો ચિંતવેને આત્મા તેવો થઈ જાય. આત્માનું મૂળ લક્ષણ એ કે જેવું ચિંતવે, જેની ભક્તિ કરે તે રૂપ થાય. તેથી બધાંને કહું છુંને કે જ્ઞાની પાસે પડી રહેવાનું. પણ કેમ જવા દઈએ છીએ ? ફાઈલો છે એટલે ફાઈલોનો નિકાલ તો કરવો જ પડે.

અને 'આમને' જો આમ બીજી જાગૃતિ રહેતી ન હોયને તોય હું ધ્યાન ના આપું, એનું શું કારણ ? કે ખરું કારણ તો સેવાઈ રહ્યું છે. આવું જ્ઞાનીની ભક્તિ-સેવા મળે નહીંને ! આ કારણ જ ના મળે !

આત્માનો મુખ્ય ગુણ. આજુબાજુનું જેવું સર્કલ આ દેખ્યું કે તે રૂપ થઈ જાય. જેની ભક્તિ કરે તે રૂપ થઈ જાય. હમણે રસ-રોટલીની ભક્તિ કરે તો રસ-રોટલી જેવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આવતા ભવ માટે તે વખતે નવું ચાર્જ થાય ?

**દાદાશ્રી :** નવું ચાર્જ ના થાય. એની ઉપર આવરણ આવી જાય. નવું ચાર્જ તું કર્તા થઉં તો થાય અને નહીં તો આવરણ આવે બધું. આ આવરણ લાવે, તે પછી દેખાતું બંધ થઈ જાય અને નિરાવરણ થયું તે પેલું શ્રુતજ્ઞાનની ભક્તિથી થયું. આટલાં વર્ષની શ્રુતજ્ઞાનની ભક્તિ કરી એથી નિરાવરણ થયું. ઝબકારો પછી મારે !

મશીનરી તો પોતે જ મશીનરી ભક્તિ માંગે. સિવિલ(ઈન્જિનિયરિંગ) માં મશીનરી ના હોય. સિવિલમાં તો વિચારવાનું હોયને આ બધું, એને જોવાનું ને જાણવાનું એ વધારે રહે.

**પ્રશ્નકર્તા :** એમાંય થોડુંક તો આવેને, દાદા.

**દાદાશ્રી :** આવે તો ખરું બધુંય. નુકસાનકારક છે બધુંય. સંસારીભાવ જ્યાં આવ્યો તે બધુંય નુકસાનકારક. કર્તાભાવથી કર્મ બંધાય. તું મશીનરી રિપેર કરું તે ઘડીએ કર્તાભાવ ઉત્પન્ન થતો નથી. એટલે એ કર્મ બંધાય નહીં, પણ આ આનાથી આવરણ આવે. અંધારું ઘોર કરી નાખે એક ફેરો. આવું બધું થતું હોય, તેય પ્રયોગ બંધ થઈ જાય બધાં. કેમ કરીને કોઈ કામ થાય ? બીજું કામ જ કેવી રીતે થાય આ ? અને આ અજવાળું થઈ ગયું, એને આવરણ જ આવે. છતાંય કરવું પડે તો મશીનરી ના હોવી જોઈએ, બીજું બધું હોય તો ચાલે. એ ફરજિયાત કરવું પડે. હિસાબ તો ગોઠવેલો હોય, તે શું કરે ?

જોયું શ્રુતજ્ઞાનનું ફળ કેવું મળ્યું છે ?!

**પ્રશ્નકર્તા :** બહુ સુંદર !

**દાદાશ્રી :** મહીં ચોખ્ખું, બીજું કશી ઈચ્છાઓ નહીં બધી બહુ ને શ્રુતજ્ઞાન ભેગું થયું.

**પ્રશ્નકર્તા :** એ તો મુખ્ય કારણને, દાદા. સંજોગો બધા મળી આવ્યા.

**દાદાશ્રી :** વ્યવહાર વસમો છેને પણ. એ મિકેનિકલ થતો હતો ત્યાંથી જ સમજી ગયો હતો કે આનો વ્યવહાર બરોબર સારો ના કહેવાય. ખુશેય થાય કે મેં કેવું સરસ મશીન ગોઠવી દીધું. એટલે મહીં છૂપો કર્તાભાવ રહે. મશીન ગોઠવ્યા પછી ખુશ ના થાય માણસ ?

**પ્રશ્નકર્તા :** થાયને, દાદા.

**દાદાશ્રી :** એ ચાલુ નથી થતું તો પાછો ટાઢો પડી જાય. આમ ગર્વરસ છેને હજુ. એટલે આ બહુ ઝીણી બાબતો આમને લક્ષમાં ના આવે. એને તો રાત-દહાડો સત્સંગમાં પડી રહે તો કામ હેંડે. અક્રમ જ્ઞાન એટલે એનું આરાધન પદ્ધતિસર હોવું જોઈએ. છતાંય આ જાગૃતિ, એની આ જે સ્વરૂપની જાગૃતિ એ હિસાબે તો એને ઉપયોગ કહેવાય. અમે ઉપયોગ કહીએ એને. હવે એ ઉપયોગ મશીનરીનું આ કામ આવ્યું એ કામ તેની સાથે જ ઉપયોગ રહે તો એ કામ કાઢી નાખે. પણ મશીનરીનો સ્વભાવ જ એવો છે એ ઉપયોગ રહેવા જ ના દે. કારણ કે શરૂઆત જડભક્તિથી થઈને !

**પ્રશ્નકર્તા :** આ જમતી વખતેય આખી જડભક્તિ જ હોય છેને ?

**દાદાશ્રી :** ના. એ તો એ ઉપયોગ રાખનારા અમુક માણસોને બહુ સરસ રહે છે. પણ સામાન્યપણે ખાતી વખતે ચંચળ સ્થિતિ થઈ જાય, એટલે ઉપયોગ રહે નહીં જલદી.

મશીનરી રિપેરમાં બે-ત્રણ કલાક થાય તો શું થાય ? આખી જાગૃતિ ઊડી જાય. હવે એની ભક્તિ મટે, તો રિપેર થાય નહીં.

**પ્રશ્નકર્તા :** ભક્તિ તો કરવી જ પડે, તે વખતે.

**દાદાશ્રી :** એની ભક્તિ મટે કે રિપેર બંધ થઈ જાય. એટલે અમે

પૈસા ગણવાની બાબતમાં ધ્યાન નથી આપતા. આ તમને કહ્યું, એના ઉપરથી એવું સમજી જવાનુંને ! મારો ઉપયોગ બધો ધોવાઈ જાય એ પૈસા ગણવામાં બે કલાક જાય તો ! આ દેહમાં ધ્યાન નથી રાખ્યું મેં, બે-ત્રણ મિનિટથી વધારે. દાક્તરો કહે છે, તમે ધ્યાન રાખો તો વહેલું મટી જાય. મેં કહ્યું, ધ્યાન રાખું તો મારું શું થાય ? આ જગ્યાએ દુખતું હોય તો હું ધ્યાન મૂકું તો વહેલું મટી જાય, તરત મટી જાય. ધ્યાન મૂકે એટલે ઉપયોગ ત્યાં ગયો એટલે મટે જ. સામું બેલેન્સ લેવાઈ જાયને ! તરત લઈ લેને ! અને અજ્ઞાનીનેય છે તે દુખતું હોય ત્યાંને ત્યાં જ રહે છે ને ધ્યાન, એટલે જ મટે છે. દવા-બવા બધું નિમિત્ત છે. અજ્ઞાનીને ત્યાંથી ધ્યાન ખસે નહીં.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ વપરાઈ જવાથી શું પરિણામ ? અને ઉપયોગ જળવાઈ રહેવાથી શું પરિણામ ?

**દાદાશ્રી :** ઉપયોગ જ નથી ત્યાં પછી ધોવાવાનો ક્યાં સવાલ છે ? ઉપયોગ તો એ મશીનરી જે રિપેર કરનારા છેને, તેમને ઉપયોગ રહેવાનો પણ અહંકારી ઉપયોગ રહેવાનો. અને તારે આત્માને આવરણ લાવીને ઉપયોગ રહેવાનો. એનો અહંકાર ખપવાનો ને તારો આ આવરણ લાવીને અહંકાર ખપવાનો. ખપવાનો તો બેઉ સરખું જ છેને !

## અધવચ્ચે અટવાય ઝાંખરામાં !

**પ્રશ્નકર્તા :** જીવનમાં જુદા જુદા પ્રસંગમાં ક્યાં ક્યાં ઉપયોગ તૂટવાના ભયસ્થાન છે ? એને ત્યાં કેમ અટકાવી શકાય એ તૂટવામાંથી ? કારણ કે ઉપયોગ સરકી જવાની ઘણી જગ્યાઓ છે.

**દાદાશ્રી :** ના, આ છટકીય જતું નથી. છટકી જતું હોય તો તો લાય બળે તો પાછો આવે. અને પરઉપયોગેય થઈ જતો નથી. સ્વઉપયોગના નજીકના ઝાંખરામાં બધે ફર્યા કરે છે. પરઉપયોગ તો તે મહીં બળતરા ઊભી કરે. એ થતો નથી. સ્વઉપયોગના ઝાંખરામાં જરાક મહીં પેસે એ પાછલી ડખલો બધી. આગલી-પાછલી ડખલ, એમાં ચીકાશ નરી.

પરઉપયોગમાં હોય તો ધક્કો વાગે. સ્વઉપયોગમાં હોય નહીં ને પરઉપયોગમાં જાય નહીં એવું વચ્ચે પેલો ગૂંચાય.

**પ્રશ્નકર્તા :** વચ્ચે એટલે કેવી દશા એ ?

**દાદાશ્રી :** સંતોષકારક થાય નહીં અને આવું લટકી લટકીને જવાય નહીં. વચ્ચેની દશા. ગૂંચવાડા ગૂંચવાડા ખાલી. એટલે ઉપયોગ આમાં બગડ્યા કરે.

## અવતારો વધે ટી.વી.ના મોહથી !

**પ્રશ્નકર્તા :** દિવસમાં બે-ત્રણ કલાક આપણે ટેલિવિઝન જોઈએ એ શું કહેવાય, દાદા ?

**દાદાશ્રી :** એ ટેલિવિઝન તો જોવાય જ નહીં. એ જોઈએ એટલે બસ ત્યાં જ ઉપયોગ રહે. બે ઉપયોગ રહે નહીં તમને. અને જોવામાં હંમેશાં બે ઉપયોગ થાય નહીં. સાંભળવામાં બે ઉપયોગ થાય, કાન વાસી નખાય. ટેલિવિઝન તો જોવાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** અને ઈન્ડિયન મૂવીયે ના જોવાય ?

**દાદાશ્રી :** કશુંય જોવાય નહીં. ટી.વી. તો આંખોની શક્તિ તોડી નાંખે છે. અને આંખો ખેંચવાની થાય, આંખોનું જ્યાં ખેંચાણ થાયને ત્યાં આખુંય શરીર ખેંચાતું હોય, એટલે ઉપયોગ રહે નહીં બીજી જગ્યાએ.

અને મોક્ષની ઉતાવળ ના હોય તો ટીવી જોવાનો વાંધો નથી, હજુ પચાસ-સો અવતાર કાઢ્યા પછી જવું હોય તોય વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** ટી.વી. જોવું ને એ બધું તમે કહ્યું કે જુઓ ને જાણો અને પછી એની મેળે ખરી જાય તો એ ખરું કે આ છોડી દેવું એ ખરું ?

**દાદાશ્રી :** ટી.વી.-બીવી ના હોય આમાં. છોકરાં ટી.વી. જોતાં હોય તો એ આંખોને ખરાબ કરનારું છે. અને જોતાં હોય તો આપણે એને જરા ઠપકો આપવો. ઠપકો એટલે કહીએ તમે ચંદુભાઈ આવો ટાઈમ શું કરવા બગાડો છો ?

**પ્રશ્નકર્તા :** આ છોકરાંઓને નોલેજ માટે, પેલું વાઈલ્ડ લાઈફનું આવતી હોય, નેચરનું આવતું હોય, ન્યૂઝ આવતા હોય એના માટે...

**દાદાશ્રી :** એ બરોબર છે. છોકરાં જુએ, આપણે દેખાડીએ ખરાં, પછી ઊઠીને આપણે આપણા કામમાં પેસી જવું. એને રાગે પાડી આપીએ.

મોક્ષની ઉતાવળ ના હોય ત્યાં વાંધો નહીં !

**પ્રશ્નકર્તા :** પત્તા રમવા, રમી રમવું અને ટી.વી. જોવું એનાથી કયું કર્મ બંધાય ?

**દાદાશ્રી :** બળ્યું, અજ્ઞાન કર્મ, બીજું કયું કર્મ ? દર્શન મોહનીય.

**પ્રશ્નકર્તા :** દર્શન મોહનીય બંધાય, આવરણ આવ્યા કરે ?

**દાદાશ્રી :** જ્ઞાન આવરાય, જ્ઞાન બધું ઊડી ગયું ને દર્શન મોહનીય આવી ગયું. એનાથી તો ઊભું થયું છે જગત.

## દાદા જોડે નિરંતર રહી શકે ઉપયોગવાળો જ !

એટલે અમે કહીએ છીએ કે મારી જોડે તો નિરંતર ઉપયોગવાળો હોય એ રહી શકે. જેને ઉપયોગ જ ના હોય, તે શી રીતે રહે મારી જોડે ? ઉપયોગવાળો હોય એને અમારી જોડે સારું ફાવે. નહીં તો કો'ક દહાડો આવે ને અઠવાડિયે એક દહાડો તે બહુ લાભ ઊઠાવે. કારણ કે ઉલ્લાસ વ્યાપી જાયને ! અને ભૂખ્યો માણસ સાત દહાડે જમવા બેસે, એને કેવું હોય ?

**પ્રશ્નકર્તા :** દાદાની સાથે રહેવામાં જે ઠંડક વર્તાય, એને હિસાબે ઉપયોગ ચૂકાઈ જાય છે ?

**દાદાશ્રી :** એ તો અહીં પેલી ઠંડક વર્તેને એટલે ઉપયોગ રહે નહીંને !

**પ્રશ્નકર્તા :** ઠંડક તો ઉપયોગમાં હોય તો જ વર્તે કે નહીં ?

**દાદાશ્રી :** ના. એટલે એ ઉપયોગમાં હોય તો વર્તે, નહીં એવું નહીં. પણ આ ઠંડક જ્ઞાની પુરુષના સાનિધ્યથી વર્તે જ.

**પ્રશ્નકર્તા :** એ ઠંડક વર્તે એટલે એની જાગૃતિ મંદ થઈ જાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું થાય ? કશી પ્રગતિ ના માંડે. એવર જાગૃત હોય તે અમારી જોડે રહે તો વાંધો નહીં. નહીં તો ઝાઝે દહાડે

ફાયદો થાય. બીજું બહારનું ગ્રહણ કરવાનું બંધ થઈ જાયને ! બહારની કોઈ અડચણ બંધ થાય અને અહીં આગળ ધીમે ધીમે ઘસાતું જાય. જોડે રહેવાનું મળી આવે તો સારુંય ખરું. બહારનું તો બગડે નહીંને ! બીજો પણ દુરુપયોગે ય બંધ છે ને ? એને આ જ્ઞાની પુરુષની હાજરીમાં જે ધોવાય, એમ ને એમ વગર ઉપયોગે જે ધોવાશે એ સાચું. અને કો'ક દહાડો એનો અમલ તો આવશેને ?

**પ્રશ્નકર્તા :** હાજરીમાં તો ધોવાય જ ને ?

**દાદાશ્રી :** અમલમાં આવે કો'ક દહાડો. એ કચરો એકદમ ઓછો થઈ જાયને એકાવન ટકા. તો પછી પોતાની શક્તિ એ આની લગામ હાથમાં આવે. પછી ઝપાટાબંધ ચાલે પાછું.

**પ્રશ્નકર્તા :** વગર ઉપયોગે ધોવાય અને ઉપયોગપૂર્વક ધોવાય, એમાં શું ફેર ?

**દાદાશ્રી :** બહુ ફેર. ઉપયોગપૂર્વક ધોવાય એ સંપૂર્ણ શુદ્ધ હોય અને પેલું પછી પાછું ફરી ધોવું પડશે. ધોવાનું એ સહેલું પણ એ કેવું આવશે ? અમથું એક ફેરો આ સાબુવાળા પાણીમાં નાખીને છબછબાવી નાખવાનું. એટલે વાંધો નહીં, ચોખ્ખું થયેલુંને !

## આ છે સ્થૂળ સ્વરૂપે, શુદ્ધ ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** દાદા, ઉપયોગપૂર્વક ધોવાય એટલે સહજ કહેવાય ?

**દાદાશ્રી :** સહજ નહીં. સંપૂર્ણ જાગૃતિપૂર્વક ઉપયોગ હોય.

**પ્રશ્નકર્તા :** ખરેખર જે ઉપયોગ રહેવો જોઈએ એ કેવો હોય ?

**દાદાશ્રી :** એ તો બહુ જુદી વસ્તુ છે. આ સ્થૂળ આવ્યું છે એ સારું છે. લોકોને સ્થૂળ ઉપયોગે ય ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** સ્થૂળ ઉપયોગ એટલે પોતાની પ્રકૃતિને મન-વચન-કાયાને જોયા કરવા એ ?

**દાદાશ્રી :** અમારા શબ્દોથી ઉપયોગ લીધેલો તે, આજ્ઞાથી. આજ્ઞાથી રહે એ. પેલો તો ઉપયોગ બહુ જુદી જાતનો હોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ઉપયોગ તો ખાલી જ્ઞાની પુરુષને જ હોયને ?

**દાદાશ્રી :** બીજા કોને હોય તે પણ ? સહેલી વસ્તુ નથી આ. સ્થૂળ જ નથી રહેતોને લોકોને ! સ્થૂળનું જ ઠેકાણું નથી.

**પ્રશ્નકર્તા :** જે શુદ્ધાત્માના દર્શન કરીએ એ સ્થૂળ ઉપયોગમાં જ ગણાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું કર્યું કહેવાય ? એ તો આજ્ઞાપૂર્વક છેને !

**પ્રશ્નકર્તા :** એટલે અવલંબન છે, દાદા ?

**દાદાશ્રી :** એ અવલંબન નહીં, શબ્દ જ છે આ તો. બીજું શું છે તમને ? શબ્દનું ફળ મળે છે. બાકી એમાં આત્માને શું લેવાદેવા ? આત્મા એથી કંઈ જોયો-જાણ્યો ? પણ એનું ફળ મળે છે એટલે આનંદ થાય છે. એટલે આપણને આત્માની ખાત્રી થઈ ગઈ કે ભઈ, પ્રતીતિ છે જ, ચોક્કસ છે.

સ્થૂળ ઉપયોગ તો બહુ સારો. આ તો તારા જેવા બહુ થોડા પાળે છે. શુદ્ધ ઉપયોગ સ્થૂળ કહેવાય.

## તો ય એ શુદ્ધ ઉપયોગ !

ઉપયોગ શુદ્ધ રહેવો જોઈએ કે આ શુદ્ધ છે, હું શુદ્ધ છું. કોઈ કર્તા નથી. હું કરતો નથી એવો શુદ્ધ ઉપયોગ રહેવો જોઈએ. કો'ક કરે છે એ માનીએ તોય ઉપાધિ.

અક્રમ વિજ્ઞાન જેને પ્રાપ્ત થયું, તેને ચોવીસે કલાક નિર્જરા હોય. તે વડોદરેથી ત્યાં ગાડીમાં બેઠા, એ ત્યાંથી નિર્જરા શરૂ થઈ. એ નિર્જરામાં તમે બીજું ગમે તે કામ કરી શકો. જેમ ગાડીમાં બેઠેલો માણસ ગમે તે વાંચે, નાસ્તો કરે તોય ગાડી અમદાવાદ જઈ રહી છે.

**પ્રશ્નકર્તા :** એવી રીતે નિર્જરામાં ગમે તે કામ કરી શકાય ?

**દાદાશ્રી :** હા. એવું આમાં વ્યવહાર ચાલ્યા કરે અને તમારે જ્ઞાતા-

દ્રષ્ટા તરીકે રહેવાનું, કે આ ચંદુભાઈનું મન શું કરી રહ્યું છે, બુદ્ધિ શું કરી રહી છે. શુદ્ધ ઉપયોગમાં રહો એટલે વીતરાગ રહી શકે છે.

**પ્રશ્નકર્તા :** એ શુદ્ધ ઉપયોગમાં જ્યારે હોય ત્યારે મનમાં પાછા કો'ક વખત કંઈ વિચારો આવેય ખરા.

**દાદાશ્રી :** તેનો કંઈ વાંધો નહીં. એ છોને આવે ને જાય, મહીં વખતે ચઢી બેઠા હોય તો ય વાંધો નથી. પણ આપણે શુદ્ધ ઉપયોગ ન ચૂકાવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એમાં જે વિચારો આવ્યા એ પછી જોવાના જ રહે છેને, એમાં તદ્રૂપ થાય તો મુશ્કેલી ઊભી થાય છે.

**દાદાશ્રી :** ના, જોવાના વખતે નાય બને. જોવાના વખતે તો ઉપયોગ જ છે, પણ વખતે કેટલીકવાર જોવાનું નાયે બને. તદ્રૂપ સહેજ થઈ જાય, પણ તેથી કંઈ બગડતું નથી. એ તો પૂર્વકર્મ બહુ જાડું હોયને તો એને પોતાને બહુ ગુંલાટ હઉ ખવડાવી દે. પણ તેથી કંઈ નવું કર્મ બંધાતું નથી.

## સામાયિક સમયે ઉપયોગ !

**પ્રશ્નકર્તા :** આપણે જે કંઈ સામાયિક કરીએ છીએ, જે કંઈ વિચારો આવે, એને જોયા એનું પરિણામ શું આવે છે ?

**દાદાશ્રી :** એનાથી શુદ્ધ ઉપયોગ રહે. વિચારને જોવો એ જ આપણો જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવ. પોતાના સ્વભાવમાં આવ્યા, એનું નામ શુદ્ધ ઉપયોગ કહેવાય. એટલે એ સામાયિકમાં જો કદી તમે વિચારોને જુઓ તો પછી શુદ્ધ ઉપયોગમાં છો જ.

**પ્રશ્નકર્તા :** દાદા, સામાયિક વખતે કેવો ઉપયોગ રહે ?

**દાદાશ્રી :** સામાયિક વખતે ય ઉપયોગ જાગૃતિ સારી રહે. બીજું શું ? ઉપયોગ જ કહીએ છીએ આપણે એને.

**પ્રશ્નકર્તા :** ખરી રીતે તો એ ઉપયોગ નથી જ ને, દાદા ?

**દાદાશ્રી :** ખરી રીતે તો ઉપયોગ ના કહેવાય. એટલે શુદ્ધ ઉપયોગ

એ બહુ જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપને કેવો ઉપયોગ રહે છે ?

**દાદાશ્રી :** એ તો ઉપયોગ ઓર જ જાતનો. એ તો આત્મચારિત્ર કહેવાય ! એ તો તમને ના રહે પણ એમ માનો કે અમુક કક્ષાનો, તમારી કક્ષાનો તો રહેને !

**પ્રશ્નકર્તા :** એ શું હોય ? એ જરા કહો તો ખરા.

**દાદાશ્રી :** આત્મા એ દરઅસલ સ્વરૂપે હોય.

**પ્રશ્નકર્તા :** આ કહે છે, મને આવું રહ્યું આ પ્રસંગમાં. તો આપને શું રહે ?

**દાદાશ્રી :** બહુ ઊંચું. એ હાલે જ નહીંને ! કશું હાલે જ નહીંને, પૃથક્કરણ થયા કરે. આ ખાનાર કોણ ? ને એવું તેવું હોય નહીંને કશું. બધી એક્ઝેક્ટનેસ હોય.

પેણે પેલા ભાઈ બેઠા હોય, તું અહીં બેઠો હોય. એક ફેરો એમને જોઈ લીધા પછી છે તે, એ ત્યાં બેઠેલા છે એવું તને ખબર જ પડેને ?

**પ્રશ્નકર્તા :** હા. ખબર જ પડી જાય.

**દાદાશ્રી :** પછી વારેઘડીએ એને ત્યાં તપાસ કરે નહીં કે એ ભાઈ બેઠા છે કે નથી બેઠા ? કોણ બેઠું છે, કોણ નહીં ?

**પ્રશ્નકર્તા :** એ તપાસ ના કરવી પડે.

**દાદાશ્રી :** એટલે 'હું' મારી સીટ ઉપર, એ એની સીટ ઉપર. આ અંબાલાલ એમની સીટ ઉપર, બધું પોતપોતાની સીટ ઉપર જ હોય. આઘાપાછા નહીં, એક્ઝેક્ટનેસ હોય. તમારે એ તો મશીનરી ચાલુ થઈ ગઈ. એટલે ખાનાર કોણ ? ફલાણું કોણ ? આમ કોણ ? તેમ કોણ ? એ જાગૃતિ બધું દેખાડે. આગળ પછી તો એક્ઝેક્ટનેસ જોઈએને ? એવું કશું તો વિચાર જ ના આવવા જોઈએ. એવું કૂદાકૂદ પરિણામ ના હોય.

## જુદો સદા ગાનારો, સાંભળનારો ને જાણનારો !

તું ગાઉં છું ખરો પણ સાંભળતો નથીને ? સાંભળવું ના જોઈએ ? પોતે ગાય ને પોતે શબ્દેશબ્દ સાંભળે, તો અક્રમ વિજ્ઞાનમાં આવ્યો કહેવાય. ગાનાર જુદો, સાંભળનાર જુદો અને જાણનાર જુદો. જાણનાર જાણે કે આણે બરાબર શબ્દેશબ્દ આટલા શબ્દ સાંભળ્યા નથી હજુ. તમે તો ખરા એકલા ગા ગા કરો છો, લોટ ભૈડીએ તો હાંડવો બને એનો તો !

એમ કરને, પદો વાંચવાનું રાખો આજ. આજ બધા એ અભ્યાસ કરો. આંખો મીંચીને 'નમો અરિહંતાણં', અક્ષરે અક્ષર વંચાય, તે 'નમો સિદ્ધાણં, નમો આયરિયાણં... તે 'નમો ભગવતે વાસુદેવાય, નમઃ શિવાય, જય સચ્ચિદાનંદ' ત્યાં સુધી વાંચવું અને પછી મહીં શી ભૂલ થઈ હોય, તે પછી બીજી વખત એ કાઢી નાખવી. આજે એ કરો, જુઓ આત્મા હાજર થઈ જશે. વાંચનાર તે ઘડીએ આત્મા છે.

**પ્રશ્નકર્તા :** વાંચનાર આત્મા છે.

**દાદાશ્રી :** હા, વાંચનાર. એક એક પદ કરી જુઓને ! આંખો મીંચીને આમ, 'નમો ભગવતે વાસુદેવાય' દેખાય છે કે નહીં બરાબર ? એટલે બધાય અક્ષર દેખાશે પછી. દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** દેખાય છે દાદા.

**દાદાશ્રી :** મહીં પેઠા હોય એટલે તો આ શુદ્ધાત્માનો ઉપયોગ કહેવાય છે. આ ધ્યાન ના કહેવાય. એક કલાક સુધીની આવી વસ્તુ ગોઠવેલી હોયને તો એક કલાક સુધી વાંચ્યા કરીએ તો બહુ થઈ ગયું, એ તો મોટામાં મોટો ઉપયોગ. આ તો અમે જે કરીએ, તે તમને દેખાડી દઈએ. અમે જે કરતા હતા, એ બધું દેખાડી દઈએ. હેન્ડલ તો મારવું જ પડેને !

તમે તો અત્યારે જ્ઞાતા-દ્રષ્ટા રહો છોને તે કેવું, આ સ્થૂળ ભાગમાં રહો છો. આ સૂક્ષ્મમાં જવું પડશે.

**પ્રશ્નકર્તા :** આંગળી લખે, આંખો વાંચે અને તમે દેખાવ એવું થાય છે.

**દાદાશ્રી :** એ તો પછી વધારાનું. પણ આ હું ના દેખાઉં ને પેલું વંચાય તોય બહુ થઈ ગયું. ચોખ્ખું-પ્યૉર વંચાવું જોઈએ. પ્યૉર શબ્દ હ્રસ્વઇ, દીર્ઘઈ બધું કમ્પ્લિટ. દાદાને તો દેખવાનો બીજો રસ્તો હોય છે, પણ આવું વાંચતી વખતે એની મહીં ભેળસેળ ના કરવું. આ બધું દેખવાનું રાખવું. હ્રસ્વઇ-દીર્ઘઈ, ટૂંકું, બધું શબ્દેશબ્દ. જે બોલે એ બધું તું વાંચી શકે ખરો ? તો એ ઉપયોગપૂર્વક બોલ્યા કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી નવકાર કરવા હોય તો કેવી રીતે બોલવા ?

**દાદાશ્રી :** નવકાર 'આપણે' કરવાના નહીં. આપણે જાણવાનું કે કોણ કરે છે અને બરોબર ના કર્યા હોય તો અરીસામાં જોઈને ચંદુભાઈને કહેવું જોઈએ. બાકી, નવકાર કરવામાં કોઈ વાંધો નથી પણ આત્મારૂપ રહેવું તે વખતે.

## અંતે એ લાવે શુદ્ધ ઉપયોગ !

આપણને એવા ઉદય આવશે. એક એક દહાડાના અપવાસ કરે, એકટાણાં થાય, એવા ઉદય આવશે. પણ એ ઉદય પ્રમાણે કરવાનું. આપણે ખેંચી લાવીને કશું કરવાનું નહીં.

ઉદય આવે તો ઉપવાસ કરવાનો. અને પછી આખો દહાડો શુદ્ધાત્માનો ઉપયોગ રાખવો. ભગવાને કહ્યું છે કે શુદ્ધ ઉપયોગપૂર્વક જો એક જ ઉપવાસ થાય, તો કલ્યાણ થઈ જાય. અને ઉપયોગ વગરના ઉપવાસને ભગવાને ઢોરલાંઘણ કહ્યું છે.

વધારે ખઉં ત્યારે શું થાય ? એવું જ થઈ જાય, નહીં ? તારેય થાય એવું, દૂધપાક વધારે ખઉં ત્યારે ?

**પ્રશ્નકર્તા :** ઉપયોગ ના રહે બરોબર. એક વખત તમે કહ્યું'તું, જમતી વખતે વાતો કરો તો ઉપયોગપૂર્વક જમાય જ નહીં.

**દાદાશ્રી :** શી રીતે જમાય ? જમવાનું ઉપયોગપૂર્વક હોવું જોઈએ કે મહીં શું શું છે ?

**પ્રશ્નકર્તા :** તમે ત્યારે એવું બોલેલા કે 'તમે કહોને કે અમને ઉપયોગ છે, પણ એને ઉપયોગ ના કહેવાય. એ તો લક્ષ કહેવાય તમારું. ઉપયોગ તો બહુ ઊંચી વસ્તુ છે, એ અમને રહે.'

**દાદાશ્રી :** ઉપયોગ વસ્તુ ઘણી ઊંચી છે. આ લક્ષ કહેવાય. લક્ષ એટલે જાગૃતિ. એટલે આ ઉપયોગ લાવે એવી વસ્તુ, શુદ્ધ ઉપયોગને લાવનારી. એટલે જાગૃતિ ખરી, પણ આ શુદ્ધ ઉપયોગને લાવે. ઉપયોગ તો ક્યારે કહેવાય કે આ નહાવું હોય તો આમ આમ હાથ ફેરવવો પડે ને આમતેમ થાય, એટલે ત્યાં આગળ પછી ઉપયોગ ના રહે. નીરુબેન નવડાવે તોય અમને ઉપયોગ રહે. એ પગ ધોવડાવે તે ઘડીએ હું ઉપયોગમાં રહી શકું અને આપણા આ જગતના લોકો શું કરે છે ? એ હવા આવી, તેમાં મસ્તાન થઈ જાય. બસ એવું જ, ઉપયોગ ચૂકે !

**પ્રશ્નકર્તા :** પણ નીરુબેન દાદાને નવડાવતા હોય, તે વખતે નીરુબેન જે કરી રહ્યાં છે, નવડાવી રહ્યાં છે, તો એના પર એમનો પોતાનો ય ઉપયોગ હોયને ?

**દાદાશ્રી :** એ એમનો ઉપયોગ તે સારો હોય. એ તો એમને બહુ ફાયદાકર્તા હોય. એમને તો ઉપયોગ સારો જ હોયને ! એ પૃથક્કરણ ના હોય તોય છે તે મારું કહેવાનું, એમ ને એમ જ સરસ રહે. ઉપયોગ રહેને !

એવું છે ને, શુદ્ધ ઉપયોગ માટે આ પેલા લોકોએ શોધખોળ કરી કે ભઈ, આ મૂર્તિઓને નવડાવો-ધોવડાવો. તમારે ત્યાં બ્રાહ્મણો નથી ધોવડાવતા ? આ શુભ ઉપયોગ. અને સાચી મૂર્તિને ધૂએ, સાચી જીવતી મૂર્તિને નવડાવે એ શુદ્ધ ઉપયોગ કહેવાય. પેલો શુભ ઉપયોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આ દાદાની વાણી ઉતારતા હોય, એમાં ઉપયોગ જેવું કંઈ હોય ?

**દાદાશ્રી :** ઉપયોગ જ કહેવાયને ! એ શુદ્ધ ઉપયોગની બિગિનિંગ થઈ, શુદ્ધ ઉપયોગ ના ગણાય. આ શુદ્ધ ઉપયોગમાં લાવનારો આ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એટલે આ ઉપયોગ શુદ્ધ ઉપયોગને લાવશે.

**દાદાશ્રી :** હા, લાવશે. જેમ કોલેજમાં બેઠો, તે છેવટે પ્રોફેસર થવાનો. એટલે બહુ, એ તો દાદાની વાણી ઉતારે, એ તો બહુ સારામાં સારું. તને અંદર છપાઈ જશે. એ છપાઈ ગયેલું, એ બધું પછી જાય નહીં જ્ઞાન. એ તો જ્યારે જરૂર પડે ત્યારે હાજર થાય. અત્યારે તું યાદ કરવા જાઉં, એમાંનું યાદ ના આવે, જરૂર પડે ત્યારે હાજર થાય કે દાદાએ આવું કહ્યું છે.

## આમ ચૂકાય ઉપયોગ ખાતી વખતે !

**પ્રશ્નકર્તા :** આપ તો નિરંતર સમાધિમાં રહો છોને, ઉપયોગમાં જ હોવ છોને આપ ?

**દાદાશ્રી :** ઉપયોગનું ફળ સમાધિ. એટલે સમાધિમાં રહેવાની જરૂર નહીં. ઉપયોગમાં જ રહો. સમાધિ કરવાની જરૂર નહીં. ઉપયોગમાં રહો તો એનું ફળ સમાધિ. સમાધિ એ ફળ છે.

**પ્રશ્નકર્તા :** હા, હવે આપ ઉપયોગમાં હતા, શિંગોડા ખાવાની ઈચ્છા થઈ એ ઉપયોગમાં રહીને ?

**દાદાશ્રી :** ના, એ ઉપયોગ બંધ થયો.

**પ્રશ્નકર્તા :** તો એ વખતે ઉપયોગમાં રહીને ત્યાં શિંગોડા ખાવાની ઈચ્છા નહીં ?

**દાદાશ્રી :** ના, ના. એ ઉપયોગ બંધ થયો.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ બંધ થયો, એવું કેમ બને ? દાદાનો ઉપયોગ તો ચાલુ જ હોયને ?

**દાદાશ્રી :** બે ઉપયોગ હોઈ શકે નહીં. એટ એ ટાઈમ બે ઉપયોગમાં હોઈ શકે નહીં. કેટલાક પ્રસંગમાં હોય ને કેટલાક પ્રસંગમાં ના હોય, પણ શિંગોડાંના પ્રસંગમાં તો મને ઉપયોગ ન્હોતો રહ્યો.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થયો કે જ્યારે પણ આવી ઈચ્છાઓ થાય ત્યારે ઉપયોગ બંધ થઈ જાય ?

**દાદાશ્રી :** ના, એવુંય નથી. તે ઈચ્છાય જુદી છે ને ઉપયોગ જુદો છે. ઘણી ફેરા ઉપયોગ બંધેય નથી થતો, ઘણી વખત ઈચ્છા હોય તોય. અંદરનો ફોર્સ કયો છે એ ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** આપ જમતા હો, અમુક વસ્તુઓ સામે આવી હોય અને આ મારે લેવું છે, આ નથી લેવું એવું મહીં થાય તો..

**દાદાશ્રી :** અને તે એના ઉપયોગમાં રહીને જમી શકે. પણ બહુ પ્રિય વસ્તુ હોય ત્યારે ઉપયોગ ચૂકે. જ્યારે આ શિંગોડાં ખાવાનું નક્કી કર્યું એટલે ભઈ ઉપયોગ ચૂક્યા'તા.

**પ્રશ્નકર્તા :** એટલે બહુ પ્રિય એના જેવી વાત થઈ.

**દાદાશ્રી :** ના, પ્રિય નહીં, પણ સાધારણ પ્રિય છે ત્યારે ઊઠ્યાને એ. નહીં તો ભૂખ નહોતી. જો ભૂખ હોય તો તો આપણે જાણીએ કે ભઈ, ભૂખના માટે ઊઠ્યા'તા. એટલે તો ઉપયોગ રહ્યો કહેવાય. આ તો ઓર્ડીનરી હતું.

**પ્રશ્નકર્તા :** જમતા હોય અને કોઈ સાથે વાતો પણ કરતા હોય....

**દાદાશ્રી :** તે વખતે ઉપયોગ ના રહે, કેમ કરીને રહે ઉપયોગ ?

## આમ રહે ઉપયોગ જમતી વખતે...

ઉપયોગનો અર્થ શું ? કોણ ખાય છે ? આ ખાનાર કેવી રીતે ખાય છે ? શામાં હુડ હુડ કર્યા કરે છે ? શામાં એ વધારે સ્વાદ લે છે ? શી શી વસ્તુ નથી ખાતા અને ખાય છે ? તેનો સ્વાદ ખરેખર એક્ઝેક્ટ શું આવે છે ? એ પોતે પાછો ઉપયોગ એમ રાખે. ઉપયોગપૂર્વક જમવાનું. કોઈનું મેં જોયું નથી કે ઉપયોગપૂર્વક કોઈએ ખાધું હોય. હુડ હુડ જાણે મશીન ચાલ્યું. ખાવું-પીવું બધું ઉપયોગપૂર્વક હોવું જોઈએ. ના થયું તેનો વાંધો નથી પણ આ જાગૃતિ આવે તો કામનું. અમે તો ભૂલને સમી કરવાની ના કહીએ. ફરી ભૂલ ના થાય એવી જરા જાગૃતિ રાખજો. છતાંય ફરી ભૂલ થવાની તમારે. તોય ફરી જાગૃતિ રાખજે કે દાદાએ કહ્યું એવું

થતું નથી. તોય જાગૃતિ ગણાય. આ તો તન્મયાકાર બધું. અમે વાત તો જમતી વખતે કરીએ જ નહીં કોઈ દહાડોય. વાતો કરે એટલે ઉપયોગ જતો રહે બધો.

**પ્રશ્નકર્તા :** એ ત્યાં વાતોમાં જાય અમારું.

**દાદાશ્રી :** હા. પણ એવું ને એવું જ. ઉપયોગ જતો રહે છે અવળો આ લોકોને. તમને ખબર પડીને, ઉપયોગપૂર્વક નથી કેમ જમાતું ?

ઉપયોગ એટલે આપણે કોણ ? જમનાર કોણ ? શામાં જમનારને ઈન્ટરેસ્ટ છે ? જમનારને સ્વાદ ના આવતો હોય તો આપણે કહેવું કે સરસ છે આ ! એ બધું જાણવું પડે, જાગૃતિપૂર્વક. પણ આટલું યાદ રહે, એટલા માટે અમે તમને બોલીએ કે કંઈ યાદ આવે તોય બહુ થઈ ગયું. આ દાદા કહે છે એવું થતું નથી, એટલું કહે તોય બહુ થઈ ગયું. એ ઉપયોગ રહેતો નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ કોઈ ઓળખીતા આવ્યા હોય ને આપણે જમતી વખતે વાત કરતા હોય તો પછી વાત કરવી જ પડે !

**દાદાશ્રી :** વાત કરવા જાય તો 'પછી કરજોને નિરાંતે', કહીએ.

**પ્રશ્નકર્તા :** આ બધા સામસામે બેઠાં હોઈએ. પેલો વાત કર્યા જ કરતો હોય તો આપણે વાત કરવી જ પડે.

**દાદાશ્રી :** આપણે એમને કહીએ કે એકવાર જમી લો. ઉતાવળ શું છે, પછી આપણે નિરાંતે વાત કરીએ છીએ. કોઈ દહાડો જાગૃતિ રહેલી જમતી વખતે ? પણ એ જાગૃતિ ના રહે પછી. જેની શરૂઆત વાંકી, એને પછી જાગૃતિ ના આવે. પછી ઉપયોગ સ્થિર ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ એ ઉપયોગ તો દરેકે દરેક ક્રિયામાં રહેવો જ જોઈએને, આ શુદ્ધ ઉપયોગ !

**દાદાશ્રી :** મારું કહેવાનું કે અમુક ક્રિયામાં તો રહેવો જોઈએ, બળ્યો. ખાવામાં એવી જે મોટી મોટી ક્રિયાઓ હોય છે, એમાં તો રહેવો જોઈએ. ઉપયોગ રહે નહીં ને લપટાં પડી ગયેલાં ચિત્ત, બળ્યાં ! બધામાં ના રખાય,

પણ આ જમતી વખતે તો ઉપયોગ રહેવો જ જોઈએ. પછી બોલતી વખતે ઉપયોગપૂર્વક જ બોલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ જમતી વખતે આ બોલવા ગયા એટલે ઉપયોગ ચૂક્યા. હવે એવી સમજણ ન હોય તો એવા ખ્યાલમાં જ રહેવાય કે આપણને જ્ઞાનમાં બરોબર રહેવાય છે, જાગૃતિમાં રહેવાય છે. પણ આવી બધી વચલી ભૂલો ખબર ન પડે.

**દાદાશ્રી :** બધી બહુ ભૂલો. આ તો નરી ભૂલો જ થવાની. જાગૃતિ તો તને જાગૃતિ આપે, પણ બીજી નરી ભૂલો જ છેને ! એટલે આ અમે વાતચીત કર કર કરીએ છીએ. ભૂલ ખબર પડે તો પાછું જાગૃતિ ત્યાં જાય. ખબર ના પડે ત્યાં સુધી તો એમ ને એમ અંધેર જ રહે. એટલા માટે આ ટકોર ટકોર કરીએને ! એમાંથી કંઈક તમારી ભૂલો પકડાઈ જાય તમને ને ચેતતું રહેવાય.

## ઉપયોગ ઉપર ઉપયોગ !

પહેલો ઉપયોગ એટલે જે શુદ્ધ ઉપયોગ છે તે છે. એ ઉપયોગ એટલે પોતાની જાતને શુદ્ધ જોવી, બીજાને શુદ્ધ જોવા, આજ્ઞામાં રહેવું એ બધું શુદ્ધ ઉપયોગ કહેવાય. અને એ શુદ્ધ ઉપયોગની ઉપરે ય ઉપયોગ રાખે કે શુદ્ધ ઉપયોગ કેવો વર્તે છે ! એ કેવળજ્ઞાન કહેવાય ને પહેલો શુદ્ધ ઉપયોગ કહેવાય. ઉપયોગ ઉપયોગમાં એ કેવળજ્ઞાન છે.

શુદ્ધ ઉપયોગ જ્ઞાન સ્વરૂપ કહેવાય અને ઉપયોગ ઉપયોગમાં એ વિજ્ઞાન સ્વરૂપ કહેવાય, કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય. શુદ્ધ ઉપયોગની જે જાગૃતિ છે તેની ઉપરેય જાગૃતિ એ કેવળજ્ઞાનની જાગૃતિ છે, છેલ્લી જાગૃતિ છે. 'જ્ઞાની'ની જાગૃતિ એ શુદ્ધ ઉપયોગ કહેવાય અને તેના ઉપરની જાગૃતિ એ કેવળજ્ઞાનનો ઉપયોગ કહેવાય. અમને જાગૃતિ પરની જાગૃતિ રહે, પણ જેવી તીર્થંકરને રહે એટલી બધી ના રહે.

## તીર્થંકરોએ દર્શાવેલ શુદ્ધ ઉપયોગની વાટે...

ભગવાન મહાવીર શુદ્ધ ઉપયોગમાં રહેતા હતા. નિરંતર ચોવીસે

કલાક. આપણા મહાત્માઓને શુદ્ધ ઉપયોગ આવે તે કેવું, તડકો પડેને મહીં, એવું થોડીવાર આવે, પાછો જતો રહે. થોડીવાર આવે ને જતો રહે. અને જગતનાં લોકોએ તો શુદ્ધ ઉપયોગ સાંભળ્યોય ના હોય ને જોયોય ના હોય. આ તો આપણે અહીં આગળ આ જેટલાને જ્ઞાન આપ્યું છેને તેને શુદ્ધ ઉપયોગ. બાકી બીજાને તો સાધુ-આચાર્યો હોય તોય શુદ્ધ ઉપયોગ જોયો ના હોય. શુદ્ધ ઉપયોગ તો આત્મા પ્રાપ્ત થયા પછી હોય. આ તો જ્ઞાની પુરુષ એકલાને હોય. ક્રમિક માર્ગમાં ઠેઠ સંપૂર્ણ જ્ઞાન થાય, તે દા'ડે શુદ્ધ ઉપયોગ હોય. નહીં તો એમના જ્ઞાનીઓનેય શુદ્ધ ઉપયોગ તો થોડી-ઘણીવાર રહે, બાકી રહે નહીં. કારણ કે શુદ્ધ ઉપયોગમાં આત્મા સંપૂર્ણપણે જાણવાની જરૂર છે. સંપૂર્ણપણે આત્મા જાણ્યો ક્યારે કહેવાય? અહંકાર જાય ત્યારે સંપૂર્ણ આત્મા થાય ત્યારે એ જાણ્યો કહેવાય. જેટલો અહંકાર છે એટલો આત્મા જાણ્યો નથી. એ તો ક્રમિક માર્ગનાં જ્ઞાનીઓનેય અહંકાર હોય. આ ભગવાન મહાવીરનો, ચોવીસ તીર્થંકરોનો શુદ્ધ ઉપયોગ. એક ફેરો સમજી લે, પછી ફરી સમજવાની જરૂર હોતી નથી.

## નિરંતર શુદ્ધ ઉપયોગ એ જ કેવળજ્ઞાન !

મેં જે જ્ઞાન આપ્યું, તે તમને દર્શનમાં પરિણામ પામ્યું. હવે જ્ઞાન છે તે અમારી જોડે બેસશો તેમ તેમ તેટલા અંશે વધતું જશે, તેમ શુદ્ધ ઉપયોગ ઉત્પન્ન થશે. જેટલો શુદ્ધ ઉપયોગ ઉત્પન્ન થયો એટલું જ્ઞાન છે. એ શુદ્ધ ઉપયોગ સંપૂર્ણ વર્ત્યો નિરંતર, એનું નામ કેવળજ્ઞાન ! સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ તે કેવળજ્ઞાન કહ્યું છે ૩૬૦°નું અને શુદ્ધાત્માનું લક્ષ છે તો એને દસ-પંદર ટકા તો કેવળજ્ઞાન કહેવાય. એને શુદ્ધ ઉપયોગમાંથી કેવળજ્ઞાનના બીજ રોપાયા. અંશ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. એ સર્વાંશ થતાં ટાઈમ લાગે, સૌ સૌનાં પુરુષાર્થ પ્રમાણે. જે અમારી આજ્ઞામાં રહે એને સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ કહેવામાં આવે છે. હવે આજ્ઞા કંઈ અઘરી નથી.

**પ્રશ્નકર્તા :** અને કેવળજ્ઞાનીના બધાં પ્રદેશોનાં આવરણ નીકળી જાય ?

**દાદાશ્રી :** બધાંય, બધાં ખુલ્લાં ! પણ એ વગર કામનું ના જુએ. નહીં તો ઉપયોગ બગડેને ! એટલે બધે શુદ્ધ જ જુએ.

❖❖❖❖❖

# [૪]

# અનુભવ - લક્ષ - પ્રતીતિ

## પામ્યા નિરંતર પ્રતીતિ !

તમારે આત્માનું લક્ષ કેટલો વખત રહેતું હશે ?

**પ્રશ્નકર્તા :** રહ્યા જ કરે છે.

**દાદાશ્રી :** નિરંતર રહે. એટલે જેણે મારી જોડે વધારે પરિચય રાખ્યો છેને, એને નિરંતર એવું રહે. કારણ કે આ આત્માનું અનુભવ જ્ઞાન છે. આત્માનું લક્ષ બેઠેલું છે, તે નિરંતર રહે.

**પ્રશ્નકર્તા :** પણ ઓફીસમાં કામમાં હોય ત્યારે નિરંતર નથી રહેતું.

**દાદાશ્રી :** કામમાં હોય ત્યારે નથી રહેતું એનો અર્થ એ કે તે ઘડીએ લક્ષમાં નથી રહેતું, પણ પ્રતીતિમાં હોય છેને !

**પ્રશ્નકર્તા :** પ્રસંગ આવે ત્યારે જ્ઞાન હાજર ના રહે, પણ પછી હાજર થાય તો આપણે શું સમજવું ? આપણી સમજમાં ઊણપ, પુરુષાર્થમાં કચાશ કે જાગૃતિનો અભાવ ?

**દાદાશ્રી :** આમાં જાગૃતિનો અભાવ, પુરુષાર્થની કચાશ કે સમજમાં ઊણપ નથી. ફક્ત એ પ્રસંગે જ્ઞાન હાજર ના રહે. અત્યારે કોઈની જોડે છે તે લેવડ-દેવડનો હિસાબ કરતો હોય, તે વખતે લક્ષ ના રહે કોઈ દા'ડોય. તે ઘડીએ શું રહે ?

**પ્રશ્નકર્તા :** તે વખતે કમ્પ્લિટ ધ્યાન એ લેવડ-દેવડમાં જ હોય.

**દાદાશ્રી :** તે ઘડીએ લક્ષ ના રહે એટલે તમને એમ લાગે કે આ મહીં એકાકાર થઈ ગયું, પણ પ્રતીતિ જતી નથી. નિરંતર પ્રતીતિ રહે જ !

**પ્રશ્નકર્તા :** એટલે પાછું એ કામકાજ દૂર થાય એટલે ફરી મૂળ સ્વરૂપમાં આવી જવાય ?

**દાદાશ્રી :** નિરંતર પ્રતીતિનો તાર છે માટે એ મૂળ સ્વરૂપમાં અવાય છે, નહીં તો ના અવાય. નિરંતર તાર છે એ નિરંતર પ્રતીતિ એટલે ક્ષાયક સમકિત કહેવાય. તે આ નિરંતર પ્રતીતિને લઈને એની જોડે ભાંજગડ પૂરી થઈ કે પાછો 'હું શુદ્ધાત્મા' થઈ ગયો, એ જ લક્ષ. પછી લક્ષમાં અવાય અને લક્ષમાં આવ્યા પછી જો કદી એકાંત મળી ગયું કોઈ જગ્યાએ, તો અનુભવમાં ય અવાય. અનુભવ રસ ચાખે એટલે પોતાનો જે આત્મસ્વભાવ છે એનો અનુભવ વર્તે, લક્ષ વર્તે, પ્રતીતિ વર્તે. આ ત્રણ પગથિયાથી નીચે ઊતરે નહીં. નિરંતર પ્રતીતિવાળું છે આ. ક્રમિકમાર્ગમાં તો પ્રતીતિ ક્ષયોપશમ હોય. ઘડીમાં પ્રતીતિ હોય, ઘડીમાં ઊડી ગયેલી હોય. ઘડીમાં ઉપશમ થયેલી હોય, ઘડીમાં એ ક્ષય થયેલી હોય અને આ તો નિરંતર ક્ષાયક પ્રતીતિ કહેવાય. ચોવીસ કલાક પ્રતીતિ જાય નહીં. નિરંતર, આખી જિંદગી સુધી 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ જાય નહીં. અને પહેલાં ચોવીસે ય કલાક 'હું ચંદુભાઈ છું' એ પ્રતીતિ જાય નહીં. પહેલાં તમારે ચોવીસ કલાક 'હું ચંદુભાઈ છું' એવી પ્રતીતિ રહેતી હતી ?

**પ્રશ્નકર્તા :** હા, પહેલા એવું જ હતું.

**દાદાશ્રી :** નિરંતર, ચોવીસેય કલાક ? થોડીવાર 'આત્મા છું' આવતું હશે ?

**પ્રશ્નકર્તા :** ના રે ના. જનરલ મેનેજર છું ને આ છું ને તે છું બધું એવું રહેતું હતું.

**દાદાશ્રી :** એ પ્રતીતિ એટલે રોંગ બિલિફ, એનું નામ મિથ્યાત્વ. અને આ પ્રતીતિ એ રાઈટ બિલિફ, એનું નામ સમ્યક્ દર્શન. જો આ સમ્યક્ દર્શન ઉત્પન્ન થયું છે, વળી ક્ષાયક !

**પ્રશ્નકર્તા :** આમ તો અંદરથી છૂટો છું એવું જ, આમ સમજણમાં બરાબર છે પણ આમ કોઈવાર હજી ભેળસેળ થઈ જાય છે એવું લાગે.

**દાદાશ્રી :** ના, એમ નહીં. તમને પૂછે કે તમે ચંદુલાલ છો કે શુદ્ધાત્મા, તો શું કહો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા. એમાં તો વિકલ્પ જ નથી.

**દાદાશ્રી :** તો પછી એ જ કહેવાનું. બીજું તમારે આમ રહે છે કે નથી રહેતું એ જોવાનું નહીં. એવું કશું જોવાનું જ ના હોય. તમારી પ્રતીતિમાં શું છે, એટલું જ જોવાનું હોય.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિમાં તો દાદા મળ્યા એટલે બધું સચોટ થઈ ગયું.

**દાદાશ્રી :** બસ, એટલું જ જોવાનું હોય. બીજું પેલું કશું જ જોવાનું ના હોય. એ નિરંતર પ્રતીતિનો તાર છે અને તેથી લક્ષ બેસે, નહીં તો લક્ષ રહે નહીં. લક્ષ બેસે જ નહીંને ! અને કોઈની જોડે વાતો કરીએ ત્યારે લક્ષ ચૂકી જઈએ, પણ વાતો પૂરી થાય કે પાછું લક્ષ આવી જાય.

એ નિરંતર પ્રતીતિનો તાર, ક્ષાયક સમકિત, ક્ષાયક સમ્યક્ દર્શન, એ સિદ્ધ ભગવાનના આઠ ગુણોમાંનો એક ગુણ. એટલે ૧/૮ સિદ્ધ દશા અહીં ઉત્પન્ન થાય છે.

એટલે આપણે પ્રતીતિ બેસવી જોઈએ. 'આપણે કોણ છીએ' એવી પ્રતીતિ બેસે એટલે છૂટકારો થઈ જ ગયો. પ્રતીતિ એટલે વિઝા મળી ગયા મોક્ષના અને પછી ટિકિટ મળી જાય એટલે ઉકેલ આવી ગયો. ટિકિટ ના હોય તોય ભાંજગડ, વિઝા ના હોય તોય ભાંજગડ. બન્ને ભેગું થયું એટલે જ્યારે તારીખ આપે એટલે જશો. એ તારીખે નહીં નિવેડો આવે તો બીજી તારીખ ગોઠવી દો. પણ આ બે ભેગું થયું કે ચાલ્યું.

## જાણ્યું તેની વર્તે પ્રતીતિ !

'તે જ્ઞાને કરીને જાણ્યું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીતિ.' - શ્રીમદ્ રાજચંદ્ર.

જે જ્ઞાને કરીને તમે જાણ્યું, તેની પ્રતીતિ તમને વર્તે. તેને ભગવાને

દર્શન કહ્યું ને આ પ્રતીતિ તમને વર્તે છે. મેં કહ્યું હોય કે આટલી આટલી પાંચ-સાત-દસ ચીજો લખાવું અને તેનાથી તમને આ મરડો મટી જશે. એટલે મેં તમને જ્ઞાન આપ્યું કહેવાય. શેનું ? મરડો મટવાનું. જેમ આ મોક્ષનું જ્ઞાન હોય એવું આ મરડો મટવાનું પણ એક જ્ઞાન હોયને ? હવે એ દવા તમે પછી ફાકો અને મરડો ઓછો થાય એટલે તમને પ્રતીતિ બેસતી જાય કે દવા સારી છે. મને માફક આવી. એવી રીતે આત્મામાં પ્રતીતિ બેસતી જાય. જેમ જેમ અનુભવ થાય તેમ તેમ પ્રતીતિ બેસતી જાય અને પ્રતીતિ સજ્જડ થયા પછી જ કામ થાય, નહીં તો થાય નહીં. પ્રતીતિ સજ્જડ થઈ જવી જોઈએ. એ તમને તો સજ્જડ પ્રતીતિ થઈ છે !

આ પ્રતીતિ બેઠેલી છે આ જગ્યાએ. હવે એ પ્રતીતિ તમને બેઠી અને પછી ઊંધી બાબતો આવી. મરડો મટવા માંડ્યો એવી પ્રતીતિ બેઠી અને પાછું મહીં લોહી પડવા માંડ્યું. એટલે જે પ્રતીતિ બેઠા પછી અવળું-સવળું થાય પણ સ્થાન છોડે નહીં પછી. જે સ્થાન પ્રાપ્ત થયું છે એ છોડે નહીં. આ પ્રતીતિ બેઠી છે તમારી, એની મૂળ જગ્યા ઉપર બેસે પ્રતીતિ તમારી. હવે બીજું કોઈ ઊંધું બોલનારો આવ્યો, ઊંધું શીખવાડનાર આવી ગયો, તો પ્રતીતિ ઉપર જરા આમ દબાણ આવે, તો આમ આમ વાંકું થાય પણ સ્થાન છોડે નહીં !

## ન ભૂલાય અનુભવ કદી !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' તેમ સમજાયું છે, પરંતુ તેનું નિરંતર ભાન રહેતું નથી.

**દાદાશ્રી :** ભાન શું વસ્તુ છે એ તમને સમજાવું કે કોઈ સિગરેટ પીતો હોય, તે એનો છોકરો મહીં આમ હાથ અડાડવા જાય. હવે આ છોકરાને આ રોગ ક્યારે જશે ? કોઈ પીવે ત્યારે એને આ હાથ અડાડવા જેવું કરતો હોયને આમ આમ કરે. એ તો પછી એક દહાડો એના આમ હાથ પકડી જરા સિગરેટ અડાડી આપીએ. થોડીવાર રહેવા દઈએ, એ ખૂબ દઝાય. પછી એ અનુભવ ભૂલે નહીં આખી જીંદગી. સળગતી સિગરેટનું જરા લાલ દેખાયું કે ભાગે, લાલ દેખાયું કે ભાગે, એનું નામ અનુભવ

કહેવાય. એવો અમે તમને આત્માનો અનુભવ કરાવી આપ્યો છે. ત્યારે તમને શુદ્ધાત્મા રહે છે, એમ ને એમ તે રહેતો હશે?

અમે તો દઝાડ્યા વગરેય કરી આપીએ આત્માનો અનુભવ. આ જગતમાં વસ્તુઓનો અનુભવ હઉ દાઝીને કરવો પડે, પણ આ આત્માનો અનુભવ તો પરમાનંદ. આમાં દાઝવા કરવાનું નહીં. અમારી જોડે બેસો ત્યારથી જ આનંદ ઉત્પન્ન થાય. શુદ્ધાત્માનું નિરંતર ભાન રહે જ છે, તેથી વધારે શું જોઈએ ?

આ જ્ઞાન તમને નિરંતર હાજર રહે છે. તમે કોર્ટમાં હોય તોય એ 'હું શુદ્ધાત્મા છું' એ તમને ભાન રહ્યા જ કરે. પાપો ભસ્મીભૂત થયા સિવાય ભાન રહે નહીં કોઈ દહાડોય. આ તો એક શબ્દ તમને કહ્યો હોય તો બીજે દહાડે યાદ ના રહે. તો આ ત્યારે યાદ નથી રાખવાનું.

## ફેર, શ્રદ્ધા અને પ્રતીતિમાં !

**પ્રશ્નકર્તા :** આપણે એમ કહીએને કે શ્રદ્ધા બેઠી, એને પ્રતીતિ કહેવાય ? પ્રતીતિ એટલે શું ? શ્રદ્ધા ?

**દાદાશ્રી :** શ્રદ્ધા એ બધાં સ્ટેજ કહેવાય અને પ્રતીતિ એટલે એક્ઝેક્ટ આવી ગયું. પ્રતીતિ એટલે આખી માન્યતા સો ટકા ફરી અને 'હું શુદ્ધાત્મા જ છું' એ જ વાત ચોક્કસ થઈ ગઈ અને 'હું શુદ્ધાત્મા છું' એ શ્રદ્ધા બેસે પણ ઊઠી જાય પાછી અને પ્રતીતિ ઊઠે નહીં. શ્રદ્ધા ફરી જાય, પ્રતીતિ ફરે નહીં.

એ પ્રતીતિ એટલે આપણે આ લાકડી અહીં ગોઠવી છે તેની ઉપર બહુ દબાણ આવે, તો આમ વાંકી થઈ જાય પણ સ્થાન છોડે નહીં. ગમે એટલો કર્મોનો ઉદય આવે, ખરાબ ઉદય આવે, પણ સ્થાન છોડે નહીં. 'હું શુદ્ધાત્મા છું' એ ઊડી ના જાય.

અને ગાઢ પ્રતીતિ એટલે શું ? થોડીઘણી વાંકી થાય, વધારે વાંકી ના થાય ગમે એટલું દબાણ આવે તોય. વાંકી થાય તે લોકો કહેશે, આ ઊડી, ઊડી, ઊડી. પણ ના, સ્થાન છોડે નહીં તે ગાઢ પ્રતીતિ !

અનુભવ, લક્ષ ને પ્રતીતિ. પ્રતીતિ એ પાયો છે. એ પાયો થયા પછી લક્ષ ઉત્પન્ન થાય, પછી 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રહ્યા જ કરે નિરંતર. અને જ્યારે નવરાશમાં બેઠા હોય અને જ્ઞાતા-દ્રષ્ટા થયા થોડીવાર એ અનુભવ. હવે જ્ઞાતા-દ્રષ્ટા તે બહારનું નહીં જોવાનું, આ પ્રકૃતિને જ જોયા કરવાની કે આ પ્રકૃતિ શું ગાંડાં કાઢે છે!

**પ્રશ્નકર્તા :** એટલે ચંદુભાઈને જ જોયા કરવાના.

**દાદાશ્રી :** તેને જ જોયા કરવાના. ડહાપણ શું કરે છે તે જોવાનું, ગાંડપણ શું કરે છે તે જોવાનું. ગાંડપણ કરે તો એની પર ચીઢાવું નહીં આપણે અને ડહાપણ કરે તો એના પર રાગ નહીં રાખવો. વીતરાગ રહેવું આપણે તો. ગાંડપણ કરે તો એ કરે છે, આપણે શું ? પહેલાંના સંબંધો તે પ્રકૃતિથી છૂટા થઈ ગયા. પ્રકૃતિના જવાબદાર ક્યાં સુધી હતા, 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ ન્હોતી બેઠી ત્યાં સુધી. પછી એના જવાબદાર નથી આપણે !

## પ્રતીતિ માત્ર આત્મા માટે !

અહીં જ્ઞાન આપ્યા પછી બીજે દહાડેથી આત્માની પ્રતીતિ બેસે છે આપણને. પ્રતીતિ બેસતી નથી બીજે દહાડે ?

**પ્રશ્નકર્તા :** હા, બેસી જાય છે.

**દાદાશ્રી :** પછી એથી વધારે શું જોઈએ ? આ દુનિયામાં કોઈ એવી ચીજ નથી કે જેનાથી બીજે દહાડે આત્માની પ્રતીતિ બેસે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ કોઈને પ્રતીતિ તો ખાલી પુસ્તકો વાંચવાથી પણ થાયને ?

**દાદાશ્રી :** ના, એ પ્રતીતિ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદાની આપ્તવાણી ને આપ્તસૂત્ર એવાં છે કે દાદાને ન મળ્યા હોય તોય એમાં પ્રતીતિ જેવું લાગે છે.

**દાદાશ્રી :** એ પ્રતીતિ તો બુદ્ધિની પ્રતીતિ, આ મૂળ પ્રતીતિ ના

કહેવાય. એ કામમાં લાગે જ નહીં. એ ક્યારે ફરી જાય એ કહેવાય નહીં. એ તો હમણે સર્ટિફિકેટ આપે અને પછી બે કલાક પછી બીજું સર્ટિફિકેટ આપે. પ્રતીતિ એટલે ફરી જાય નહીં, એનું નામ પ્રતીતિ કહેવાય. આ તમને બેઠી પ્રતીતિ. પ્રતીતિ એનું નામ કહેવાય કે હવે એ જગ્યા છોડે નહીં. પછી પાછું બહુ માર પડે તો આમ થઈ જાય, આમ થઈ જાય પણ જગ્યા ના છોડે.

તમને એ જ પ્રતીતિ આપેલી છે. ગમે એટલું સંસારનું દબાણ આવે, ભયંકર દબાણ આવે, તે સામે ફાંસી આવીને ઊભી રહે તોય પણ પ્રતીતિ ના જાય. સનાતન વસ્તુ છે પ્રતીતિ. એ કંઈ એવી વસ્તુ નથી શ્રદ્ધા-ખાતરી જેવી, એ શ્રદ્ધા તો ઊઠી યે જાય કાલે સવારે. પ્રતીતિ ના જાય. ખાતરી તો ખસી જાય, પણ પ્રતીતિ ના ખસે !

પ્રતિ + ઈતિ, ઈતિ શબ્દ આત્માને લાગુ થાય છે. જેમ નેતિ કહે છે ને, ન-ઈતિ, ન-ઈતિ એવું ઈતિ આત્માને લાગુ થાય છે, પ્રતીતિ. એક આત્મા સિવાય વર્લ્ડમાં બીજી કોઈ જગ્યાએ પ્રતીતિ શબ્દ બોલાય નહીં. અને પ્રતીતિ એ ક્યારેય પણ ઊઠે નહીં. મારી નાખે તોય જાય નહીં. એ મોંઢે બોલે ખરાં કે તમારા ઉપર બિલકુલ શ્રદ્ધા નથી, આમ છે તેમ છે. ગાંડું-ઘેલું બોલે તોય પણ પ્રતીતિ બેઠેલી જાય નહીં. ક્ષાયક પ્રતીતિ છે. કંઈ જેવી તેવી વસ્તુ છે તે ! કૃષ્ણ ભગવાને પ્રાપ્ત કરી હતી એવી ક્ષાયક પ્રતીતિ છે. આ ચોંટી તે ચોંટી. તો પછી થોડા કલાકમાં કેમ મારી જોડે સંગ તૂટતો નથી એનો ?! પરિચય તો લાંબો થયો નથી, એ પ્રતીતિનો પ્રતાપ. મારી જોડે વાંકોચૂકો થઈ જાય, એ એનો કર્મનો ઉદય એવો હોય ત્યારે બિચારાનો. એ હું સમજું પણ એની પ્રતીતિ નહીં જાય.

**પ્રશ્નકર્તા :** એટલે એકદમ દ્રઢ ખાતરી થઈ જાય એ પ્રતીતિ ?

**દાદાશ્રી :** ખાતરી એટલે પ્રોમિસ. આ પ્રોમિસ ભંગ થતાં કેટલી વાર લાગે ? આ તો પ્રતીતિ ! અને તે કઈ પ્રતીતિમાં તમને બેસાડ્યા છે ? આ પ્રતીતિમાંય નહીં, તમને ગાઢ પ્રતીતિમાં બેસાડ્યા છે. તીર્થંકરો અવગાઢ પ્રતીતિમાં હતા.

અમને અવગાઢ પ્રતીતિ હોય. ભલે તીર્થંકર નથી પણ અમને અવગાઢ પ્રતીતિ હોય. તમને ગાઢમાં બેસાડેલા છે. અને ક્રમિક માર્ગમાં પ્રતીતિ શબ્દથી હોય, આ અક્રમ માર્ગમાં અનુભવથી હોય. પછી લક્ષણ ઊભાં થાય, ક્ષમાનાં લક્ષણ દેખાય, નમ્રતાનાં લક્ષણ દેખાય, સરળતાનાં લક્ષણ દેખાય, સંતોષનાં લક્ષણ દેખાય. બધાં લક્ષણો દેખાય. આ પ્રતીતિ બેઠાંનું લક્ષણ શું ? ત્યારે કહે, આ બધાં લક્ષણો દેખાય. હમણાં કોઈ તમને ભારે ગાળો બોલી જાય ને તે તમે ઊકળો અને પછી છેવટે એને ક્ષમા આપી દો. પહેલાં હતાં એ ચંદુલાલ તમે ન્હોયને અત્યારે ?

**પ્રશ્નકર્તા :** એ ઘણો ફરક છે.

**દાદાશ્રી :** એટલે પ્રતીતિ બેઠી છે તેને લીધે. પાછી નમ્રતા, એય તમને દેખાતી હશે કે પહેલાં નમ્ર ન્હોતો, અક્કડ હતો અને અક્કડમાંથી ક્યાંથી અકડાઈ ઓછી થઈ ગઈ ! સરળતા તો હતી જ જાણે કે પણ વાળનાર જોઈએ સારો માણસ. પછી સંતોષ ન્હોતો, તેય સંતોષ ઉત્પન્ન થયો. કંઈક તો ઉત્પન્ન થયોને ! વ્યવસ્થિતને તાબે છે ને એમ કહીએ એટલે એનું નામ સંતોષ ને હું કર્તા ત્યાં અસંતોષ.

## અજાયબ પ્રાપ્તિ એક કલાકમાં !

તેથી મેં આ વકીલને કહ્યું, કલાકમાં તમે શું પામી ગયા ? શું રહસ્ય છે આની પાછળ ? ત્યારે એ વકીલ કહે, બે જુદું પડી ગયું. મેં કહ્યું, આત્મા ને દેહ બે જુદા પડી ગયા એ તમે જોયા. અને આ લોકો તો પ્રતીતિ ખોળે છે હજુ, સહેજ પ્રતીતિ મળેને તોય બહુ થઈ ગયું. 'હું જુદો છું' એવી પ્રતીતિ થાય તો ઘણી ઉપકારી. અને તમારે તો જુદાં થઈ ગયા, એ અનુભવ થયો !

**પ્રશ્નકર્તા :** પોતાનો સહેજ પણ રિસ્પોન્સ ના હોય આ જ્ઞાન પ્રત્યે, તો પણ અંદરથી પ્રતીતિ જતી નથી. એ બહુ મોટી અજાયબી છે.

**દાદાશ્રી :** ના જાય. આ તો મોટામાં મોટી અજાયબી છે. આ તો વર્લ્ડમાં ના મળે એવી અજાયબી અને બે જ કલાકમાં આત્મા પ્રાપ્ત થાય છે. નહીં તો વળી આ નોકરી કરતાં માણસો આત્મા પામતા હશે ?!

## જ્ઞાની નિરંતર અનુભવ પદમાં !

આ જ્ઞાન આપીએ છીએ, તે ત્રણ પગથિયેથી ચોથે પગથિયે કોઈ ઊતરે નહીં. ગમે એવી મારામારી થઈ હોય આ કો'કની જોડે, મારામારી કરતાં હોય તો અમે જાણીએ કે ભાઈ, આપણું જ્ઞાન જતું રહેવાનું નથી. કો'ક કહેશે, આ તમારા ફલાણા ભાઈ વઢે છે. વઢી રહેશે એટલે પાછો જાગૃત થઈ જશે. એ વઢે છે, તે વઢનારાનેય પાછું લક્ષમાં હોય કે આ ખોટું થાય છે, એવું આપણું જ્ઞાન છે. પોતાને એમ લગાડે કે આ પાછી ગુનેગારી ક્યાંથી આવી ? એટલે જ મારે વઢવું ના પડેને, નહીં તો બધાંને વઢી વઢીને મારું તેલ નીકળી જાય. મારું આપેલું જ્ઞાન એવું છે એ વઢમવઢા કરતો હશે તો ય આપણે જાણીએ કે પ્રતીતિ જતી રહેવાની નથી. પ્રતીતિનો નિરંતર તાર છે બધે ઠેઠ સુધી, આખી લાઈફનો. એટલે પછી ક્યાં જવાનો છે એ? પ્રતીતિથી નીચે જાવ તો મિથ્યાત્વ ફરી ઊભું થઈ જાય, પણ પ્રતીતિથી નીચે જાય નહીં એવું છે આ.

આ તો પૂરું સમજી લેવાનું છે, એક અવતાર ! આ જ્ઞાનીની સભા ભરાય છે, ત્યારે આ વિગત સમજી લેવાની છે. નામું શીખવું હોય તો છ મહિને, બાર મહિને, બે વર્ષે, પાંચ વર્ષે પણ આવડી જાય, ગમે તેટલું અઘરું હોય તો ય. એવું આ આમાં સહેલું કરી નાખ્યું છે, તદ્દન સહેલું. તમારે કશું કરવાનું નહીં એવું કરી નાખ્યું છે પણ હવે શું થાય તે ? એ ય લાભ લેતાં ના આવડે, તેને શું કરે ? છતાં પણ નુકસાન જવાનું નથી.

## મહાત્માઓનું સ્ટેજ ક્ષાયક સમકિત !

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી આ લોકોને કઈ શ્રેણીમાં ગણવા ? અનુભવ, લક્ષ અને પ્રતીતિ એ ત્રણેયમાં ગણવા કે ?

**દાદાશ્રી :** આ ત્રણથી નીચે ઊતરે નહીં, એ આપણું અક્રમ વિજ્ઞાન. અને શ્રીમદ્ રાજચંદ્રે આને શું કહ્યું ? પરમાર્થ સમકિત કહ્યું. એટલે ક્ષાયક સમકિત કહ્યું.

કૃપાળુદેવ આત્મસિદ્ધિમાં બોલ્યા કે, 'વર્તે નિજ સ્વભાવનું,

અનુભવ, લક્ષ અને પ્રતીત'. તે તમને પોતાના આત્મસ્વભાવની પ્રતીતિ રહે છે અને લક્ષમાં 'હું શુદ્ધાત્મા છું' તેય રહે છે અને અનુભવ ચેતવે છે તેય રહે છે. આ ત્રણેય શબ્દનું વર્તે છે. 'વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત.' વૃત્તિ પહેલાં જે બહાર રખડવા માગતી હતી બધી, જે અનાદિકાળથી વૃત્તિઓ બહાર વહેતી'તી, આમ કરું કે તેમ કરું. તમારી ઉંમરનાં થયેલાં હોય ને, તેની વૃત્તિઓ ક્યાં જાય ? ઠેઠ ફોર્ટમાં જઈને આ કરીએ કે તે કરીએ, કંઈ રૂપિયા હાથમાં આવ્યા છે, તે કશુંક કરીએ, ફલાણો ધંધો કરું, ફલાણું કરું, એ બધું બંધ થઈને પોતાના સ્વભાવમાં પાછી ફરવા માંડી વૃત્તિઓ. તે હવે વૃત્તિઓ બહાર ના જાય. પાછી વળે બધી. ઊલટી જે બહાર ગયેલી હોયને, તે પાછી વળે. તમારે પાછી વળે છે કે નથી વળતી ? પાછી ના વળે તો તમને કૈડ ઊભી થઈ જાય. અને ચિંતા ઊભી થઈ તો જાણવું કે પાછી નથી વળતી.

આ તો ચિત્તવૃત્તિઓ પાછી ફરે. ભટકવા બહાર જતી હતી, એ હવે ભટકવાની નહીં. એ ચિત્તવૃત્તિઓ બધી પાછી ફરવા માંડી. જેમ સાંજ પડે ને ગાયો-ભેંસો બધી પાછી આવે એવી રીતે આ પાછી આવવા માંડી. પેલું સવારમાં જાય અને સાંજે પાછી આવે એવી રીતે અજ્ઞાનતાથી ચિત્તવૃત્તિ ભટકે અને જ્ઞાનથી પછી ભટકતી બંધ થઈ જાય. સંસારની વિસ્મૃતિ એના જેવો કોઈ મોક્ષ નથી. નવરી પડી કે વૃત્તિઓ બહાર જાય ફરવા. બેનને ત્યાં જાય, ભાઈને ત્યાં જાય, આમ જાય, તેમ જાય, ચૂંથારા જ કર્યા કરે. અને હવે નવરી પડે તો ના જાય અને ગઈ હોય તો પાછી આવતી રહે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી વૃત્તિ જે આત્મામાં હોય એ બહાર નીકળે જ નહીં.

**દાદાશ્રી :** ના. બહાર નીકળે ને અંદર હોય, બહાર નીકળે ને અંદર હોય એવું થયા કરે.

**પ્રશ્નકર્તા :** પણ અંદર વહી જાય પાછી.

**દાદાશ્રી :** બહાર નીકળે નહીં એ તીર્થંકરને. પણ આપણે ત્યાં સુધી જઈ શકીએ કે જ્યાં અંદર-બહાર બન્ને જ રહે.

**પ્રશ્નકર્તા :** આ દાદાનું જ્ઞાન આપેલું છે, એને આધારે છે તો વૃત્તિઓ બહાર ગમે એટલી જાય તો પાછી ખેંચાઈ આવે છેને ?

**દાદાશ્રી :** એ તો આવે ને પાછું બહાર જાય, તે પાછી આવી જાય પણ આ અહીંનું અહીં આટલામાં રહે, આ આપણી બાઉન્ડ્રીમાં ને બાઉન્ડ્રીમાં જ રહે. બહાર વેપારમાં જો ગયેલી હોય તો પાછી આવતી રહે.

આ જાગૃતિ રહે ને બીજું કશું નહીં. જાગૃતિ ને આ આટલું દાદાનું મોઢું યાદ આવે, તે ઘડીએ પાછા આત્મામાં પેસી ગયા કહેવાય. યાદ આવ્યું કે મહીં પેઠું પાછું એના ઘરમાં !

એ વૃત્તિઓ બહાર શું કરવા જાય છે ? તે બહાર ભટકતી હતી, તે સુખના હારુ ભટકતી હતી. તે જ્યાં ત્યાં ભટક ભટક કરી સુખ ખોળે છે. વૃત્તિઓ બધી સુખને ખોળ્યા કરે. તે ક્યાંય કંઈ સુખ મળ્યું નહીં પણ અહીં તો ચોખ્ખું-રોકડું મળે છે, પછી શા હારુ બહાર ભટકે ?

દરેક વસ્તુનો નિયમ એવો કે પહેલું આપણને પ્રતીતિ બેસી જાય કે આ કરેક્ટ છે. વર્તનમાં ના હોય. પ્રતીતિ બેઠાં પછી ઘણે કાળે વર્તનમાં આવે. આ ભણે છે, તે ભણવામાંય આપણને પહેલી પ્રતીતિ બેસે પછી ધીમે ધીમે અનુભવ થતા જાય અને પછી વર્તનમાં આવતું જાય. મોક્ષ એટલે સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર. સંસાર આખો મિથ્યા જ્ઞાન-દર્શન-ચારિત્ર.

## જ્ઞાન પછી, લક્ષ અને પ્રતીતિ રહે આમ...

અમે જ્ઞાન આપીએ છીએને, ત્યારે કેટલાંક કર્મો ભસ્મીભૂત થઈ જાય છે. જે કર્મો સ્વરૂપને અંતરાયભૂત હોય છે, લક્ષને અંતરાયભૂત હોય છે, એ બધાં ભસ્મીભૂત થઈ જાય છે. લક્ષનાં અંતરાય તૂટી જાય છે અને શુદ્ધાત્માનું એને લક્ષ બેસી જાય છે. આ લક્ષ એ એક પ્રકારનો અનુભવ છે.

હવે પ્રતિતી તો રહે, પણ જેટલી પછી જાગૃતિ હોય એટલું લક્ષ રહે. પણ પાછું લક્ષ કેટલું રહે ? જાગૃતિ પ્રમાણે હોય. એ ઉપાદાનનાં આધારે. એ લક્ષ એટલે શું ? ત્યારે કહે, 'તમે ચેક લખો, તે ઘડીએ લક્ષ ના રહે.

ગમે તે લખવાનું કામ કરો, તે ઘડીએ લક્ષ રહે નહીં.' તો ભગવાન એને ગુનેગાર કહેતા નથી. પણ એ કામ કરી રહ્યા, જ્યારે નો વર્ક (કામ ન હોય) તે ઘડીએ લક્ષ રહે. ઈઝ ઈટ પોસીબલ (એ શક્ય છે) ?

**પ્રશ્નકર્તા :** હા, રહે છે. અહીં ઉપાદાન એટલે યોગ્યતાને ?

**દાદાશ્રી :** હા. ઉપાદાન એટલે જેટલી જેટલી આ મિથ્યાત્વ દશામાં ધારણા કર કર કરી અને જે કર્યું હોય, તે મહેનત નકામી તો જાય નહીં. નુકસાને ય કરે અને બીજો ફાયદોય થાયને ! ઉપાદાન તો ઊભું થાયને ! એટલે એ છે તે યોગ્યતા. કોઈની યોગ્યતા વધારે હોય ત્યારે લક્ષ વધારે રહે. યોગ્યતા ઓછી હોય તોય પ્રતીતિ તો જાય નહીં.

લક્ષ તો, દરેક કામ કરતાં રહે, એ કામ બંધ થયું કે લક્ષ આવી જ જાય. નવરો પડ્યો કે લક્ષમાં આ હોય. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ રહે. તે લક્ષ તો ક્રમિક માર્ગમાં છે. આપણે ત્યાં તો 'હું શુદ્ધાત્મા છું' એ એને ખ્યાલમાં રહે.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રહે.

**દાદાશ્રી :** એ ક્રમિક માર્ગમાં લક્ષમાં રહે ને આપણે ત્યાં ખ્યાલમાં રહે.

**પ્રશ્નકર્તા :** ખ્યાલ અને લક્ષમાં ફેર શું એ સમજાવો.

**દાદાશ્રી :** લક્ષ અમુક જગ્યાએ ખીલે બાંધેલું હોય અને ખ્યાલ એનીવ્હેર(ગમે ત્યાં) હોય. કારણ કે ક્રમિક માર્ગમાં ક્ષયોપશમ આત્મા પ્રાપ્ત કરવાથી ઘડીમાં લક્ષ ઊડી જાય. લક્ષમાં એટલે એક જ જગ્યાએ હોય અને ક્ષાયક આત્મા પ્રાપ્ત કર્યો છે એટલે ખ્યાલમાં રહે, લક્ષ નહીં પણ ખ્યાલ. હવે શુદ્ધાત્મા એ તમારા ખ્યાલમાં રહે છે ખરો ? 'હું શુદ્ધાત્મા છું' એવું ?

**પ્રશ્નકર્તા :** ટૂકડે ટૂકડે ખ્યાલમાં રહે છે.

**દાદાશ્રી :** હા. ટૂકડે ટૂકડે, કામ પૂરું થઈ જાય એટલે ખ્યાલમાં આવી જાયને ! કોર્ટમાં કામ કરતા હોય તે ઘડીએ તમારા ખ્યાલમાં રહેને ?

**પ્રશ્નકર્તા :** હું જ્યારે બોલતો હોઉં ત્યારે લક્ષ નથી રહેતું પણ સાંભળતો હોઉં ત્યારે લક્ષ રહે છે.

**દાદાશ્રી :** કેટલાકને તો બોલતો હોય તોય ખ્યાલ રહ્યા કરે. હરેક કામ કરતાં ખ્યાલ રહે. 'હું શુદ્ધાત્મા છું' એ ખ્યાલ રહેવો એટલે જ આપણા ધ્યાનમાં રહે કે 'હું શુદ્ધાત્મા છું' અને એ જ શુક્લધ્યાન છે. 'હું શુદ્ધાત્મા છું' એવું ધ્યાન કોઈને હોય નહીં.

ધ્યાન રહ્યું એમાં થોડો અનુભવ ચાખ્યા જ કરે પાછો. અનુભવનો સ્વાદ આવ્યા જ કરે. જેમ જેમ ખ્યાલમાં વધારે રહે તેમ અનુભવ વધારે ઉત્પન્ન થાય અને ખ્યાલમાં રહ્યા કરે. નિરંતર આત્માનો અનુભવ તો છે જ. જેટલો વખત પ્રતીતિ એટલો વખત અનુભવ. અનુભવ વગર તો આ પ્રતીતિ બેસે જ નહીંને !

## જ્ઞાનીઓને ન હોય રટણ !

લક્ષ નથી હોતું, તે ઘડીએ પ્રતીતિ હોય છે જ નિરંતર. અને પ્રતીતિ છે માટે લક્ષ ફરી આવે છે, નહીં તો લક્ષ આવે જ નહીં. એક ફેરો ખોવાયું એટલે યાદ કરવું પડે. આ તો એની મેળે જ આવીને ઊભું રહે છે. રાતે કોઈ વખત જાગો છો, ત્યારે 'હું શુદ્ધાત્મા છું' એ યાદ આવી જાય છે ને ? હા. એટલે એ પૂરેપૂરું થઈ ગયેલું જ છે. હવે તમારે સમજવાની જરૂર છે, આ સાયન્સ છે. એટલે બિલકુલ શબ્દેશબ્દ સમજવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** 'હું આત્મા છું' એ રટણ જ વધારે રહ્યા કરે તો સારું ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. રટણ તો બધું આ સંસાર દશામાં, સાધક દશામાં કરવાની જરૂર. અહીં તો એ પરમાત્મા થયો. અમે આ જ્ઞાન આપ્યા પછી પોતે પરમાત્મા થયો, પણ પ્રતીતિએ કરીને ! પ્રતીતિ બેસી ગઈ હવે. ખાત્રી થઈ ગઈ કે હું ચંદુભાઈ નહીં પણ હું શુદ્ધાત્મા જ છું. એ પ્રતીતિ બેસી ગઈ ને લક્ષ બેસી ગયું. લક્ષ એટલે નિરંતર ધ્યાનમાં જ રહે કે હું શુદ્ધાત્મા છું. એટલે જાગૃતિ બધી ઉત્પન્ન થઈ છે હવે. હવે શું જરૂર છે ? એટલે બોલવાનું એ રટણ-બટણ તો અહીં કરવા જેવું ના હોય. આ તો એક આશ્ચર્ય છે કે આ રટણ કરવાનું અહીં ના હોય, જ્ઞાનીઓમાં રટણ ના હોયને ! રટણ એ તો શબ્દ સ્વરૂપ થયું.

## રટણ કર્યે સહજતા બંધ !

સમકિતી જીવને શું થાય ? 'હું શુદ્ધાત્મા છું' એ ભાન આવે અને પેલા બીજા લોકોને કશું ઠેકાણું ના હોય. તે એને થોડું ઘણું કોઈવાર ખ્યાલ આવે કે આ 'હું આત્મા છું', પણ સમકિતીને તો એની મેળે આવે. અને સ્મરણ તો કરવું પડે અને એની મેળે આવે એમાં બહુ ફેર. સ્મરણ કરીએ તો વિસ્મરણ થાય. વિસ્મરણ થયેલું હોય, તેનું સ્મરણ કરવાનું. એટલે આ બધા ચઢવાના રસ્તા છે. એટલે રટણ તમારે બોલવાનું નહીં. રટણ કરોને, તો પેલું મૂળ સહજ બંધ થઈ જશે. સહજ મહીં આવતું, સહેજાસહેજ આવે, 'હું શુદ્ધાત્મા છું' લક્ષ જ રહ્યા કરે.

**પ્રશ્નકર્તા :** હા, 'હું શુદ્ધાત્મા છું' એનું લક્ષ હંમેશાં રહ્યા જ કરે છે, ચોવીસ કલાક.

**દાદાશ્રી :** એ લક્ષમાં રહ્યા જ કરે આપણા, લક્ષમાં રહે.

**પ્રશ્નકર્તા :** તો 'હું શુદ્ધાત્મા છું' એવું બોલવાનું નહીં ?

**દાદાશ્રી :** બોલવું હોય તો બોલો. ના બોલવું હોય તો કંઈ જરૂર નથી એની. એ નિરંતર ચોવીસ કલાક લક્ષમાં જ રહે. રોજ રાતે 'હું શુદ્ધાત્મા છું' બોલતા બોલતા સૂઈ જવું. અને આ પાંચ આજ્ઞા પાળવી, બહુ થઈ ગયું. અહીંથી જ મુક્તિ થઈ ગઈ. સર્વ દુઃખોનો અભાવ થઈ ગયો, સંસારી દુઃખ અડે નહીં હવે.

## સહજ ભાવે રહે તે સાચું !

**પ્રશ્નકર્તા :** સહજ ભાવે આત્માની દશા માટે ધ્યાનમાં બેસવું કે ના બેસવું ?

**દાદાશ્રી :** સહજ ભાવ જ એને કહેવામાં આવે છે. કશા પ્રયત્ન સિવાય ઊંઘમાંથી જાગો ત્યારે તમને 'હું શુદ્ધાત્મા છું' આવે છે એની મેળે ?

**પ્રશ્નકર્તા :** આવે.

**દાદાશ્રી :** એનું નામ સહજ કહેવાય અને બીજું બધું અસહજ કહેવાય. આ સહજ કહેવાય, 'હું શુદ્ધાત્મા છું' એની મેળે જ આવે અને ત્યાં 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ'નું સ્મરણ આપે છે, તે યાદ આવે ને નાયે આવે. એ પ્રયત્ન કરવો પડે. ને આ તો એની મેળે આવે એ સહજ કહેવાય. એટલે સહજ તમને થઈ ગયેલું છે. સહજાત્મસ્વરૂપ તમારું થઈ ગયું છે. તમારો આત્મા સહજ થઈ ગયો છે, હવે દેહને સહજ કરવાનો છે. તે આજ્ઞાથી થઈ શકે સહજ. બન્ને સહજ થઈ ગયા, એનું નામ મોક્ષ.

## વર્તે શુક્લધ્યાન રે !

'હું શુદ્ધાત્મા છું' એનું નિરંતર લક્ષ રહે છે ?

**પ્રશ્નકર્તા :** નિરંતર રહે છે, દાદા.

**દાદાશ્રી :** એ આત્મધ્યાન કહેવાય છે, એ શુક્લધ્યાન કહેવાય છે. બોલો, શુક્લધ્યાન પ્રત્યક્ષ મોક્ષનું કારણ. નહીં તો એક ઘડીવાર આત્મા યાદ ના રહે. એક અજાણ્યો માણસ હતો ને, તે શુદ્ધાત્મા જાણી લાવ્યો. તે પછી બીજે દા'ડે છે, તે મનમાં યાદ કરવા માંડ્યો. પેલો શબ્દ શું હશે, પેલો શબ્દ શું હશે ? પા કલાક સુધી યાદ ના આવ્યું. એ યાદગીરી નથી આ. આ તો સાક્ષાત્કાર છે અને અભેદતા છે.

## અલખનું લક્ષ !

એટલે આ જગતનું લક્ષ બેસે પણ પોતાના સ્વરૂપનું લક્ષ ક્યારેય ના બેસે. એવા એ અલખ નિરંજન છે. એ જ્ઞાની પુરુષ લક્ષ બેસાડે. ત્યારે પછી છૂટકારો થાય. નહીં તો છૂટકારો થાય નહીં અને સંસારનું લક્ષ તો સહેજ વાત વાતમાં બેસી જાય. આપણે એમ કહીએ કે આ તમારા ભાગીદાર, તે બીજે દા'ડે લક્ષ બેસી જાય કે આ મારા ભાગીદાર આવ્યા. કંઈ ચૂકે-કરે નહીં. દા'ડે પગ ભાંગી ગયો હોય અને રાતે ઊઠતી વખતે તરત લાકડી યાદ આવે. અલ્યા મૂઆ, આ એક દા'ડામાં તને કેવી રીતે યાદ આવ્યું કે આ પગ ભાંગી ગયો છે ? ત્યારે કહે, 'ના, એ લક્ષ બેસી ગયું.' રાતે કહેશે, 'મારી લાકડી લાવ.' 'અલ્યા, શાની લાકડી કહો છો ?'

ત્યારે કહે, 'મારો પગ તૂટેલો છે ને !' તે મૂઆ, એક દા'ડામાં ભૂલી નથી જતો ? ના ભૂલે, એનું નામ લક્ષ બેઠું કહેવાય.

માટે કામ નીકળી ગયું હવે. 'દાદા, દાદા' કર્યા કરો. 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' કર્યા કરો. દાદા એ જ શુદ્ધાત્મા છે. અમે હઉ દાદા ભગવાનને નમસ્કાર કર્યા કરીએ. એ દાદા ભગવાન ચૌદ લોકના નાથ છે, પ્રગટ થયેલા છે !

અનુભવ, લક્ષ ને પ્રતીતિ ત્રણેય નિરંતર રહે છે ? એક સેકન્ડ ચૂક્યા વગર, નિરંતર લક્ષ જ રહે છે શુદ્ધાત્માનું, પછી ત્યાં શું રહ્યું બાકી ? નિરંતર લક્ષ જ રહ્યા કરે, પછી કર્મ શી રીતે બંધાય ?

'હું શુદ્ધાત્મા છું' એવું લક્ષ રહે. એ 'હું ચંદુલાલ છું' એવું લક્ષ ના રહે. છતાં ભૂલી ય ના જાય. કોઈ કહેશે, તમે ચંદુલાલ છો ? તો એ ભૂલી ગયા છો ? ત્યારે કહે, ના, હું ભૂલ્યો નથી. જેમ નાટકમાં ભર્તૃહરિ હોય, તે ભર્તૃહરિનું નાટક ભજવે એવી રીતે આ ચંદુલાલનું નાટક ભજવે. અને ભર્તૃહરિ અંદરખાને જાણતો હોય, કે હું લક્ષ્મીચંદ છું. આ અંદર જાણતા હોય કે 'હું શુદ્ધાત્મા છું'.

## ન ભૂલે 'હું વડોપ્રધાન' !

કોઈ માણસ છે તે જેલમાંથી છૂટીને વડાપ્રધાન થયો, તે થયા પછી ભૂલે નહીં ને રાત-દહાડો કે હું વડોપ્રધાન છું, ના ભૂલેને ? તે ભૂલે નહીં એટલે એનું કામેય ચૂકે નહીં. કોઈ પ્રશ્ન પૂછે ને તો હું વડોપ્રધાન છું એવું સમજીને જ જવાબ આપે. એટલે આપણે શુદ્ધાત્મા થયાને તો આપણે શુદ્ધાત્મા સમજીને જ જવાબ આપવાનો. જે થયા તે રૂપનું છે આ. સમજી જાવ. કર્મના ઉદય બહાર જોર કરે તે જુદી વસ્તુ છે. તે તો વડાપ્રધાનનેય જોર કરે. કર્મના ઉદયે કોઈ ઢેખાળો મારે, કોઈ ગાળો ભાંડે. એ તો બધું કર્મના ઉદય તો એમનેય છે ને પણ એ એમની ફરજ બજાવે વડાપ્રધાન તરીકેની. એવી આપણે શુદ્ધાત્માની ફરજ બજાવવી પડે. એથી કરીને પોતે 'ચંદુભાઈ છું' એ બધું ભૂલી ના જાય. એમ કંઈ ભૂલે પાલવે ? બધું લક્ષમાં જ હોયને !

ક્રમિક માર્ગમાં કેટલો પ્રયત્ન કરે ત્યારે આત્માનું લક્ષ ખ્યાલમાં આવે. એ લક્ષ તો બેસે જ નહીં. એ પોતે લક્ષમાં રાખ્યા કરે. જેમ આપણે ધંધો હોયને, ધંધાની બાબત લક્ષમાં રાખવાની હોયને ? એવું આત્માને લક્ષમાં રાખ્યા કરે, આવો છે આત્મા. તે એને પ્રતીતિ બેસે ત્યારે આવું લક્ષમાં રહી શકાય, એને ગુણ પર પ્રતીતિ બેસે. બાકી આ આપણો તો આત્માનુભવ કહેવાય. કારણ કે સહજતા એનું નામ અનુભવ કહેવાય, જે એની મેળે પ્રાપ્ત થાય. અને પ્રયત્ન કરવો પડે, એનું નામ અનુભવ નહીં. ક્રમિકમાં એમને પ્રતીતિ એ બધું કરવું પડે. પ્રતીતિમાં પ્રયત્ન કરવો પડે.

તમારો આત્મા અનુભવેય તમારી દ્રષ્ટિએ સાચો છે, ખોટો નથી. પણ અંશ અનુભવ છે. અને અક્રમથી તમને સહજ પ્રાપ્ત થયેલો છેને, તે તમને એમાં લાભ થાય, પણ હજુ પ્રગતિ માંડશે ને તેમ અનુભવ વધતો જશે. જેમ જેમ જાગૃતિ ઉત્પન્ન થાય ત્યાર પછી આખી વાત સમજવી પડે. પરિચયમાં રહી અને જ્ઞાન સમજી લેવાનું છે બધું.

## સંપૂર્ણ અનુભવ શાથી નહીં ?

આજ પ્રતીતિ રૂપે કેમ રહ્યું ? આ સંપૂર્ણ અનુભવ કેમ નહીં ? સંપૂર્ણ પ્રતીતિ, સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ અનુભવ ત્રણેય રહેવું જોઈએ. ત્યારે કહે, 'ના. એ સંપૂર્ણ અનુભવ રહેતો નથી, સંપૂર્ણ જ્ઞાનેય રહેતું નથી, પ્રતીતિ સંપૂર્ણ રહે છે. કારણ કે આ તમારે ફાઈલનો નિકાલ કરવાનો છે ! છો શુદ્ધાત્મા પણ આ દશા તમારી અંતરાત્મા થઈ.' ત્યારે કહે, 'કેમ એમ ?' ત્યારે કહે, 'ફાઈલોનો નિકાલ બાકી છે.' ફાઈલોના નિકાલ પૂરા થઈ રહેશે એટલે તમારે ફુલ ગવર્મેન્ટ. ફાઈલોને લીધે આ બધું અટક્યું છે.

'વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ' એટલે જે ક્ષાયક સમકિત તમને થયું, તે પણ વર્ધમાન થયા કરે. પ્રતીતિ પૂરી થઈ ગઈ એટલે અનુભવમાં આવે. તે અનુભવ વધતો જાય તેમ મિથ્યાભાસ લાગે એટલે જે વકીલનો ધંધો તમે પૂજા કરીને કરતા હતા, તે ધંધો ઊલટો મિથ્યા લાગે. તમે છોકરાના બાપ થયા, છોડીઓના બાપ થયા, એ બધું મિથ્યા લાગે છેને ! આભાસિત માત્ર. મિથ્યા એકલું નહીં, મિથ્યા આભાસ !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, વસ્તુ મિથ્યા દેખાય એટલે પછી એ સહેજે છૂટવા માંડે ?

**દાદાશ્રી :** છૂટી જ ગયું. મિથ્યા દેખાયું એ છૂટી ગયું.

## યથાર્થ અનુભવની ખાત્રી !

**પ્રશ્નકર્તા :** જાણ્યું યથાર્થ ક્યારે કહી શકાય ?

**દાદાશ્રી :** અનુભવમાં આવે ત્યાર પછી જ યથાર્થ જાણ્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ અનુભવ યથાર્થ જ છે એની ખાતરી શું, દાદા ?

**દાદાશ્રી :** આપણે અહીં જ્ઞાન આપે છેને, ત્યારે અનુભવ ટચ થાય છે એટલે પ્રતીતિ બેસે છે. પણ સંપૂર્ણ અનુભવ ના કહેવાય. ત્યારે દુનિયાનો કાયદો એવો છે કે દરેક વસ્તુની પહેલાં પ્રતીતિ બેસે. કંઈ પણ તમે સમજણ પાડો કે, 'ભઈ, આવી જાતની કસરત કરવાથી તમને શરીર ને બધું સારું થઈ જશે.' એ સાંભળતાં જ, એ સારું સાંભળેને બરોબર પદ્ધતિસરનું તો એની પ્રતીતિ બેસી જાય. અને પ્રતીતિ બેસે એટલે પોતે એની ક્રિયા શરૂઆત કરે. અને શરૂઆત કરે ત્યાર પછી એને અનુભવ થાય, પછી એ જાણ્યું કહેવાય. પછી એ બીજાને જણાવી શકે. પ્રતીતિ બેઠેલી હોય ને જણાવે, એમાં ભલીવાર ના હોય. એટલે આ પ્રતીતિ બેઠા પછી તમને અનુભવમાં આવે ત્યાર પછી એ જે દર્શન હતું, તેનું બધું જ્ઞાન થતું જાય.

**પ્રશ્નકર્તા :** અનુભવની કક્ષા કેવી રીતે આપણે જાણી શકીએ ?

**દાદાશ્રી :** જેટલી બાબતમાં દુનિયા આપણને અસર ના કરે, તે એ અનુભવ કક્ષા પૂરી થઈ ગઈ. અને જેટલી બાબતમાં જ્યાં જ્યાં અસર કરે, તે હજુ કક્ષા બાકી રહી છે.

**પ્રશ્નકર્તા :** દાદા, અસર ન કરે એ ખરેખર આત્મા જાણ્યાના કારણે છે કે અન્ય કોઈ કારણે ઉદાસીનભાવ જાગવાથી એ વસ્તુ બનેલી છે.

**દાદાશ્રી :** કેટલુંક આત્મા જાણવાને લીધે થોડુંક એ ફીટ થાય છે.

પછી થોડોક અનુભવ થાય છે ને, ત્યાર પછી અમુક ભાગ બંધ થઈ જાય છે અને અનુભવ કાચો હોય તે ભાગ હજુ કાચો રહી જાય છે.

**પ્રશ્નકર્તા :** એનું કોઈ થર્મોમિટર ખરું કે આમ આગળ વધી રહ્યા છે કે નહીં, એ જાણવા માટેનું ?

**દાદાશ્રી :** એ થર્મોમિટર તો આત્મા જ છે. એ કહી આપે કે, 'હજુ બરોબર નથી. આટલે સુધી અનુભવ બરોબર છે.' આત્મા થર્મોમિટરની માફક કામ કર્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ પ્લસ આજ્ઞા એટલે અનુભવની દશા આવેને ?

**દાદાશ્રી :** અમે જે બાબતની આજ્ઞા આપીએ, તેટલા પૂરતી અનુભવમાં આવે. બધી બાબતમાં આજ્ઞા અનુભવમાં ના આવેને !

**પ્રશ્નકર્તા :** બધી બાબતમાં આજ્ઞા અનુભવમાં ના આવે, એ કઈ દ્રષ્ટિએ ?

**દાદાશ્રી :** એ તો જે આજ્ઞા કરી હોયને, તે અમુક એક કોર્નરની હોય. એ કોર્નર ફીટ થાય. બીજી જગ્યાએ ફીટ ના થાય ને !

માર મારે, લૂંટી લે, તોય રાગ-દ્વેષ ના થાય એ એનું થર્મોમિટર. થર્મોમિટર જોઈએને ! રડે તેનો વાંધો નથી. રાગ-દ્વેષ ન થવાં જોઈએ. જો કોઈને મારીએ અને એ રડે એ તો દેહ સુંવાળો હોય તો રડે અને દેહ કઠણ હોય તો એ હસે, એ જોવાનું નથી. આપણે રાગ-દ્વેષ ગયા કે નહીં ?

**પ્રશ્નકર્તા :** તો દાદા, એનો અર્થ એવો થયોને કોઈ આપણને ગાળ દે અને આપણું મોઢું બગડી જાય, પણ અંદર એના પ્રત્યે રાગ-દ્વેષ ના થાય.

**દાદાશ્રી :** એ હજુ કચાશ છે. પછી તો મોઢું પણ નહીં બગડે. અત્યારે મોઢું બગડે એનો વાંધો નહીં. રડે તોય વાંધો નહીં. માર સહન ના થતો હોય ને રડતો હોય તોય વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** મોઢું બગડી જાય છે એ નબળાઈ છે ?

**દાદાશ્રી :** નબળાઈ જ ને ! ત્યારે બીજું શું ?

## શુદ્ધાત્મા રૂપ ક્યારે થવાય ?

એક માણસ મને પૂછતો'તો, ''દાદા, મને આખો દહાડો 'શુદ્ધાત્મા છું' એમ ભાન રહે છે પણ તે રૂપ મારાથી થવાતું નથી હજુ.''

અલ્યા, શાનો તે રૂપ થવા ફરે છે ! હજુ તો તને પ્રતીતિ બેઠી છે, કે 'હું શુદ્ધાત્મા છું'. પ્રતીતિ બેસે એટલે શું થાય, એ અંદર જે બીજ હતા તે બધાં બળી ગયા. એ ફરી નવા ઊગવાલાયક રહ્યાં નહીં. પણ હવે નિવેડો તો આવવો જોઈએને પાછલાં બીજનો. તે પાછલાં બીજમાંથી ફળ આપીને જાય પછી. તે જેટલાં ફળ આપીને જાય, તેટલું અનુભવજ્ઞાન પ્રગટ થાય. પ્રતીતિમાંથી પછી આગળ વધે. એટલે અનુભવજ્ઞાન ક્યારે પ્રગટ થાય ? ત્યારે કહે, કડવાં-મીઠાં ફળ આવે, એમાં સમતા રહે છે એવું એને અનુભવજ્ઞાન હોય. વીતરાગતા રહે છે, એ અનુભવજ્ઞાન થાય તેમ તેમ જ્ઞાન પ્રગટ થતું જાય. અનુભવજ્ઞાન પ્રગટ થયા પછી વર્તનમાં આવે, ત્યારે તું સંપૂર્ણ શુદ્ધાત્મા થઈ જઈશ. જ્યાં સુધી માલ ભરેલો છે એ નીકળી જાય ત્યારે વર્તનમાં આવે, એમ ને એમ કંઈ આવતું હશે ? આપણે હસવું હોય ને લોટ ફાકીએ બેઉ સાથે બને ? કાં તો હસી લે, કાં તો લોટ ફાકી લે.

## લક્ષણો આત્માનુભવ તણાં !

**પ્રશ્નકર્તા :** એકવાર જો આત્માનો અનુભવ સ્થિર થઈ જાય પછી કંઈ બાકી ના રહે.

**દાદાશ્રી :** હા. સ્થિર જ થઈ જાય. પછી આખો દા'ડોય સ્થિર જ રહે. એક કલાક જ નહીં, આખો દિવસ, નિરંતર સ્થિર રહે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માની અનુભૂતિ શી રીતે થાય ?

**દાદાશ્રી :** હમણાં એક ભાઈ એવું પૂછવા આવ્યા હતા તમારા જેવું, મને કહે છે, 'આત્માનો અનુભવ હજુ બરોબર જેવો જોઈએ એવો થતો નથી'. ત્યારે મેં કહ્યું, 'મહીં ચેતવનાર ચેતવે છે તને ?' ત્યારે કહે, 'એ તો આખો દહાડોય ચેતવે છે.' ત્યારે મેં કહ્યું, 'જ્ઞાન લીધા પહેલાં ચેતવતો હતો ?' ત્યારે કહે, 'ના, કોઈ ચેતવતો ન હતો.' ત્યારે મેં કહ્યું, 'એ જ

ચેતન ચેતવે છે.' તે આત્માનો અનુભવ આખો દહાડો જુઓ છો તો ખરા. મૂઆ, આખો દહાડો આત્માનો અનુભવ રહે છે. ચેતવનાર ચેતવે છે કે નથી ચેતવતો? એ ચેતન ચેતવે છે. પહેલાં ચેતન હોય નહીં ને ચેતવેય નહીં કોઈ બાપોય. ચેતવે છે ને ચેતન ? શું કહે છે તે ?

**પ્રશ્નકર્તા :** હા, ચેતવે છે.

**દાદાશ્રી :** હવે આ એ જ અનુભવ વળી. ચેતન ચેતવે છે, એ પહેલાં ચેતવતો હતો ? પહેલાં કોઈ ચેતવતું જ નહોતુંને ! આ જ અનુભવ !

**પ્રશ્નકર્તા :** એ અનુભૂતિમાં પ્રવૃત્તિ શું કરવી ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા પાળો એટલે બધી જોખમદારી મારી, તમને મોક્ષે લઈ જવાના એક અવતારમાં.

ચૈતન્ય વિજ્ઞાન છે તે મહીં ચેતવે. આખો દહાડો ચેતવ ચેતવ કરે આપણને ! આપણે જરા બફમમાં હોઈએ તોય એ ચેતવે. તમને કોઈ દહાડો બનેલું ? આપણે બફમમાં હોઈએ તો ચેતવે એવું ?

**પ્રશ્નકર્તા :** હા. તો પણ ચેતવે.

**દાદાશ્રી :** હં. તો એ કોણ ? ત્યારે કહે, એ આત્માનો અનુભવ. નિરંતર આખો દહાડો આત્માનો અનુભવ રહે એવું આ અક્રમ વિજ્ઞાન છે. નહીં તો જગતે આત્માનો અનુભવ જોયેલો તે કેવો ? પડછાયા સ્વરૂપ. પડછાયો જુએ તેથી વસ્તુ નથી જોઈ. પડછાયો જોયો, હવે વસ્તુ જોઈ નથી, આભાસ, બસ. હવે એ આભાસ માત્ર અને આ તો ફેક્ટ વસ્તુ.

## નિરંતર ચેતવનારો કોણ ?

આપેલો આત્મા સાચો એ જ છે કે બીજો હશે ?

**પ્રશ્નકર્તા :** એ કરેક્ટ વસ્તુ આપેલી છે.

**દાદાશ્રી :** એ તો જોડે જોડે હોય, તેમાં આ કે પેલો એ શું ખબર પડે ? બધા આત્મા જોડે જોડે હોય, એમાં કયો આત્મા ખરો ?

ખરો આત્મા ના હોય તો મહીંથી ચેતવણી બંધ થઈ જાય. જગતમાં તો આ લોકોય આત્મા કહે પણ એને કોઈ બાપેય ચેતવે નહીં. એટલે પછી મૂંઝાય કે આ શું છે ? તે ઘડીએ મહીં સામો રિસ્પોન્સ (પ્રતિભાવ) ના હોવો જોઈએ ? તમને મહીં એનો રિસ્પોન્સ લાગે છે ને ? એ રિસ્પોન્સ આપે છે ને ? રિસ્પોન્સ ના આપે તો પછી આપણે કોને ત્યાં ઘંટડી વગાડીએ ? ઘૂમાવ્યા જ કરોને ઘંટ ! ઘંટ સંભળાય ને અવાજ સંભળાય. પેલો હતો તેવો ને તેવો. મૂળ એ ફેરફાર થયો. અને રિસ્પોન્સ આપે તો જ એની જોડે કામ થાય. નહીં તો તમે મને રિસ્પોન્સ ના આપો તો હું તમારી જોડે કેટલો વખત 'ચંદુભાઈ, ચંદુભાઈ' કર્યા કરું ? તમારે ખભે હાથ નાખ નાખ કરું, એમાં સ્વાદ મળે મને ? અને તમે રિસ્પોન્સ આપો કે 'કેમ મને અડ્યા ?' તો હું જાણું કે હં, રિસ્પોન્સ આપે છે.

**પ્રશ્નકર્તા :** ચેતવનારો અને ચેતનારો બન્ને એક નથી ?

**દાદાશ્રી :** એક જ છે ને ! પણ એ અત્યારે આ ચેતનારો જ છે. ચેતવનારો જાગશે ને ત્યારે એક થશે. જાગે પછી છે તે પેલાને ચેતવે, 'એ નહીં, આમ આવ, આમ આવ'. ચેતવનાર ચેતનારને કહે છે, 'આમ નહીં, આમ પાછો આવ'. આ પોતાની વૃત્તિઓ રૂપી જે છે ચેતન, તેને પાછું બોલાવે છે.

**પ્રશ્નકર્તા :** ચેતે છે કોણ ?

**દાદાશ્રી :** એ પેલી વૃત્તિઓ છે તે. જે ભેગું થનાર છે તે.

**પ્રશ્નકર્તા :** તો એક કોણ થાય છે ? કોની સાથે ?

**દાદાશ્રી :** એ પોતે પોતાની સાથે જ એક થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ચેતનારો, ચેતવનાર સાથે એક થાય છે ?

**દાદાશ્રી :** હં. ચેતવનારની સાથે ચેતનારો એક થાય છે અને ચેતનારો ક્યારથી થયો કે જ્યારે પોતે એને રિસ્પોન્સ આપ્યો, ત્યારથી એ ચેતનારો થયો. ત્યાં સુધી ચેતનારો હતો જ નહીં. કોઈ કોઈની બાતેય સૂણતું ન હતું.

**પ્રશ્નકર્તા :** રિસ્પોન્સ એટલે શું ?

**દાદાશ્રી :** રિસ્પોન્સ એટલે આ એણે કહ્યું કે 'આમ', એટલે પેલો કહે, 'હા, બરોબર, રાઈટ.' તે સાઈડ ફર્યો એટલે એ રાઈટ બિલિફ થઈ. પહેલાં પેલી રોંગ બિલિફ થઈ હતી, હવે રાઈટ બિલિફ થઈ.

**પ્રશ્નકર્તા :** એટલે ચેતવનાર પાસે રાઈટ બિલિફ આપના થકી પ્રાપ્ત થાય છે ?

**દાદાશ્રી :** એવું છેને, મૂળ એને આ રોંગ બિલિફ છે, તો રાઈટ બિલિફ કઈ ? તે આપણે ખ્યાલ આપીએ એટલે એને રાઈટ બિલિફ બેસી જાય છે, દ્રષ્ટિ ફરી જાય છે. જેમ હું તમને આમ ફેરવી નાખું, એટલે તમારી દ્રષ્ટિ ફરી જાયને પછી તમે કહો કે 'પહેલાં આ તો ન હતું, આ તો દરિયો દેખાય છે બધો.' એ પછી રિસ્પોન્સ આવે છે.

**પ્રશ્નકર્તા :** હં..., એટલે ફેરવનાર નિમિત્ત જોઈએ.

**દાદાશ્રી :** એ તો નિમિત્ત જ છે, નિમિત્ત !

**પ્રશ્નકર્તા :** એ કોણ, જ્ઞાની પુરુષ હોવા ઘટે ?

**દાદાશ્રી :** હા, તે બીજું કોણ ? એ તો જે જાણતો હોય, તે જ નિમિત્ત બને. જાણતો હોય તે જ કહેને !

**પ્રશ્નકર્તા :** આમાં 'મૂળ આત્મા' ક્યાં રહ્યો તો પછી ?

**દાદાશ્રી :** છે ને, મૂળ આત્મા તો ત્યાં જ છે એ. મૂળ આત્મા તો આમાં કોઈ કાર્ય જ નથી ભજવતો. મૂળ આત્મામાંથી જુદી પડેલી જે શક્તિ, પ્રજ્ઞાશક્તિ આ બધું કામ કરે છે. એ કામ પૂરું થઈ જશે એટલે એ શક્તિ એની મહીં પાછી તન્મયાકાર થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ચેતવનાર કોણ આમાં રહ્યું ?

**દાદાશ્રી :** એ છે તે આ પ્રજ્ઞાશક્તિ, પણ આપણે આત્મા કહોને ! એને આત્મા જ કહેવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને ચેતનાર કોણ થયું તો પછી ?

**દાદાશ્રી :** મહીં આ જે જુદું પડ્યું હતું તે વૃત્તિઓ, બિલિફ ! બિલિફ જુદી પડી'તી.

**પ્રશ્નકર્તા :** એ ચેતનારનું અસ્તિત્વ પુદ્ગલ કહી શકાય ?

**દાદાશ્રી :** પુદ્ગલ નહીં.

**પ્રશ્નકર્તા :** તો આ વૃત્તિઓ પુદ્ગલ સ્વરૂપ નથી ?

**દાદાશ્રી :** એ બિલિફ છે, એ બિલિફથી પુદ્ગલ ઊભું થાય છે.

એ ચેતવનારાને છૂટકો જ નહીંને ! એ તો ધંધો લઈને બેઠો છે. એટલે એની ફરજ છે કે એને હવે લઈ જવાનો મોક્ષે. આ રોંગ બીલિફો છે તે, એ ખસી ગઈ. એટલે હવે પેલાને છે તે ચેતવવું જ પડે.

**પ્રશ્નકર્તા :** હવે એ અનુભવ વર્તનમાં આવશે ત્યારે ચેતવનારો અને ચેતનારો એક થશે ?

**દાદાશ્રી :** થઈ જ જવાના એ તો એની મેળે. વર્તનમાં આવ્યું એ જ પૂર્ણ થયું. પેલા વર્તન સહિતના છે ને આ વર્તન રહિતના છે.

**પ્રશ્નકર્તા :** એ વર્તન રહિત છે, ત્યાં સુધી જ ચેતવનારો અને ચેતનારો જુદા છે ?

**દાદાશ્રી :** હં.

## જ્ઞાતા-દ્રષ્ટાપદને ચેતવનારો !

**પ્રશ્નકર્તા :** જ્યાં જ્ઞાતા-દ્રષ્ટાપણું છે ત્યાં પછી ચેતવાની વસ્તુ જ ક્યાં રહી ?

**દાદાશ્રી :** પણ જ્ઞાતા-દ્રષ્ટાપણું ના હોય ત્યારે ચેતવેને, કે આમ ના હોય.

**પ્રશ્નકર્તા :** હા. તો એ સ્ટેજ કઈ કહેવાય ? જે ચેતવાની સ્ટેજ છે એ કઈ સ્ટેજ કહેવાય ?

**દાદાશ્રી :** એ ઉદયકર્મને આધીન ધક્કો વાગે ને છૂટી જાય પાછું. તે ઘડીએ 'ચેત' કહેને ! પછી ત્યાં આગળ લાવે પાછું. ચેતવનાર છે ને પણ, 'ચેત' ના કહે તો કાચું પડી જાય.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. પણ આ મૂળ સ્ટેજ ના કહેવાયને !

**દાદાશ્રી :** મૂળની ક્યાં વાત રહી, એ તો ચેતવનાર ના હોય તો કાચા પડી જઈએ. મૂળ સ્ટેજ આવ્યા પછી કશું કરવાનું રહેતું ય નથીને !

જ્ઞાતા-દ્રષ્ટામાં જેટલુ રહેવાય છે એટલું રહે છે. બીજી અડચણોને લીધે નથી રહેવાતું. તો પણ ચેતવીનેય પણ ત્યાં પાછાં અવાય છે. બીજા અંતરાયો હોયને ! બાકી જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા પછી અંતરાય ના હોય. તેને તો કશું બાકી જ નથીને ! અંતરાય હોય તેને ચેતવાનું.

**પ્રશ્નકર્તા :** આ જે ચેતવવાની સ્ટેજ છે ને, એ લોંગ ટાઈમ સુધી ચાલે છે. મૂળ વસ્તુ જુદી છે, તેમ છતાં એ ચાલ્યા જ કરે છે.

**દાદાશ્રી :** એ ચાલ્યા કરે. એ ચાલ્યા કરવાનું છે. તેમાં આપણે વધારે જોર કરવાનું છેને ! અવળું છે એને સવળું કરવાનું છેને !

**પ્રશ્નકર્તા :** હવે આમાં પોતાનામાં તન્મયાકાર એને પોતાને થવું છે. તો એનાં બધાં બારણાં બંધ થઈ જાય છે. જે પોતાનું જ્ઞાન જાણવાનું છે, તે ટોટલી ક્લોઝ થઈ જાય છે. આગળની સ્ટેજમાં નથી અવાતું.

**દાદાશ્રી :** એવું છે, બીજી પ્રતીતિ બેસે એવી નથી, એ જ પૂર્ણાહુતિ. પ્રતીતિની પૂર્ણાહુતિ કરવાની છે. બીજી કશી પૂર્ણાહુતિ કરવાની નથી. આ આચાર-બાચારની પૂર્ણાહુતિ કરવાની નથી. અને પ્રતીતિ બીજી નહીં બેસે ! એટલે મહીં છોને માથાકૂટ કરતો હોય, તેય જો જો કર્યા કરવું. બુદ્ધિને ના પેસવા દેવી, નહીં તો બુદ્ધિ માણસને જંપવા દેતી નથી.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ તો બહુ હેરાન કરે છે.

**દાદાશ્રી :** હા, એ પ્રતીતિનાં બારણાં વાસી દે. પ્રતીતિના દરવાજા બંધ કરાવી દે. નહીં તો હવે બીજી કંઈ પ્રતીતિ બેસે એવું છે જ નહીં. પછી એથી વધારે શું જોઈએ તે ?

આત્માની આરાધના એ તો નિરંતર અનુભવવાની વસ્તુ છે. આત્માનો અનુભવ તો નિરંતર રહેતો જ હોય. મહીં ચેતવે છે તે જ આત્મા. ચેતવે છે ખરો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પહેલાં કોઈ ચેતવતું ન હતું, તે અજ્ઞાન હતું. હવે મહીં ચેતવે છે, 'એય, આમ આમ'. ચેતવે છે ને ?

**પ્રશ્નકર્તા :** એમાં લોભ એક રહે છે તે પ્રત્યક્ષ જોવો છે.

**દાદાશ્રી :** હેં ? એ અક્ષવાળી જોવાની ચીજ ન હોય. અક્ષ એટલે આંખથી. એ આંખથી દેખાય એવી ચીજ નહીંને ? એ અનુભવી શકશો. આ સાકર જો તમારા મોઢામાં મૂકશું એટલે તમે કહો, હવે સમજાઈ ગયું. બસ, છેવટે સમજી જવાની જરૂર.

પ્રતીતિ બેસે, એનું નામ જોયો. આમ આંખથી નહીં પણ પ્રતીતિ બેસે, પછી લક્ષ બેસે, એનું નામ જાણ્યો. અને પછી વીતરાગતા રહે, એનું નામ અનુભવ. એટલે પહેલે દહાડેથી જ પ્રતીતિ બેસી જાય છે, તે ઘડીએય જોઈ લીધો હોય છે આત્માને તો !

## ટેકાજ્ઞાન વિના નહીં પૂર્ણાહુતિ !

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ રહે છે, પછી એ અનુભવ માટે ત્યાં ખૂટે છે શું ?

**દાદાશ્રી :** એ જે દશા થઈ રહે, એના માટે જરૂરિયાત જે જ્ઞાન છે એ ખૂટે છે. જરૂરિયાત એટલે ટેકાજ્ઞાન, આ બધી વાતો હું કહું છું ને એ બધું ટેકાજ્ઞાન કહેવાય. એના આધારે બધું તમને અનુભવ પ્રાપ્ત કરાવે.

**પ્રશ્નકર્તા :** એટલે એ ટેકાજ્ઞાનમાં જ્ઞાનકળા અને બોધકળા એ વસ્તુ આવે.

**દાદાશ્રી :** ટેકાજ્ઞાન તો આપણે શબ્દ આપ્યો. બાકી ટેકાજ્ઞાન જેવું હોતું નથી, પણ એ તમને હેલ્પ કરે. અનુભવ થવામાં આ જ્ઞાન ખૂટે છે.

**પ્રશ્નકર્તા :** એટલે દર્શન પૂર્ણતાવાળું છે પણ વચ્ચે આ ટેકાજ્ઞાનની જરૂર છે.

**દાદાશ્રી :** ટેકાજ્ઞાન નથી તેથી આ અનુભવ એને ફીટ થતો નથી. એણે એવું સાંભળ્યું હોય, 'જે બન્યું એ જ કરેક્ટ', દાદા કહેતા'તા, તો એને એવું બની જાય તો પેલું ટેકાજ્ઞાન એને કામ લાગે તો અનુભવ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ વાક્ય ટેકાજ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** ટેકાજ્ઞાન તો આપણે નામ પાડ્યું. બાકી એનું મૂળ હશે પેલું જ્ઞાન. એ આ હોય તો અનુભવ થાય. તેથી અમે વાતો કરીએને બધી આવી બધી.

**પ્રશ્નકર્તા :** હવે એની પાસે દર્શનમાં શું હતું તે ઘડીએ ?

**દાદાશ્રી :** દર્શન તો છે હજુ. દર્શનની જાગૃતિ પૂરી છે.

**પ્રશ્નકર્તા :** આજે દર્શનમાં કઈ વિગત છે એની પાસે ?

**દાદાશ્રી :** દર્શનમાં એને પોતાને જાગૃતિવાળું દર્શન છે અને તે પ્રતીતિ છે એ. દર્શન એટલે પ્રતીતિ, પછી બીજું કશું જોઈએ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે 'શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ ?

**દાદાશ્રી :** એ બધું ય, 'હું શુદ્ધાત્મા છું', આ શું છે ? તે શું છે ? બધી ય એને પ્રતિતી હોય. પણ આને અનુભવ ના થવા દે, ટેકાજ્ઞાન સિવાય. 'ભોગવે એની ભૂલ' સાંભળ્યું ને પછી છે તે જ્યારે ભોગવવાનું થાય ને ત્યારે એને અનુભવ થઈ જાય કે ભૂલ તો આપણી જ છે. ખરેખર વાત સાચી છે. પણ એવી વાત સાંભળી ના હોય તો ? ફીટ ના થાય. તે ઘડીએ બુદ્ધિ જોર કરે કે હવે આવું આ ન્યાય કહેવાતો હશે ? એટલે ટેકાજ્ઞાન અમારી પાસે સાંભળ્યું હોય તો બહુ હેલ્પ કરે. એ તો જોડે બેસ બેસ કર્યા હોય, તે સાંભળે. આ ભોગવે એની ભૂલ તો આ અજ્ઞાની માણસો ય પકડી લેને, તોય એનું ગાડું ચાલુ થઈ જાય. એને પછી અનુભવ થાય કે ના, વાત સાચી છે. એને હઉ અનુભવ થાય. એ વ્યવહારમાં અનુભવી કહેવાય બધા અને આમાં આત્માના અનુભવી. 'ભોગવે એની ભૂલ' એટલે એને કશી ભૂલ થઈ ગઈ એટલે તરત જ આ શબ્દો યાદ આવે

એટલે પછી તરત હિસાબ કાઢે કે ઓહોહો ! મારા હાથમાં શું હતું ? આ તો કંઈક હિસાબ જ હતો લાગે છે. તો પછી અનુભવ જ્ઞાન થઈ ગયું એને.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની જાગૃતિ છે, પણ આત્માનો અનુભવ થવા માટે આ ટેકાજ્ઞાનની જરૂર છે.

**દાદાશ્રી :** 'હું આત્મા છું' એ તો અનુભવમાં આવેલું જ છે ને ! દેહાધ્યાસનો અનુભવ તૂટ્યો ને આ આવ્યો.

**પ્રશ્નકર્તા :** આ પ્રતીતિરૂપે આવ્યો છે ને ?

**દાદાશ્રી :** ગમે તે રીતે, પણ છે ને અનુભવ ? હવે તો આ આગળનો અનુભવ તો જ્ઞાન પ્રગટ થવાને માટે છે. એક ફેરો અનુભવમાં આવી ગયું એટલે પછી કાયમને માટે જ્ઞાન પ્રગટ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે એવી રીતે પ્રસંગે પ્રસંગે નવા જ્ઞાનની જરૂર પડે ખરી ? દરેક જુદા જુદા પ્રસંગે ?

**દાદાશ્રી :** હા, એ તો જોઈએ જ ને ! બધું જોઈએ તો ખરું ને પણ ? જેટલા પ્રકારનાં જ્ઞાન એટલા પ્રકારના પર્યાય બધા.

**પ્રશ્નકર્તા :** આપે પેલું કહેલું ને દરેક ગૂંચની પાછળ અજ્ઞાન હોય છે. એટલે એ ગૂંચના સોલ્યુશન માટે કંઈક જ્ઞાનની જરૂર હોય જ છે. એ દરેક વખતે જુદું જુદું એટલે એ જ્ઞાન પ્રગટ થવાની વાત છે ને આ ?

**દાદાશ્રી :** હં. અનુભવ પ્રમાણ આત્મા. હવે તમારો અનુભવ વધતો જશે, તેમ તમારો આત્મા પ્રગટ થતો જશે. આત્મા કેટલો પ્રગટ થયો ? ત્યારે કહે, અનુભવ પ્રમાણ !

## અનુભવ કોને ?

**પ્રશ્નકર્તા :** આત્માનુભવ કોને થાય છે ? આમાં અનુભવ કરનાર કોણ ?

**દાદાશ્રી :** 'પોતાને' જ થાય છે. આ અજ્ઞાનથી જે ભ્રાંતિ ઊભી થઈ હતી તે જતી રહે છે ને અસ્તિત્વપણું પાછું ઠેકાણે આવી જાય છે. 'હું

ચંદુભાઈ છું' એ ભાન 'જેને' હતું, તેને હું એ ભાન છોડાવું છું ને 'હું શુદ્ધાત્મા છું'નું તેને જ ભાન થાય છે. જે સૂક્ષ્મતમ અહંકાર છે કે જેનો ફોટો ના પડી શકે, જે આકાશ જેવો છે, તેને અનુભવ થાય છે. એટલે એ અહંકાર જ અનુભવ કરનારો છે. પછી અહંકાર વિલય થઈ જાય છે, પછી 'પ્રજ્ઞા' ઊભી થાય. 'અજ્ઞા'ની સત્તા ઊડી જાય છે.

**પ્રશ્નકર્તા :** અનુભવ પામનાર ને અનુભવ જોનાર એ બે જુદા કે એક ?

**દાદાશ્રી :** બેઉ એકના એક જ. દેખ્યો તે એક ને પામ્યો તે એક, બેઉ એકના એક. અહંકારને જો અનુભવ ના થાત તો એ કહેત કે મને અનુભવ ના થયો ને અનુભવ થાય એટલે પ્રજ્ઞાને સત્તા સોંપી દે કે આ તમારી ગાદી. અનુભવ પામ્યો ને અનુભવ જોયો, તે બેઉ એકના એક !

## જ્ઞાન-દર્શન એ જ પરમ જ્યોતિ !

થિયરેટિકલ એ અનુભવ ના કહેવાય, એ તો સમજ કહેવાય અને પ્રેક્ટિકલ એ અનુભવ છે. સમજ પૂર્ણ ને અનુભવ પૂર્ણ, એનું નામ જ્યોતિ. એ જ જ્યોતિ, એ જ જ્ઞાન, એ જ પરમાત્મા.

**પ્રશ્નકર્તા :** પણ એ આપની સાથે રહીએ, ત્યારે જ સમજ આવેને ?!

**દાદાશ્રી :** જેમ જેમ પરિચય વધતો જાયને તેમ તેમ પ્રકાશ વધતો જાય. અને પરિચય વધ્યો જોડે રહીને, એનું નામ અનુભવ.

**પ્રશ્નકર્તા :** દાદાજી, શ્રદ્ધા ને પરિચયમાં ફેર ?

**દાદાશ્રી :** પરિચયથી શ્રદ્ધા બેસે, પણ શ્રદ્ધા બેઠા પછી પણ પરિચય વધે તેમ પછી પાછો અનુભવ થાય. વધારાના પરિચયથી શ્રદ્ધા બેસી એ પછી પરિચય શું કામ કરે ? ત્યારે કહે, અનુભવ થતાં જાય. માટે પરિચયમાં રહેવું.

**પ્રશ્નકર્તા :** દાદાજી, પરિચયમાં ના રહેવાય તો પુસ્તકો કેટલી હેલ્પ કરે ?

**દાદાશ્રી :** બધું હેલ્પ કરે. બધી આ અહીંની દરેક ચીજ દાદાની,

એ શબ્દો દાદાનાં છે, આશય દાદાનો છે, એટલે બધું હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** પણ સાક્ષાત્ પરિચય ને આમાં ફેર ને ?

**દાદાશ્રી :** એ તો ફેર ગણવા જાય તો બધામાં ફેર હોય. માટે આપણે તો જે વખતે જે આવ્યું તે કરવું. દાદા ના હોય ત્યારે શું કરવું? દાદાનું પુસ્તક છે તે વાંચવું. પુસ્તકમાં દાદા જ છેને ! નહીં તો આંખો મીંચીએ કે તરત દાદા દેખાય !

❖❖❖❖❖

# [૫]

# ચારિત્રમોહ

## વ્યાખ્યા દર્શનમોહ તણી !

**પ્રશ્નકર્તા :** દર્શનમોહ શેને કહેવાય ?

**દાદાશ્રી :** દર્શનમોહ તો એને કહેવાય કે જે સાચું નથી છતાં એને સાચું મનાવડાવે છે. જગત શું કહે છે, નથી તેને છે મનાવડાવે. ના, પણ ત્યારે મૂઆ, નથી એવું કેમ કહેવાય, દેખાય છે ઊઘાડું ? પણ તમે ચંદુભાઈ સાચા નથી, ખરેખર તમે નથી છતાંય તમને મનાવડાવે, કે ના, તમે ચંદુભાઈ જ છો, એ દર્શનમોહ. પછી તમે પોતે દેહ નથી, છતાં આ દેહ તે હું જ છું, કહેશે.

**પ્રશ્નકર્તા :** એનું માલિકીપણું ધરાવે.

**દાદાશ્રી :** 'હું છું' આવ્યું એટલે માલિકી હોય જ. આનું નામ દર્શનમોહ. 'હું છું' છૂટે એટલે માલિકીપણું છૂટે. આ દર્શનમોહ છૂટે તો આ જગતમાં માણસ છૂટે, નહીં તો કોઈ દા'ડોય મુક્તિ થાય નહીં. અમને ભેગા થાય, એને કહીએ કે ચંદુભાઈ, તમે ન્હોય. ત્યારે કહે, 'હું જ ચંદુભાઈ. આવું કેવું બોલો છો ?' 'અરે ભઈ, ન્હોય તમે ચંદુભાઈ. ચંદુભાઈ તો તમારું નામ છે આ.' 'ત્યારે એને શંકા પડે. વાત તો સાચી છે. નામ તો મારું ચંદુભાઈ, ત્યારે હું કોણ ?' એ ત્યાર પછી દાદા દેખાડે.

ત્યારે પહેલો દર્શનમોહ છૂટે. આંધળા પાટા લઈને ફરતો હતો, તે હવે દેખતો થાય. તે દર્શનમોહ તૂટ્યો. પછી દેખાવા માંડ્યું. ત્યારે લોક કહે છે, 'કેમ આટલું બધું પહેર્યું છે તમે ? આટલો બધો મોહ ?' એ તમને નહીં ખબર પડે કે આ મોહ છે, પણ તે આ ચારિત્રમોહ છે. એટલે પહેલાં જે મોહ ભાવ કરેલા, તેનું આ ફળ આવ્યું. આ ઈફેક્ટ છે, નોટ કૉઝ. કૉઝીઝ બંધ થઈ ગયા. જેના કૉઝ બંધ થઈ ગયા, એનો મોક્ષ થયો.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ કઈ રીતે દર્શનમોહ છૂટે ?

**દાદાશ્રી :** બીજો કોઈ રસ્તો નહીં, જ્ઞાની પુરુષ છોડાવી આપે ત્યારે. દર્શનમોહ એટલે શું ? આમ બધું જુએ છે, તેને બદલે પાછલી બાજુ જુએ. એ દ્રષ્ટિ ફેરવી આપે, જ્ઞાની પુરુષ. પોતાની મેળે ફરે નહીં. આ સંસાર દ્રષ્ટિ છે અને પાછળ આત્મદ્રષ્ટિ છે. તે આત્મા ભણી દ્રષ્ટિ કરી આપે. પછી છે તે એને સમજાઈ જાય કે આ હું છું.

## વ્યાખ્યા ચારિત્રમોહ તણી !

અને ચારિત્રમોહ એટલે શું કે દર્શનમોહને લઈને જે જે બીજ નાખેલાં, ખેતરામાં વાવી આવેલા, એ હવે છે તે દર્શનમોહ ગયો છતાં પેલું આનું લણવાનું રહ્યું. તે ગમે નહીં કે, આ સાલું નહતું આમાં સુખ ! તે આપણે ક્યાં આ બધું આવ્યું ? એનું નામ ચારિત્રમોહ.

ખેતરમાં બીજ નાખે તે જ દર્શનમોહ અને છોડવો ઊગે, ફળ આવતાં સુધી એ બધો ચારિત્રમોહ. આ જગત આખું દર્શનમોહથી ફસાયેલું છે. દર્શનમોહ જાય તો ક્ષાયક સમકિત થાય, પણ ચારિત્રમોહ રહે.

## ક્ષાયક સમકિતની વ્યાખ્યા !

શાસ્ત્રો કહે છે કે અત્યારે આ કાળમાં ક્ષાયક સમકિત ન થાય. તો દર્શનમોહ જાય ખરો ? કેટલા પ્રમાણમાં ? ત્યારે કહે, ચાર અનંતાનુબંધી અને એક મિથ્યાત્વમોહનીય ને એક મિશ્રમોહનીય. અને સાતમી સમ્યક્ત્વમોહનીય ખપે, ત્યારે તે ક્ષાયક સમકિત થાય. સમ્યક્ત્વમોહનીય આ કાળમાં ન ખપે.

તેથી કૃપાળુદેવને લોકોએ કહ્યુંને કે તમે કહો છો ક્ષાયક સમકિત, તમને થયું છે પણ અમે માનતા નથી. ત્યારે કૃપાળુદેવ કહે છે, 'ભલે એ ના માને તો એમની રીત છે પણ અમે તો માનીએ જ છીએ'. અને આપણું તો ઓપન ટુ સ્કાય છે. આપણું તો કેવળજ્ઞાન છે આ તો. પણ પચ્યા વગરનું કેવળજ્ઞાન છે અને ક્ષાયક સમકિત પચ્યું છે. આની વાત જ ક્યાં થાય ?! આ તો ઈતિહાસ બહુ મોટો લખાશે આની પરથી તો! મોટામાં મોટું જબરજસ્ત આશ્ચર્ય ગણાશે !

**પ્રશ્નકર્તા :** તે અક્રમ માર્ગની અંદર જ્ઞાનીના જ્ઞાનથી દર્શનમોહ નીકળી જાય છે એવો ઘણાંને અનુભવ થાય છે.

**દાદાશ્રી :** અમે જ્ઞાન આપીએ ત્યારે દર્શનમોહ સર્વાંશે ખલાસ થઈ જાય છે. સર્વાંશે દર્શનમોહ ખલાસ થવું, એનું નામ ક્ષાયક સમકિત. પછી પ્યૉર ચારિત્રમોહનીય રહી. ઉપશમ સમકિત થયું હોય તો મારાથી તમને પ્યૉર ના કહેવાય. એ ઈમ્પ્યૉર કહેવું પડે. અહીં તો ક્ષાયક સમકિત છે, ભાવકર્મ બિલકુલ ખલાસ થઈ ગયું છેને !

## રહ્યો બાકી તે ચારિત્રમોહ !

શાસ્ત્રમાં કહ્યુંને આત્માના દ્રવ્ય, ગુણ, પર્યાયને જે જાણે તેનો નિશ્ચયે કરીને મોહ નાશ પામે. તો તમે દ્રવ્ય, ગુણ, પર્યાયને જાણ્યા એટલે તમારો નિશ્ચયે કરીને મોહ તો ઊડી ગયો. વ્યવહારમોહ રહ્યો એટલે ચારિત્રમોહ રહ્યો. મોહ ઓછો થયેલો પહેલાં કરતાં ખબર પડે ? પેલો ચીકણો મોહ નહીંને હવે ? કશું છોડવાનું નહીં. છોડવું ને ના છોડવું બેઉ સરખું જ. પહેલાં તો છોડવાની એ વસ્તુ યાદ આવ્યા જ કરે.

એ ચારિત્રમોહનીય આખું સમજવામાં જ ભૂલ થઈ છે. એક કૃપાળુદેવ એકલા જ સમજ્યા છે. બીજે બધે સમજવામાં જ ભૂલ છે. હવે એક સમજવામાં ભૂલ થાય તો શું થાય આગળ ? મેળ પડે નહીં કશાયનો !

તેથી કૃપાળુદેવે લખ્યું,

'કર્મ મોહનીય ભેદ બે, દર્શન-ચારિત્ર નામ, હણે બોધ-વીતરાગતા.'

જ્ઞાનીપુરુષનાં બોધથી દર્શનમોહનીય હણાઈ જાય અને વીતરાગતાથી ચારિત્રમોહનીય જાય. ચારિત્રમોહનીય હોય, પણ વીતરાગતા રહે એટલે અડે નહીં. વીતરાગતા એને નાશ કરી નાખે.

આ જાયફળ હોયને, તે ઉપર કોચલું કાઢ્યા પછી જાયફળ ગણાય. નહીં તો જાયફળ એમ ને એમ મોઢામાં નાખીએ તો ? એટલે આ મોહનું કોચલું છે આખું, ત્યાં સુધી ચારિત્રમોહ ના કહેવાય. દર્શનમોહનું કોચલું કાઢે તો જે બાકી રહ્યો એ ચારિત્રમોહ. હવે દર્શનમોહનું જેણે કોચલું કાઢ્યું એટલે ક્ષાયક સમ્યક્ત્વ થઈ ગયું. પણ એ કોચલું તે કાઢવું પડે. એમ ને એમ ચારિત્રમોહ કહીએ, એનો અર્થ જ નહીંને! જ્યાં સુધી દર્શનમોહ ગયો નથી, ત્યાં સુધી કયો મોહ ? પાકો મોહ.

મૂળ હકીકતમાં શું છે ? ત્યારે કહે, બધો મોહ છે. આ પચ્ચીસ પ્રકારના મોહ અને પછી આ મિથ્યાત્વમોહ, મિશ્રમોહ, સમ્યક્ત્વમોહ, એમાંથી અમુક ભાગ એનું કોચલું જે છેને, ઉપરનું કવર એ દર્શનમોહ ઊડી જાય ત્યાર પછી રહ્યો ચારિત્રમોહ.

## કાઢવો મોહ તો જડમૂળથી જ !

દર્શનમોહ ગયો નથી તો એને ચારિત્રમોહ ના કહેવાય, એ તો મોહ જ કહેવાય. ભલે કોઈને ઓછો હોય કે વધારે હોય. અને ગમે એટલો મોહ ઓછો કર્યો હોયને, આ આટલો જ નાનો હોયને તો એને સહેજ પાણી છાંટીએ તો આવડો મોટો થાય. મોહને વધતાં કેટલી વાર ? અગ્નિજાળ જેવો. સપાટાબંધ ફરી વળે ચોગરદમ. એટલે કો'ક કહેશે, મેં મોહ ઓછો કર્યો. મૂઆ, ઓછો નથી કરવાનો, જડમૂળથી કાઢી નાખ. તે આ તો તમારો મોહ અમે જડમૂળથી કાઢી નાખેલો. ત્યારે આ શું આવે છે, અત્યારે મોહ થાય છે તે ? ત્યારે કહે, આ તો પહેલાં મોહ કરેલા, તે કાગળિયા લઈ લઈને આવે છે કે ભઈ, તમે અમને આટલી શર્ત કરી'તી. હવે તે તો પાળવી જ પડેને ? મોહ કાઢ્યો એનો, પહેલાં જે મોહ કરેલો, તેનાં

છે તે આજ પાછલા હિસાબ બધા ચૂકવવાનાં કાગળિયા લઈને આવે છે કે પેમેન્ટ કરવાનું તમે લખી આપ્યું છેને ! તે આ ફાઈલો છે, તેનો ઉકેલ લાવો, નિકાલ કરો.

## ન બોલાય ચારિત્રમોહ ક્ષાયક સમકિત વિના !

દર્શનમોહ જાય તો ચારિત્રમોહ સમજાવી શકે. દર્શનમોહની હાજરીમાં શી રીતે ચારિત્રમોહ સમજાવી શકે ? ત્યાં આગળ તમે જાવને સાધુ-મહારાજ પાસે, તે કહે કે ચારિત્રમોહનીયનું બહુ જોર છે. પણ ચારિત્રમોહ બોલાય નહીં કોઈથી. ચારિત્રમોહ તો ક્ષાયક સમકિત થાય પછીનો જે મોહ વધ્યો, સરપ્લસ (વધારાનો) રહ્યો તે ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** તે પહેલાંનો નહીં ?

**દાદાશ્રી :** તે પહેલાં મોહ કહેવાય. મોહથીય આગળ મહામોહનીય. ઘણાખરા મહામોહનીય હોય, પછી મોહનીય હોય. આ બધાં દેરાસર બાંધવા, સમાજસેવા કરવી એ બધા મોહ છે.

**પ્રશ્નકર્તા :** તે ઊંચી જાતનો મોહ કહેવાયને પણ ?

**દાદાશ્રી :** ઊંચી જાતનો નહીં, શુભ મોહ કહેવાય. એ મોહ જ કહેવાય. મોહ એટલે મૂર્છા. આમાંથી મૂર્છા ઊઠીને આમાં બેઠી. ઘરમાં, સ્ત્રીમાં હતી તે ત્યાંથી ઊઠી અને આમાં બેઠી. મૂર્છાથી બહાર ગયો નથી.

**પ્રશ્નકર્તા :** જે નિર્જરા થાય તે ચારિત્રમોહ ?

**દાદાશ્રી :** ના, નિર્જરા તો બધાય મોહની થવાની. નિર્જરા તો, કર્મ માત્રની નિર્જરા થવાની, પણ દર્શનમોહ જાય ત્યાર પછી ચારિત્રમોહ રહે.

એનો આમ દાખલો લેવો હોય તો કેવી રીતે સમજાવાય ? ત્યારે કહે, અહીંથી તમે મુંબઈથી અમદાવાદ જવા નીકળ્યા હોય, અને તમે છે તે કોટાના સ્ટેશને ભેગા થાવ, ને કોઈ માણસ કહે કે તમારે ક્યાં જવું છે ? ત્યારે કહે, અમદાવાદ. ત્યારે કહે, ક્યાંથી આવો છો ? ત્યારે કહે, મુંબઈથી આવ્યા. ત્યારે કહે, અમદાવાદનો રસ્તો આમ ન્હોય. એટલે તમે પૂછો કે

ભઈ, કયો રસ્તો ? ત્યારે કહે, અહીંથી પાછા જઈ અને વડોદરા સ્ટેશને ઊતરી પડજો, અને વડોદરાથી ટ્રેઈન બદલજો અમદાવાદની, બધાંને પૂછીને તો પછી તમે અમદાવાદ પહોંચી જશો. એટલે તમે ત્યાંથી જે પાછા ફર્યા, તે ઘડીએ છે તે મિથ્યાત્વમોહ ઊડ્યો અને સમ્યક્ત્વ થયું, એટલે સાચી સમજણ પડી.

તમે જ્યાંથી પાછાં વળ્યા તે ચારિત્રમોહ. જેટલું ઊંધું ચાલ્યા તેટલું પાછાં વળ્યા તે ચારિત્રમોહ. જેટલું ઊંધું ચાલ્યા તેટલું પાછું વળવું જ પડેને ?

## તીર્થંકર જન્મ્યા ત્યારથી જ ચારિત્રમોહ !

તમને તો આ જ્ઞાન મળ્યા પછી ચારિત્રમોહનીય ઉત્પન્ન થાય. પણ ભગવાનને તો જન્મથી જ ચારિત્રમોહનીય હતી. એ પૈણ્યા તોયે ચારિત્રમોહ, બેબી થઈ તોયે ચારિત્રમોહ. પછી આ વોસરાવી દીધું, કપડાં-બપડાં તોયે ચારિત્રમોહ. બધું ચારિત્રમોહ ઠેઠ સુધી હતો.

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી ચારિત્રમોહ તો ઠેઠ તીર્થંકર હોય ત્યાં સુધી ચારિત્રમોહ તો રહેવાનો જ ને ?

**દાદાશ્રી :** ઠેઠ સુધી ચારિત્રમોહ જ છે. ચારિત્રમોહ બંધ થાય ત્યારે કેવળજ્ઞાન થાય. ડિસ્ચાર્જ મોહને તીર્થંકરોએ ચારિત્રમોહ કહ્યો.

દર્શનમોહનીય એટલે ચાર્જ પરિણામ. ચાર્જ પરિણામ બંધ થઈ ગયું એટલે કર્મ ચાર્જ થતાં બંધ થઈ ગયા. ત્યારે કહેશે કે ગયા અવતારમાં ચાર્જ થઈને અત્યાર સુધી હતા, તેનું શું થાય ? એ ચારિત્રમોહનીય. ચારિત્ર-મોહનીય એટલે ડિસ્ચાર્જ પરિણામ.

## સમકિત પછીનાં કર્મો ...

કર્મ તો થયા જ કરવાનાં. નથી ઈચ્છા, હોય તોયે થયા કરવાનાં.

**પ્રશ્નકર્તા :** આડા આવીને ગળામાં ભરાય.

**દાદાશ્રી :** હા, ગળામાં ભરાય. કર્મનો નિયમ જ એવો છે.

**પ્રશ્નકર્તા :** પણ હવે એ બધું દાદા, ચારિત્રમોહ જ ને ?

**દાદાશ્રી :** આ બધું ચારિત્રમોહ ખરું, પણ જ્ઞાન મળ્યા પછી ચારિત્રમોહ. જ્ઞાન ના મળ્યું હોય ને, તેને તો મોહ જ કહેવાય. જ્ઞાન મળે તેને દર્શનમોહ નાશ થાય, ત્યારે ચારિત્રમોહ રહે. દર્શનમોહથી કર્મ ચાર્જ થાય ને ચારિત્રમોહથી ચાર્જ ના થાય. ચારિત્રમોહ નિકાલી. ફળ આપીને જાય, કડવું-મીઠું બેઉ.

**પ્રશ્નકર્તા :** તે જેવું ચાર્જ થયેલું હોય એવું જ ફળ આપે ?

**દાદાશ્રી :** હા, કડવું હોય તો કડવું ફળ આપે ને મીઠું હોય તો મીઠું ફળ આપે.

## અહોહો ! તીર્થંકરોના ફોડ !

આ બીજા લોકોને વિચારમાં ગોઠવતાં ય ના આવડે. ભગવાન તો ડાહ્યા હશેને ? સાવ ગાંડા તો નહીં હોયને ?

**પ્રશ્નકર્તા :** ના, જરાય નહીં.

**દાદાશ્રી :** જુઓને, કેવું ચારિત્રમોહ નામ પાડ્યું છે ! આ મોહ કયા પ્રકારનો ને આ મોહ કયા પ્રકારનો ? ત્યારે કહે, આ ચારિત્રમોહ છે. આ ચારિત્રમોહ શબ્દ શા હારુ કે લોક કહેશે, 'ભઈ હવે, શેના સારુ આમ કરે છે ? આ કયા પ્રકારનો મોહ ?' ત્યારે કહે, 'ભઈ, એ પ્રકાર જુદો છે. મહાવીર ભગવાને કહેલો એ પ્રકાર જુદો છે. જે મોહમાંથી બીજ નથી પડતું એ નિર્બીજ મોહ છે.' જગતનાં લોક કહે કે આ કઈ જાતનો મોહ ! એ લોકોને ખબર ના પડે, આપણે જાણીએ કે આ ચારિત્રમોહ છે. જે મોહ નિર્બીજ છે, એટલે શેકાઈ ગયેલું બીજ છે. ઊગવાને પાત્ર નથી એવો મોહ છે એ.

લોકોને ચારિત્રમોહ ન સમજાય એટલા માટે મેં ડિસ્ચાર્જ મોહ કહ્યો. આ લોકો છે ને, ચારિત્રમોહ સમજતા નથી. ચારિત્રમોહ બોલે બધાંય. પણ થોડુંક સમજે, અમુક ભાગ ચારિત્રમોહનો, બીજો બધો ના સમજે. લોકો શું કહે છે કે આય પણ મોહ જ છેને ! આ છે તે અત્યારે કપડાં પહેરે છે, ફર્સ્ટ ક્લાસ ટાઈ બાંધી છે, ઘડિયાળ પહેરે છે, તે આ મોહ નથી ? ત્યારે જ્ઞાની પુરુષ શું કહે છે ? મોહ તો ખરો પણ એ ચારિત્રમોહ છે.

કારણ કે દર્શનમોહ ગયો છે, માટે ચારિત્રમોહ છૂટો પાડ્યો. નહીં તો મોહ જ કહેવાત, એકલો મોહ જ !

ચારિત્રમોહ થોડું ઘણું સમજ્યા છે, એને અમે ડિસ્ચાર્જ મોહ કહ્યો. ડિસ્ચાર્જ શબ્દ આવ્યો કે તરત એને સમજાઈ જાય કે આ જવાનું આવ્યું છે આ.

કેવો સરસ ફોડ પાડ્યો છે. આ મોહ કઈ જાતનો ? ત્યારે કહે, ચારિત્રમોહ. જગત આખું દર્શનમોહનીયથી લટક્યું છે. ચારિત્રમોહને કંઈ લેવાદેવા નથી. ચારિત્રમોહનીયને ઉપાધિ હોય તોયે મહીં સમાધિ રહે અને ચારિત્ર ગમે તેટલું પાળ્યું હોય તોયે પણ દર્શનમોહનીય હોય તો સમાધિ ના રહે. ચારિત્ર ગમે તેટલું પાળ્યું હોય, બાહ્ય ચારિત્ર, પણ જ્યાં સુધી દર્શનમોહનીય જાય નહીં ત્યાં સુધી સમાધિ તો શું, પણ શાંતિયે ના રહે અને ચારિત્રમોહ ગમે એવો હોય તોયે દર્શનમોહનીય ગયું હોય તો સમાધિ રહે. પછી ભગવાને કહ્યું કે ચારિત્રમોહનો લટકેલો હશે તે ચાલશે, પણ દર્શનમોહનો લટકેલો નહીં ચાલે. દર્શનમોહવાળો તો દિશામૂઢ થયેલો છે. ચારિત્રમોહવાળો એને એ રસ્તા પર જરા આઘોપાછો થયા કરે છે એટલું જ, પણ પેલો તો દિશામૂઢ જ. કઈ દિશામાં જશે, તેનું ઠેકાણું જ નહીં ! દર્શનમોહની જ ભાંજગડ છે. દર્શનમોહથી જગત કોઈ દહાડોય નિવૃત્ત થયું જ નથી. હવે દર્શન મોહનીય ગયું. હવે વાંધો શું છે ? હું તો આત્મા થઈ ગયો. ત્યારે કહે, 'ના, હજી તો ચારિત્રમોહનીય રહ્યું છેને ? ગયા અવતારનાં પરિણામ રહ્યાં છેને ?'

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહમાં કષાય એકલો જ આવેને ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. પહેલાંના જ્ઞાનનું જે પરિણામ પામેલું છે એ ચારિત્રમોહમાં હોય. બીજું કશું હોય નહીંને !

## અક્રમ માર્ગમાં ચારિત્રમોહ !

મોહ બે પ્રકારનાં છે : દર્શનમોહ અને ચારિત્રમોહ. દર્શનમોહ એટલે દેખતાં જ એને મોહ ઉત્પન્ન થાય. ખાલી દેખવાથી જ, સાંભળવાથીય મોહ ઉત્પન્ન થાય એ. અને બીજો ચારિત્રમોહ એટલે શું ?

આપણને દેખતાં મોહ ના થાય, પણ એ આપણી અનીચ્છાપૂર્વકનું છે, ઈચ્છા ના હોય તોય મોહ થયા કરવાનો. આપણી ઈચ્છા ના હોય છતાંયે મોહ થાય. એ બધું ચારિત્રમોહનીય કહેવાય. ઈચ્છા ના હોય છતાં ક્રોધ થાય, ઈચ્છા ના હોય છતાં લોભ થાય, ઈચ્છા ના હોય છતાં કપટ થઈ જાય, ઈચ્છા ના હોય છતાં અહંકાર થઈ જાય. એવું તમને થાય છે, તમારી ઈચ્છા વગર ? ના ગમતું હોય તોયે એ આવે, એનું નામ ચારિત્ર-મોહનીય. આપણે જેને ડિસ્ચાર્જ કહીએ છીએ, તે બધો ચારિત્રમોહ છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન લીધા પછી જે મોહ થાય છે તે ચારિત્રમોહ જ કહેવાયને ?

**દાદાશ્રી :** હા, એ બધો ચારિત્રમોહ જ કહેવાય. એટલે ઊગતો મોહ ઊડી ગયો, આથમતો મોહ રહ્યો.

ચારિત્રમોહ એટલે આ ભાઈને ખોટું બોલવાની ટેવ હોય, હવે જ્ઞાન લીધા પછી શું થાય કે એનાથી ખોટું બોલાઈ જાય. પછી એને ખબર પડે કે આ ભૂલ થઈ, આનું નામ ચારિત્રમોહ. એ ખોટું બોલ્યો એ કયા મોહથી ? ત્યારે કહે, ચારિત્રમોહથી. આ તમને જે જ્ઞાન આપ્યું છેને, હવે તમે શુદ્ધાત્મા થયા, આ બીજું શું રહ્યું ? ત્યારે કહે, ચારિત્રમોહ. તે નિકાલ કરી નાખો સમભાવે એટલે સંયમપૂર્વક. બસ, બીજું કશું નહીં.

ચારિત્રમોહનીય રહ્યું, તેનેય તમે જુઓ છો એટલે તમને સમ્યક્ ચારિત્ર છે.

આ ચારિત્રમોહનીય તો કોને ? અહીંયા આપણું અક્રમ માર્ગમાં ચારિત્રમોહનીય ખરું, પણ ત્યાં આગળ ક્રમિક માર્ગમાં ચારિત્રમોહનીયમાં કર્તાપણું રહ્યું હોય છે. ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી કર્તા, આગલા ભવ સુધી કર્તા. ત્યાં અહંકારને શુદ્ધ કરવાનો. અહંકાર શુદ્ધ કરતાં કરતાં જવાનું. એટલે જેટલી ચારિત્રમોહનીય એટલો અહંકાર પણ હોય. એટલે એમને ચારિત્રમોહનીય ખસેડવી પડે. તમારે ચારિત્રમોહનીય ખસેડવાની નહીં. તમે તો ચારિત્રમોહનીય જુઓ એટલે તમે સમ્યક્ ચારિત્રમાં આવ્યા. એમને ડિસ્ચાર્જેય કરવો પડે. ભયંકર આફતનું સ્થાન છે એ બધું.

આ કહ્યુંને, કરોડો અવતારેય ન બને, એવું અહીં એક કલાકમાં બને છે. માટે કામ કાઢી લેજો. ફરી ફરી આ તાલ બેસવાનો નથી. એક મિનિટ પણ ફરી ફરી દાદાનો તાલ બેસે નહીં. બીજું બધું બેસશે.

હવે ક્રમિક માર્ગમાં એ લોકોય કહે, અમારો ચારિત્રમોહ. મેં સમજણ પાડી, કે ના બોલાય. ત્યારે પેલા કહેશે, અમે ત્યાગી લોકો. પણ ત્યાગી તોય મોહ પાકો, તમને ત્યાગ કરવાનો મોહ છે અને આ સંસારીઓને ગ્રહણ કરવાનો મોહ છે. પણ એ બંને મોહ જ છેને ! હવે આત્મા ત્યાગતો ય નથી ને ગ્રહણ કરતો ય નથી. એટલે આ બધો મોહ. હવે આ બહાર ચારિત્રમોહની વાતો ચાલે પણ ચારિત્રમોહ શું, એ જોયેલો ના હોય કોઈએ !

**પ્રશ્નકર્તા :** અનુભવ નહીં એનો.

**દાદાશ્રી :** જોયેલો ના હોય તો અનુભવ ક્યાંથી લાવે ? હવે લોકો બધા ખરા મોહને ચારિત્રમોહ કહે છે. ચારિત્રમોહ દેખાડ્યોને તમને ? અત્યાર સુધી જોયો નહોતો. જ્યાં સુધી કર્તાપણું બંધ ન થાય ત્યાં સુધી ચારિત્રમોહ દેખાય નહીં કોઈને. પેલા લોકો વ્યવહારમાં બોલે છે. લૌકિક-ભાષામાં કે હવે ચારિત્રમોહ અમારો છે. આમ છે, તેમ છે, એ બધું ભૌતિક છે. કર્મ કરતો બંધ થાય ત્યારે ચારિત્રમોહ રહ્યો. એ હવે ચાર્જ બંધ થયું કે ડિસ્ચાર્જ એકલું રહ્યું.

એ ચારિત્રમોહ માટે તો કોઈએ મને જવાબ ના આપ્યો સાચો, પણ શોધખોળ કરતાં મને બહુ ટાઈમ લાગ્યો કે ચારિત્રમોહ ભગવાન શું કહેવા માંગે છે ? એ કયા પ્રકારનો મોહ છે ? પછી મને અનુભવથી ખબર પડી કે આ તો વર્તનમોહ ! નાલાયક વર્તન એ નાલાયકમોહ છે અને લાયક વર્તન એ લાયકમોહ છે. એ બધો, એ મોહ છે એક પ્રકારનો. ત્યારે કહેશે, પણ આ મોહ, મોહ ના ગણાય. ત્યારે કહે, 'ના. આ પ્રગમેલો છે.'

જ્યાં સુધી દૂધ અને દહીં બે જુદાં છે, ત્યાં સુધી એ બેને કશું લેવાદેવા નથી. દૂધમાં દહીં નાખ્યા પછી તરત દહીં મળે નહીં. પણ સવારના પહોરમાં પ્રગમેલું હોય એટલે દહીં જ થયેલું હોય. તે આ

પ્રગમેલો મોહ છે. એ શોધખોળ કર્યા પછી આ જડેને ? નહીં તો આ બધી કંઈ સહેલી વાત છે તે ?

## મહાત્માઓનો ચારિત્રમોહ !

વસ્તુ એક જ છે, વસ્તુ બે નથી. જગતના લોકોને મોહનીય છે ને આપણને ચારિત્રમોહનીય છે, ફેર એટલો જ. ચારિત્રમોહ એટલે મેં જે તમને જ્ઞાન આપ્યુંને, એ તમને દ્રષ્ટિ આપી કે આ ઊંધી દ્રષ્ટિ છે બધી. આવતા ભવ ઉપર ભવ બંધાયા કરશે, ને આપણું કલ્યાણ નહીં થાય. હવે દ્રષ્ટિ છે તે આત્મસન્મુખ થઈ. હવે એ ઊંધી દ્રષ્ટિ કાઢી આપી. ઊંધી દ્રષ્ટિ નીકળી ગઈ, એ દર્શનમોહ નીકળી ગયો. મોહના બે ભાગ, મોહના બે છોકરા, એક ઊંધી દ્રષ્ટિ અને એક વર્તન. તે હવે તમારું વર્તન એકલું રહ્યું. ઊંધી દ્રષ્ટિ જતી રહી. નવું વર્તન ઊભું થશે નહીં. એ જૂનું વર્તન છે એ ચારિત્રમોહ છે. વ્યવસ્થિત જે નિકાલ કરશે એ બધોય ચારિત્ર મોહ છે, ખરું-ખોટું બધુંય ! છતામાં છતું કામ થઈ જાય કે ઊંધામાં ઊંધું કામ થઈ જાય, તોય તમે શુદ્ધાત્મા છો એ ભાન તૂટવું ના જોઈએ. કારણ કે મને તો દાદાએ શુદ્ધાત્મા પદ આપ્યું છે. તે આ બધું હવે જે વ્યવસ્થિત છે, એ બધો ચારિત્રમોહ નિકાલ કરવાનો છે. એ મોહ જતો રહે એટલે મોક્ષ થઈ જાય.

આ ચારિત્રમોહ કોને કહું છું કે તમે હવે જ્ઞાન લીધું અને તમે સારું કપડું પહેરતા હોય કે માથે વાળ ઓળતા હોય તેલ નાખીને તો લોક કહે નહીં કે, ચંદુભાઈ, દાદા પાસે જ્ઞાન લઈને આવ્યા છો ને વાળ શેના ઓળો છો ? તો આ વાળ ઓળવા, એ તો મોહ તો ખરો જ ને? એને 'ના' તો કહેવાય જ નહીંને આપણે ? ને એ કહે છે એ ખોટુંયે નથીને? આ મોહ તો ખરોને ? પણ આ ચારિત્રમોહ. ચારિત્રમોહ એટલે ઈફેક્ટિવ મોહ! મોહ નહીં. કૉઝ બંધ કર્યાં. ઈફેક્ટ તો રહે જ ને પછી? આ ઈફેક્ટિવ મોહ એટલે એનો ઉકેલ આવી જાય. પછી નવું કૉઝ બંધાય નહીં. એટલે છૂટકારો થઈ ગયો. ચારિત્રમોહ એ આપણો આજનો મોહ નથી. પહેલાં કરેલું, તેનું આ ફળ આવ્યું છે. તે આ મહાત્માઓને બધાને ચારિત્રમોહ. હવે ગામના કોઈ માણસ શું તપાસ કરે ? 'મોટા શુદ્ધાત્મા થયા છે અને પાછા પૈસા ગણવામાં બહુ શુરા છે.' ત્યારે મૂઆ, શુરા ના

હોય તો નાખી દે પૈસા ! વ્યવહારમાં ગાંડો દેખાય, નહીં ? વ્યવહારમાં ડાહ્યા રહેવું જોઈએ.

આ અત્યારે આ મારાં કપડાં છે, હું જતો હોઉં ને કોઈ કાઢી લે, તો વાંધો નથી અને છે તોય વાંધો નથી, પણ છે ચારિત્રમોહ. આ મારો મોહ નથી. આ ઈફેક્ટિવ મોહ રહ્યો, તે લોકોને એવું લાગે કે આ બધાનામાં કશું ફેરફાર થયો નથી અને હું જાણું કે તમને વઢવા જેવા નથી. હું કોઈ દહાડો તમને કોઈને વઢું છું અહીં ? હું જાણું કે વઢવા જેવું છે નહીં. ચાવી મારી પાસે છે. તમે બધું જે કાર્ય કરોને, એની ચાવી મારી પાસે છે, મારી આજ્ઞા પાળે ત્યાં સુધી. આજ્ઞા ના પાળે તો મારી પાસે ચાવી નથી. જે આજ્ઞા પાળે છે, એને બે-ત્રણ અવતાર પછી કે એક અવતાર પછી મોક્ષ છે. એની ગેરેન્ટી સાથે કહીએ છીએ. અને અહીં જ મોક્ષ થઈ ગયેલો, અમારી જે આજ્ઞા પાળે છે, એને ચિંતા કશું થાય નહીં, ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં.

જે ક્રોધ-માન-માયા-લોભ થાય છે આ લોકોને, તમને બધાંને થાય છે એ 'ઈફેક્ટ' છે, 'કૉઝ' નથી. એટલે આપણે શું કહીએ છીએ કે ક્રોધ-માન-માયા-લોભેય નથી. કારણ કે 'કૉઝ' હોય તો ક્રોધ-માન-માયા-લોભ ગણાય.

મોહ ગ્રંથિ ઊડી ગઈ, એટલે આપણે કહ્યું, ક્ષાયક સમકિત. હવે ચારિત્રમોહ રહ્યો. જે જામી ગયા છે કર્મ, ફળ આપવા માટે તૈયાર થયા છે. તેથી તો આપણને ખાવા-પીવાનું મળેને, નહીં તો એ ના હોય, તો પછી કાલ ઊઠીને ચારિત્રમોહ લઈ લો, ખઈએ-પીએ શું ? આ બધો ચારિત્રમોહ ! ખઈએ છીએ, પીએ છીએ, દાતણ કરીએ છીએ, બધું આખો દહાડો ચારિત્રમોહ જ વપરાયા કરે. ચારિત્રમોહ કહેવાય !

વર્તનમોહ એટલે ચારિત્રમોહ. એટલે શું ? એ મોહવાળા જે પરમાણુ હતા, એને આપણે શુદ્ધ કરીને મોકલી દઈએ છીએ ! એટલે પછી ક્ષીણમોહ થાય. જેટલો ચારિત્રમોહ ખસ્યો એટલું ક્ષીણમોહ તરફ આગળ ગયો. ક્ષીણમોહ તરફ ચડી જાય છે. 'ગાડી ક્યાં જાય છે ?' 'ક્ષીણમોહના

સ્ટેશન ઉપર.' 'નીકળી ક્યાંથી ?' ત્યારે કહે જીતમોહ જિન નામનું સ્ટેશન, ત્યાંથી નીકળી આ ગાડી. તે મોહને જીતવા માંડ્યો છે હવે. તે ક્ષીણમોહ સ્ટેશન સુધી પહોંચાડશે. ત્યારે ભગવાન થઈ ગયેલા હશે ! મોહ જ ક્ષય થઈ ગયો ! બારમું ગુઠાણું કાયમને માટે !! મહાવીર ભગવાનને ક્ષીણમોહ જિન દશા !!

શુદ્ધાત્મા થયા એટલે પછી લક્ષ હોય એને કે 'હું શુદ્ધાત્મા છું જ'. ત્યારે કહે છે કે 'હું ચંદુલાલ નહીં ?' ત્યારે કહે, 'ચંદુલાલ ખરા, પણ વ્યવહારથી'. વ્યવહાર ચલાવવા પૂરતો, એટલે છે તે પચ્ચીસ પ્રકારના ચાર્જમોહ ગયા. પછી ચારિત્રમોહ રહ્યો. ક્ષીણમોહમાં ય ચારિત્રમોહ રહી ગયો હોય. આમ ક્ષીણમોહ કહેવાતો હોય. બારમા ગુંઠાણાને પણ મહીં ચારિત્રમોહ હોય. કેવળજ્ઞાન સિવાય ચારિત્રમોહ પૂરો ના થાય.

## વાવેલા બીનું આવ્યું આ ફળ !

ચારિત્રમોહ એટલે સમજાયુંને ? દાન આપતો હોય, તેને કહીએ કે 'તમે અક્કલ વગરનું ઊંધું કામ કરો છો ?' તે કહેશે, 'આ રહ્યું ત્યારે !' ત્યાં આગળ એ બોલે કે 'હું ખરું કરું છું' એ ચારિત્રમોહ. એક જણ છોકરાંને વઢતો હોય ને કહીએ, 'શું કરવા વઢો છો વગર કામના ?' ત્યારે કહે, 'ના, વઢવા જેવો છે.' એ ચારિત્રમોહ !

**પ્રશ્નકર્તા :** ખોરાક આપી દે છે, પુષ્ટિ આપી દે છે એ ?

**દાદાશ્રી :** એ ખોરાક ન્હોય, એ એક જાતનો મોહ છે. 'આઠ કલાક ઊંઘ તો જોઈએ જ' એ ચારિત્રમોહ. જોઈએ એવું કશું મનમાં ના હોવું જોઈએ, કશું ડિસિઝન જ ના હોવું જોઈએ. જે વખતે કોઈ ઊઠાડે તે બરાબર. આ સમભાવે નિકાલ કરજો, પણ જેટલો લાભ થાય એટલો સાચો. આ તો બધું આખું તો ના જ કાઢી શકેને ! આપણે જાણીએ છીએ કે હજુ બે-ત્રણ અવતાર રહ્યા છે, એટલે જો સમજેને તો આ બધું ચારિત્રમોહ છે. આ બધી ક્રિયાઓ થઈ રહી છે. આ 'હું ચંદુભાઈ છું' ગયું એટલે દર્શનમોહ ગયો. એટલે ચાર્જ મોહ બંધ થઈ ગયો. હવે ડિસ્ચાર્જ મોહ રહ્યો. ડિસ્ચાર્જ મોહ જેટલો મોહ વગર જાય એટલું અંદર સમાધિ જ રહ્યા કરે !

**પ્રશ્નકર્તા :** આ જૂનો માલ ફૂટે છે એ એક્સેપ્ટ થતો નથી.

**દાદાશ્રી :** શું થાય તે ? ભર્યો એટલે ! ડુંગળી અત્યારે નથી ગમતી પણ તો ભાવતી હતી તેથી ભરી લાવ્યાને ! તેથી અત્યારે ના ગમતી થઈ. તેથી ભગવાને એને ચારિત્રમોહ જ કહ્યો છે. એટલે ભોગવ્યે જ છૂટકોને ! એ ભરેલો માલ નીકળ્યા સિવાય રહે નહીં. છતાં મહીં કચકચ થયા કરે કે આ નહીં. આ ખોટું થાય છે. દેહ તો ફળ આપેને !

**પ્રશ્નકર્તા :** ઘણી વસ્તુ એવી હોય કે આપણને ન ગમે. આપણે બોલીએ, બોલી જવાય પછી એમ થાય કે આ ન બોલાયું હોત તો સારું હતું, પણ બોલી જવાય !

**દાદાશ્રી :** હા. એય ચારિત્રમોહ. એટલે વઢતાં નથીને આપણે, ચારિત્રમોહ એટલે એને વઢતાં નથી. આ મોહ એનો ખરેખરનો મોહ નથી આ.

## ત્રિયોગી ક્રિયા હવે ચારિત્રમોહ !

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહ છે તો મન-વચન-કાયાનો ત્રણેનો જુદા જુદા ડિવિઝનનો હોય, મનનો ચારિત્રમોહ, વાણીનો ચારિત્રમોહ, દેહનો ચારિત્રમોહ ?

**દાદાશ્રી :** જેટલા ભાગ પડે એટલા બધા ભાગનો ચારિત્રમોહ હોય. જેનું જેનું વર્તન હોય એ બધુંય ચારિત્રમોહને કારણે જ છે. મોહ હોય ત્યાં ચંચળતા ઉત્પન્ન થાય, નહીં તો ચંચળતા ઉત્પન્ન ના થાય. એટલે ફરવા ગયા, જમવા ગયા તેય ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ આ મન-વચન-કાયાના યોગની ક્રિયા.

**દાદાશ્રી :** બધી જ ચારિત્રમોહ. હા, પણ આત્મજ્ઞાન થયા પછી !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ થયા પછી.

**દાદાશ્રી :** હા. 'હું શુદ્ધાત્મા છું' ને આ બધું મારું ન્હોય. ફક્ત આ ચારિત્રમોહ રહ્યો. અને ચારિત્રમોહેય કંઈ તમને શુદ્ધાત્માને રહ્યો નથી. સંપૂર્ણ

નાશ થઈ ગયો છે. પણ આ ચંદુભાઈને ચારિત્રમોહ રહ્યો છે. તમારે સમજવાનું. વ્યવહારમાં ચારિત્રમોહ રહ્યો છે આ. કો'કની જોડે ચંદુભાઈ જરા આકરા થઈ ગયા એય ચારિત્રમોહ. કરકસર શા માટે કરે છે ? લોભને માટે. તો એય ચારિત્રમોહ છે. દોષો થાય છે તેય ચારિત્રમોહ અને લોભ થાય તેય ચારિત્રમોહ. બધો લોભ જ ગણાય છે. દોષો અને કરકસર બેઉ લોભ જ ગણાય છે. આને દોષપણાનો લોભ છે અને આને કરકસરનો લોભ છે.

એ બહેને કશું સારું પહેર્યું, માટે કંઈ એની ટીકા કરવા જેવું નથી. એ તો ચારિત્રમોહ જ છે. અત્યારે હવે એમને મહીં પોતાને ના ગમતું હોય તોય પહેરવું પડે, છૂટકો જ નહીં, ચારિત્રમોહ છે એટલે. હિસાબ પેલો હોય, તે પૂરો કરવો પડેને ! પહેરવાનો વાંધો નથી. આ તો ચારિત્રમોહ જ છેને ! પણ તે અંદરનું સુધરે તો કશું સાદુ પહેરવા જેવુંય હોય તો ચાલે.

## ડિસ્ચાર્જ મોહનો કર સમભાવે નિકાલ !

આત્મા ને દેહને બે જુદાં પાડે એવું વિજ્ઞાન મેં આપ્યું, એટલે તારી દ્રષ્ટિ જે વાંકી હતી તે સીધી થઈ ગઈ. અને વાંકી દ્રષ્ટિ હતી ત્યાં સુધી તને મોહ હતો અને ત્યાં સુધી કર્મ બંધાતા'તા. ત્યારે કહે છે, હજુ સાહેબ મોહ તો મને રહ્યો છે. હજુ તો કપડાં સારાં પહેરીએ છીએ, ઘડીયાળ જોઈએ છે, ચશ્મા જોઈએ છે, આમ જોઈએ છે, તેલ જોઈએ છે, અત્તર જોઈએ. ત્યારે કહે, એ ચારિત્રમોહ છે, ડિસ્ચાર્જ મોહ ! ચારિત્ર મોહ, એને હવે મનમાં એમ ના થાય કે ફરી ફરી આવું પ્રાપ્ત હો. જે આવ્યું એ નિકાલ કરી નાખ. ખારું આવ્યું તો ઓછું ખા. સારું આવ્યું તો ખા નિરાંતે પણ નિકાલ કરી નાખ. સમભાવે નિકાલ કરે છેને ? બસ ત્યારે, એના જેવું પછી રહ્યું જ શું તે ?

**પ્રશ્નકર્તા :** ચારિત્ર મોહનીયનો અત્યારે આ કપડામાં ક્ષય થઈ રહ્યો છે કે વૃદ્ધિ થઈ રહી છે ?

**દાદાશ્રી :** આ તો ખરી પડતું જ જાય, ક્ષય થાય. ચારિત્રમોહ એટલે નિકાલીમોહ. એને એની મેળે ખરી પડવા જ દેવાનું. શરીરને આવશ્યક હોય, તેને ચારિત્રમોહ ના કહેવાય. આવશ્યક એટલે પાણી-ખોરાક વગેરે.

એને મોહ ના કહેવાય. પણ આ ચા છે કે જે સવારના પહોરમાં યાદ આવે કે ચા નથી આવી, જે બંધનરૂપ લાગે એને ચારિત્રમોહ ભારે કહેવાય.

એવું આ ચાર્જ થતો મોહ બંધ થઈ ગયો. હવે ડિસ્ચાર્જ મોહ રહ્યો. એની મુદત પૂરી થાય ત્યારે એ પૂરો થાય અને જેણે આ જ્ઞાન ના લીધું હોય, તેને બે મોહ હોય. ચાર્જ અને ડિસ્ચાર્જ. પચ્ચીસ પ્રકારના ચાર્જ મોહ, પચ્ચીસ પ્રકારના ડિસ્ચાર્જ મોહ. આપણા સાધુ-આચાર્યોનેય, એમણે છોકરાં-બૈરી ત્યાગ્યા પણ તોયે ચાર્જ મોહ પચ્ચીસેય પ્રકારના અને ડિસ્ચાર્જ મોહેય પચ્ચીસ પ્રકારના હોય.

આપણું આ વિજ્ઞાન એક આટલું જ છે ! આટલો બધો મોહ, કેટલા બધા મોહમાં તમે રહો છો ?! તમારી થાળીમાં બધો મોહ જુએને, તમારાં કપડાંનો મોહ જુએ, તમારા ફ્લેટોનો મોહ જુએ તો તમને પહેલાંના કોઈ આવેને, તે આવીને કહેશે, 'અરે ! મોક્ષની વાત શું કરવા કરો છો ?' અને એવામાં છે તે આ વીતરાગ વિજ્ઞાન, અક્રમ વિજ્ઞાને તમને તાર્યા એય અજાયબી જ છેને ! આખા શરીરને ફાઈલ કહે છે.

આ દેહ એમના જ્ઞાનમાં ફાઈલ તરીકે રહે છે. ત્યારે ધન્ય છેને ! એ જ્ઞાનને ય ધન્ય છે કે જે દેહને ફાઈલ કહેવામાં આવે છે ! આટલા બધા મોહમાં રહેવા છતાંય પણ દેહને ફાઈલ કહે છે ! બોલો, મોહ ત્યાં ઊભો રહે કે ?! કેવું વિજ્ઞાન છે !! તેથી મેં કહ્યુંને કે નિકાલ કરી નાખજો આટલો. જેવું હોય તે ખાજો-પીજો, આપણે ના નથી કહેતા. કેરીઓ-બેરીઓ ખાજો, રસ કાઢીને ખાજો. પણ આમાં સુખ છે એવું ના માનશો. આ મારી વસ્તુ ન્હોય આ ! પરાણે ખાવું પડે છે. પોતાનો ખોરાક જ ના હોયને !

તું ચોપડી લખું છું એય ચારિત્રમોહ છે. કારણ કોઈ લે તો મોહ ઊભો થાય, તને ના ગમે એ મોહ. મહીં આ લોકો સત્સંગ સાંભળે છે તેય ચારિત્રમોહ. આમાં મોહ છેને કોઈ પણ પ્રકારનો, અહીં આવે છે તેય ચારિત્રમોહ છે. આ ક્રિયાનો વાંધો નથી. ક્રિયામાં મોહ છે, તેનો વાંધો છે. ક્રિયાનો વાંધો ના હોય. તમે ચાવી ચાવીને ખાવ તેનો વાંધો નથી ને ના ચાવ્યા વગર ખાવ તો તેનો વાંધો નથી. કડવી દવા ઝટપટ ઊતારી જાવ તેનો વાંધો નથી અને મોંઢે ધીમે ધીમે પીવો તોય વાંધો નથી. પણ એના

પર મોહ છે. એ કહેશે, 'ભલભલી કડવી હોય તોય હું ધીમે ધીમે ગટગટાવીને પીવું', તો એનેય ચારિત્રમોહ કહેવાય અને કોઈ કહેશે, 'મારાથી આ કડવું ના પીવાય' એય ચારિત્રમોહ. એક પ્રકારનો મોહ છે એ ચારિત્રમોહ.

## ચારિત્રમોહ થાય શુદ્ધ તપથી !

**પ્રશ્નકર્તા :** પ્રશ્નો પૂછવા એ પણ ચારિત્રમોહને ?

**દાદાશ્રી :** ત્યારે બીજો કયો મોહ ? નિર્મોહી તો પૂછે નહીં. નિર્મોહી શેને માટે પૂછે ? ચારિત્રમોહ હોય એ પૂછે. પણ ચારિત્રમોહ ના પૂછે તો એ નિકાલ ના થાય. માટે પૂછી લેવું. પૂછે એટલે ઉકેલ આવી ગયો એનો. મહીં ભરેલો માલ હતો નીકળી ગયો. એટલે અમે બધાંને રોજ એ કહીએ કે પૂછો, કંઈક પૂછો. પૂછ પૂછ કરીને એ કાઢી નાખો.

**પ્રશ્નકર્તા :** જાત્રા કરી આવ્યા એ બધો ચારિત્રમોહને ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ? જ્ઞાન લેતાં પહેલાં જાત્રા કરી હતી એ તમારો મોહ હતો. હું ચંદુભાઈ છું ને આ જાત્રા કરું છું. હવે તમે શુદ્ધાત્મા થયા ને જાત્રા કરો છો એટલે ચારિત્રમોહ. હવે જાત્રાઓ કરવાની શેને માટે રહી ? ત્યારે કહેશે, આ જે માલ ભરેલો છે એ તો ઉકેલ લાવવો પડશે. જે જથ્થાબંધ માલ ભર્યો છે એને વેચી તો દેવો પડશેને !

**પ્રશ્નકર્તા :** વાંચવાનો શોખ હોય તો એ ચારિત્રમોહ હોય એટલે પૂરો કરવો પડે. બાકી, આ જ્ઞાન પછી કંઈ વાંચવાની જરૂર નથી હવે.

**દાદાશ્રી :** હા. તે બધું વાંચવાનો ચારિત્રમોહ હોય. કોઈને ન વાંચવાનો હોય, કોઈને પેપર વાંચવાનો હોય. કોઈને બે બહારવટિયાની વાતો, સી.આઈ.ડી.ની વાતો વાંચવાનો હોય, એ બધી જ ક્રિયા જે બાકી રહે છે એ બધોય ચારિત્રમોહ છે. એ સારી-ખોટી એ તો સમાજે નામ આપેલાં છે, બુદ્ધિથી થાય છે. ભગવાનને ત્યાં આવું સારું-ખોટું કશું છે નહીં. બધું એક જ વસ્તુ, ચારિત્રમોહ. દાન આપું તોય છે તે ચારિત્રમોહ છે અને દાન લઉં તોય ચારિત્રમોહ છે. ચા મોળી આવી અને એને નભાવી

લીધું તેય ચારિત્રમોહ અને ચિડાયો તેય ચારિત્રમોહ. કારણ કે એમાં આત્મા નથીને ! આત્મા જુદો રહ્યો છે બધાંથી.

**પ્રશ્નકર્તા :** જે નિભાવી લીધું, એને આપે તપમાં ગણાવ્યું.

**દાદાશ્રી :** હા, તપ કર્યું. જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ. પેલું ચિડાયો એ તપમાં ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ વખતે એણે ચારિત્રમોહને જ્ઞાને કરીને શુદ્ધ કર્યો એમ થાયને દાદાજી ?

**દાદાશ્રી :** હા. શુદ્ધ કર્યું અને પેલાને શુદ્ધ કરવું પડે. પેલાએ શુદ્ધ કર્યું તે બેઉ કામ થયા અને આને આ થયા પછી પાછું શુદ્ધ કરવું પડે. અને ના થયું તો પછી હિસાબ ફરી જોડે આવ્યો.

જે વાતોમાં આત્મા નથી, આત્માના અનુસંધાનમાં ના હોય એવી એ વાતોને ચારિત્રમોહ કહેવાય છે. એ કહેનારને ય ચારિત્રમોહ અને સાંભળનારને ય ચારિત્રમોહ ! ચારિત્રમોહ તમને સમજાયુંને ? કુવિચારો-સુવિચારો એ બધું જ ચારિત્રમોહ છે.

ચારિત્રમોહ રોજ કહેતો'તોને ? એકલું ચારિત્રમોહ એટલું યાદ રહેને તોય બહુ થઈ ગયું. લોક તો કહેને કે કયા પ્રકારનો મોહ છે તે આ કપડાં પહેરીને ફરો છો, ઈસ્ત્રી ટાઈટ કેમ પહેરો છો ? એ તો લોકો તો ના કહે ? જેવું દેખે એવું કહે અને તમારે જાણવું પડે કે આ ય મોહ તો ખરો જ ને, પણ કયા પ્રકારનો એ જાણવું જોઈએ. ચારિત્રમોહ એટલે આપણા વર્તનમાં મોહ દેખાય લોકોને ! આટલી ઉતાવળથી કેમ દોડે છે, કહેશે. મોહ છેને પણ ? ત્યારે કહે, પેલા માણસ પાસે તું પૈસા માગે છે, તો પેલો માણસ પૈસા નથી આપતો, ને જતો રહે છે ત્યારે તારા વર્તનમાં કેમ ફેર પડ્યો ? ત્યારે કહે, ચારિત્ર મોહ છે.

## ખપાવો જાગૃતિપૂર્વક ચારિત્રમોહ !

જ્ઞાન આપ્યા પછી જે મોહ ગણાયને, લોકો શું કહે, 'ઓહોહો, ચંદુભાઈ કેટલો બધો મોહવાળો છે, સિનેમામાં આનંદ, પતંગમાં આનંદ,

ફલાણો એ મોહ છે.' અમે એને મોહ ના કહીએ, અમે જાણીએ કે આ ચારિત્રમોહ એનો નિકાલ થઈ જશે. એની ઉપર જાગૃતિ રાખવી જોઈએ. ચારિત્રમોહ અટકે નહીં પણ જાગૃતિ રાખવી જોઈએને ! અટકે કેટલું ? આપણે અટકાવવા ધારીએ એટલું અટકે. તેમ છતાં ના અટકે, એ ભલે એ થાય, પણ એની પર જાગૃતિ હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને જાગૃતિ રાખવાની, એ શું ?

**દાદાશ્રી :** પતંગ ઊડાડીએ તોય મનમાં રહ્યા કરે કે આ ખોટું કરી રહ્યો છું, આવું ના થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** રાજીખુશીથી ના કરવું જોઈએ એવું ?

**દાદાશ્રી :** એ ચંદુભાઈ રાજીખુશીથી કરે, તોય પણ આપણને આ ના થવું જોઈએ એવું મહીં અંદર જાગૃતિ રહેવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ જે કરે છે એને હું જાણું છું એ જાગૃતિ કહેવાય ?

**દાદાશ્રી :** હા, જાગૃતિ કહેવાય. જાગૃતિ તો ચંદુભાઈએ શું શું કર્યું હોય તેને આપણે ફરી લખવું હોય તો આખો ઈતિહાસ લખી આપીએ.

## છે થર્મોમિટર મહીં જ !

મહીં આત્મા થર્મોમિટર જેવો છે. તે તાવ ચઢ્યો છે કે ઉતર્યો છે, બધું ખબર પડે. કઈ બાજુ દાનત છે એ ખબર ના પડે ?

**પ્રશ્નકર્તા :** ખબર પડે. અંદર બધી ગાંઠો ફૂટે એ ખબર પડે.

**દાદાશ્રી :** ગાંઠો ફૂટે તે નહીં. ગાંઠો ભલે ફૂટે, ગાંઠો ફૂટે એ ડિસ્ચાર્જ છે પણ અંદર ઈચ્છા કેવી હોય છે ? આ આવું જોઈએ છે. એ ભીખ હોય છે હજુ. વસ્તુ એનો વાંધો નથી, ભીખનો વાંધો છે. ભીખ રહે છે મહીં ? ભીખ તો તરત ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહ અને ભીખ, એ બેમાં જરા ભેદ ખ્યાલ નથી આવતો.

**દાદાશ્રી :** ચારિત્રમોહ નિકાલી છે, ડિસ્ચાર્જ છે અને ભીખ એ વસ્તુ બધું ઊભું કરે છે મહીં. ભીખ માટે હંમેશાં ઉપયોગ રહે. ભીખમાં આખો ઉપયોગ જ પેસી જાય અને ચારિત્રમોહમાં ઉપયોગ જાગૃતિ રહે.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે અમુક પ્રકારનો ચારિત્રમોહ એવો હોય છે કે જે જ્ઞાનને પણ ઊડાડી મૂકે, તે કેવા પ્રકારનો ?

**દાદાશ્રી :** હા. એ તો ચારિત્રમોહ એવો હોય તો તો આખો ભડકો કરી દેવડાવે. બધું જ્ઞાન હઉ ઊડાડી મૂકે, ધક્કો મારીને ! તે આમાં વિષયના પ્રકારનો જ હોય, બીજો કોઈ નહીં. આ જેટલા બધા કષાય ઊભા થાય છેને, એ બધા વિષયમાંથી ઊભા થયેલા છે.

## અક્રમ વિજ્ઞાનની ગેરન્ટી !!

**પ્રશ્નકર્તા :** આત્મા પ્રાપ્ત થાય એટલે પુદ્‌ગલમાં ઋજુતા-મૃદુતા ગુણો ઊભાં થાય. હવે જ્ઞાન લીધું છે, છતાં એમનો વર્તાવ એવો હોય છે કે આપણને એમ લાગે કે આટલી કઠોરતા કેમ હશે ? કોઈ એમને પૂછે તો કહે, આ ભરેલો માલ નીકળે છે. આ ચારિત્રમોહ નીકળે છે. એટલે આમ થાય છે. તો એ વખતે આ મૃદુતા-ઋજુતાની વાત ક્યાં ઊડી જાય છે ?

**દાદાશ્રી :** મૃદુતા-ઋજુતા હોય જ એમાં.

**પ્રશ્નકર્તા :** હા, એ કેવી રીતે એ સમજાતું નથી, એ સમજાવો જરા.

**દાદાશ્રી :** આચાર કઠોર હોય પણ મૃદુતા-ઋજુતા અંદર હોય, એની અમે ગેરેન્ટી આપીએ છીએ. એવું આ અક્રમ વિજ્ઞાન છે.

## એક્સક્યુઝ લે તે ય ચારિત્રમોહ !

**પ્રશ્નકર્તા :** આ તો મારો ચારિત્રમોહ, મારું ડિસ્ચાર્જ છે એમ કરીને પેલો એક્સક્યુઝ (માફી) ના લે ? ખોટો બચાવ પોતાનો ના કરે ?

**દાદાશ્રી :** એ લે છે તેય ચારિત્રમોહ છે, પણ જો પોતાની રીતરસમ બદલી નાખે, આ ખોદી નાખે આપેલું જ્ઞાન, તો પછી માર્ગમાં ના કહેવાય.

આપણું જ્ઞાન જ ખોદી નાખે ને પાંચ આજ્ઞામાં ના રહેતો હોય, પચાસ ટકાય આજ્ઞામાં ના રહેતો હોય, તો ખલાસ થઈ ગયું. આ તો પચાસ ટકા રહે તોય બહુ થઈ ગયું. પછી જે અવળચંડું થઈ જાય છેને, તેય ચારિત્રમોહ છે.

**પ્રશ્નકર્તા :** તો એનેય ચારિત્રમોહ કહેવાય ?

**દાદાશ્રી :** ખુશીથી કહેવાય જ. ચારિત્રમોહ સારી રીતે કહેવાય. પણ કો'કને ના કહેશો. આ લોકોને ના કરશો વાત. તમારે મને કહેવું. લોકો તમને ડીસ્કરેજ કરી નાખશે અને આ જે સ્થિર થયા છે તેનેય અસ્થિર કરી નાખશે. મને કહેશે તો હું કહી દઈશ કે ભઈ, આ શું છે તે !

**પ્રશ્નકર્તા :** પણ એ તો સત્ય જ વાત છેને ! આ ચારિત્રમોહમાં જ આવેને ? બીજે શેમાં જાય ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ જ છે ત્યાં આગળ. પણ વચ્ચે ડખલ જ નથીને તમારી ! તમારી ડખલ હોય તો તમે જવાબદાર છો. આ શું થઈ રહ્યું છે ? ઈટ હેપન્સ થઈ રહ્યું છે. આ ચારિત્રમોહ એટલે ઈટ હેપન્સ. તમારી ડખલ નથી કોઈ જાતની આમાં. 'આમ કરો કે તેમ કરો' એવી ડખલ નથી. એની મેળે જ બધા સંજોગો ભેગા થાય ત્યારે કાર્ય થાય. તમારી ડખલ નથી. તમારું આમાં ચાલે જ નહીંને ! તમારે તો, આખું કર્તાપદ ઊડી ગયું છે. પછી શી રીતે તમે જવાબદાર ? એટલે કોઈએ મૂંઝાવાની જરૂર નહીં. મને પૂછવું વખતે, બહુ મનમાં મૂંઝવણ થાય તો.

## સમભાવે નિકાલથી મુક્તિ ચારિત્રમોહની !

અજાયબ માર્ગ છે આ. એટલે કામ કાઢી લેવા જેવું છે આપણે, ઝટપટ આની પાછળ પડીને. બીજી ઈચ્છાઓ અત્યારે ઊભી થાયને, તે મોળી કરી નાખવી એને જેમ તેમ કરીને અને તે બધો ચારિત્રમોહ છે. ઈચ્છા એ કંઈ ખરેખર મોહ નથી, ચારિત્રમોહ છે. ભગવાનનેય ચારિત્રમોહ હતો. ઘેરથી બહાર નીકળ્યાને, તે કેવળજ્ઞાન થતાં સુધી જે મોહ રહ્યો તે બધો ચારિત્રમોહ. આ તમે છે તે વેઢમી-જલેબી ખાતા હોય,

તો હું તમને વઢવા ના આવું. હું જાણું કે આમનો ચારિત્રમોહ છે અને તમે તેનો નિકાલ કરો છો. ફરી આવે નહીં એવી રીતે એનો સમભાવે નિકાલ કરી નાખવાનો. અત્યારે જે આવ્યું એ વ્યવસ્થિત, ના આવ્યું તેય પણ વ્યવસ્થિત. વેઢમી કાચી આવી તેય વ્યવસ્થિત, સરસ આવી તેય વ્યવસ્થિત. બધું વ્યવસ્થિત છેને ?

તે આપણે ત્યાં સમભાવે નિકાલ કરી નાખીએ છીએ એ ચારિત્ર-મોહનો, એનું નામ મુક્તિ. બીજું કશું છે નહીં. આવો સહેલો મોક્ષમાર્ગ કોઈ દહાડો સાંભળવામાંય ના આવેલો હોય, એટલો બધો સહેલો-સરળ માર્ગ છે આ. ત્યાગ કરવાનું નહીં, કશી ભાંજગડ નહીં, ડખો નહીં, ડખલ નહીં.

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં જવું એ પણ મોહ છે, પણ તે ચારિત્રમોહ છે, તેમ આપે જણાવ્યું છે તો આ મોહ પણ અન્ય મોહની જેમ જવો જોઈએ ?

**દાદાશ્રી :** આ મોહ કેવી રીતે જઈ રહ્યો છે એ જોયા કરવાનું છે. ચંદુભાઈ ખાતા હોય, પીતા હોય, કચ કચ કરતા હોય તો એ બધો મોહ છે તે જોયા કરવાનો તમારે. એટલે એ મોહ જતો રહે. ડખો કરો કે 'કેમ આ ખારું કર્યું છે' તો મોહમાં જરા ચીકાશ કરી પાછી. ડખો નહીં કરવાનો. 'જોયા' જ કરવાનું. આ મોહ તો ખરો પણ જોવાથી જ જાય, જોવાથી જ નાશ પામે. ચારિત્રમોહ એટલે ડિસ્ચાર્જમોહ. ડિસ્ચાર્જમોહ એટલે આપણા હાથમાં સત્તા નથી. એની મેળે જ ચાલ્યો જશે, તમે જો વીતરાગ રહેશો તો.

**પ્રશ્નકર્તા :** પણ ચારિત્રમોહ આખરે તો જવો જ જોઈએને ?

**દાદાશ્રી :** એ જઈ રહ્યો છે. ચારિત્રમોહ જઈ રહ્યો છે. આ જે ફાઈલો એ ચારિત્રમોહની જ છે. ફાઈલોનો નિકાલ થઈ ગયો એટલે ફુલ ગવર્મેન્ટ થઈ ગયો. એટલે જવો જોઈએ એવું નથી, કાઢવાનો નથી, જઈ જ રહ્યો છે.

## દાદાનું ચારિત્ર, ચારિત્રમોહ વિનાનું !

ચારિત્રમોહ શું છે એ બતાડવા તો અમે દશ-દશ દહાડા તમારી જોડે હોઈએ છીએ. કહેશે, 'દાદા, ટ્યુબ નથી' તો દાદા કહેશે 'ચાલશે'.

'દાદા, બ્રશ નથી.' તો દાદા કહેશે, 'ચાલશે'. 'દાદા, ઊલિયું એકલું છે.' તો દાદા કહેશે, 'ચાલશે'.

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહ શાનાથી જાય ?

**દાદાશ્રી :** એને સમજવાથી જાય. સમજે તો એની પર ઉપયોગ દે એટલે જાય.

**પ્રશ્નકર્તા :** કમ્પ્લિટ નિરાગ્રહતા ?

**દાદાશ્રી :** નહીં. ચારિત્રમોહ જુદી વસ્તુ છે. નિરાગ્રહતા એ બરોબર છે. એ શબ્દ જુદો છે અને આને ચારિત્રમોહથી સમજીએને તો આમાં મોહ છે. આગ્રહતા વસ્તુ જુદી છે. આગ્રહતા અહંકારનો વિભાગ છે અને આ મોહ છે, જે પ્રત્યક્ષ ઓળખાય પાછો. પ્રત્યક્ષ ઓળખાય એની પર મૂર્છા છે.

'દાદા, ગરમ પાણી વધુ છે, ટાઢું ઓછું છે' તો દાદા કહેશે 'ચાલશે'. 'દાદા, ગરમ ઓછું છે ને ટાઢું વધારે છે' તો દાદા કહેશે 'ચાલશે'. 'દાદા ટાઢું પાણી એકલું છે' તો દાદા કહેશે 'ચાલશે'. એટલા માટે અમે દશ દહાડા બધા મહાત્માઓ જોડે રહીએ છીએ કે જ્ઞાની પુરુષનું દશ દહાડાનું ચારિત્ર જુઓ. ચારિત્રમોહનીય વગરનું ચારિત્ર જુઓ. એટલા સારુ તો રહીએ છીએ, પણ ના સમજે તેનું શું થાય !

રોટલી અમારી થાળીમાં મૂકે પછી એક જણ કહેશે, 'એક જ રોટલી છે. દાદા, તમે ભાત એકલો ખાવ' ને રોટલી ઊઠાવી જાય તો અમે કહીએ કંઈ વાંધો નહીં, 'ચાલશે' અને ભાત ઊઠાવી જાય કહેશે, રોટલી એકલી જ છે તો અમે કહીએ, 'સારું, ચાલશે.' એ 'ચાલશે' બોલાય ક્યારે કે એની પર મૂર્છા તૂટેલી હોય તો બોલાય. આગ્રહ તો એક ચાલે નહીં ત્યાં આગળ મૂર્છા તૂટેલી હોય ભાતની તે...

કારેલાનું શાક મૂકેલું હોય ને આવતાં જ પહેલાં મન મહીં ખુશ થયું હોય ને શાક પાછું લઈ જાય તો મનમાં પેલું અકળામણ થાય એ ચારિત્રમોહ કહેવાય. કારેલાનું શાક મૂકીને લઈ ગયો તો કહીએ 'ચાલશે' અને પેલાને તો ફરી આવે તો 'એય નથી જોઈતું મારે'. 'નહીં જોઈએ'

એ ચારિત્રમોહ. ને મોહને લીધે એવી વાણી નીકળે છે. મોહ ના હોય તો કશો વાંધો નથી, જેમ કરે તેમ અને જ્ઞાતા-દ્રષ્ટા ભાવ જ રહે.

તમારે ચારિત્ર મોહ રહ્યો છે. એ ફરી સંસાર બીજ નાખે એવો નથી પણ એ છે ત્યાં સુધી સમાધિ સુખો નહીં ઉત્પન્ન થાય.

આ હું કોટ-ટોપી પહેરું છું, તેનો ય ગુનો લાગુ થતો હશે ? કો'ક કહે કે 'એ જ્ઞાની પુરુષ છે, સંપૂર્ણ જ્ઞાની છે'. એમ કહે ત્યારે કહે, એ કબૂલ કરું છું, પણ આ કોટ-ટોપી પહેરે છે ? તો આ દુનિયામાં કોઈ ચીજ મોહ વગર બનતી નથી, પણ આ ચારિત્રમોહ છે. બીજ ના પડે. પણ દેખવામાં મોહ દેખાય. આપણે કબૂલ કરીએ છીએને, આ અમારો ચારિત્રમોહ છે, આ અમે આમને 'આવો' કહીએ છીએને તેય ચારિત્રમોહ. આવો ને અહીંયા આવોને, બેસોને.

લોકો ના કહે કે, આ તમારા જ્ઞાની વીંટી પહેરે છે, તો શું મોહ વગર કોઈ વીંટી પહેરે ? ત્યારે મને પૂછે તો મારે કહેવું પડે કે મોહ તો ખરોને સાહેબ. એમાં કંઈ મારાથી ના ન કહેવાય. મોહ વગર કોણ આવું ઘરેણું ઘાલે ? કોઈ ઘાલે ખરો ? પટિયાં કોણ પાડે મોહ વગર ? દાઢી કોણ કરે ? મૂંછો કોણ કાઢી નખાવે ? મોહ વગર તો કશું થાય જ નહીંને ? કંઈ પણ મોહ છે. પણ આ ચારિત્રમોહ છે.

બધાં કહે ત્યાં બેસવું આપણે અને બધાં ના કહે, પેણે બેસો તો ત્યાં બેસવું. ઊઠાડવામાંય આઠ-આઠ માણસ જોઈશે ? સરળ થવું. આ અમે ગાદી પર બેઠા, તેય ચારિત્રમોહ.

ચારિત્રમોહનો અર્થ તમે સમજ્યા ? આજે એની પર મોહ નથી. કોઈ પણ જાતનો, લઈ લે તોયે કશું નહીં. આ કોટ લઈ લેને તો યે કશું નહીં. પણ છે ખરો હકીકતમાં. પહેરે છે ખરા અને ધોવા નાખે છે પાછા. સાહેબ, ધોવા કેમ નાખ્યું ? તમને શું વાંધો'તો ? ત્યારે કહે, ના, લોકોમાં ખોટું દેખાય ને લોકો કહે છે, જુઓ તો ખરા, કપડાં સીધા નથી રાખતા ! એટલે લોકોને દુઃખનું કારણ થાય. આપણો ચારિત્રમોહ લોકોને દુઃખનું કારણ થાય, એવું છે આ. એટલે ચારિત્રમોહનો વાંધો જ નથી.

આ બધી અવસ્થા છે, એમાં અમારે બીજ પડે નહીં એવું છે અમુક, પણ ચારિત્રમોહ છે એ વાત તો સો ટકા, ના કહેવાય નહીં કોઈથી. આવો ચારિત્રમોહ તો જ્ઞાનીને જ હોય. બીજા કોઈને આવો ચારિત્રમોહ ના હોય. બીજા બધાને ક્રમિક માર્ગમાં તો ગાઢમોહ હોય, અવગાઢ મોહ હોય.

લોક મને શું કહે છે કે જો તમે પૂર્ણ હો તો આ મોહ કેમ છે? પટિયાં (સેંથા) કેમ પાડ્યાં છે ? એટલે મારે જવાબ આપવો રહ્યો કે એ ચારિત્રમોહ છે મારો, લોકોને વ્યવહારથી સમજાવવા માટે. નિશ્ચયથી હું કરેક્ટ છું, કમ્પ્લિટ છું, પણ વ્યવહારમાં મારે સમજાવવું પડશે. આ બધાંને ચારિત્રમોહ છે જ. મને હઉ ચારિત્રમોહ ખરો.

**પ્રશ્નકર્તા :** આપને ચારિત્રમોહ છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ બધાં જાણે છે કે દાદા દેહના માલિક નથી. પણ બાજુમાં કો'ક પૂછે મને, કે દેહના તમે અત્યારે માલિક નથી ? તો મારે 'હા, માલિક છું.' કહેવું પડે. નહીં તો પુરાવા એમને સમજણ પડે નહીં, એટલે બિચારો ગૂંચાયા કરે. એ બધો ચારિત્રમોહ કહેવાય. અને આ વીંટી પહેરી છે એ ચારિત્રમોહ કહેવાય. આ કપડાં પહેર્યાં છેને ? ચારિત્રમોહ ક્યારે જાય કે કેવળજ્ઞાન થાય ત્યારે. ત્યાં સુધી ઊભો રહેલો હોય.

જ્યાં સુધી ચારિત્રમોહ છે ત્યાં સુધી મુક્તિ ના થાય. ચારિત્રમોહ પૂર્ણ થયે કેવળજ્ઞાન થાય, એટલે થોડો કાળ રહે ને પછી મુક્તિ થાય. મહાવીર સ્વામીને કેવળજ્ઞાન થતાં સુધી ચારિત્રમોહ હતો.

**પ્રશ્નકર્તા :** બધો ચારિત્રમોહ ખલાસ થાય ને પછી કેવળજ્ઞાન થાય?

**દાદાશ્રી :** હા, પછી જ કેવળજ્ઞાન થાય.

**પ્રશ્નકર્તા :** ત્યાર પછી સાધુવેશ આવે ?

**દાદાશ્રી :** પછી વેશ જ ના હોય. પછી તો એને દિગંબરી યે ના કહેવાય. શ્વેતાંબર-દિગંબરથી પર હોય એ વસ્તુ તો. એ વેશ જ જુદો હોય. એ વેશ ના હોય. દેહની કોઈ ક્રિયા હોય તે બધી જ ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ વ્યાખ્યાન આપતા હોય તો એ પણ એનો ચારિત્રમોહ જ કહેવાયને ?

**દાદાશ્રી :** બધુંય, વ્યાખ્યાન એકલું આપતો હોય તે નહીં, પણ વ્યાખ્યાન સાંભળતો હોય તેય ચારિત્રમોહ. હું ઉપદેશ આપું છું તેય ચારિત્રમોહ. આ હું અત્યારે જ્ઞાન આપું છું તેય ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** તો અમારો કયો મોહ ? અમે સાંભળીએ છીએ તે ?

**દાદાશ્રી :** એ ય ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** આપ વિધિ કરાવો છો એય ચારિત્રમોહ છે ?

**દાદાશ્રી :** હા, બધું ચારિત્રમોહ છે અને તમે વિધિ કરો છો તે ય ચારિત્રમોહ છે.

**પ્રશ્નકર્તા :** આપને જે ભાવ છે કે અમે બધા ધીમે ધીમે મુક્તિને પામીએ તો એ શું કહેવાય ? આપનો મોહ કહેવાય ? રાગ કહેવાય ?

**દાદાશ્રી :** એવું છેને, આને ચારિત્રમોહ કહેવાય. મોહ તો ખરો જ ને ! મોહ વગર ૭૮ વર્ષે અહીં કોણ આવે ઉપર, ખુરશીમાં બેસીને ?

**પ્રશ્નકર્તા :** દાદાનો ચારિત્રમોહ.

**દાદાશ્રી :** તમારેય ચારિત્રમોહ અને મારેય ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો એ બરાબર છે, આપનેય ચારિત્રમોહ ને અમારેય ચારિત્રમોહ. પણ એમાં ફેર પડી જાયને ?

**દાદાશ્રી :** ફેર તો પડી જાયને ! તમારે તો બેંકમાં વીસ હજાર ગણવા જવું છે, પછી ઓબેરોય હોટેલમાં જરા નાસ્તો કરવા જવું છે. મારે એવું કશું છે ? પેલો બોજાવાળો ચારિત્રમોહ, નર્યો બોજો. અમારે ચારિત્રમોહનો બોજો ના હોય, હલકાં હોય ! બાકી મોહ તો ખરો જ. મોહ વગર કોણ પીડા વહોરે ? કંઈ પણ મોહ કહેવા યોગ્ય છે, પણ મોહ કયો ? ચારિત્રમોહ. જે મોહથી ફરી નવો મોહ બંધાતો નથી અને જે મોહની સંવરપૂર્વક નિર્જરા થઈ જાય છે. તમારે હઉ એવું છે. પણ તમને બોજો

હોય, બોજો રહ્યા કરે. વીસ હજાર રૂપિયા પાછા મૂકવા ને લાવવા, ને વીસ હજાર કોઈએ ઉછીના માંગ્યા તો ઉપાધિ.

**પ્રશ્નકર્તા :** દાદા, એ ચારિત્રમોહ આપે જે કીધું, પણ એ જ્ઞાનીનો કરુણાભાવ ના કહેવાય ?

**દાદાશ્રી :** કરુણાભાવ જ છે એ. પણ એક પ્રકારનો મોહ કહેવાય.

**પ્રશ્નકર્તા :** કરુણાભાવમાંય પણ એ ચારિત્રમોહ છે.

**દાદાશ્રી :** મોહ વગર તો કોઈ હોય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** દાદા, આ તીર્થંકરોને કલ્યાણની ભાવના હોય, એ પણ તીર્થંકરોનો ચારિત્રમોહ ખરો કે નહીં ?

**દાદાશ્રી :** બધો ચારિત્રમોહ. કેવળજ્ઞાન થયું તે પહેલાં. બારમા ગુંઠાણા સુધી ચારિત્રમોહ હોય. અને ચારિત્રમોહ ખલાસ થયો કે કેવળજ્ઞાન થયું.

**પ્રશ્નકર્તા :** પછી એમને ભાવ ના હોય કાંઈ...

**દાદાશ્રી :** ના. પછી દેશના. અને સામે આવીને ઊભો રહ્યો હોયને, આમ 'જે જે' કરે, હવે એ નર્કે જવાનો હોય તોય ભગવાન એને એમ ના કહે કે તું આમ થઈ જઈશ. કારણ કે ખટપટ ના કરે એ. એકની પર રાગ ને એકની પર દ્વેષ એવું નહીં !

**પ્રશ્નકર્તા :** પણ દાદાજીની આજ્ઞા પાળવી એ ચારિત્રમોહમાં જાય ?

**દાદાશ્રી :** ના. એ તો પ્રજ્ઞાશક્તિનો પુરુષાર્થ છે. ચારિત્રમોહમાં ના જાય. ચારિત્રમોહ મહીં પળાવા ના દે, એ બને એવું. ફાઈલો બહુ ભારે આવી જાયને, તો પેલા રખડી મરે. મોડું-વહેલું થાય, થોડીવાર પાળે અને આખો ચારિત્રમોહ બહુ સરળ હોયને તો બહુ સરસ પાળવા દે.

## આજ્ઞા પાળવાથી જાય ઘાતીકર્મો !

**પ્રશ્નકર્તા :** હવે આ જે દર્શન છે એનાથી બધો આ ચારિત્રમોહ ખપે છેને ?

**દાદાશ્રી :** શુદ્ધ દર્શનથી જુએ છે એટલે ચારિત્રમોહ ખપે.

**પ્રશ્નકર્તા :** મારે પૂછવાનું એ જ હતું કે જે ચારિત્રમોહ ખપાવવાની રીત આ દર્શનથી જ છેને ?

**દાદાશ્રી :** દર્શનથી જ છે. પણ એ દર્શન ક્યારે રહે ? અમારી પાંચ આજ્ઞા પાળે ત્યારે દર્શન રહે ને એનાથી ચારિત્રમોહ બિલકુલ ઊડી જશે. સમાધિ રહેશે અને મોક્ષે લઈ જશે.

**પ્રશ્નકર્તા :** એટલે મોહનીય કર્મ આખું ખપી જાયને ? પછી એની સાથે આ દર્શનક્રિયા આત્માની થાય છેને ?

**દાદાશ્રી :** હા. આ અમારી આજ્ઞા છે, એ જ પાળવાથી દર્શનક્રિયા અને જ્ઞાનક્રિયા ચાલુ થઈ, એનાથી ચારેય છે તે ઘાતી કર્મ ઊડી જાય.

## જાય જ્ઞાનથી દર્શનમોહ ને આજ્ઞાથી ચારિત્રમોહ !

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને દર્શનમોહ કાઢી આપ્યો અને ચારિત્રમોહ રહ્યો હવે. ચારિત્રમોહ આખા દિવસમાં જે બધું બને, તે બધું ચારિત્રમોહ જ ગણાય. ઊઠ્યો એય ચારિત્રમોહ, ચા પીધી એય ચારિત્ર-મોહ, એ બધું ચારિત્રમોહમાં જ જાય. એટલે નિરંતર પેલું ચારિત્રમોહને ચારિત્રમોહના સ્વરૂપે જ જુએ, એવી એક્ઝેક્ટ જાગૃતિ કઈ હોય ?

**દાદાશ્રી :** કહ્યું છેને કે વ્યવસ્થિત છે, જોયા કરજો. એ આજ્ઞાથી મોક્ષ. જોયા કરવાનું. ગમે તેવું કાર્ય કરતો હોય તોય તેને જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે આ જોયા કરવાથી ચારિત્રમોહ ઊડી જાય અને આ પાંચ આજ્ઞામાં રહેવાથી પણ ઊડેને ?

**દાદાશ્રી :** એ જોવાનું એ જ પાંચ આજ્ઞાને ! રિલેટિવ ને રિયલ જોવું એ આજ્ઞામાં આવે. એટલે ચારિત્રમોહ કાઢવા માટે આ કહેલું જુદું. આંખે પાટા બાંધીને ચારિત્રમોહ ઊભો કર્યો અને ઊઘાડી આંખે જોઈને ચારિત્રમોહને રજા આપી.

**પ્રશ્નકર્તા :** આ આખું અસાધારણ વેલ્ડીંગ લાગે. પેલામાં તો ગોથા

ખાયા કરે, શાસ્ત્રોમાં તો. આપનું એક વાક્ય છે, જ્ઞાની પુરુષના જ્ઞાનથી દર્શનમોહ જાય અને આજ્ઞા પાળવાથી ચારિત્રમોહ જાય.

**દાદાશ્રી :** ખરું છે, આ બેઉ રહે તો કામનું. તમે જો ચારિત્રમોહને પકડો તો તમારો, ને ના પકડો તો તમારો નહીં. તમે જ્ઞાતા-દ્રષ્ટા રહો તો તમારો નહીં અને કહો કે 'મને આમ કેમ થાય છે' તો તમારો. જે રીતે ફાવે તે રીતે કરજો.

**પ્રશ્નકર્તા :** એ ચારિત્રમોહનીયને જે જાણે છે તે જ ઉપયોગ છેને ?

**દાદાશ્રી :** ચારિત્રમોહને જાણવું તે જ ઉપયોગ. જાણે તેને અડે નહીં.

## વીંટેલું ઉકલે તે ચારિત્રમોહ !

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે દર્શનમોહ ગયા પછી ચારિત્રમોહ છે એ તો આપોઆપ ડિસ્ચાર્જ થયા જ કરેને ?

**દાદાશ્રી :** ચારિત્રમોહ એટલે જે મોહ પરિણામ પામેલો છે. એટલે ઓગળ્યા જ કરે એની મેળે, તમારે કશું કરવું ના પડે. તમારે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું જોઈએ. તમે તમારા સ્વભાવમાં રહો તો તમને કશો વાંધો નથી. વકીલ વકીલાત કરે અને તે લોકો કહે, આ વકીલ વકીલાત કરે છે. શી રીતે એને ચારિત્રમોહ કહેવાય ? હું કહું કે એને જ ચારિત્રમોહ કહે છે. જેવો વીંટ્યો હતો તેવો ઊકલે. વાંકો વીંટ્યો'તો, તો વાંકો નીકળ્યો. સીધો વીંટ્યો'તો, તો સીધો નીકળ્યો. પણ વીંટ્યો'તો તે એવો નીકળે.

કેટલા ભગવાન ડાહ્યા ! આમાં અપવાદ મૂક્યા હોત તો મુશ્કેલી ઊભી થાતને ? ત્યારે કહે, જેવો વીંટ્યો'તો એવો. વકીલાત કરીને જૂઠો કેસ હતો તો તેને સાચો કરી નાખ્યો. અલ્યા ભઈ, સાચો કરી નાખ્યો. પણ વીંટ્યો'તો એવો મોહ છે. તેય પણ એ તો પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે. આજે એની માલિકી ધરાવતા નથી, પછી શી જવાબદારી ? એટલે જ્ઞાતા-દ્રષ્ટા રહે તો કશું છે નહીં. વાંકો-સીધો તમે જેવો ભર્યો હોય તેવો. વાંકો હોય કે સીધો હોય, અને વાંકો-સીધો આ જગતનાં બુદ્ધિની અપેક્ષાએ છે, સમાજ વ્યવસ્થાની અપેક્ષાએ છે. બાકી ભગવાનને ત્યાં તો, આ વાંકો ને

આ સીધો એવું કશું હોતું જ નથી. સીધું-વાંકું તો આપણને અનુકૂળ ના આવ્યું એટલે વાંકું કહ્યું અને આપણને અનુકૂળ આવ્યું એને આમ સીધું કહ્યું. આપણને અનુકૂળ ના આવતું હોય, તે બીજાને અનુકૂળ આવતું હોય માટે કંઈ આપણું આ વાંકું કહેવાય ? એ તો સહુ સહુનો હિસાબ છે. કલ્પના જ છે એક જાતની. વાંકા અને સીધાથી તમારી દ્વન્દ્વાતીત દશા થઈ છે. એટલે તમારે તો ખાલી જોવાનું. દાદાની આજ્ઞા જ પાળવાની. બીજું કંઈ નહીં જોવાનું. જે આવે એ, કચરો હોય કે સારું હોય. જેવી પરીક્ષા આપી'તીને એવા માર્ક આવ્યા છે. એ જોયા કરવાનું. પરીક્ષા આપતી વખતે દાદાને પૂછીને ન્હોતી આપી. તમે તમારી મરજીથી આપી'તી !

**પ્રશ્નકર્તા :** પણ હવે પરીક્ષા પછી આ તમારી સિફારસ ચાલેને ? જે કરતાં હોય એ, પાસ થવાની, માર્ક મૂકવાની.

**દાદાશ્રી :** ના. પણ હવે જે તમે નવું કરી રહ્યા છો, એ મારી પાસે છે. પહેલાંનું કરેલું તે તો આવી રહ્યું છે, તે જોયા કરો. એટલું જ મેં કહેલું છે. પછી તમને બંધન નથી એમ હું કહું છું !

ચારિત્રમોહ એટલે આપણે ત્યાં પ્રારબ્ધ કહે છેને ! પ્રારબ્ધ એકલું રહ્યું એવું કહે છેને ? એ ચારિત્રમોહ. પ્રારબ્ધ ભોગવવાનું રહ્યું. એ જ્ઞાતા-દ્રષ્ટા રહીને ભોગવ.

**પ્રશ્નકર્તા :** એટલે જે વીંટાળીને લાવ્યા છીએ એ ઉકેલ આવે છે એને ચારિત્રમોહ કહેવાનો ?

**દાદાશ્રી :** હા. જે માલ વીંટાળીને લાવ્યા છોને એ પાછો ઉકલે, એને ચારિત્રમોહ કહે. અને ભગવાન કહે છે, 'પાછો ઉકલે એમાં રાગ-દ્વેષ ના કરીશ ને જ્ઞાતા-દ્રષ્ટા રહે'.

## ઉકલે ડિઝાઈન પ્રમાણે...

**પ્રશ્નકર્તા :** એટલે વર્તનમોહ અહંકારનો કહેવાય ? એ કોનો કહેવાય ?

**દાદાશ્રી :** અહંકારનો જ, બીજા કોનો ? શુદ્ધાત્મા તો જુદો છે જ

આ. અને ડિસ્ચાર્જ મોહનું પૂતળું એ જુદું છે. ડિસ્ચાર્જ મોહનું પૂતળું ખાય-પીવે, તે પણ એ આહારી છે તે ખાય છે. વિહારી છે તે ચાલે છે.

**પ્રશ્નકર્તા :** એ ચાલે છે અને પાછું અમુક પ્રકારે ચાલવાનો એવો એને મોહ છે એવું કહેવું છે ?

**દાદાશ્રી :** હા. એ જોવું, એની ડિઝાઈન છે એવી જ. નવી ડિઝાઈન નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આ ડિઝાઈન પ્રમાણે આખો વ્યવહાર ઓપન થઈ રહ્યો છે.

**દાદાશ્રી :** યોજનાની જે ડિઝાઈન હતી, તે પ્રમાણે બધું ચાલ્યા કરે છે. હવે સરકારમાં યોજના કરેલી હોય, એ ઘણા ફેરે યોજનાપૂર્વક કામ થાય છે, પણ કો'ક ફેરો ડિઝાઈન બદલે છે એ ત્યાં આગળ, ઓન સાઈટ. એ આમાં બદલાય નહીં.

**પ્રશ્નકર્તા :** હવે દાખલા તરીકે આ મારે અમુક કંપનીમાં સર્વિસ ચાલે છે, તો હવે એ ડિઝાઈન પ્રમાણે જ હશેને આખું ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** તો એમાં પેલું ડખાડખી કરીએ કે આ કંટાળો આવે છે, આ નથી જોઈતું તો...

**દાદાશ્રી :** એ ડિઝાઈન જ છેને ! આ ડિઝાઈનમાં જો કદી પોતે છૂટો રહે, જુએ કે શું આ કરે છે એટલે તું છૂટો.

**પ્રશ્નકર્તા :** એટલે પાછું પોતે...

**દાદાશ્રી :** આનો જ્ઞાતા-દ્રષ્ટા રહે. ચંદુભાઈ સામો થઈ ગયેલો દેખે, તોય પણ એનો જ્ઞાતા-દ્રષ્ટા રહે તો બસ, થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** ડિઝાઈનમાં જે ડખોડખલ કરવા માથાકૂટ કરે છેને, એ પણ ડિઝાઈનનો જ વિભાગ છે ?

**દાદાશ્રી :** ડખોડખલ કરે તેય એમાં ડિઝાઈનમાં જ. જુદા થઈને

જોવાનું. ન્યાય એટલે ન્યાય. ન્યાય, અન્યાય થાય નહીં. આ તો અક્રમ વિજ્ઞાન છેને, આ કંઈ જેવી તેવી વાત છે ?!

**પ્રશ્નકર્તા :** અક્રમ વિજ્ઞાન એટલે શું કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** અક્રમ વિજ્ઞાન વગર નિકાલી બાબત ના હોય. આ તો બીડી પીતો હોય તો બીડી પીવા દે અને પેલામાં ક્રમિકમાં તો છોડવી પડે.

## ડખાવાળો ચારિત્રમોહ !

ડિસ્ચાર્જ મોહ એની મેળે ઓગળી જશે, જો મહીં ડખોડખલ ના કરો તો. ડખો ના કરો, શું થાય છે એ જોયા કરો.

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહમાં ડખો થાય ખરો ?

**દાદાશ્રી :** એ બધેય ડખો હોયને ! ડખા વગર તો મોહ હોય જ નહીં. મોહ એટલે ડખો. ડખો કર્યા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આપણે એને ચારિત્રમોહ તરીકે સમજીએ. આપણે જોતાં-જાણતાં હોય તોય ડખો થઈ જાય.

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટાને ડખો નથી હોતો. ચારિત્રમોહમાં ડખો હોય. 'હું નહીં આવું અત્યારે.' એ પછી ડખો થઈને ઊભો રહે. કારણ કે માલ જ એવો ભરેલો છે ડખાવાળો. તે ડખાવાળો ચારિત્રમોહ નીકળે. જ્ઞાતા-દ્રષ્ટા પાસે બીજું કોઈ વિશેષણ જ ના હોય, ડખો-બખો થાય એ તમે નહીં, પણ આ ચારિત્રમોહનો ડખો હોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, એનું ડખા વગરનું વર્તન કેવું હોય ?

**દાદાશ્રી :** થોડો ઘણો તો ડખો હોય જ. કારણ કે અજ્ઞાનથી જ ચારિત્રમોહ બંધાયેલું છેને ! અને સજ્ઞાનદશામાં જોવાનો છે. એટલે અજ્ઞાનતામાં બંધાયેલુંને ? એટલે થોડો ઘણો તો ડખો હોય જ. આડાઈ એ તો ડખો બધો હોય જ. એ આડાઈ એ ડખો જ કહેવાય, ઓછાવત્તા પ્રમાણમાં. કોઈને વધારે ડખો હોય અને પ્રકૃતિની વિરુદ્ધ દેખે એટલે આડો

થયા વગર રહે નહીં. પ્રકૃતિની વિરુદ્ધ થયું કે ડખો કર્યા વગર રહે નહીં. એને સરળતાથી ઉકલવા ના દે. પોતે મહીં ડખો મારે.

**પ્રશ્નકર્તા :** પણ પછી વ્યવસ્થિતમાં આવે ખરુંને ?

**દાદાશ્રી :** એય વ્યવસ્થિત જ હોય આ બધું. પણ દેખાય ડખો કે આ કો'ક કહે કે ભઈ, આ ડખો કર્યો આમણે પાછો. પણ છે વ્યવસ્થિત. ત્યાં તો છૂટકો જ નહીંને કર્યા વગર. 'કરે છે' એવું બોલ્યો તેય ઔપચારિક. ખરેખર કર્યો નથી, એ થઈ ગયેલો છે.

ચારિત્રમોહ એટલે અજ્ઞાનતાનો ઊભો કરેલો સજ્ઞાનતામાં સભાનતાપૂર્વક જોવો. સંસારી થયા ત્યાં અજ્ઞાનતામાં બધું ઊભું કરેલું હોય અને જ્ઞાન થાય ત્યારે મનમાં એમ થાય કે 'બળ્યું, આ શુંય લફરાં છે' એ ચારિત્રમોહ. નિવેડો લાવવો જ પડે. એ તો આપણો હિસાબ છે. ગનેગારી આપણી છેને ? ગનેગારી બીજાની નહીં.

## જોયા વગરનું તે ધોયા વગરનું !

**પ્રશ્નકર્તા :** ડખો કરો તમે તો ચારિત્રમોહ કહેવાય. ત્યાં સુધી ના કહેવાય. એ શું પાછું ?

**દાદાશ્રી :** ડખો એ જુદી વસ્તુ છે. ડખો કોને કહેવો ? ડખો કરવો અને ડખો થઈ ગયો બે વસ્તુ જુદી છે. ડખો કરનાર ડખો કરે છે અને કેટલાકને નથી કરવો છતાં થઈ જાય છે, એ ચારિત્રમોહમાં જાય છે અને કરે છે એ પોતાના મોહમાં જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે પણ ચારિત્રમોહ કહેવાયને બધાંયનો ! અમેય બધાંએ આ પેપર વાંચ્યાં એ ચારિત્રમોહ જ ને !

**દાદાશ્રી :** ચારિત્રમોહ જ છે, બીજું શું ? પણ એ નિકાલ કરતી વખતે ચારિત્રમોહ જુદો નહીં રાખો તો ભૂલ છે તમારી, નિકાલ વખતે તો તમારે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. ચંદુભાઈ વાંચે, તે તમારે જોયા કરવું.

**પ્રશ્નકર્તા :** નિકાલી ભાવે દરેક વખતે એ દશા ના રહેલી હોય જ્ઞાતા-દ્રષ્ટાની, તો એ ચારિત્રમોહ જ કહેવાયને ?

**દાદાશ્રી :** છે ચારિત્રમોહ, પણ એ ચારિત્રમોહ ચોખ્ખું ના થયું. એ લૂગડાં ધોયા વગરનાં રહી ગયા.

**પ્રશ્નકર્તા :** હા, પણ આપણે રહેવું છે જ્ઞાતા-દ્રષ્ટાપણે, પણ અમુક સંજોગોમાં એ ખસી જાય છે, તો તે ઘડીએ ચારિત્રમોહ નહીં ?

**દાદાશ્રી :** જેટલાં લૂગડાં એમ ને એમ ધોવાયા સિવાય ગયા એ ફરી ધોવાં પડશે. ખસી જાય તે આપણને ગમતું નથી. તે આપણી નબળાઈને લીધે ખસી જાય તો ફરી જોવું પડશે. એટલા માટે આપણે બે-ત્રણ અવતાર કહીએ છીએને !

## ધોવું પડે પલાળેલું છેલ્લું કપડું !

બધાં કપડાંને ધોઈ નાખે છે એ પછી નાહ્યા પછી એક કપડું રહ્યું તેય ધોવું તો પડે જ ને ? પણ છાંટા ના ઊડે એવી રીતે સાચવીને ધોઈ નાખવું. પેલાં બીજાં કપડાં ધોઈ નાખ્યાં સાબુ ઘાલીને માથે ધાંધલ ધાંધલ કરીને, માથામાં સાબુ ઊડે તોય વાંધો નહીં. પણ નાહ્યા પછી સાબુ ના ઊડે એવી રીતે. એટલે આ છેલ્લું કપડું ધોઈ નાખે. ના ધોવું પડે ?

**પ્રશ્નકર્તા :** તે આવો સરસ-સચોટ દાખલો છે !

**દાદાશ્રી :** હા, એ મેં કરેલું નાનપણમાં. મને યાદ હોયને, અમારે ત્યાં ખેતરોમાં પંપ મૂકતા, તે ગરમ પાણી નીકળે, પેલું ફ્રી ઑફ કોસ્ટ. બોઈલરનું પાણી ઠંડું કરવાનું. ગરમ નીકળે છેને એટલે ત્યાં કપડાં લઈ જઈને ધોઈ નાખીએ. પછી એક જે રહ્યું છેલ્લું, તે છાંટા-બાંટા ના ઊડે એવી રીતના ધીમું કરીને એક બાજુમાં લાવીને ધોઈ નાખીએ. એવું આ એક રહ્યું. જરાય છાંટા ના ઊડે, આમ આમ થોડું નીચે રાખીને છાંટા પણ ના ઊડે. એવું નાહેલા-ધોયેલા. સાબુના છાંટા ઊડે કે પાછું. એ તો ત્યાં સત્તર વર્ષેય બુદ્ધિ હોય એટલી તો. એટલી બુદ્ધિ ના હોય તો શું કામનું ? પણ આમાં હોય, એ જ રીત અહીં છે આ.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પ્રકાશ એ સહેજાસહેજ ?

**દાદાશ્રી :** એ તો સહેજાસહેજ હોય, એવું એકદમ પૌદ્ગલિક એ

વીંટ્યું'તું તે જ નીકળે બહાર, સહજ, વગર મહેનતે. અને આ જ્ઞાનની પ્રાપ્તિ તો દુર્લભ કહેવાય. પણ હવે છેવટે ધોઈ નાખશોને ?

**પ્રશ્નકર્તા :** હા. રોજેય ધોવાતું જ જાય છેને આ ? એક વખત તમે કહ્યું'તું કે હું કપડાં ધોતાં શીખવાડું, પણ મારાં કપડાં ના બગડે ?

**દાદાશ્રી :** એ તો હું પોતાનાં મારાં બગડે એવાં હોય તો શું કરવા શીખવાડું ?

આ ચંદુભાઈનો ચારિત્રમોહ નીકળે. એમને આ સ્થિતિમાંય પણ ચારિત્રમોહ તો નીકળવાનો જ. આખો ચારિત્રમોહ જે ભરેલો છે, એ જોયા કરવાનો, એ ચારિત્રમોહ નીકળે. એટલે એ કોઈની જોડે ગુસ્સે થયા હોય, તે ઘડીએ અંદર સાવ જુદા હોય આનાથી કે આમ ન હોવું જોઈએ. તે બહાર ગુસ્સો હોય તેના કરતાં અંદર એ વધારે જોર હોય. એટલે એ છૂટા રહે છે. એટલે આ ચારિત્રમોહ શુદ્ધ થયો કહેવાય અને જોઈને જવા દીધો કહેવાય. એ જોઈને જાય ત્યારે શુદ્ધ થઈ જાય. અજાણપણે જાય એ શુદ્ધ ના કહેવાય.

ચારિત્રમોહને જોયા કરવાનું ક્યારે બને ? જગત વિસ્મૃત હોય ત્યારે. જગત વિસ્મૃત ક્યારે બને ? તો એ જ્ઞાની પુરુષના ટચમાં ને ટચમાં રહીએ ત્યારે, પેલા બધા ભૂંસાઈ જાય, ચોપડા. ટચ એટલે કાયમ આખી જિંદગી નહીં, પણ અમુક કાળ સુધી ટચમાં રહ્યા એટલે ભૂંસાઈ જાય બધું. ભૂંસાઈ ગયા પછી ફરી ઊભું ના થાય.

**પ્રશ્નકર્તા :** અમુક એટલે કેટલો ?

**દાદાશ્રી :** જ્યાં સુધી ભૂંસાયું ના હોય ત્યાં સુધી. કોઈના ચોપડા મજબૂત હોયને ? એને વધુ ટાઈમ લાગે. જરા મોળા ચોપડા હોય તો ઓછું લાગે.

બાકી આ ચારિત્રમોહ જોયા કરવાનો, બીજું કશું કરવાનું નથી. જોયા કરવામાં તકલીફ કોઈ જાતની હોતી નથી. ઓછી કંઈ તકલીફ હોય છે ?

## ભરેલાનો કરો નિકાલ !

ચીડવાળો ચારિત્રમોહેય નીકળી જવાનો અને રાગવાળોય નીકળી જવાનો. તેને 'જોવાના' છે કે ચારિત્રમોહમાં શું શું નીકળે ? રાગ-દ્વેષનાં પરિણામવાળો માલ નીકળે, તેને આપણે જોયા કરવાનો. ચંદુભાઈએ કો'કને ટૈડકાવ્યો તેની પર તમને દ્વેષ ના થાય. વખતે 'આમ ન હોવું ઘટે' એમ કહો વખતે પણ દ્વેષ ના થાય. દ્વેષવાળો માલ નીકળે ત્યાં આપણે હાલી ઊઠીએ એ ચાલે નહીં.

પછી કોઈ કહેશે, મને ગામડે નહીં ફાવે. એ હજુ આગળ ફરીને નિકાલ કરવો પડશે. નહીં તો જો સહજાસહજ આવ્યું ને ઉકેલ લાવી નાખો કે ગયું મૂળમાંથી. મુંબઈવાળાને ગામડે શી રીતે ફાવે ? તમે તો બંગલામાં રહેલા. હું તો કોન્ટ્રાક્ટનો ધંધો કરનાર, તે અમને બધું ફાવે. એ પછી એને અસર નથી રહેતી. નાના ગામનાં મોટા માણસો હોયને, એને કહીએ કે ચાલીને જવું છે કે તમારે આ ટ્રેક્ટરમાં બેસીને આવવું છે ? ત્યારે કહેશે, આ ટ્રેક્ટરમાં બેસી જઈએ. ચાલીને થાકવું શું કરવા ? અને તમે શું કહો કે ચાલીને જવું છે. કારણ કે બેઠેલા જ નહીંને આમાં અને અમે તો ગાડામાં બેઠેલા, ડમણિયામાં બેઠેલા, અમે બધાય વેશમાં ફરી આવ્યા. અમારે કોઈ વેશ બાકી નહીં રહેલોને ! અને તેય નિકાલ લાવવો જોઈએને ? અવળું આવ્યું હોયને તોય નિકાલ લાવી દેવો.

**પ્રશ્નકર્તા :** ના, આ ટ્રેક્ટર તો સગવડ કહેવાય. અગવડ ન કહેવાય.

**દાદાશ્રી :** ના ગમતું આવ્યું છે. ના ગમતાનાં પરિણામ અને ગમતાનાં પરિણામ, બે જાતનાં પરિણામ છે. તે ચારિત્ર મોહનીય છે.

## ન હોય ઉદયકર્મ મહાત્માઓને !

**પ્રશ્નકર્તા :** આપે એક જગ્યાએ કહ્યું હતું કે આપણા મહાત્માઓને ઉદયકર્મ ના હોય, એને ચારિત્રમોહ હોય.

**દાદાશ્રી :** કારણ કે આમને(મહાત્માઓને) ચારિત્રમોહનો ઉદય હોય. અને પેલા લોકોને મૂળ મોહનો ઉદય હોય. આ આપણો ચારિત્રમોહ છે અને પેલો એનો મોહ છે. એનો મૂળ મોહ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, ઉદયકર્મ એટલે શું અને ચારિત્રમોહ એટલે શું ? એ બેમાં તફાવત શું ?

**દાદાશ્રી :** ચારિત્રમોહ તો, જેને મોહ ગયેલો હોય તેને ચારિત્રમોહ કહેવાય. બીજું આખું જગત મોહવાળું જગત. એ બધું ઉદયકર્મ છે.

**પ્રશ્નકર્તા :** એ ઉદયકર્મ એટલે શું ?

**દાદાશ્રી :** આપણે કરેલાં કર્મ ફળ આપવા સન્મુખ થયા તે.

**પ્રશ્નકર્તા :** એટલે મહાત્માઓને ગયા અવતારનાં ફળ આપવા આવે, એનું નામ ચારિત્રમોહ રાખ્યું. ઉદયકર્મને બદલે ? મહાત્માઓને તો આવવાના ને ? ગયા અવતારનાં ફળ !

**દાદાશ્રી :** મહાત્માઓને એ ઉદયકર્મ ન્હોય, એ ચારિત્રમોહ છે. જેને મોહ હોય એને, ઉદયકર્મ હોય. મોહ ના હોય તેને ઉદયકર્મ ના કહેવાય. ઉદયકર્મ તો માણસોને હોય, મહાત્માને ના હોય. મનુષ્યો બધાને ઉદયકર્મ હોય. સાધુ-સંતો બધાને. એ ફક્ત આપણા મહાત્માઓને ઉદયકર્મ ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ ઘણી વખત અમે મહાત્માઓને મોંઢે ઉદયકર્મ, બહુ વખત સાંભળ્યું છે.

**દાદાશ્રી :** સાંભળેલું ચાલે નહીં ને ?! સમજવું પડે. ઉદયકર્મો તો તું ચંદુભાઈ થઈ જઉં ત્યારે શું થાય ? કોને ઉદયકર્મ હોય ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને.

**દાદાશ્રી :** હં, શુદ્ધાત્માને ન જ હોયને !

## એ કેવળ દર્શન !

જેવા પ્રકારનો ચારિત્રમોહ હોય તેવા પ્રકારનો આવે, કાયદેસરનો આવે કે ગેરકાયદેસરનો આવે, છતાં હું કંઈ જ કરતો નથી એવો નિરંતર ખ્યાલ રહે, એને કેવળદર્શન કહેવાય ! ભગવાનને ત્યાં કાયદેસર-ગેરકાયદેસર

નથી. આ અહીં લોકોને ત્યાં છે. ગાયો-ભેંસોને ત્યાંય કાયદેસર-ગેરકાયદેસર નથી. આ લોકોને અક્કલવાળામાં ત્યાં જ છે બધું. આ વ્યવસ્થા ગોઠવેલી છે, કે આવું કરીએ તો આપણે બધા સુખી થઈએ. એક અવતાર બધું આ કાયદેસર કરે કે ગેરકાયદેસર થઈ ગયું, એને જો 'જોયા' કરેને તો બધા અવતારની ખોટ જતી રહે. પછી રહ્યું શું ?

ચારિત્રમોહ છે, બાકી કશું રહ્યું નથી. 'હું કંઈ જ કરતો નથી' એ ખ્યાલ નિરંતર રહેતો હોયને તો પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કશું જ કરવાની જરૂર નથી. એ રહે નહીં એટલો બધો. એટલું બધું માણસનું ગજું નહીં. એટલે ધીમે ધીમે થાયને આમ ? પહેલું આવું કરતાં કરતાં પહોંચાય એ પદ.

## ઉપયોગપૂર્વક ડિસ્ચાર્જ, ત્યાં આનંદ !

**પ્રશ્નકર્તા :** આ ડિસ્ચાર્જ મોહ અને ડિસ્ચાર્જ એ જુદું પડી જાયને ?

**દાદાશ્રી :** બે જુદી વસ્તુ. ડિસ્ચાર્જ જ થયા કરવાનુંને પછી. પેલું ઉપયોગપૂર્વક ડિસ્ચાર્જ થયું અને પેલું ઉપયોગ વગર ડિસ્ચાર્જ થયું, એટલો ચારિત્રમોહ રહ્યો. હવે ચારિત્રમોહમાં જેટલો ઉપયોગપૂર્વક થાય એટલું છે તે પોતાનો લાભ, નહીં તો ચારિત્રમોહ તો એની મેળે વર્ત્યા જ કરવાનો. ઉપયોગ તે જાગૃતિપૂર્વકનો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ઉપયોગપૂર્વક જે ડિસ્ચાર્જ થાય અને ઉપયોગ વગર થાય, પોતાની મેળે થયા કરે એમાં ફરક શું ?

**દાદાશ્રી :** ઉપયોગપૂર્વક થાય તો લાભ થાય એને પોતાને. પુરુષાર્થ કહેવાયને ! ઉપયોગ એ પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** અને ઉપયોગ વગર થાય તો એનું પરિણામ શું ?

**દાદાશ્રી :** કશુંય નહીં. પરિણામ, બીજું શું ? એને લાભ ના થયો. પુરુષાર્થ એટલો મંદ, એ જાગૃતિ ના રહી. દુકાને બેઠો પણ કશું કામ-ધંધો કર્યો નહીં. નુકસાન તો કામ-ધંધો ના કર્યો તેટલું જ. તેથી કંઈ કર્મ બંધાવાના નથી. કર્મ ચાર્જ નથી થતું. પણ પેલો ચારિત્રમોહ આનંદને બંધ કરે. ઉપયોગ હોય તો આનંદ રાખે. અમારો ચારિત્રમોહ બહુ ઓછો હોય,

અમે ઉપયોગમાં હોઈએ. એ અમારી જે વિધિઓ અમે કહીએ છીએને, એ બધો ઉપયોગ જ છે. બે-ત્રણ કલાકની બપોરે વિધિ હોય, બે કલાકની સાંજે હોય, કલાકની સવારમાં હોય, બધી આખા દહાડાની વિધિ.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ વગર ઉપશમ ને ઉપયોગ સહિત ક્ષાયક એવું થયુંને ?

**દાદાશ્રી :** આપણે ઉપયોગ વગરેય ક્ષાયક જ છે આ, ક્ષાયક દર્શન છે. ક્ષાયક જ્ઞાન કરવા માટે ઉપયોગ કરવાની જરૂર એ ક્ષાયક જ્ઞાન થાય ત્યારે ક્ષાયક ચારિત્ર થાય.

## વિષમભાવે અશુદ્ધ, સમભાવે શુદ્ધ !

ચારિત્રમોહનીય એટલે સમભાવે નિકાલ કરવાનો. સમભાવે નિકાલ કર્યો એટલે એની શુદ્ધતા થઈને ગયો. શુદ્ધતા થવી જોઈએ. વિષમભાવ કર્યો છે એટલે આ અશુદ્ધ થયેલું છે. હવે સમભાવે નિકાલ કરો એટલે શુદ્ધ થઈ જાય. વિષમભાવે ભેગું કરેલું છે.

આ છે તે ચારિત્રમોહનીય, એ આપણી માલિકી ન્હોય. એ તો દાદાને સોંપી દીધેલી છે. આપણે જોવાની છે. જેટલી ચારિત્રમોહનીય શુદ્ધ દ્રષ્ટિથી જોઈએ એટલી જ ચારિત્રમોહનીય ચોખ્ખી થઈ જાય અને જેટલી રહી જાય એટલી ફરી પાછી ચોખ્ખી કરવાની રહે. તમારે રહી જતી નથીને ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર રહી જાય, દાદાજી.

**દાદાશ્રી :** એમ.... તો ક્યારે જોશો ? થશે એ ?

**પ્રશ્નકર્તા :** બીજીવાર કરવું પડશે, દાદા. બીજું શું થાય ?

**દાદાશ્રી :** એટલે રહી જાય, તે આવતે ભવ બાકી રહે. એ કંઈ બહુ મોટા અવતાર માગતું નથી.

## ચારિત્રમોહનો ન થાય તિરસ્કાર !

ક્ષાયક સમકિત હોય અને વર્તન વાંકું હોય કે સીધું હોય તોય પણ એ ચારિત્રમોહ છે. શાસ્ત્રની વિરુદ્ધ હોય તોયે ચારિત્રમોહ છે અને

શાસ્ત્રને અનુકૂળ હોય તોયે એ ચારિત્રમોહ છે. ચારિત્રમોહ એટલે આ મોહ દેખાય છે મોહ જેવો, પણ એ ચારિત્રમોહનીય છે. ચારિત્રમોહનીય એટલે ખસેડ્યો ખસેડી શકાય નહીં અને ગ્રહણ કરેલો ગ્રહણ કરી શકાય નહીં. એનો તો ઉકેલ લાવવાનો છે ને નિકાલ કરી નાખવાનો. કારણ કે રાજીખુશીથી ભરેલો માલને ! હવે તિરસ્કાર કરાય નહીં. હવે કડવો લાગ્યો. પણ ભરતી વખતે મીઠો જ છે એવું માનીને જ ભરેલુંને ? એટલે આ ભાઈનો માલ ભરેલો તે જુદો, તમે ભરેલો માલ તે જુદો પાછો. આ કંઈ નવી જ જાતનો માલ ! પેલાનો છે એ જુદો, આનો જુદો એવું બધાં જુદાં જુદાં ! મનેય ખબર પડે કે અહીં આગળ આવો માલ છે. પણ હવે કોઈ ઘરાકી નહીંને, નહીં તો હુંય બતાવું કે ભઈ, જા ત્યાં આગળ કકરો માલ મળે છે. પણ હવે એ વેચાતોય નથીને !

**પ્રશ્નકર્તા :** દાદા, ઉપકાર છે એમાં. આ અમારો ચારિત્રમોહ નીકળે છે. દાદાએ મોહનું મૂળીયું તો કાઢી નાખ્યું !

**દાદાશ્રી :** બસ, ચારિત્રમોહ નીકળે છે. આ મોહ એ ચારિત્રમોહ.

**પ્રશ્નકર્તા :** અમે દાદા પાસે એ જ વિનંતી કરવા આવીએ કે ચારિત્રમોહ નીકળવાની ઝડપ થાય, એટલું જ કહીએ છીએ. એ ઝડપ ન થાય, દાદા ?

**દાદાશ્રી :** હા, એટલે ફિલ્મ જલદી પૂરી થઈ જાય તો જોનારે ઊઠીને ઘેર જવાનું !

**પ્રશ્નકર્તા :** આ જે આપે વાત કરીને કે આ બધા પ્રશ્નો પૂછીએ છીએ, ભેગા થઈએ છીએ એ બધો ચારિત્રમોહ છે. મને તો એવો વિચાર આવતો હતો કે આ બધું જે આપણને થાય છે, રાગ-દ્વેષ થાય છે, એ બધી આપણે જે વાતો કરીએ છીએ, પ્રશ્નો પૂછીએ છીએ, પણ રીત તો છે કે આપણે જે દશામાં જવું છે, એમાં આ બધું તો કશું હોય જ નહીંને ? આ બધાથી પર જ છેને એ વસ્તુ ?

**દાદાશ્રી :** હા, પર છે. છતાંય છે તે આ આવ્યું હોય તો ખસેડવું

તો પડેને ? આવ્યું એ ખસેડવાનું ખરુંને ? રસ્તો તો ચાલવો પડેને ?

**પ્રશ્નકર્તા :** ચાલવો પડે.

**દાદાશ્રી :** થાળી જોવાથી કંઈ ભૂખ મટે કે ? એ જ્ઞાન-દર્શન ને ચારિત્ર બધું જોઈએ. થાળીને જોવાથી ભૂખ મટે નહીં. જ્ઞાન-દર્શન-ચારિત્ર જોવાથી, પછી શ્રદ્ધા રાખવાથી, પછી ચારિત્ર એટલે ખાવાથી. ત્યારે પૂરું થાય અને આ આપણે તો બધાથી પર છીએ એ શ્રદ્ધા બેઠી. પણ આ છે એને ખસેડવું તો પડેને કે ના ખસેડવું પડે ? તે આ ખસેડે છે બધાં.

આ ચારિત્રમોહને વીતરાગતાથી નિકાલ કરો. એટલે જ્યારે આ ભાઈ ભેગો થાયને એટલે એ પેલા ગૂંચવાડામાં પડેલો હોય, વિચારોમાં. એટલે હું કહું કે, જે છે એ આ ચારિત્રમોહ છે. હવે મેલોને છાલ ! અમથા જુઓ કેવો મોહ છે તે ! ત્યારે એ ગૂંચવાડો બંધ થઈ જાય પછી. એમ કરતું કરતું બંધ થઈ ગયું.

## તન્મયાકાર નથી તે નથી ચારિત્રમોહ !

આપણા મહાત્માઓને ચારિત્રમોહ ખરો. પણ ચારિત્રમોહને ક્યારે ચારિત્રમોહ કહેવાય કે પોતે એમાં તન્મયાકાર રહેતો હોય ત્યારે જ ચારિત્રમોહ કહેવાય. તન્મયાકાર ના રહે તો ચારિત્રમોહ નહીં. પોતે તન્મયાકાર નથી રહેતો એટલે પોતાને ચારિત્રમોહ નથી. કો'ક પૂછે ત્યારે કહેવું પડે કે ચારિત્રમોહ છે.

**પ્રશ્નકર્તા :** પણ પોતાને ચારિત્રમોહ નથી.

**દાદાશ્રી :** હા. પોતાને ચારિત્રમોહ રહેતો નથી. કેટલાંક માણસોને રહે. જે ક્રિયા થાયને તેની મહીં તન્મયાકાર સ્થિતિ રહે. જમે તોય તન્મયાકાર સ્થિતિ રહે.

**પ્રશ્નકર્તા :** અમે અત્યાર સુધી એમ સમજતા હતા કે જે કંઈ થઈ રહ્યું છે એ બધો ચારિત્રમોહ છે. તન્મયાકાર હો કે ન હો, ડિસ્ચાર્જ બધો ચારિત્રમોહ છે.

**દાદાશ્રી :** હા. ચારિત્રમોહ જ છે. એને ના કોણ કહે છે ?

**પ્રશ્નકર્તા :** પણ તન્મયાકાર હોય તો એમ આપ કહો છો.

**દાદાશ્રી :** તન્મયાકાર હોય તો આપણો ચારિત્રમોહ છે. નહીં તો કો'ક પૂછે ને આપણે તન્મયાકાર ના હોઈએ, તોયે કો'ક પૂછે કે આ શું ? આ કયા પ્રકારનો મોહ ? ત્યારે કહે, ચારિત્રમોહ. એને જવાબ તો વ્યવસ્થિત રીતે આપવો પડે.

**પ્રશ્નકર્તા :** પણ ઈન રિયાલિટી (વાસ્તવમાં) ?

**દાદાશ્રી :** એ તન્મયાકાર ના હોય તો ચારિત્રમોહ નથી. અમે તો કો'ક જ જગાએ સહેજ તન્મયાકાર હોઈએ. બાકી તન્મયાકાર ના હોઈએ.

**પ્રશ્નકર્તા :** આપ તો ક્યાંથી હોય ? આપને પ્યૉર ડિસ્ચાર્જ હોય છે.

**દાદાશ્રી :** છતાંય કહેશે કે આ કપડાં કેમ પહેરો છો ? ત્યારે કહે, 'ચારિત્રમોહ' એવું કહી દઈએને.

**પ્રશ્નકર્તા :** હા.

## જુદાપણાથી, છૂટાય ચારિત્રમોહથી !

**દાદાશ્રી :** ચંદુભાઈ દર્શન કરે તેને તમે 'જુઓ' તે તમે છૂટા. ચંદુભાઈને તમે 'જોયા' કરો તો ચારિત્રમોહથી છૂટા થયા અને ના જોયા તો ચારિત્રમોહ રહ્યો. ના 'જુઓ' તો ચારિત્રમોહ છે હજુ. જ્યારે ત્યારે 'જોઈને' છોડવો જ પડશે. બધું જોઈને છૂટે. 'જોઈએ' પણ એટલો એક્ઝેક્ટ ના દેખાય એ વખતે. પણ જાગૃતિ રહે તોય બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** 'જોવામાં' બરાબર ન પણ જોવાય, શાથી ?

**દાદાશ્રી :** જાગૃતિ ન હોય તો થોડું ચૂકી જવાય.

**પ્રશ્નકર્તા :** પણ એક્ઝેક્ટ જોયું ત્યારે એ કેવું હોય ?

**દાદાશ્રી :** એકઝેક્ટ 'જોવાતું' નથી. એક્ઝેક્ટ 'જોવાનું' એટલે

આમ આખું એટલું બધું દેખાવું, એ તો બહુ એક્સ્પિરિયન્સ માંગે છે. ઘણા કાળનો જોતો જોતો આવેલો. ત્યારે શરીર સાથે બધું એક્ઝેક્ટ જુદું દેખાય. આ તમે વાતો કરો છોને, તે અહીં સુધીનું બધું 'જોયા' કરે. બધું આમ આમ હાથ કરીને વાતો કરે તેને આમ જુદું 'જુએ'. અહીં તમે બીજી વ્યક્તિને 'જોયા' કરો એવી રીતે ચંદુભાઈને પોતે જુદા જુએ.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર, કે એને બધું જુદું જ દેખાય પોતાનું.

**દાદાશ્રી :** જુદું છે જ !

**પ્રશ્નકર્તા :** પણ પેલું દેખાતું નથી, આને દેખાય !

**દાદાશ્રી :** દેખાતું નથી એટલું જ નહીં એણે એવું સાંભળ્યુંય નથીને ! કોઈ દહાડો સાંભળે કશું તો કંઈ જુદું પડે, ને જુદું પડે તો કંઈક દેખાતું થાય. ખાલી સાંભળે કે મારા દાદાનું નામ નગીનભાઈ હતું તો એને પ્રેમ ઉત્પન્ન થાય. કશું સાંભળવાથી જ ખાલી. કશું જોયા પણ ના હોય. એવું આ તો બધું સાંભળવાથી જ્ઞાન પ્રગટે. પહેલી પ્રતીતિ બેસે પછી થોડો થોડો અનુભવ થાય અને પછી એનું ચાલે. અનુભવ થયો એટલે વર્તનમાં આવી જ જાય.

**પ્રશ્નકર્તા :** મન-વચન અને કાયામાં મનનું જુદાપણું દેખાવું સહેલું હશે. પછી વાણીનું એથી મુશ્કેલ અને એથી મુશ્કેલ શરીરનું એવું હશે ખરું ?

**દાદાશ્રી :** ખરુંને તે તો. મનનું તો સાધારણ અજ્ઞાની માણસનેય જુદું દેખાય. ખરાબ વિચાર આવે છે એ બોલે છે તે ઇટસેલ્ફ સૂચવે છે કે એવી રીતે મનને જુદું જોઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** હા. પણ એ વાણીમાં એટલો જુદો ન પડી શકે. એને ભાન ન રહે એ વખતે. પછી આપણે કહીએ છીએ કે પાછળથી ખ્યાલ આવ્યો એમ.

**દાદાશ્રી :** હા. એ પછી ખ્યાલ આવે એ તો. અને શરીરે દોડતો

હોય અને દોડતો જુએ ત્યારે ખરું. ચંદુભાઈ આ સાહેબને વઢતા હોય અને તે પાછાં તમે ચંદુભાઈને જુઓ. એ પોતાને દેખાય કે ‘ઓહોહો, આ વઢી રહ્યા છે. શું જોઈને વઢી રહ્યા છે ?’ એટલે આવી જુદું જોવાની વાત સાંભળે. આ વાત સાંભળવાથી આગળ જાગૃતિ આવે. સાંભળી જ ના હોય તો જાગૃતિ શી રીતે આવે ?

આપણે આ ખેતરને ત્રણ જ ખૂણાની વાડ છે, કહે એટલે પછી એને આંખમાં દેખાય એ ત્રણ વાડવાળું ખેતર. એ સાંભળે પેલો. ચોથી વાડ ના હોય. ત્રણ જ વાડ ના હોય ? એવાં ખેતરાં ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય, ટ્રાયેંગલના હોય !

**દાદાશ્રી :** ત્રિકોણિયાં ખેતરાં. એવું સાંભળ્યા પછી એને દેખાય એવું.

આ તો સૂક્ષ્મ, ઊંડી વૈજ્ઞાનિક શોધ છે આ, નહીં તો અક્રમ બોલાય નહીં. અક્રમ બોલવું એ કંઈ સહેલી વાત નથી. અક્રમ એટલે આખો સિદ્ધાંત કહેવાય આ તો અને આ વૈજ્ઞાનિક છે એ. ક્ષણે ક્ષણ એક વાળ જેટલી જગ્યા વૈજ્ઞાનિક સિવાય નથી આમાં. મારી જોડે સિદ્ધાંત જુએ ત્યારે ખબર પડે !

❖❖❖❖❖

## [૬.૧]

# કર્મબંધન, નવું-જૂનું !

## સિદ્ધાંત, કર્મબંધ તણો !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લેતાં પહેલાં બધાં ખરાં-ખોટાં કર્મો કરેલાં હોય, તો હવે એનું કેવી રીતે નિવારણ લાવવું ?

**દાદાશ્રી :** એ તો ઘણાં ખરાં કર્મો અમે જ્ઞાન આપીએ છીએને, તે ઘડીએ પાપો ભસ્મીભૂત કરી નાખીએ મહીં ભગવાનની કૃપાથી. તેથી તો આત્મા હાજર રહેને, નહીં તો આત્મા કોઈ દહાડો હાજર રહે નહીં. હજારો અવતાર ફરે ને તો યે આત્માનું કોઈને ભાન જ ના થાયને ! એટલે એ બધાં ઘણાંખરાં પાપ બળી જાય. એટલે પાછલાં કર્મોની હવે તમારે ચિંતા નહીં કરવાની. તમારે તો મારી આજ્ઞામાં રહેવું એ જ ધર્મ.

**પ્રશ્નકર્તા :** અમને જે જ્ઞાન થયું એ પહેલાં જે બધા કર્મો હતા, તેનું શું થવાનું ? એ પછી આવતા ભવમાં અમને ભોગવવાનાં બાકી રહે ?

**દાદાશ્રી :** એ જે કર્મો હતા, તે આ વખતમાં જ ભોગવાઈ જવાના. કોઈ પણ કર્મ આવતા ભવ માટે સિલ્લક રહે નહીં. નવા બાંધ્યા હોય એટલાં જ આવતા ભવમાં ભોગવવાના અને જૂના તો ભોગવાઈ જ જવાનાં.

## જ્ઞાનાગ્નિથી ભસ્મીભૂત કર્મો !

**પ્રશ્નકર્તા :** દાદાએ કીધેલું કે બરફ જેવાં કર્મો હજુ રહ્યા છે.

**દાદાશ્રી :** ત્રણ પ્રકારનાં ડિસ્ચાર્જ હોય છે. એક વરાળ સ્વરૂપે હોય છે, બીજું પાણી સ્વરૂપે હોય છે અને ત્રીજા બરફ સ્વરૂપે હોય છે. તે વરાળ ને પાણી અમે નાશ કરી નાખીએ. ફક્ત બરફ એકલો અમારાથી નાશ ના થાય. એ ભોગવે જ છૂટકો થાય. જુઓને, ભોગવે છે ને ? બરફ એકલો જ ભોગવે છે અને મસ્તીમાં રહે છે. વિજ્ઞાન સમજી ગયા છોને !

**પ્રશ્નકર્તા :** આપે જે અમને શુદ્ધાત્માની દ્રષ્ટિ આપી દીધી એ બરાબર, પણ હવે આ દ્રષ્ટિ આપ્યા પહેલાં જે અમે નિકાચીત કર્મો બાંધી દીધેલા એ તો આવવાના જ, ભોગવવા જ પડવાના, તેનું શું ?

**દાદાશ્રી :** એમાંથી ઘણો ભાગ ઊડાડી દીધો છે. તે વરાળ ને પાણીરૂપે જે જામી ગયા નથી તે ઊડાડી દીધા અને જામી ગયેલા એ એટલાં ભોગવવા પડે એ કર્મ. બરફરૂપે હોય એ ભોગવવા પડે. કારણ કે જ્ઞાની પુરુષ જ્ઞાનાગ્નિથી નાશ કરી શકે બધાં કર્મને.

**પ્રશ્નકર્તા :** આ નિકાચીત કર્મો જે ભોગવવાના થાય તે આત્મા જ ભોગવે ને ? ત્યારે એનું કર્તાપણું તો આવ્યું જ ને ?

**દાદાશ્રી :** આત્માને ભોગવવાનું હોય નહીં કશુંય. આત્મા તો પરમાત્મા, એને ભોગવવાનું હોતું હશે ? આ તો વ્યવહાર આત્મા ભોગવે છે. સુખો ભોગવ્યા તે જ દુઃખ ભોગવે છે. અને દુઃખ ભોગવ્યા એ જ સુખ ભોગવે છે એ વ્યવહાર આત્મા અને વ્યવહાર આત્મામાં ચેતન નથી એવું ગેરંટીથી કહું છું. આખું જગત ચેતન વગર ચાલી રહ્યું છે, પણ ચેતનની હાજરીથી ચાલી રહ્યું છે.

એ સાયન્સ છે ને આપણું આ બધું. માટે કામ કાઢી લેજો. હું તો એટલું કહું, મેં કામ કાઢી લીધું છે, તમે કામ કાઢી લેજો. આ બેઠા છે મહીં પ્રત્યક્ષ, જે માગો એ આપનાર છે. આ દુનિયામાં કોઈ પણ ચીજ માગો અધ્યાત્મ સંબંધમાં, તે બધી જ ચીજ, અહીં કેશ બેંક તરીકે રોકડું આપી દે.

**પ્રશ્નકર્તા :** તમને સુરતના બાંકડા ઉપર જ્ઞાન થયેલું, એવું જોઈએ.

**દાદાશ્રી :** હા. એવું જ આપ્યું છે પણ તમારી પાસે આ બરફ રહ્યો

છે તેને શું કરવું તે ? મારાથી થાય એટલું કરી ચૂક્યો, પછી હવે તમારે બરફના ગાંગડા આવડાં આવડાં હોય તેમાં હું શું કરું ?! તારા ગાંગડા નાના છે, આ તો રાખી મેલે બરફ. આઈસ્ક્રીમ બનાવવો હશે તો કામ લાગશે.

**પ્રશ્નકર્તા :** બરફ જેવાં કર્મ કાઢવાનું નિવારણ શું ?

**દાદાશ્રી :** એને કાઢવા શું કરવા ફરો છો ? એ તો એની મેળે નિવારણ થઈ રહ્યું છે, તમારે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું છે.

**પ્રશ્નકર્તા :** દાદા મળ્યા પહેલાંના બરફ જેવાં કર્મો હતા. હવે એ સામાયિકથી ઓછાં થાયને ?

**દાદાશ્રી :** ઓછાં થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ એ તદ્દન નિર્મૂળ તો નહીં થાયને એમ.

**દાદાશ્રી :** ના. દેખા દે, ભડકાવે ને પછી જતાં રહે, ભડકાવેય ખરાં. બાકી એની મેળે પેટી ખાલી થાય. પેટી ખાલી થઈ જાયને એટલે પછી તમે મહીં ખોળશો તોય જડશે નહીં. ઓછાં થવા નથી માંડ્યા ? ઓછાં થતાં જાય, જેમ ટાંકીની મહીં ખલાસ થતી જાયને તેમ.

**પ્રશ્નકર્તા :** આપણે આ પ્રતિક્રમણ કરીએ, પ્રાયશ્ચિત કરીએ, એનાથી નિકાચીત કર્મોનો ભોગવટો હળવો થઈ જાય ખરો ?

**દાદાશ્રી :** હલકો થઈ જાયને ! નિકાચીત કર્મો તો આ આત્માનું જ્ઞાન હોય તો ય હલકું લાગે. આ જ્ઞાનથી બધાં કર્મો હલકા લાગે. એક મણ વજનનું કર્મ હોય તો અજ્ઞાનતાથી ત્રણ મણનું લાગે અને જ્ઞાનથી દશ રતલ લાગે એવો ફેર પડી જાય.

એનો ટાઈમ થાય એટલે જુદું જ થઈ જાય. એ કર્મની નિર્જરા જ થયા કરે. કંઈ વાંધા જેવું નથી. એમાં પરભાવ હોય તો કર્મ બંધાય, ચાર્જ થાય. અને ચાર્જ થાય એટલે ચિંતા શરૂ થઈ જાય. અને ચિંતા થાય એટલે ભટકવાનું દુનિયામાં, સંસાર મંડાયો. આ વિજ્ઞાનમાં પરદ્રવ્ય અને પરભાવ છે જ નહીં. જો હોય તો એ સમાધિ આપે જ નહીં. આખું જગત પરભાવમાં છે ને !

**પ્રશ્નકર્તા :** મારી જાગૃતિ ઓછી એટલે મને આવું લાગે છે. તેથી મેં પૂછ્યું.

**દાદાશ્રી :** ના. જાગૃતિ ઓછી નહીં. એવું છેને, આ માર્ગનાં અનાદિના અન્-અભ્યાસી. એટલે માર્ગ ઉપર લાવ્યા ત્યારે પૂછવું પડે જ ને કે આ મને શું થયું ? આ મને ખરેખર તાવ ચઢ્યો છે કે કોઈ ગરમી બેસી ગઈ છે ? એટલે અમે કહ્યું કે ભાઈ, તાવ નથી, ગરમી બેસી ગઈ છે. એટલે પૂછવું તો પડે જ. એ અજાગૃતિ નથી !

## કડવા ફળમાં આનંદ આવરાય !

**પ્રશ્નકર્તા :** અંદર કંઈ પ્રોગ્રેસ થાયને એટલે આનંદ વધે, પછી પાછો ઓછો કેમ થઈ જાય ?

**દાદાશ્રી :** ઓછો જ થઈ જાયને પણ આ પાછલા કર્મના ઉદય આવે છે ને તે ધક્કો મારે ને ! એ ધક્કા લાગશે એટલે પછી ના આવે આનંદ. પાછલાં કર્મ ખરાં ને ! ફળ આપે ત્યારે મીઠાંય લાગે છે ને ! સારું જમવાનું આવે ત્યારે મીઠુંય લાગે ને ! તે ઘડીએ સારું લાગે પછી પેલું કડવું લાગે. કડવાં ને મીઠાં બેઉ ફળો ચાખવા પડે. પછી કડવાં-મીઠાં ચાખવાના નહીં, એક જ જાતનો આનંદ. એકધારો આનંદ આવી જાય. મીઠું આવે ત્યારે ભૂલી જવાય છેને થોડીવાર ?

**પ્રશ્નકર્તા :** હવે બધું ના ગમતું હોય એ જ વધારે કરવું પડે છે.

**દાદાશ્રી :** જે ગમતું હતું ને તેને ના ગમતું કર્યું. હવે ના ગમતું લાગ્યું એટલે અવળું લાગે. ના ગમતું છે જ પણ તે તો આપણે ગમતું કર્યું હતું, તે પછી ફસાયા હતા.

❖❖❖❖❖

# [૯.૨]

## આચાર સુધારવા !

### અક્રમ એટલે આચરણમાં નહીં તે !

**પ્રશ્નકર્તા :** વીતરાગ વિજ્ઞાન વીતરાગ વિજ્ઞાની પાસે પામ્યા પછી, પૂરી સમજ આવ્યા પછી, સમજ જ્ઞાનમાં પરિણમવાની કોઈ સમય મર્યાદા ખરી ?

**દાદાશ્રી :** સમયની મર્યાદા તો ખરીને ! હંમેશાં જ્ઞાન આપણી પાસે હોય, તેને પ્રગમતાં ટાઈમ લાગે છે. જેમ આ દૂધ હોય, એમાં સહેજ દહીં નાખીએ પછી તરત દહીં માંગીએ તો ના બને. એને માટે છ કલાક કે આઠ કલાક જોઈએ. ના જોઈએ ? એવી રીતે આ સમજ જ્ઞાનમાં પરિણમે એ અમુક ટાઈમ પછી થાય.

**પ્રશ્નકર્તા :** બધાને જુદી જુદી રીતે થાય ?

**દાદાશ્રી :** હા, દરેકને જુદી જુદી રીતે, જેવાં આવરણ. કોઈને બે કલાકમાં ય થઈ જાય અને કોઈને બે વર્ષમાં ય ના થાય. આવરણ ઉપર આધાર રાખે છે. મોહ ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન મહાત્માઓને આપ્યું, તો હવે એના આચરણમાં આ જ્ઞાનનું પ્રગટીકરણ કેટલું થવું જોઈએ ?

**દાદાશ્રી :** વ્યવહારમાં પ્રગટ થતાં વાર લાગશે ! કારણ કે તમારો આચાર જે છેને, એ આચાર બદલાય નહીં તમારો, એટલે વાર લાગે. અમારે આચાર બધા ખલાસ થઈ ગયા હોય એટલે અમારે વાંધો નહીં. પણ તમે મારા જેટલા જ જ્ઞાની, પણ તમારો આચાર બરોબર ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે આપ જ્ઞાની છો ને પેલા ભાઈએ જ્ઞાની છે, તો એમાં તરતમતા ખરી ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં ફેર નહીં, આચરણમાં ફેર !

**પ્રશ્નકર્તા :** તો એ વસ્તુ આચરણમાં લાવવી બહુ કઠિન કામ છે ?

**દાદાશ્રી :** આચરણમાં લાવવાનું હોય જ નહીં. અક્રમ એટલે આચરણ નહીં. એ અનુભવ તો એની મેળે આવ્યા જ કરે. કારણ કે આ ડિસ્ચાર્જ છેને, તે નિકાલ જ કરવાનો છે. બીજું કશું કરવાનું નથી !

અમે શું કહીએ કે એમના આચાર ભણી ના જોશો. એમને પઝલ સોલ્વ થયેલું છે. જે મનના વિચાર, વાણીના ઉચ્ચાર અને દેહના આચાર એ બધાં છે તે એ ડિસ્ચાર્જ વસ્તુ છે. ડિસ્ચાર્જ વસ્તુને કોઈ માણસ ફેરવી શકે નહીં અને ચાર્જ વસ્તુ જુદી છે. ચાર્જ એ બદલી શકાય. આચાર-વિચાર-ઉચ્ચાર ન બદલી શકાય. કારણ કે ડિસ્ચાર્જ છે એ. આપણા લોકો ડિસ્ચાર્જને જો જો કર્યા કરે છે.

## ન વઢવું પડે વિજ્ઞાનના કારણે !

કેટલાય જણને આ જ્ઞાન આપેલું છે. કોઈનેય વઢતો નથી. તમારા આચાર ઊંધા દેખાય તો ય હું વઢું નહીં. કારણ કે આચાર તો જ્ઞાન થશે ત્યારે ફેરફાર થશે. અત્યારે આ તો સમજણ પડી છે ને ? સમજીને શમાવાનું છે. મારી પાસે બેસી બેસીને સમજ સમજ કરવાનું.

બે રસ્તા, એક ઊંધો ને એક છતો. છતે રસ્તે આવ્યા પછી બીજું શું થવાનું ? ઊંધું શી રીતે થવાનું ? બીજો રસ્તો જ નથી ત્યાં આગળ. ઊંધા રસ્તાથી તમે વિરુદ્ધ ચાલ્યા છો. પહેલાં જે રસ્તે ચાલ્યા હતા, તે ઊંધો

હતો અને તમે તેનાથી વિરુદ્ધ ચાલ્યા છો. હવે એટલે છતે રસ્તે ચાલ્યા પછી તમે ક્યાં ભૂલા પડવાના ? અને વખતે મહીં જરા ખૂંચશે, તે દહાડે તરત બધા પૂછવા આવશે કે અહીં આગળ મને શું થાય છે ?

અને ત્યાં આગળ ક્રમિક માર્ગમાં તો બધા આચાર જોવામાં આવે છે. અહીં આચાર આપણે બંધ કરી દીધા. એટલે કોઈને વઢતા નથી ને ! આચાર જોઈને કોઈને વઢીએ છીએ કંઈ આપણે ?

**પ્રશ્નકર્તા :** ના, કદી નહીં.

**દાદાશ્રી :** અને ત્યાં તો આચારની વઢવાડમાં જ, મહીં અંદર ખરાબ વિચાર આવે તેનો વાંધો નથી. તેની કોઈ ખબર પડે જ નહીંને ! ત્યાં આગળ સામસામી લઢવાડ શેની છે ? સામસામી આચાર ખરાબ દેખાય એટલે. કારણ કે અંદર જે વિચાર ખરાબ આવે, તેનું કોઈ જોઈ શકતા નથી. એ આપણે અંદરનું આ સુધાર્યું. બહારનું બંધ રાખ્યું છે અને બહારનું તે વસ્તુ જ જુદી છે. કારણ કે પરિણામ પામી ગયેલી વસ્તુ છે. એટલે કૉઝીઝરૂપે નથી અત્યારે. આત્માનો અનુભવ થયા પછી કોઈ ગુનો જ લાગુ થતો નથી એવું આ અક્રમ વિજ્ઞાન છે. એટલે મારે કોઈને વઢવો જ નથી પડ્યો અત્યાર સુધી. કારણ કે નહીં તો દર ત્રીજે દહાડે મારે વઢવો જ પડે. બે શિષ્ય હોય ને એક ગુરુ હોય, તો શિષ્યને વઢ વઢ કરવો પડે. કેમ તમે આમ કરો છો ને કેમ તેમ કરો છો ? પણ આ અક્રમ વિજ્ઞાન છે એટલે કોઈને વઢવું જ ના પડે.

## ન્હોય આ આચારસંહિતાનો માર્ગ !

બાકી આમ આચાર સુધરે, એમાં શું ભલીવાર આવે ! આ આચારસંહિતાનો માર્ગ જ ન્હોય. આપણી શોધખોળ બહુ ઊંડી છે. સાયન્ટિફીક (વૈજ્ઞાનિક) શોધખોળ છે આ. જગત આખું આચારસંહિતા ઉપર જ ચાલેલું. પછી વિચાર ગમે તેવા આવતા હોય, પણ આચારસંહિતા સારી જોઈએ.

વહુ અને ધણી બે સાથે ફરવા નીકળ્યા હોય, વહુ જાણે કે આને

કો'ક દહાડો ખૂન કરાવવું છે ને પેલોય જાણે કે હું એનું ખૂન કરાવું. એ સાથે ફરવાનાં આચાર તો બહુ સારા દેખાય છે, પણ એને શું કરવાના? એટલે આચાર અમે આ બધા ઊડાડી મેલ્યા. તે આચારથી મોક્ષમાર્ગ શોધવા નીકળ્યો હોયને, તો આમાં એકુંય માણસ માર્ગ પામે નહીં. એકુંય આચાર બદલાય નહીં ને એનો દહાડો વળે નહીં. આપણે આચાર જ ઊડાડી મેલ્યા.

અક્રમ શાથી કહેવાય છે કે આચારને ઊડાડી મેલ્યું. આખા જગતના ધર્મ આચારસંહિતા ઉપર છે અને આપણે એથી વિરુદ્ધ છીએ કે આચારસંહિતાની મોક્ષમાર્ગે જરૂર નથી. કેવો સરસ આ મોક્ષમાર્ગ ! બિલકુલ હરકત વગરનો. બધી બાજુથી તાળો મેળવી શકાય. અંધારામાં તાળો મળે. અજવાળામાં તાળો મળે.

**પ્રશ્નકર્તા :** આ આચારનો આખો આપણે છેદ ઊડાડી દીધો તો આ સમ્યક્ આચારને માટેનું કોઈ સ્થાન ખરું ?

**દાદાશ્રી :** ના. એ તો જેને એ આચાર હોયને, તે એને પોતાને ફાયદો અને જેના આચાર સારા ના હોય, તેને સહેજે એમ ને એમ દુઃખ થાય અહીં ને અહીં. પ્રોફિટ એન્ડ લોસ એ પોતે ભોગવી લે. અને અહીં સારા આચારવાળાની ખ્યાતિયે બોલાય કે ચંદુભાઈનો સ્વભાવ સારો અને કોઈ ખરાબ હોય તેનો ખરાબ છે સ્વભાવ, એવું કહે. પણ મોક્ષને માટે આચાર નડતાંય નથી ને ફાયદોય કરતાં નથી.

મોક્ષને માટે આચારની નો વેલ્યુ, વેલ્યુ વગરનું કરી નાખ્યું. મોક્ષે જવું હોય તો આચારની જરૂર નથી. હવે અહીં સંસારમાં સુખ જોઈતું હોય તો આચારની જરૂર છે. મોક્ષે જવું હોય તો મોક્ષનો માર્ગ તું સમજી લે. તારો આચાર જોવાની અમારે કંઈ જરૂર નથી. અને જો તારે અહીં ભૌતિક સુખ જોઈતું હોય, તો આચાર સિવાય કશું ચાલશે નહીં. તે આચારથી ય સુખ નહીં મળે પાછું. આજના આચાર બધાંનાં છે એ આચારનું ફળ શું ? એનું ફળ સુખ નથી આવતું, દુઃખ આવે છે. આ સમ્યક્ આચારનું ફળ દુઃખ આવે છે. એનું કારણ એ છે કે આચાર છે પણ મન-વચન-કાયાની

એકતા નથી. એટલે કાયાનો આચાર સુંદર છે. મન કહે છે આવું ના થવું જોઈએ. તે આચાર નકામા જાય છે ને ઊલટું નુકસાન કરે છે.

આ સારા આચરણવાળા શું કરે છે ? રાતે અગિયાર વાગે મહેમાન આવેને, તે કહેશે, 'આવો, પધારો, પધારો, પધારો.' અને અંદર શું ચાલે કે 'અત્યારે મૂઆ ક્યાંથી આવ્યા ?' હવે ભગવાને શું કહ્યું કે આ તારું ખોટમાં ગયું, મૂઆ. આ મહીં કર્યુંને એ તારો પુરુષાર્થ છે. આ સારું આચરણ તો ડિસ્ચાર્જ છે. હા, દૂધપાક ઢળી ગયો ને છાશ લીધી તે ! પછી દાન આપેને તો ય કહેશે, 'મેં ચંદુભાઈનાં દબાણને લઈને આપ્યા, નહીં તો હું આપું નહીં.' બોલો, હવે આખુંય દાન ઊડી ગયુંને ? એટલે આ કાળમાં એવું થઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, તો અક્રમની અંદર તો એવું થયું કે આ અંદરની બધી પરિણતી બધી શુદ્ધ થતી જાય.

**દાદાશ્રી :** અક્રમમાં મૂળેય અંદરથી જ શરૂઆત થાય છે. ક્રમિક માર્ગમાં શુદ્ધતા પણ અંદરથી થઈ શકે નહીં, એનું કારણ કેપેસિટી નથી, એવી મશીનરી નથી એટલે બહારની રીત લીધી છે. પણ તે બહારની રીત અંદર ક્યારે પહોંચે ? મન-વચન-કાયાની એકતા હોય ત્યારે અંદર પહોંચે અને પછી અંદર શરૂઆત થાય. મૂળમાં તો મન-વચન-કાયાની એકતા રહી નથી.

જગતે સ્ટેપ બાય સ્ટેપ, ક્રમે ક્રમે કરીને આગળ વધવાનો મોક્ષમાર્ગ ખોળી કાઢેલો છે. પણ તે ક્યાં સુધી સાચો કે મનમાં હોય, એવું વાણીમાં બોલે અને એવું વર્તનમાં હોય ત્યાં સુધી એ મોક્ષમાર્ગ ચાલ્યા કરે. નહીં તો એ માર્ગ બંધ થઈ જાય. તે આ કાળમાં મન-વચન-કાયાની એકતા તૂટી ગઈ છે એટલે ક્રમિકમાર્ગ ફ્રેક્ચર થઈ ગયો છે. તેથી કહું છું ને આ ક્રમિકમાર્ગનું બેઝમેન્ટ સડી ગયું છે, એટલે આ અક્રમ નીકળ્યો છે. અહીં બધું એલાઉ થાય છે, તું જેવો હોય એવો. અહીં તું મને ભેગો થયોને, માટે બેસ ! એટલે આપણે તો બીજી બહારની ભાંજગડો જ નહીં કરવાની.

ગમે એટલો સમ્યક્ આચાર હોય, ગમે એવા હોય તોય એ આવતો ભવ દેવાળિયો છે. કારણ કે મન-વચન-કાયાની એકતા રહેતી નથી.

એકતા રહે તો સમ્યક્ આચારમાંથી, આવતા ભવનું સમ્યક્ આચારનું બીજ પડ્યું. આ તો એકતા ના રહી એટલે બી ઊંધું પડ્યું. એટલે આ મન-વચન-કાયાની એકતા છે નહીં. એ તો મેં સાધુ-આચાર્યને પૂછ્યું, 'ભઈ, એકતા છે ?' ત્યારે કહે, 'નથી.' ત્યારે મેં કહ્યું, 'મેલો, પોક મેલો જંગલમાં જઈને.' અને આપણે આ કેવો મોક્ષમાર્ગ આમ ! દીપી ઊઠે એવો !

## મહાત્મા ભીતરથી સદા સંયમી !

કોઈ માણસ આવતાં તમારું પાકીટ ગજવામાંથી લઈ લે, તે ઘડીએ તમે એને શું કરો ? સંયમમાં રહો કે અસંયમી થાવ ?

**પ્રશ્નકર્તા :** હવે સંયમમાં જ રહેવાય.

**દાદાશ્રી :** તરત જ સંયમધારી થઈ જાવ. આ બધા સંયમમાં રહે છે. આટલું બધું માણસ, તે અજાયબી કહેવાય ને ? અને જગત સારા આચારમાં અસંયમી છે.

આ જ્ઞાન લીધા પછી અંદર સંયમ હોય ! મારી શોધખોળ છે કે આ જગત આચારને માન્ય કરે છે, હું છે તે આચારને માન્ય કરતો નથી. આચાર એ પરિણામ છે અને સંયમ કે અસંયમ એ કૉઝીઝ છે, નવી પરીક્ષા છે. એટલે પરીક્ષા સાચવવી જોઈએ કે પરિણામ સાચવવું જોઈએ ? પણ અત્યારે પરીક્ષામાં તો ઊંધો ચાલે છે, મૂઓ. આ પહેલાંની પરીક્ષા આપેલી, તેનું આ પરિણામ આવ્યું. પણ હવે તો પરીક્ષા ઊંધી આપે છે ને ? તે તમે આ પહેલાંની પરીક્ષામાં નાપાસ થયા, પણ હવે નવી પરીક્ષામાં સંયમ છે ને ? એટલે અમે આચાર જોતાં નથી. કોઈના સારા હોય, તેનો વાંધો ય નથી આપણને અને ના સારા હોય તેનો ય વાંધો નથી.

આ જગત શું કહે છે ? નાપાસ કેમ થયો ? પાસ થઈ જા. પરીક્ષા આપ્યા વગર શી રીતે ? ફરી પરીક્ષા આપું ત્યારે પાસ થવાય. તે પરીક્ષા આપ્યા પછી કેટલાંય વર્ષો થાય ત્યારે પરિણામ આવે, આચાર સુધારે. ત્યારે પેલો કહે, હું આચાર સુધારવા જઉં છું, પણ સુધરતા નથી. સુધરાવનાર ને સુધરનાર બન્ને ગાંડા થઈ જશો. આ જાણ્યા વગરની વાત છે, કોઈ જગ્યાએ કોઈ સુધર્યો એવું ખોળી લાવો.

## ન પલટે આચાર, ફરે ભાવ !

આખું જગત 'દ્રવ્ય' પલટવા ફરે છે. દ્રવ્ય પલટવા એટલે આચાર ફેરવવા માગે છે. દેહના આચાર, મનના આચાર, વાણીના આચાર ફેરવવા માગે છે. દ્રવ્ય નથી ફરે એવું, માટે ભાવ ફેરવી નાખ. 'દાદા' પાસે જ્ઞાન લઈને ભાવ ફેરવી નાખ. એટલે જગત આખું છૂટ્યું ! આખું જગત દ્રવ્ય પલટાવવા જાય છે, જે સત્તા પોતાના તાબામાં નથી, તેને પલટાવવા જાય છે અને સત્તામાં છે તે ફેરવતા નથી.

આ જ્ઞાન મળ્યા પછી ભાવ બધાં ફરી જાય. આચાર, વિચાર ને ઉચ્ચાર એ દ્રવ્ય કહેવાય. દ્રવ્ય ન પલટે. પણ જો ભાવ પલટે, પછી ટાઈમ થાય ત્યારે દ્રવ્ય તો ઓગળી જાય. આપણે સો મણ બરફનો ઢગલો ઘેર લાવી મૂકીએ, તો ય ટાઈમ થાય એટલે ખલાસ થઈ જવાનો ને ! એ બાજુ જુઓ કે ના જુઓ તો ય ખલાસ થવાનું ને ?! અને સાચવ સાચવ કરવા માંડે તો ? તો ય સચવાય નહીં ને મહેનત નકામી જાય. માટે ફરી જા, આમ એબાઉટ ટર્ન, પૂંઠ દઈ દે. જ્ઞાન મળ્યા પછી પૂંઠ દેવાય, નહીં તો ના દેવાય.

એટલે શાસ્ત્રોને શીખવાની જરૂર નથી, 'દાદા'ને શીખવાની જરૂર છે. દાદાને જોયા જ કરવાનાં છે. જોવાથી એક જ અવતારમાં બધું દ્રવ્ય પરિવર્તન થઈ જાય. ખાલી જોવાથી ભાવ જ એવાં થાય કે આવી વાણી, આવું વર્તન, આવું મન ! તે એવાં આપણા ભાવ થાય ! અને આ બધું તો ઓગળી જવાનું. પૂંઠ દઈને બેઠાં એટલે ઓગળી જવાનું. પણ નવો બરફ કયો ખરીદવાનો ? આ દાદાની આજ્ઞા પાળો છોને તો નવો એક અવતારનો બરફ જોઈએ, તે તૈયાર થઈ જાય. આ પાછલું એક-બે અવતારમાં છૂટી જવાનું, પણ નવો બરફ તો ચોખ્ખો ભેગો થવાનો.

## અક્રમમાં ઊડાડ્યો બાહ્યાચાર !

આ ક્રમિક માર્ગ શું કહે છે કે બાહ્યાચાર પલટાય, પછી ભાવ પલટાય તો છૂટે એવું છે. તમે ઘેર રહીને ક્યારે સર્વાંશ થઈ રહો ને ક્યારે તમારા બાહ્યાચાર પલટાય ? ત્યાં શી રીતે બાહ્યાચાર પલટાય ? એટલે આ માર્ગ બિલકુલ અક્રમ છે અને સાયન્ટિફિક(વૈજ્ઞાનિક) છે અને ઓછી

મહેનતે કામ થાય એવું છે. બાહ્યાચાર એ અમારા જ્ઞાનમાં જોયું છે કે એ ન્યુટ્રલ વસ્તુ છે. એ અમારા જ્ઞાનમાં જોયા પછી આ માર્ગ મૂક્યો છે અને તે આ ભગવાનની આજ્ઞા લઈને મૂક્યો છે. એટલે બાહ્યાચાર ઊડાડી દીધો અમે. અંતરાચાર શરૂ થઈ જાય છે, જે એની મેળે જ ફેલાતો ફેલાતો બહાર આવીને ઊભો રહેશે. અને પેલું ક્રમિકમાર્ગમાં બહારથી અંદર જવાનું અને આ અક્રમ માર્ગમાં અંદરથી ચોખ્ખું થતું થતું બહાર આવવાનું. એટલે બાહ્યાચાર જોવાનો નહીં. બાહ્યાચાર બદલાય નહીં. કારણ કે પ્રકૃતિગુણ છે ને !

આ તો વિજ્ઞાન છે. બાકી ક્રમિક માર્ગનું જ્ઞાન જે છે ને, તે બધુંય છે તે આચાર જોયા વગર આગળ બીજી વાત ચાલે નહીં અને આપણે અહીંયા આચાર જોતાં નથી આ. એવું લાગે છે તમને ? અત્યારે ગમે તે માણસને ગમે તે આચાર હોય પણ હું એને વઢું નહીં. અને પેલામાં તો ? તેલ કાઢી નાખે. ક્રમિક માર્ગના ગુરુ કહેશે, ‘કેમ બીડીઓ પીઓ છો ? બીડી છોડી દો !’

આપણા વિજ્ઞાનમાં આ જ્ઞાન આપતી વખતે સુટેવો અને કુટેવો બેઉને બાજુએ બેસાડી દઈએ છીએ. આપણે સુટેવોના ગ્રાહક નથી અને કુટેવોના ત્યાગી નથી. આપણે પુણ્યાચાર ને પાપાચાર બન્નેને બાજુએ બેસાડી દઈએ છીએ. આપણે પુણ્યના ય ગ્રાહક નથી ને પાપના ય ત્યાગી નથી. એટલે આ એક અવતારના ઉદયને કોઈ ફેરવી શકે નહીં. જન્મથી જે ઉદય છે તે મરણ સુધીના ઉદયને કોઈ ફેરવી શકે નહીં.

## આચાર, વિચાર ને ઉચ્ચાર, ન્હોય આત્માના !

આચાર બે પ્રકારના છે : એક દુરાચાર ને એક સદાચાર. અને તેમાંય આત્મામાં તો આચાર છે જ નહીં. જે ચરે તેનામાં આચાર હોય. આત્મા ચરી ખાય એવો છે નહીં. આચાર, વિચાર ને ઉચ્ચાર એ ત્રણેવ આત્માના ન્હોય.

ઉચ્ચાર કોનો ? ટેપરેકર્ડનો. અને વિચાર કોના ? મનના. આચાર કાયાનો, એમાં આત્માને શું લેવા-દેવા ? આત્મા જુદો, આ બધાં જુદા. આ આચાર એ તો કાયાનો ધર્મ. તે કોઈ કહેશે, હું સદાચારી માણસ, ઘણાં વર્ષથી

સદાચાર પાળતો આવ્યો છું. ત્યારે કહે, સદાચારી માણસ થા ને, કોણ ના પાડે છે ? સદાચારી થયો, એ તો પુદ્ગલ થયો ને ? પુદ્ગલ સદાચારી હોય એ આત્મા સદાચારી હોતો હશે ? એ આત્મા તો પરમાત્મા છે.

આપણું વિજ્ઞાન એવું છે ને, આ ત્રણેવને જુદું મૂકી દીધું બાજુએ, ડિસ્ચાર્જ સ્વરૂપે. જે આ દસ લાખ વર્ષમાં નથી બન્યું એવું આ નવેનવું બન્યું છે ! નહીં તો આમથી જઈએ તો ક્યારે પાર આવે ? આચાર સુધારતાં સુધારતાં, વાણી સુધારતાં સુધારતાં, મન સુધારતાં સુધારતાં ક્યારે પાર આવે એવું લાગતું'તું આમાં ? કોઈનો પાર આવશે ખરો, આ લોકોનો ? ઊલટાં વધારે ગૂંચવાડામાં ઊંડા ઊતરતા જાય, કાદવમાં. એટલે મને નાનપણથી એમ લાગતું'તું કે આનો પાર આવે નહીં.

આ ટેકરો તે આમ રહીને દેખાય. તે આમ રહીને સવા કરોડ માઈલ ચાલવાનું. અલ્યા મૂઆ, એવું તો આ દેખાય છે. ત્યારે કહે, 'વચ્ચે બ્રીજ બાંધ્યો નથી.' આ બ્રીજ બાંધી દીધો આપણે હડહડાટ ને કહ્યું, 'આમ રહીને જાવ.' પેલા સાધુઓ આમ રહીને સાઠ લાખ માઈલ સુધી ચાલ્યા છે ને, પેલું તો કરોડો માઈલ છેટું છે. હવે સાઠ લાખ માઈલ પાછાં આવવાનું ગમતું નથી એમને. અને આપણે તો ગયા જ નહોતા ને ? શું આમાં કાઢવાનું તે ? અનંત અવતારથી બફાય બફાય કર્યા, કેટલો બફારો ! ઠંડક થઈ બધાને ! આ બધા આવ્યા, તે બધાને ઠંડક વર્તે છે ને ?

**પ્રશ્નકર્તા :** બધાને ઠંડક.

**દાદાશ્રી :** હા, માર્ગ છે સોનાનો !

## મોક્ષનો માર્ગ અંતર્મુખી !

આ ભાઈ પહેલાં ક્રિયા ફેરવવા બહુ ગયેલા, પ્રયત્ન કરીને ! સંતો કહે, 'ક્રિયા આમ ફેરવો, આ ક્રિયા ફેરવો.' અલ્યા મૂઆ, આજની ક્રિયા તો પ્રતિક્રિયા છે. પ્રતિક્રિયા ફરતી હશે ? ઈફેક્ટ છે. એનાં કૉઝ બંધ કરાવ ને ! આ બધાને પૂછ્યું કે ભઈ, વિષય સંબંધી તમારો અભિપ્રાય હતો એ ફરી ગયો ? તો કહે, 'હા. સંપૂર્ણ, સો ટકા.' તો પ્રતિક્રિયા ને અમારે લેવા-

દેવા નથી. હવે આ અંતર્મુખી માર્ગ, જગત આખું બાહ્યમુખમાં હોય, બેનો મેળ એક કલાકેય શી રીતે થાય ? તમારી પ્રતિક્રિયા જોઈને ચિઢાયા કરે પેલો. શું જોઈને દાદા પાસે જાય છે ? કશું સુધરતો છે નહીં, એવો ને એવો જ છે, કહેશે.

## ન ખોળો આચાર અક્રમમાં !

આ શરીર એવી બધી વસ્તુ સ્થૂળ છે ને, તે સ્થૂળમાં કંઈ ફરે એવું નથી. તે જેવું મહીં ગોઠવીને તૈયાર લાવ્યા હોય, તે પ્રમાણે આચાર બધો નીકળે ને તેથી આચારમાં લોકો ખોળવા જાય કે આ અક્રમ વિજ્ઞાનીના મહાત્માઓના આચાર જુઓ, તો ત્યાં આચાર જોવામાં મજા નહીં. કારણ કે આચાર ફરે નહીં. બીજું બધું ફરી જાય, આંતરિક ફરે, બહાર ના ફરે. એ આંતરિક ફરવાથી મોક્ષ. બહાર ફરવાથી મોક્ષ થાય અગર ના પણ થાય.

**પ્રશ્નકર્તા :** પણ આંતરિક ફરે, એના પરિણામે બહારનું ન ફરે ?

**દાદાશ્રી :** બીજા અવતારમાં બહારનું ફરે. આ અત્યારે ડિસ્ચાર્જ છે, એ તો ગયા અવતારનું આ બધું છે. આ તો ના ય ફેરફાર થાય. અમારા રૂબરૂ તમે બેબીને ટૈડકાવતા હોવ ગુસ્સે થઈને, તો અમે તમારો દોષ ના જોઈએ કે આ તમારો દોષ છે. અમે જાણીએ કે આ માલ ભરેલો છે એ નીકળે છે, એવું સમજીએ.

કોઈ ઉતાવળો ચાલે કે કોઈ ધીમો ચાલે, તેમાં કશું ફેરફાર થાય નહીં. ભરેલો માલ છે ! આ આવક નથી ને જાવક એકલી રહી છે. માટે અમુકની એ જાવક જો ઓછી થઈ જાય તો પછી એનું બધું ખલાસ થઈ જશે. નવી આવક નથીને એટલે ખલાસ થઈને પછી નવી જ જાતનું થાય. એટલે આ તમારી જાવક એ કેટલો વખત રહે ? એ અમુક કાળ સુધી જ રહે. પછી બધું ય ખલાસ થઈ જાય. પહેલાં તમારે આવક અને જાવક એ બેઉ ચાલુ હતું એટલે ભેળસેળ નીકળતું હતું. હવે આ એકલો જ ભાગ ઊડી ગયો ચાર્જનો અને રહ્યું ડિસ્ચાર્જ, એ ડિસ્ચાર્જ બધું જતું રહેશે.

**પ્રશ્નકર્તા :** અમોએ આપની પાસે જ્ઞાન લીધું અને આ સત્સંગને

વરસ થયું, તેમાં બહારના વર્તનમાં પણ ફેરફાર દેખાય છે. ભાષા કઠોર હતી, એને બદલે નરમ થતી જાય છે.

**દાદાશ્રી :** હવે એ જેમ જેમ ભરેલો માલ ઓછો થતો જાય છે, તેમ તેમ ફેરફાર દેખાય. આપણા લોકો જે ખોળે છે એવું એકદમ ના જડે. અને તમને પોતાને ખબર પડે કે ઓછું થતું ગયું. બીજા લોકોને તો ચંદુભાઈ એવાં ને એવાં જ દેખાય. આ બધાને ક્યારે દેખાય ? આ બધું જ ખાલી થઈ જશે, ત્યારે પછી મનમાં થશે કે આ ચંદુભાઈ પહેલાં હતા તેવાં ન્હોય.

## જેવા ભાવે બંધ, તેવા ભાવે નિર્જરા !

એવું છે ને કે આચરણ એ પુદ્‌ગલમાં જે ભર્યું છે, તે નીકળશે. પુદ્‌ગલનો અર્થ શું ? પૂરણ કરેલું. પુર અને ગલ. બે શબ્દોનું પુદ્‌ગલ થયું. એ પુર એટલે પૂરણ કરેલો માલ. તમે ગયા અવતારે જે પૂરણ કરેલું છે, તે આ અવતારમાં ગલન થઈ રહ્યું છે. હવે બોલો, ગલન થાય તેમાં તમે રાગ-દ્વેષ કર્યા કરો એનો શો અર્થ છે ? તો ભરતી વખતે જોવાની જરૂર હતી. અત્યારે નીકળતી વખતે શું ? એનો ઉપાય જ નહીંને, એ તો થયા જ કરવાનું. એને જોયા કરીએ, જ્ઞાતા-દ્રષ્ટા જ રહે, જે થાય તે. કારણ કે પૂરણ કરતી વખતે જોવાનું હોય છે. તો તે વખતે તો જ્ઞાની પુરુષ મળ્યા ના હોય એટલે જે ફાવે એ બજારમાંથી ખરીદી કરી. જે ભાવે બંધ થયું છે, તે ભાવે જ નિર્જરા થાય. નિર્જરામાં ફેર પડે નહીં.

## ન બોલાય 'હવે વાંધો નથી' !

ઘણા લોકોના આચાર સારા હોય છે પણ અંદર બહુ જ ખરાબ હોય છે અને આચાર ભલે આપણા મહાત્માઓના ખરાબ હોય તો ય પણ અંદર કેવા ડાહ્યા !

**પ્રશ્નકર્તા :** આ વાત સિદ્ધાંતની છે પણ કેટલીક વખતે અમારાથી શું થાય છે કે દાદાનું આ વચન છેને, તે આ એકાંતિક વચન પકડી લેવાય છે કે અમારા આચાર-બાચારનું કંઈ નહીં, એ બધું અંદરનું જુઓ હવે એ.

**દાદાશ્રી :** એ પકડી લે છે, બસ. એ પકડી લેવાની જરૂર નથી.

તમારે સમજવાની જરૂર છે કે ભય નહીં રાખવો જોઈએ આવું બની જાય તો. પણ પકડી લો તો તમારું કાચું રહી જશે.

**પ્રશ્નકર્તા :** પકડી લઈએ છીએ ને એના બચાવમાં બેસી જઈએ છીએ.

**દાદાશ્રી :** નહીં, બચાવમાં ના બેસાય. હંમેશાં એવું છે ને કે જેમ કૂવામાં નથી પડવું એવો નિશ્ચય તમારો દ્રઢ હોય છે ને ! સો-બસો કૂવા હોય અહીં આગળ અને તેમાં રહીને રસ્તે આવવા-જવાનું હોય, તો અંધારામાં કંઈ પડતા નથી. કારણ કે તમારો નિશ્ચય છે કે મારે ગમે તે થાય પણ કૂવામાં નથી પડવું, એટલે એ ના પડાય. પણ તમે જો કૂવાના બચાવમાં જાવ તો પડાય. નિશ્ચય તો જોઈએ ને તમારો, આ તો હું શેના માટે કહું ? તમને પકડી લેવા માટે નહીં, તમને ભયરહિત બનાવવા માટે કહું છું. તમારા આ બાહ્યાચાર આવાં છે, વાંકા છે, તેનો વાંધો રાખશો નહીં. એનો અર્થ તમારે પકડી લેવાની જરૂર નહીં, તમારે તો એમ જ રાખવાનું કે આ ન જ થવું જોઈએ, બસ. પછી થઈ ગયું, એને લેટ ગો કહીએ છીએ. આપણે શું કહ્યું ? વ્યવસ્થિત કોને કહીએ છીએ કે ભઈ, ઊઘાડી આંખે ગાડી હાંક અને તે સાવધાનીપૂર્વક હાંક અને પછી અથડાઈ તે વ્યવસ્થિત. પછી ગુનો તમારો થઈ જાય તેનો વાંધો નથી, એ વ્યવસ્થિત છે પણ આ સાવધાનીપૂર્વક હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા, એ નિર્ભય બનવા માટે આપ કહો છો પણ સાથે સાથે આ વર્તણૂક અત્યારની મારી આવી છે એ જોઈને મને એવો વિચાર ના થવો જોઈએ કે આ મેં કેવો માલ ભર્યો છે ?

**દાદાશ્રી :** એ તો આવવો જ જોઈએ કે મેં બળ્યો, આવો માલ ભર્યો ! પણ એ થાય બધાને. બધાય થાકે-કંટાળે ને બધાને ગમે ય નહીં આ, પણ શું થાય ? કોઈ ઉપાય જ નહીં ને બીજો !

એટલે તમારે ફક્ત એટલું ન બોલવું જોઈએ કે હવે મારે કશો વાંધો નહીં. એવું તમારે બેફામ ન બોલવું જોઈએ. એટલું અમે કહેવા માંગીએ છીએ. બાકી અમે જે આપેલું છે, એ તો તમને કશું થવાનું નથી એવું જાણીને જ આપેલું છે, તમે બેફામ ના બોલો તો !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપનું જ્ઞાન આ થયું, બધું થયું, હવે હું એમ કહું કે હવે મને વકીલાત કરવાનો કોઈ વાંધો નથી, તો પછી ?

**દાદાશ્રી :** ના, એ એવું ન બોલાય. તમે વકીલાત કરો, જેટલો વખત કરવી હોય એટલો વખત, પણ 'આ વાંધો નથી' એમ બોલ્યા એ પેલા કાયદાને તોડે છે. જોખમ ના ઊભું કરો. એ તો જોખમ ઊભું કરવું એ બે પાટા વચ્ચે ફીશ પ્લેટ કાઢી નાખવી, એ સરખી છે. એ ગાડી ડીરેલ થઈ જશે. એવું બોલાય નહીં. બોલવાનું શા માટે ? અમે તો એટલા માટે કહ્યું છે ને 'બેફામપણે બોલશો નહીં, કે મને કંઈ જ નડવાનું નથી.' હવે એવું બોલશો નહીં. કારણ કે લોકો કો'કને આ દેખાડવા માટે પાવરમાં બોલે છે કે 'હવે અમને દાદા માથે છે, અમને કંઈ ના થાય'. તો એ પાવર નડશે, ના બોલાય એવું.

**પ્રશ્નકર્તા :** આપે તો એટલો બધો સરળ-સુગમ માર્ગ બતાવી દીધેલો છે, પણ પછી જો સતત જાગૃતિ નહીં રાખીએ અને પાંચ આજ્ઞાઓ જો નહીં પળાય તો દાદાએ જે જ્ઞાન આપ્યું છે તે શસ્ત્રરૂપે પરિણમશે.

**દાદાશ્રી :** તો રખડી જાય. છતાં ડહોળાઈ ગયેલું ઘી દિવેલમાંથી નહીં જાય, ઘણાં અવતાર ઓછાં થઈ જશે. પણ આ જે તમે ધારો છો એ સ્થાને જલ્દી નહીં પહોંચો, પાંચ આજ્ઞાઓ બંધ થઈ ગઈ તો. આ કાળ જ આખો કુસંગનો કાળ છે. ઘરમાં કુસંગ, ઓફિસમાં કુસંગ, વ્યાપારમાં કુસંગ, જ્યાં જુઓ ત્યાં કુસંગ, કુસંગ, કુસંગ. આ આજના જે સત્સંગો બહાર ચાલે છે તે ય નર્યો કુસંગ જ છે. જો તમે અહીંયાથી બીજે જાવ ને તો એ તમારા માટે કુસંગ છે. હવે એવાં કાળમાં જો આ પાંચ આજ્ઞા ના હોય તો એ કોઈ કુસંગ એને ખઈ જાય. એટલે પાંચ આજ્ઞા પાળે એટલે કુસંગ અડે નહીં એને. નહીં તો અહીં પડી રહો, પાંચ આજ્ઞા ના પાળવી હોય તો મારી જોડે પડી રહો, તો ય કુસંગ નહીં અડે.

છતાં આ જ્ઞાન લે છે ત્યારથી પોઝિટિવ ભાવ તો થઈ જ જાય મહીં એને.

**પ્રશ્નકર્તા :** થઈ જ જાય બરોબર છે, દાદા. આપે કીધું કે પોઝિટિવ થયા એટલે સંજોગો મળી આવે.

**દાદાશ્રી :** માણસમાં નેગેટિવ હોય છે તે ગૂંચવાડામાં નાખે છે. માટે પોઝિટિવ જ રહો. આ જગતમાં જ્યાં સુધી માણસ ભયથી ધ્રૂજે છે, ત્યાં સુધી કોઈ પણ પ્રકારનો ધર્મ પામી શકે નહીં. અમે 'તમારો કોઈ બાપોય ઉપરી નથી' કહીને તમારો ભય-ફફડાટ ચોગરદમનો કાઢી નાખીએ છીએ ને બીજું કંઈ ભય લાગતો હોય તો એ તમારો કાઢી નાખીએ, તેનો અર્થ નેગેટિવમાં લઈ જાવ તો ખરાબ થાય, એવી છૂટ આપવા નથી માંગતા !

**પ્રશ્નકર્તા :** દાદા, અમને અમારા વિકાસની અંદર કયા કયા ભયસ્થાનો છે તે પણ આપની પાસેથી પૂછી લઈએ. કારણ કે પછી આપનું કોઈ વાક્ય એવું અમે નોંધારું ઊપાડી લઈએ, એના કરતાં અહીંયાં પૂછી લઈએ તો શું વાંધો છે ?

**દાદાશ્રી :** નોંધારું વાક્ય ઊપાડવાથી બહુ મુશ્કેલી પડી જાય. મને પૂછોને તો વાંધો ના આવે અને હવે 'મને કશું અડવાનું નથી' એવું બોલવામાં એ એકલું જોખમ છે. અમે કહ્યું છે ને કે 'વિષયો વિષ નથી, વિષયોમાં નિડરતા એ વિષ છે'. એટલે મને કહે છે કે 'મને હવે કંઈ થાય નહીં, દાદાનો થઈ ગયો છું એટલે.' નિડરતા થઈ એ જ વિષ છે. બેફામ થઈ ગયો કે થઈ રહ્યું, ખલાસ. એ સ્થાન જ ન્હોય એ તો. નથી તમે આત્મામાં, નથી તમે ફાઈલમાં, આવું બેફામપણું ! 'મને કોઈ અડે નહીં' એ ક્યાંથી આવ્યું આ ?!

**પ્રશ્નકર્તા :** બરોબર છે, પેલા આત્મામાંય નથી અને ફાઈલમાંય નથી.

**દાદાશ્રી :** આમાં બેઉ જગ્યાએ નથી અને આ નવો ક્યાંથી આવ્યો ? એટલે એ જોખમવાળું છે એટલે અમે કહીએ છીએ ને કે 'ભઈ, અમે તમને એ ભય કાઢી નાખવા કહીએ છીએ કે વિષયો વિષ નથી, પણ વિષયોમાં નિડરતા એ વિષ છે.'

કારણ કે આ આચારનાં જોખમ નથી, તે બધું મેં જ્ઞાનથી જોઈને કહ્યું છે. નહીં તો આટલી બધી કોણ વહોરે આ જોખમદારી ?! એ તો બહુ જોખમદારી કહેવાય. અને તો જ તમે એકદમ નિવૃત્ત જ થઈ જાવ અને તો જ તમે આ ભયથી છૂટો. ભયથી છૂટી જાવ ને બીજી તમારી શંકા-

કુશંકા એ બધું જે વહેમ હતા એ ઊડી જાય બધા. આમ થઈ જશે કે તેમ થઈ જશે, એ કશું થવાનું નથી મૂઆ. તને કશું થવાનું નથી, હું છું ને તું છું, કહીએ !

આમાં આ મારે જોઈતું નથી અગર તો આ ખોટું છે, એટલો જ તમારે અભિપ્રાય રહેવો જોઈએ. આયે સારું છે ને પેલુંય સારું છે, એ બે અભિપ્રાય થયા તો બગડ્યું. દૂધ ને દહીં બે સાથે ન રહી શકે. એટલે ક્રિયાનો અમારે વાંધો નથી. અમારે તો તમારી પ્રતીતિ ના બદલવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ ના બદલાય તો જે વસ્તુ રહે તે ડિસ્ચાર્જ ફોર્મમાં રહે છે, બરાબર ?

**દાદાશ્રી :** પ્રતીતિ ના બદલાય એટલે બસ થઈ ગયું. એટલે તમારી જવાબદારી નહીં. પછી જવાબદારી મારી. આયે સારું, તેય સારું, બેય સારું કરે તો જવાબદારી તમારી. આ ના હોવું જોઈએ, છતાં પણ થયા કરે તો એને જવાબદારી નહીં. પણ જ્યાં સુધી ફાઈલ છે ત્યાં સુધી થયા કરશે. એક દહાડો એનો હિસાબ પૂરો થઈ જશે કે છૂટું. એય છૂટું ને આય છૂટું !

❖❖❖❖❖

## [૬.૩]

# પહેલી શ્રદ્ધા કે પહેલું વર્તન ?

### ન કઢાય ભૂલ વર્તનની !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધાં પછી હજુ એમ રહ્યા કરે કે આપણે આટલું બધું વર્તનમાં તો આવતું નથી, ક્રોધ થઈ જાય છે. જેવી રીતે આપણે આદર્શ રીતે રહેવું જોઈએ એ રીતે રહેવાતું નથી, તો આ હજુ ચારિત્રમોહ જતો નથી ?

**દાદાશ્રી :** વર્તનની ભૂલ ના કાઢે તો ચારિત્રમોહ જશે અને વર્તનની ભૂલ કાઢશે તો ચારિત્રમોહ નહીં જાય. વર્તનની ભૂલ કાઢવાની નહીં બિલકુલેય. શું વર્તન થાય છે એ જોયા કરવાનું. વર્તનની ભૂલ કાઢવી એટલે પોતે હતો તેનો તે જ દેહાધ્યાસ ઉત્પન્ન થયો કહેવાય. પોતે પાછો એ સ્વરૂપ થઈ ગયો ! મૂઆ, અજ્ઞાની હતો ત્યારે વર્તનની ભૂલ કાઢતો હતો. હવે જ્ઞાન થયા પછી વર્તનની ભૂલ કાઢે છે ? જેવું વર્તન હોય, એ વર્તનની ભૂલ નહીં કાઢવાની બિલકુલેય. હવે એને જોયા જ કરવાનું. આ જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવ્યા તમે. પહેલાં કર્તા સ્વભાવમાં હતા. એ જૂની આદત જતી નથી હજુ.

### શ્રદ્ધા - અનુભવ - વર્તન

એક માણસ આ જાણતો હોય કે અબ્રહ્મચર્ય કરવું એ ખોટું છે. બ્રહ્મચર્ય પાળવામાં જ નિરંતર શ્રદ્ધા છે. પછી અનુભવમાં પણ એવું આવ્યું અને વર્તનમાં ના પણ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે શ્રદ્ધા અનુભવ સુધી પહોંચે ?

**દાદાશ્રી :** શ્રદ્ધામાં આવ્યું, હવે એ શ્રદ્ધામાં આવેલી વસ્તુ ધીમે ધીમે અનુભવમાં આવતી જાય. અનુભવ સંપૂર્ણ થાય ત્યારે વર્તનમાં જાય. એ વર્તનમાં ના પણ હોય. પણ તેથી કરીને આપણે એનું વર્તન જોવાનું નથી. શું શ્રદ્ધા છે એ જોવાની. કારણ કે ત્રણ એટ એ ટાઈમ થતું નથી.

**પ્રશ્નકર્તા :** એક-એક, સ્ટેપ બાય સ્ટેપ છે.

**દાદાશ્રી :** હા. તેથી આ જોખમદારી અમે લઈએ છીએ ને ! એ અમે જાણીએ છીએ કે અમે આ શ્રદ્ધા ફેરવીશું પછી વાંધો નહીં. બીજું છો ને લોકો બૂમો પાડે. એટલે અમે એ શ્રદ્ધા ફેરવી આપીએ. ચક્કર કાઢીને છેટા રહી જઈએ છીએ અને લોકો વર્તન ફેરવવા જાય છે. એ એનો રસ્તો જ નથી. વર્તન ક્યારે ફરે ? બિલિફ ફરે કેટલાં અવતાર થાય, ત્યાર પછી વળી જ્ઞાન ફરે ત્યારે વર્તન ફરે.

હવે બધાના અપલક્ષણ દેખાય છે માટે કંઈ મારે વઢવું એમને ? ના. એમને વિધિ કરી આપવાની. વર્તન જોઈએ નહીં, મહીં એની શ્રદ્ધામાં શું છે, એ હું જાણું છું. બોલો, હવે વર્તન ઉપર વઢવાડ કરાય ?

**પ્રશ્નકર્તા :** ન કરાય.

**દાદાશ્રી :** શ્રદ્ધા એની ફરી છે કે નહીં, એટલું જ જોવાનું. આવું આ વિજ્ઞાન કોઈ નહીં બોલે બહાર. બહાર વર્તન ખોળશે, છોકરો ખોળશે. અલ્યા મૂઆ, પણ માબાપ વગર છોકરો શી રીતે થયો ? ત્યારે કહે, ના. છોકરો હશે તો માબાપ આવશે. એવું બને ?

**પ્રશ્નકર્તા :** બને નહીં, પણ માને છે ને !

**દાદાશ્રી :** એવી ગાંડી વાત કરે છે લોકો. તારું વર્તન નથી ફરેલું પણ મહીં શ્રદ્ધામાં ફરેલું છે કે નથી ફરેલું ?

**પ્રશ્નકર્તા :** ફર્યું છે.

**દાદાશ્રી :** ત્યારે જ્ઞાનમાં થોડુંઘણું ફર્યું છે કે નથી ફર્યું ? કે આમ

તો અનુભવમાં આવ્યું છે કે આ ખોટું જ છે, છતાંય પાછું એ કાર્ય થાય છે કે નથી થતું ?

**પ્રશ્નકર્તા :** હા.

## છેલ્લે થઈ જવાશે જ્ઞાની !

**દાદાશ્રી :** તમે જાણનાર છો ખાલી. નકામા હાય હાય કરવી અને હાય હાય થતી હોય તો ય ચંદુભાઈને થાય, તમને શું ? અને જેમ જેમ આ જ્ઞાન પરિણામ પામશે ને તેમ તેમ એ ય બધું ઊડી જશે. ચંદુભાઈ પોતે ય જ્ઞાની થઈ જશે. પરિણામ પામવું જોઈએ. ત્યારે લોક કહે છે, મહીં અમલમાં નથી આવતું. અલ્યા, અમલમાં લાવવાનું જ નથી. આ જ્ઞાન અમલવાળું નથી. કારણ કે આને પ્રતીતિ જ કરાવવાની જરૂર છે તમારે.

**પ્રશ્નકર્તા :** પછી પ્રતીતિ કામ કરે.

**દાદાશ્રી :** આ તકલાદી છે તેની પ્રતીતિ બેઠી. એ પ્રતીતિનું ફળ શું આવે ? રોજ રોજ અનુભવ થતો જાય કે આ તકલાદી છે, તકલાદી જ છે. અને પછી એને વર્તનમાં આવે કે આ તકલાદી, અડે નહીં પછી.

આપણે આત્મપક્ષના છીએ. સંસારપક્ષ છૂટતો નથી. શ્રદ્ધા બેસી ગઈ છે કે આ ખોટું છે. પછી વર્તનમાં આવવું એનો ટાઈમ લે. એટલે ત્યાં સુધી બુદ્ધિ કામ કર્યા કરે, એ પોતાને ખબર પડે કે આ ડખો કરે છે. કારણ કે શ્રદ્ધા બેસી ગયેલી છે. એટલે પોતે જાણે છે કે આ ખોટું છે, છૂટવું છે. છતાંય પણ આ છૂટકો જ ના થાયને ?

**પ્રશ્નકર્તા :** તો એ વર્તનમાં ક્યારે આવે પાછું ?

**દાદાશ્રી :** પહેલું શ્રદ્ધામાં આવી જાય, એ સમજણમાં આવી જાય, શ્રદ્ધા ઉત્પન્ન થઈ. દાદાએ કહ્યું એ સમજણ મને ફીટ થઈ ગઈ. આત્મા, આત્મા થઈ ગયો ને બીજું, બીજું થઈ ગયું. જુદું પડી ગયું. તે સમજણમાં આવી જાય. પછી છે તે ધીમે ધીમે છે તે જ્ઞાનમાં આવે, એટલે અનુભવમાં આવે અને અનુભવમાં આવ્યા પછી વર્તનમાં આવે.

**પ્રશ્નકર્તા :** જે સમજણ આવી અને વર્તનમાં આવે, એ બે વચ્ચેનો જે ટાઈમ ખરો, એની અંદર જે કંઈ પણ ક્રિયા થાય, એ ચાર્જ કે ડિસ્ચાર્જ છે ?

**દાદાશ્રી :** ના, ચાર્જ નહીં. એ ડિસ્ચાર્જ ના થાય ત્યાં સુધી ટાઈમ જાય બધો. કારણ કે પાતળું હોય તો ઊડી જાય, એક અવતારમાં. બહુ જાડું હોય તો વાર લાગે. પણ અનુભવમાં આવી જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણથી એ ગાંઠ ઓગળે ખરીને ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણથી ગાંઠ પાતળી પડી જાય. પણ અનુભવમાં આવવું જોઈએ.

એક અણુ જેટલું પણ સુખ ના લાગવું જોઈએ સંસારમાં, ત્યારે અનુભવમાં આવી ગયું કહેવાય. વર્તનમાં, અત્યારે રાત્રે સૂઈ ગયો હોય અને ઊંઘ સારી આવી ગઈ હોય તો કહે, 'હાશ, સારી ઊંઘ આવી.' તો પણ આ શેમાં સુખ લાગે ? ત્યારે કહેશે, આ ઊંઘમાંથી. એ આત્માનું સુખ નહીં. તો હવે એ બધું સંસારનું સુખ તો પ્રતીતિથી ઊડી ગયું બધું. આ જ્ઞાન મળ્યા પછી, આત્મા મળ્યા પછી બધું ઊડવા જ માંડે, એ ધંધો શો ? ઊડવા જ માંડ્યું. નહીં તો લાખ અવતારે ઊડે નહીં. એક ફેરો ઊડાડ્યું હોય તો ફરી ચોંટે પાછું.

## ખરતો જાય મોહ !

એટલે તે સમજણમાં આવ્યું. સમજણનો અર્થ પ્રતીતિ બેઠી કે સોનામાં સુખ નથી, પણ પછી વર્તનમાં સુખ તો લાગે છે હજુ. સોનામાં સુખ નથી એ સમજણ બેસી ગઈ આપણને, આત્મા જુદો પડ્યો એટલે, પણ પછી જ્ઞાનમાં આવ્યું નથી. જ્ઞાન એટલે અનુભવમાં નથી આવ્યું. એ જ્યારે સોનું પહેરેલું હોય, તે કો'ક મારીને લઈ જાય, ત્યારે થાય કે, બળ્યું, આ સોના પર મોહ જ ખોટો છે. એ માર ખવડાવ્યો એ પછી જ્ઞાનમાં આવ્યું. અનુભવમાં આવ્યું એટલે પછી વર્તનમાં આવે. એ સોનું ના પહેરે પછી. હવે સોના ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઈ ?

**પ્રશ્નકર્તા :** હા, ઘણી ઊડી ગઈ.

**દાદાશ્રી :** સોના ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઈ. હજુ વર્તનમાં રહ્યું છે, એનું શું કારણ છે ? જેટલો માલ ભરેલો છે એટલો વખત વર્તન રહેશે, પછી તો આ પહેરવાનું ય મન નહીં થાય. એવી રીતે શ્રદ્ધા બધી ઊઠતી જાય. સોનામાં જે સુખ માન્યું હતું, લક્ષ્મીમાં સુખ માન્યું હતું, બધું સુખ માન્યું હતું, તે સુખની શ્રદ્ધા ઊઠતી જાય અને પેલી શ્રદ્ધા બેસતી જાય. હવે સોના ઉપર બહુ ભાવ થતો નથી ને !

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** પછી શોપીંગનું ?

**પ્રશ્નકર્તા :** શોપીંગ તો બંધ. જે જરૂરી હોય એ વસ્તુઓ લેવી પડે. પણ જે પહેલાં હતું કે હું આ લઉં, તે લઉં, એ ઊડી ગયું.

**દાદાશ્રી :** બધું ઊડી જશે ધીમે ધીમે અને મનમાં શાંતિ રહેશે. પેલું તો શોપીંગ કરતાં ય અપાર દુઃખ, ડૉલરો ખર્ચતાં ય મહીં આકુળ-વ્યાકુળ અને આ ખર્ચો નહીં ને શાંતિ !

**પ્રશ્નકર્તા :** આપણો વ્યવહાર કુટુંબ જોડે સારી રીતે થવો જોઈએ, એટલી તો ભાવના ખરી જાણે.

**દાદાશ્રી :** સારી રીતે થવો જોઈએ, એ એક હકીકત છે આપણી. પછી બને એ પણ સાચું છે છેવટે. આપણી હકીકતમાં એવું હોવું જોઈએ કે આપણે ઈન્ડિયામાં જવું છે. પણ પછી પ્લેન તૂટી પડે, તે પણ સાચી વાત છે. એને કંઈ ના કહેવાય નહીંને ! એટલે આ તો બીજું કંઈ નહીં. આપણે પોઝિટિવ હિસાબ રાખવો, નેગેટિવ બને તેને લેટ ગો કરવો. કારણ કે આ બધું મરતું-જીવતું નથી, આત્મા કશું મરતો ય નથી ને જીવતો ય નથી.

## જ્ઞાન ફિટ થયું પ્રતીતિમાં !

આ આપણા મહાત્માઓને જ્ઞાન છે, બધું ય છે, પણ પ્રતીતિમાં છે ને પ્રતીતિને અમે સર્વસ્વ કહીએ છીએ. ભલે તારા વર્તનમાં નહીં હોય, તેની મારે જરૂર નથી. તારી પ્રતીતિમાં છે, તો બધું સર્વસ્વ થઈ જાય. કારણ કે પ્રતીતિવાળો સર્વસ્વ થશે અને સર્વસ્વવાળો સર્વસ્વ હોય યા ના પણ હોય.

આજ છે તે વર્તન બહુ સુંદર હોય, પણ મહીં પ્રતીતિ શેની પર બેઠી હોય કે અમેરિકા જઈને સારો બિઝનેસ કરવો છે. પ્રતીતિ ક્યાં છે એ જોવું જોઈએ, બીજો ભાગ જોવાનો નથી.

હવે આપણા મહાત્માઓ છે, તે એની વાઈફે કપડાંની બેઉની પેટી જોડે જોડે મૂકી હોય, તો પોતાનાં થોડાં કપડાં ધણીની બેગમાં મૂકી દીધા. અને પછી ધણી જુએ તે બૂમ પાડે છે કે મારી પેટીને તું અડી જ કેમ ? લે, એને આ જ્ઞાન છે, પ્રતીતિ છે. લે મૂઆ પણ વર્તન આવું? ત્યારે કહેશે, એ તો વર્તન તો આવું જ ને ! હજુ વર્તન બદલાયું નથી. વર્તન બદલાતાં વાર લાગશે. 'મારી પેટીને અડી જ કેમ ?' આ મારી ને તારી કરી નાખેને કે ના કરે ? 'તારી પેટી' અહીંથી લઈ જા, મેલ પૂળો અહીંથી. હવે એ માલ પહેલાંની પ્રતીતિનો ભરેલો છે. આજે જે પ્રતીતિ છે, હવે એનો માલ ભરાશે ત્યારે જોઈ લેજો આ. એટલે અમે એ પ્રતીતિ અને એનાં જ્ઞાનને ફેરવીએ છીએ, એની પ્રતીતિ બેસે એટલે એને માટે સત્યુગ થઈ ગયો. પ્રતીતિ બેઠા પછી બહુ ભાંજગડ નથી આવી.

## સમજાય તેમ આવે વર્તનમાં !

આપણને કહે કે રસ્તો હું સમજી ગયો અને પછી ગયો ઊંધે રસ્તે. એટલે આપણે ના સમજીએ કે આ સમજ્યો નહોતો ! જો સમજ્યો હશે તો તે પ્રમાણે રસ્તે પછી આપણે ભૂલા પડીએ નહીં. માર્ગમાં આપણે ભૂલા નહીં પડીએ એવું સમજી લો. અને ભૂલા પડ્યા એટલે તો સમજ્યા ન્હોતા અને પાછો કહે શું કે હું સમજ્યો હતો. સમજમાં આવે એટલે પછી પરિણામ એ પ્રમાણે થાય જ ને ! અમલમાં આવે ને ! તમને તો બધું આવે છે સમજમાં ! સમજમાં ના આવે તો વર્તનમાં નાય આવે. બધા મહાત્માઓને જેમ જેમ સમજમાં આવતું જાય છે એમ વર્તનમાં જોઉં છું પછી. મને ખબરેય પડે કે આમને સમજમાં બેઠું અને વર્તનમાં આવ્યું.

**પ્રશ્નકર્તા :** એનો મતલબ એ કે કષાયો જાય, એટલે કે કોઈ પણ જાતનો કષાય ઊભો ના થાય એટલે સમજમાં આવ્યું જ કહેવાય ને ?

**દાદાશ્રી :** એ તો બહુ ઊંચું સમજમાં આવી ગયું. એ તો ઘણી ઊંચી સમજ આવી ગઈ, એ તો વાત જ જુદી !

## સુવાસથી લોક ખેંચાય !

**પ્રશ્નકર્તા :** દાદાના પરિચયમાં આવનાર ને દાદાના સત્સંગમાં રહેનારાનું ચારિત્ર જે છે તે અંદરથી ખીલતું હોય, તો પછી એની સુવાસ બહાર દેખાય ખરી કે નહીં, દાદા ?

**દાદાશ્રી :** બધું જેટલું ખીલે ને, એટલી જ સુવાસ બહાર આવે. અંદર ખીલ્યું હોય તો ય બહાર આવે અને બહાર ખીલ્યું હોય તો ય બહાર આવે. ખીલેલું તો કંઈ ગુપ્ત રહેતું નથી. અરે, તમે મનમાં ભાવ નક્કી કર્યો હોય કે આ મહાત્માઓને મારે કોઈ પણ જાતની અડચણ નથી પડવા દેવી એવો ભાવ કર્યો હોય ને, તો ય મહાત્માને પહોંચી જાય વાત. તમે કોઈને કહ્યું ના હોય તો ય વાત પહોંચી જાય એવું આ વિજ્ઞાન છે. આ એવાં બધાં પાપ ધોવાઈ ગયાં છે કે એ એટલું બધું ક્લિયર થઈ ગયું છે, કે અત્યારે તમે આવું અંદર ગુપ્ત કંઈ કરશો તો ય પણ બધાને પહોંચી જશે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, મારું શું કહેવું છે કે દાદા પાસે જે આવે છે, તેની અંદર દરેકને એવી ભાવના થાય છે કે અમને જે મળ્યું, તે લોકોને કેમ કરીને મળે ! હવે લોકોને આપવા જઈશું તો લોકો તો પેલું જોશે પહેલાં.

**દાદાશ્રી :** હા, એ તો એ જુએને પણ !

**પ્રશ્નકર્તા :** એટલે હવે દાદા પાસે આવનારાઓની અમુક પ્રકારની ડિસિપ્લીન, અમુક પ્રકારનું....

**દાદાશ્રી :** એ તો ધીમે ધીમે આવશે. પણ હમણે તો તમારી જાતે કરવા જશો તો બીજું તમારું જોઈ અને તમારી ખોડો કાઢશે, 'આ તમે કેમ વકીલાત કરો છો ?' કહેશે. એટલે તમારે તો એને શું કરવું એ આમ અટાવી-પટાવીને અહીં દાદાની પાસે તેડી લાવવા. હું રાગે પાડી દઉં પછી. કેટલાંય રાગે પડી ગયાને ! અત્યારે તમે રાગે પાડવા જશો તો નહીં પડે. કારણ કે વાંધા ઊઠાવે કે તમે આમ કેમ કરો છો ? અને મને એવું કહે નહીં ને ! મારી પાસે કહેવા જેવું છે નહીં ને !

## ન જોશો ડિસિપ્લીન, પણ જો જો વીતરાગતા !

**પ્રશ્નકર્તા :** એક વાત જરા, હૃદય ખોલવાનું મન થાય છે કે આપની ઉજવણીના પ્રસંગો બધા ઊજવાય, જન્મદિવસ ઊજવાય છે, આ બધા પ્રસંગો ઊજવાય છે, એ ઉજવણી કરનારાના બહુ અતિશય ભાવો હોય છે. આવનારના પણ અતિશય ભાવો હોય છે. પણ છેક છેલ્લા ટાઈમે એવું થઈ જાય છે કે કોઈ વ્યવસ્થા સચવાતી જ નથી બિલકુલ, ગેરવ્યવસ્થા એવી થઈ જાય છે કે અમે કોઈ માણસને બહારથી જે બોલાવીએ છીએ કે 'આવો, આ પ્રસંગે આવો', તો આ ગેરવ્યવસ્થા જોઈને એ કંઈક જુદા વિચારો લઈને જતાં રહે છે.

**દાદાશ્રી :** ખરી વાત છે.

**પ્રશ્નકર્તા :** એટલે હવે એને માટે દાદા, શું કરવું ?

**દાદાશ્રી :** એવું થઈ જાય, એનું કારણ શું કે આમાં જશ ને અપજશની પડેલી નથી. આ તો સમભાવે નિકાલ કરે છે. એટલે બહાર ખરાબ દેખાશે કે નહીં એ પડી નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો બહુ ઊંડી વાત છે !

**દાદાશ્રી :** એ હું જાણુંને, કે આ શાથી નથી થતું. તો હવે આમાં શી રીતે પહોંચી વળવું ! એ સ્વભાવ તો છૂટવાનો જ નથી ને, એને છોડીને આપણે શું કામ છે ? જે બન્યું તે કરેક્ટ, એના બીજા ફાયદા ય હશે ને ! નિકાલ કરીને હેંડે એટલે પછી આ બાજુ જોવાનું નહીં. અને પેલામાં તો ઠેઠ સુધી એવું હોય કે મારું નામ વગોવાય, મારું એ થાય, ખરાબ દેખાઈશ. સમજાયુંને આ, મૂળમાં આ ખોડ છે.

**પ્રશ્નકર્તા :** આનાથી તો દાદા, ઘણો ઘણો અમને ઉઘાડ થયો આ વાતથી તો.

**દાદાશ્રી :** ના. એટલે હું સમજી ગયેલો કે આ ખોટું શું છે તે ! તેને ધકેલવા કરેલું, પણ આ ખોડ શું છે તે અમે સમજી ગયેલા. પણ એ ખોડ તૂટે એવી ન્હોતી.

**પ્રશ્નકર્તા :** એ ખોડ તૂટે એવી નથી. પણ એના પ્રમાણમાં લાભ તો અતિશય છે, એ વાત બરાબર છે.

**દાદાશ્રી :** હા, આપણે કામ સાથે કામ છે ને ! આપણે કંઈ કીર્તિ ને આબરૂ વધારવી છે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમારા પેલા સંસ્કારો લઈને આવેલાને, તે એ સંસ્કારો કેટલીક વખત એવા ઊંચા થાય કે બહારના માણસોને લાવેલા છે તે એ લોકો પણ પ્રભાવિત થાય.

**દાદાશ્રી :** એ પ્રભાવિત થવાથી કંઈ એ સુધરી જાય છે એવું કશું હોતું નથી. એ તો ખાલી ટચ થાયને આ મહાત્માઓનો તોય બહુ થઈ ગયું. પ્રભાવિત એટલે આમના કાર્યથી પ્રભાવિત થાય, એનો અર્થ જ નહીં ને ! પાસે આવ્યો ને, એ પ્રભાવિત જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હવે એ જ્યાંથી આવે છે ત્યાં આગળ બીજું કશું નથી હોતું પણ વ્યવસ્થા અને ડિસિપ્લીન એ લોકોની ટોપ હોય છે.

**દાદાશ્રી :** બીજું બધે ય હોય. અહીં એકલું ડિસિપ્લીન ના હોય.

**પ્રશ્નકર્તા :** આ તો બહુ હૃદયની વાત કરી છે. પણ બીજે કોઈ પ્રસંગમાં ગયા હોય તો ત્યાં જોઈએ છીએ ત્યારે એ લોકોની જે ડિસિપ્લીન હોય છે....

**દાદાશ્રી :** એ બધી બનાવટ છે ને અહીં બનાવટ ના હોય ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અહીંયા એવું બને છે કે કોઈ વ્યક્તિને કોઈ કામ સોંપેલું હોય અને દાદાને જોયા એટલે કામ બાજુ ઉપર મૂકી અને ત્યાં જતા રહે છે, હવે એનું શું કરવું ? તો એવું મારામાં ના થવું જોઈએ ને કે આ દાદાનું કામ હું કરી રહ્યો છું તે દાદા જ છે અહીં આગળ અને મારે ન જવું જોઈએ ત્યાં આગળ.

**દાદાશ્રી :** એવું દરેકની પ્રકૃતિ ના હોય ને ?

**પ્રશ્નકર્તા :** દાદા, પણ આ તો સર્વાંશ એવું થયું છે, પેલી

ગોપીઓની માફક થઈ ગયું છે. આ તો ગોપીઓની માફક ધણી ને એનું ઘર-બર બધું મૂકીને એકદમ દોડતી દોડતી બધી જાય, એવી બધાની દશા થઈ ગઈ છે.

**દાદાશ્રી :** આ આમ જ હોય. આ જે છે ને એ જ ન્યાય છે. સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે છે. કોઈ એકલો જ ભાત ખાતો હોય એ કહેશે કે હવે ભાત જ ખવડાવો બધાને, તો શું રહે ? ભાત આપણી પાસે આવે ભાગ્યે ! એ બધું હિસાબ છે તે પ્રમાણે ! અને આપણે કોઈને તેડી લાવીએ ને, તેને ય કહી દેવું કે આ લોકોને એવી કંઈ કશી પડેલી નથી, એટલે છેવટે આવું હોય, તેવું હોય, તેને એ જોશો નહીં. જોવા જેવી છે વીતરાગતા એમની પાસે. હા, અહીં તો આવું જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ ડિસિપ્લીન રાખવાથી નુકસાન શું છે ? શા માટે ના રાખવી જોઈએ ?

**દાદાશ્રી :** એને માટે કર્તા આત્મા મૂકવો પડે.

**પ્રશ્નકર્તા :** કર્તા મૂકવો પડે ત્યાં આગળ અને એ તો શક્ય જ નથી, આ જ્ઞાનમાં એ શક્ય જ નથી.

**દાદાશ્રી :** અને પેલું તો જે છે એ નીકળે છે.

**પ્રશ્નકર્તા :** આ શંકાનું સમાધાન થઈ ગયું, દાદા. પણ આ પેલા સંસ્કારો છે તે એને ગોદ-ગોદ કર્યા કરે છે.

**દાદાશ્રી :** આ છે એ બરોબર છે. અમે ય હિસાબ કાઢી નાખેલો ને, પહેલાં અમને મનમાં એમ લાગેલું કે આવું અવળું કેમ થાય ? પછી કાઢી નાખેલું આ. આ તો નિવેડો લાવવાનો છે. અહીં તો વીતરાગતા જોવાની છે, પ્રેમ જોવાનો છે. આ લોકોની પ્રકૃતિ કેવી છે, એ કહી દેવી પહેલેથી. ત્યાં તો વીતરાગતા જોવી હોય તો આવો, કહીએ.

**પ્રશ્નકર્તા :** દાદા, એનો અર્થ આપણે આ પ્રસંગ થાય, એને પહેલાં આપણે પ્લાનિંગ કે સિસ્ટમેટિક ગોઠવવાનું ન કરવું જોઈએ ?

**દાદાશ્રી :** પ્લાનિંગ કરે તો ય વાંધો નહીં. પણ તે હોય એટલો જ માલ નીકળવાનોને, બીજો નીકળવાનો નહીં ! પ્લાનિંગ કરો ને તો ય એની પાસે જે માલ છે એટલો જ નીકળવાનો. નવો અહંકાર ઊભો થાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એવું થાય છે કે આ વ્યવસ્થાનું મને કામ સોંપ્યું કે તમારે અહીં આગળ ઊભા રહેવું, અને જે કોઈ મહાત્મા કે બહારના જે માણસો આવે, તેને તમારે અહીં આ પ્રમાણે ગાઈડ કરવા. પણ હું દાદાને જોઉં છું ને એટલે વ્યવસ્થાને ત્યાં વ્યવસ્થિતને સોંપી દઈને, હું તો ટોળામાં ભળી જઉં છું દાદાની સાથે.

**દાદાશ્રી :** એ તો વાજાંવાળાને જ્ઞાન આપી દો ને તો વાજાંવાળા હઉ આવતા રહે. હું કહું આપણે તો આ વટેમાર્ગુ જુદી જાતના છે અને પેલા જુદી જાતના છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ વાત આપની તો હૃદયમાં બેસી ગઈ છે.

**દાદાશ્રી :** એટલે લોકો મને કહે કે તમારા ભક્તો એડવાન્સ થયેલા નથી. ત્યારે મેં કહ્યું, એડવાન્સ હજુ થવાના છે. આપણે તો મોક્ષ સાથે કામ છે ને, આપણે બીજું કશું કામ જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** લોકકલ્યાણ કરવા માટે જ્યારે આપણે નીકળીએ છીએ ને એ આપણી જે ભાવના છે તો પછીથી આની અંદર એ હિસાબે જે બધા આવે છે એ જો આવી વ્યવસ્થાનો આવો ભાગ જોઈ જાય તો લોક કલ્યાણની પ્રવૃત્તિને પછી વેગ મળે કે પછી ત્યાં આગળ અમારે બીજો કંઈક વિચાર કરવો પડે ?

**દાદાશ્રી :** આપણી ભાવના જોઈએ, લોકકલ્યાણની ક્રિયા નહીં. આ બીજી ક્રિયા તો મહીં જે માલ ભરેલો છે તે જ નીકળશે. માલ ભરેલો તે નીકળે કે બીજો ?

**પ્રશ્નકર્તા :** એ જ નીકળેને, દાદા. પણ એક પ્રશ્ન એ થાય છે કે જ્યારે આવું સંમેલન ભેગું થાય, જ્યારે બધી પ્રકૃતિઓને આપણે ભેગી

કરીએ છીએ, આ બધું થાય છે તો વ્યવસ્થા જેવી વસ્તુનો આપણે વિચાર ન કરવો જોઈએ કે પછી એ વ્યવસ્થિત જ ગણવું ?

**દાદાશ્રી :** છે જ વ્યવસ્થિત. જેટલી લાઈનો ચીતરશો એ બધી ભૂંસી નાખવી પડશે પાછી. આપણે ચીતરી ને આપણે ભૂંસવાનું થશે. પણ ભૂંસવું સારું એક ફેરો. એ ફરી ભૂલ ના થાય ને એવી.

**પ્રશ્નકર્તા :** બાકી એક વસ્તુ નિર્વિવાદ છે કે આપના પ્રસંગની અંદર જે બધા આવીને બેસે છે અને પછી એ જે આપને સાંભળે છે ને તે વખતે જે બધાનો ઉલ્લાસ હોય છે ને 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' બોલે છે એ જોઈને ભલભલા માણસો આવીને બધા ચકિત થઈ જાય છે.

**દાદાશ્રી :** એ તો આવું બધું જોવાનું.

**પ્રશ્નકર્તા :** કે આવું ટોળું કે આ પ્રકારનું તો...

**દાદાશ્રી :** એને આવું જોવામાં જ ના આવ્યું હોય ને !

**પ્રશ્નકર્તા :** એ બાબતમાં કશું કોઈને કહી શકાય એવું નથી.

**દાદાશ્રી :** આવી દુનિયા જ જોવામાં ના આવી હોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ બધું અમે જ્યાં સુધી લાવીએ બધાને કે હવે આ બધું જુઓ તો પહેલાં જે પેલું વાંચેલું છે ને, ત્યાં મુશ્કેલી પડી જાય છે.

**દાદાશ્રી :** એ તો એમને કહી દેવું જોઈએ કે આ માલ આવો છે. અહીં વીતરાગતા જોવા જેવી છે અને ખાસ અડચણ આવે તો મને કહેજો કહીએ, બસ. નહીં તો અડચણોનું સંગ્રહસ્થાન છે આ. આ ટોળું જુદી જાતનું છે. અને તે ટોળું સરસ કામ કરે છે ને ! જુઓને, ત્યાં જમતું હતું તે કોઈ દહાડો કકળાટ-બકળાટ છે કશું કોઈ જાતનું ? કકળાટ-બકળાટ હોય નહીં !

**પ્રશ્નકર્તા :** તો આવાં જે અમને ઉછાળા આવે છે આ સંસ્કારને લીધે તો એનું શું કરવું ?

**દાદાશ્રી :** આ બધો ભરેલો માલ છે. બીજાને ભરેલું ના હોય. કશું કરવાનું રહ્યું નહીં, મહીં જે છે એ થશે. નવું આવવાનું નથી.

**પ્રશ્નકર્તા :** એ દાદા ખરું, પણ આ બધું પી.એચ.ડી.ની વાત થઈ. પણ આપણે તો આ બધા પાછાં પાઠશાળાવાળાઓને બધાને ભેગા કરીએ છીએને આ પ્રસંગે. દાદાનું વિજ્ઞાન બધા સમજે, દાદાનું વિજ્ઞાન બધા સાહિત્યકારો સમજાવે, હવે પી.એચ.ડી.નું એમની પાસેથી વર્તન કેવી રીતે એક્સ્પેક્ટ થઈ શકે ?

**દાદાશ્રી :** એમને કહી દેવું કે ભઈ, અહીં વીતરાગતા જોવા જેવી છે. જે બહાર જગતમાં જોશો, એના કરતાં જુદી જ જાતનું જોવામાં આવશે. અહીં પ્રેમ જોવાની જરૂર છે. તમે ખોળશો, એનો ઉકેલ ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ આ બહારના માણસો જે છે, તે હવે આવું પૂછે છે તે વખતે કેટલુંક મનમાં એમ થઈ જાય છે કે આ લોકો આવું જ અહીં જોઈ ગયા. બીજું કંઈ જોવાનું ના મળ્યું એમને ?

**દાદાશ્રી :** એ તો પણ એની દ્રષ્ટિ એવી છે, ત્યાં સુધી શું થાય તે ? એમાં એનો શો દોષ બિચારાનો ? દ્રષ્ટિ જ વાંકી છે, તો વાંકું જ જુએને ! એ તો આપણને આનંદ થાય કે એની પાસે જે છે એ જુએ છે.

તેથી નો લૉ - લૉ કહ્યું છે ને ! કોઈ જાતનો લૉ વગરનો લૉ છે આ. તમને પોતાને જ્ઞાન ફાવે છે કે નહીં ફાવતું ?

**પ્રશ્નકર્તા :** દાદા, એનો તો વિકલ્પ જ નથી આવતો.

**દાદાશ્રી :** હા, તો પછી આપણે એટલું જ જોઈ લેવાનું. બીજાને જોવાની દ્રષ્ટિ જ ક્યાં છે ? એની દ્રષ્ટિ વાંકી હોય તો મારી જોડે ય નથી ફાવતું ને ! અહીં તમે તેડી લાવો ને, એની દ્રષ્ટિ વાંકી હોય તો મારી જોડે ના ફાવે. એ તો જાણો છો ને તમે, એ તો મારી જોડે ફાવે એ સાચું !

આપણો વ્યવહાર શુદ્ધ વ્યવહાર હોય છે. હવે એ વ્યવહાર પેલા લોકો અહીં ખોળવા આવે બહારના. બહારના લોકો તો શુભ વ્યવહાર ખોળવા આવે. આપણે ત્યાં શુદ્ધ વ્યવહાર હોય. આપણે ત્યાં તો આત્માને આનુષંગિક હોય.

**પ્રશ્નકર્તા :** સમજાય છે કે વગર વ્યવસ્થા ગોઠવે પણ વધતું જ જાય છે.

**દાદાશ્રી :** ગોઠવેલી વ્યવસ્થામાં શું વળે ? અહંકાર હોય તે અવ્યવસ્થિત કરે છે.

**પ્રશ્નકર્તા :** ના, પણ દાદા, લોકોની શું અપેક્ષા હોય છે વ્યવહારમાં ય કે કંઈક કચરો ઓછો થયો એમનામાં, કંઈક સુધર્યા, એવું તો દેખાવું તો જોઈએ જ ને ?

**દાદાશ્રી :** હા. પણ દેખવા માટે એ તપાસ કરે તો, ઊંડી તપાસ કરે તો જડે. આમ શી રીતે તપાસ કરે ? શી રીતે જડે ? બધાને સોનું જો ઓળખતા આવડતું હોય તો ચોક્સીઓની શી જરૂર ? અને ચોક્સીનેય આવડો કાળો પથરો જોઈએ. 'મહારાજ, તમે ચોક્સી ઘૈડા થવાના ત્યાં સુધી પથરો જોઈશે તમારે ? ત્યારે કહે, 'એ પથરાંની જરૂર પડે. પથરાં વગર તો અમારું ટેસ્ટ આવે નહીં !' આપણે કહીએ, 'પથરાને હું સોનું ઘસું તો મારે ચાલેને ?' ત્યારે કહે, 'ના ચાલે.' એ પછી અનુભવની સમજણ જોઈએને ! આ તો સમજણેય મારી જ, અનુભવની !' એટલે આમાં શી રીતે પરીક્ષા કરે માણસ ? લોકો એવું કહે છે કે 'આ દાદાને અમે સ્વીકારીએ છીએ. દાદા ચોક્કસ છે, પણ તમારા બધામાં તો આમાં કશો ભલીવાર નથી. વાતો કરો એટલું જ.' પાછાં લોકોને કહે છેય ખરાં, દાદાને અમે સ્વીકારીએ. આ એને શું ખબર પડે કે આ બધા કયે રસ્તે છે ?

## મહીં જોયા કરવાથી જ શુદ્ધિકરણ !

આપણાં મહાત્માઓને, પહેલું મન શુદ્ધ થાય ત્યારે વાણી શુદ્ધ થાય. વાણી શુદ્ધ થાય ત્યારે વર્તન શુદ્ધ થાય. પણ પહેલું મન શુદ્ધ થવું જોઈએ. મન શુદ્ધ જેટલા અંશે થયું એટલા અંશે વાણી શુદ્ધ થાય. જેટલા અંશે

વાણી શુદ્ધ થઈ એટલા અંશે વર્તન શુદ્ધ થશે. વર્તન છેલ્લામાં છેલ્લું થાય. વર્તનની બહુ કિંમત નથી. ભગવાને વર્તનની કિંમત બહુ ગણી નથી. જગતે વર્તનની કિંમત ગણી છે. વર્તન તો ઘી તાવ્યા પછી, ગરમ કર્યા પછી આવે ! જે ટાઢું થયેલું ઘી હોય તે ઢળી ન જાય, માટે કંઈ વર્તનમાં આવ્યું નથી એવું ના કહેવાય. એને ગરમ કરે એટલે પાછું એવું થાય. અક્રમ વિજ્ઞાનીનું કહેવું એ જ છે કે જગત જે આખું માને છે, તેનાથી આ જુદું કરે છે. જગત આખું આને માને છે, વર્તનને. તારે મનમાં ગમે તે હશે પણ વર્તનમાં તો બહુ સારું છે ને એ અક્રમ જ્ઞાની ના પાડે છે કે મૂઆ, જોખમ તો આમાં છે. તારું વર્તન ગમે તેટલું સારું હોય પણ મન તારું બગડેલું છે એ આવતા ભવનો હિસાબ છે અને આ વર્તનનો તને આ ભવમાં જશ મળી જશે પણ આવતો ભવ બગડ્યોને ? ત્યારે જગતને આવતા ભવની નથી પડેલી. અત્યારે સારું-સારું દેખાય. કારણ કે દ્રષ્ટિ નથી એને, સમ્યક્ દ્રષ્ટિ નથી એને, એને મિથ્યાદ્રષ્ટિ છે.

મહાત્માનું વર્તન ખોળવા જાય તો કશો દહાડો ના વળે. વર્તન તો કેટલા કાળે હાથમાં આવે એવું છે. અને આ કાળ એવો નથી. આ સ્લિપિંગ કાળ છે, લપસણો કાળ છે. આમાં આપણે હવે દહાડો વળે નહીં. એના કરતાં મેલ પૂળો. વર્તનને બાજુએ મૂકી મનોશુદ્ધિ થવા દો. આત્મા શુદ્ધ થઈ ગયો. પહેલી મનની શુદ્ધિ થયા જ કરે નિરંતર. આત્મા શુદ્ધ થયો એટલે મનમાં જેટલું ડિસ્ચાર્જ થાય એને જોયા કરીએ, એટલું શુદ્ધ થયું મન. જગતનું મન અશુદ્ધ થયા કરે છે. જેટલું ડિસ્ચાર્જ થાય છેને, તેમાં પોતે તન્મયાકાર થઈ જાય. કહેશે, 'મને વિચાર આવ્યો, મને વિચાર આવ્યો !' અલ્યા, ખરાબ વિચાર આવ્યો તે ય ? ત્યારે કહે, 'હા, મને જ ખરાબ વિચાર આવે છે.' અલ્યા, તને ખરાબ શી રીતે આવે ? તારી ઈચ્છા નથી તો તને વિચાર શી રીતે આવે ? તારી જાતનો એ માલિક છે ? પણ આ તો ભ્રાંતિ છે એને કે મને આવે છે વિચાર. વિચાર બીજા કોને આવે ? મહીં બીજું કોણ છે ? અલ્યા મહીં તો બહુ છે, બધા કૌરવો-પાંડવો, કૃષ્ણ ભગવાન છે, બધું આખું મહાભારત પડેલું છે.

❖❖❖❖❖

## [૭]

# રિયલ પુરુષાર્થ

### 'આજ્ઞા' પાળવાથી સાચો પુરુષાર્થ શરૂ !

**પ્રશ્નકર્તા :** રિયલ પુરુષાર્થ અને રિલેટિવ પુરુષાર્થ, એ બેમાં ફરક બતાવોને !

**દાદાશ્રી :** રિયલ પુરુષાર્થમાં કરવાની વસ્તુ નથી હોતી. બેમાં ફરક એ છે કે રિયલ પુરુષાર્થ એટલે 'જોવાનું' ને 'જાણવાનું' અને રિલેટિવ પુરુષાર્થ એટલે શું ? ભાવ કરવાના. ઐસા હમ કરેંગે.

બે જાતના પુરુષાર્થ. એક પ્રારબ્ધમાંથી ઉત્પન્ન થતો પુરુષાર્થ. પ્રારબ્ધમાંથી બીજ પડે, તેનાથી ઉત્પન્ન થતો પુરુષાર્થ અને એક છે તે પુરુષ થયા પછીનો પુરુષાર્થ. તે મેં તમને જ્ઞાન આપ્યું, તે પ્રકૃતિથી તમે છૂટા પડ્યા. 'હું શુદ્ધાત્મા' એટલે પુરુષ છે અને ત્યાર પછી પુરુષાર્થ છે ખરો, રિયલ પુરુષાર્થ આ. અને પેલોય પુરુષાર્થ તો ખરો જ, પણ ભ્રાંતિનો પુરુષાર્થ. ખોટો ના કહેવાય, પણ તે આ લોકો જે માને છે એ પુરુષાર્થ નથી. આ લોકો માને છે તેમાં કોઈ માણસ સાચો નથી, પુરુષાર્થની બાબતમાં.

**પ્રશ્નકર્તા :** પછી પેલો રિયલ પુરુષાર્થ, ખરો પુરુષાર્થ જે દાદા કરી આપે છે એ સમજાવોને !

**દાદાશ્રી :** ખરો પુરુષાર્થ તો, તમે જે ચંદુભાઈ હતા ને પુરુષાર્થ કરતા હતાને, એ ભ્રાંતિનો પુરુષાર્થ હતો. પણ જ્યારે 'હું શુદ્ધાત્મા છું' ને એ પુરુષાર્થ કરો પછી, દાદાની પાંચ આજ્ઞામાં રહો એ રિયલ પુરુષાર્થ. પુરુષ થઈને પુરુષાર્થ કર્યો કહેવાય. પુરુષ થઈને પુરુષાર્થ કરે એ સાચો પુરુષાર્થ. એટલે તમે છે તો પાંચ આજ્ઞામાં રહો તે.

**પ્રશ્નકર્તા :** તો પછી આમાં બીજા કોઈ પુરુષાર્થને શું અવકાશ ?

**દાદાશ્રી :** પુરુષાર્થ તો આ મારી આજ્ઞા પાળો એ જ. બીજો કોઈ પુરુષાર્થ કરવાનો હોય જ નહીંને ! બીજું વ્યવસ્થિત. એ આજ્ઞાઓ બધી પુરુષને માટે જ છે, પ્રકૃતિ માટે નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનબીજ જે રોપાયું એ જ પ્રકાશ છે, એ જ જ્યોતિ છે ?

**દાદાશ્રી :** એ જ ! પણ બીજરૂપે. હવે એ ધીમે ધીમે પૂનમ થશે. પુદ્‍ગલ અને પુરુષ બે જુદા પડ્યા ત્યારથી પુરુષાર્થ સાચો શરૂ થાય. જ્યાં પુરુષાર્થ ચાલુ થયો, તે બીજની પૂનમ કરશે. હા ! આ આજ્ઞા પાળી એટલે થાય. બીજું કશું કરવાનું જ નથી. કરવાનું કશું નહીં, ફક્ત આજ્ઞા પાળવાની.

**પ્રશ્નકર્તા :** દાદા, પુરુષ થયા પછીનાં પુરુષાર્થનું વર્ણન તો કરો થોડું. વ્યવહારમાં કેવી રીતે કરતો હોય ?

**દાદાશ્રી :** વ્યવહારમાં જ છેને બધું આ, આ આપણા મહાત્માઓ બધા રહે જ છેને ! પાંચ આજ્ઞામાં રહે છેને ! પાંચ આજ્ઞા એ જ દાદા, એ જ રિયલ પુરુષાર્થ.

## પુરુષાર્થ : આજ્ઞારૂપી, સ્વભાવિક !

પાંચ આજ્ઞા પાળવી, એનું નામ પુરુષાર્થ અને પાંચ આજ્ઞાના પરિણામે શું થાય છે ? જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહેવાય છે. અને અમને કોઈ પૂછે કે ખરા પુરુષાર્થનું નામ શું ? ત્યારે અમે કહીએ, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે ! તે આ પાંચ આજ્ઞા, જ્ઞાતા-દ્રષ્ટા જ શીખવાડે છેને ? રિલેટિવ ને

રિયલ, એ જોતાં છે તે આ આગળ-પાછળનો જે વિચાર આવતો હોય તો વ્યવસ્થિત કહીને બંધ કર. જોતી વખતે આગળનો વિચાર એને હેરાન કરે, તો આપણે 'વ્યવસ્થિત' કહીએ એટલે બંધ થઈ ગયું. એટલે પાછું જોવાનું ચાલુ રહે આપણું. તે વખતે કોઈ ફાઈલ પજવતી હોય તો સમભાવે નિકાલ કરીને પણ તે ચાલુ રહ્યું આપણું. આમ આજ્ઞા જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રાખે છે.

અમારી આજ્ઞામાં રહો એ પુરુષાર્થ. પુરુષ થયા પછી પુરુષાર્થ શો બીજો ? અને આજ્ઞાથી ફળ આવેલું હોય, એટલે પોતે સહજ સ્વભાવે વગર આજ્ઞાએ રહી શકે. તે ય પુરુષાર્થ કહેવાય. મોટો પુરુષાર્થ કહેવાય. આ આજ્ઞાથી પુરુષાર્થ અને પેલો સ્વાભાવિક પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** સ્વાભાવિક પુરુષાર્થમાં આવી ગયા, પછી પેલો પુરુષાર્થ કરવાની કંઈ જરૂર ખરી ?

**દાદાશ્રી :** પછી જરૂર નહીંને ! પેલું તો એની મેળે છૂટી જાય !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની જ્યારે મળે ત્યારે સ્વાભાવિક જ પુરુષાર્થ ઉત્પન્ન થતો હોયને ?

**દાદાશ્રી :** હા, સ્વાભાવિક ઉત્પન્ન થાયને ! પહેલું આજ્ઞારૂપી પુરુષાર્થ, એમાંથી પછી સ્વાભાવિક પુરુષાર્થ ઉત્પન્ન થાય.

## જ્ઞાતા-દ્રષ્ટા એ જ ખરો પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** જેટલો વખત જ્ઞાતા-દ્રષ્ટા રહીએ એ પુરુષાર્થ ?

**દાદાશ્રી :** હા. અગર તો બીજામાં શુદ્ધાત્મા જુઓ, નહીં તો મારી આજ્ઞા પાળો તોય પુરુષાર્થ. અમારી પાંચ આજ્ઞા જે છેને, એ પાળો તે ઘડીએ પુરુષાર્થ હોય જ. એટલે પાંચ આજ્ઞામાં રહેને, એ શુદ્ધ ઉપયોગ જ છે. નહીં તો પ્રકૃતિને નીહાળવી. હમણે આ ચંદુભાઈ વાઈફ જોડે કચકચ કરતાં હોય તે ઘડીએ 'પોતે' ચંદુભાઈને જુએ, કે 'કહેવું પડે ચંદુભાઈ, હતાં એવાં ને એવાં જ છો તમે !!' એવું બધું જુએ એ પુરુષાર્થ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ પછી કોઈકે એ બાબતમાં જાગૃતિ માટે પુરુષાર્થ કરવો જોઈએ કે ખાલી જ્ઞાતા જ રહેવાનું ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવું એ જ ખરો પુરુષાર્થ. પોતાનો જ્ઞાયક જે સ્વભાવ છે તે સ્વભાવમાં જ રહેવું એ જ પુરુષાર્થ અને જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા એ ચારિત્ર કહેવાય, સમ્યક્ ચારિત્ર કહેવાય.

## જ્ઞાન-અજ્ઞાન ભેદે તે રિયલ પુરુષાર્થ !

જ્ઞાન-અજ્ઞાન ભિન્ન ભેદતી વખતે પુરુષાર્થ હોય છે અને ચારિત્રમાં આવી ગયા પછી પુરુષાર્થ ના હોય. ચારિત્ર એ સ્વભાવ કહેવાય. સ્વભાવમાં મહેનત શું ? ચારિત્રમાં, સ્વભાવમાં લાવવા માટે પુરુષાર્થ કરવાનો, જ્ઞાન અને અજ્ઞાન બેને જુદાં પાડીને. એ ભેદવિજ્ઞાની કરી શકે. બીજા કોઈ એને કરી શકે નહીંને ! અને તમે ભેદવિજ્ઞાનના રસ્તે ચાલ્યા એટલે તમે બીજાને ભેદવિજ્ઞાન ના કરાવી શકો પણ તમારું પોતાનું ભેદવિજ્ઞાન રાખી શકો, આ ભાગ આત્માનો ને આ ભાગ બીજો, એવું સમજી શકો. અને ખરેખર ભેદવિજ્ઞાની હોય તે બીજાને હઉ કરાવી આપે.

એટલે આમાં પેલું વ્યવહાર ચારિત્ર એ પુરુષાર્થ નહીં, પણ જ્ઞાન-અજ્ઞાન ભિન્નભેદે, ભેદવિજ્ઞાનથી કરે એ બધો પુરુષાર્થ. જ્યાં આગળ જ્ઞાનક્રિયા કે દર્શનક્રિયા છે, ત્યાં પુરુષાર્થ છે. એમાં આત્મામાં બીજી કોઈ ક્રિયા હોતી નથી. દર્શનક્રિયા કેમ નામ આપેલું કે આ લોકોને સમજણ પાડવા માટે ક્રિયા શબ્દ મૂકેલું છે. એને ક્રિયા જ ના હોયને કશું. જ્યાં ક્રિયા હોય, ત્યાં મિકેનિકલ અને મિકેનિકલ ત્યાં મોક્ષ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને અજ્ઞાનનો ભેદ કરે એ પુરુષાર્થ ?

**દાદાશ્રી :** એ જ પુરુષાર્થ. તમે શુદ્ધાત્મામાં રહો, શુક્લધ્યાનમાં તે પુરુષાર્થ. તમે શુદ્ધાત્મામાં છો તો કો'ક તમને અપમાન કરતો હોય ત્યારે તો તમને એમ લાગે છે કે આ આવું કરી રહ્યો છે. એ કરી રહ્યો છે એવું માનો છો, એ તમારી સમજણમાં ભૂલ છે. એય શુદ્ધાત્મા છે અને એ કરે છે એ તો બધું ઉદયકર્મના આધીન કરે છે, એ પોતે કરતો નથી. એ

બિચારો ઉદયકર્મને આધીન છે. ભમરડો ફરે છે અને સહુ સહુના ઉદયકર્મો સામસામી વ્યવહાર પતાવી દે. આપણે જોયા કરવાનું કે આ બે પુદ્ગલો શું લઢબાજી કરે છે. આને જે જુએ છે એ પુરુષાર્થ છે. એટલે તમે જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા એટલે છેલ્લું જે જ્ઞાન-અજ્ઞાન ભિન્ન ભેદાયા પછી જુદું રહે છે, એ પોતાનો સ્વભાવ. પછી સ્વભાવમાં આવી ગયો. સ્વભાવ એટલે જ આ સિદ્ધક્ષેત્રમાં જે સ્વભાવ છે, તેનો તે સ્વભાવ ઉત્પન્ન થાય છે. એમ કરતાં કરતાં નિવેડો આવશે. નિવેડો આવી રીતે જ આવેને !

## પુરુષાર્થ કરાવે કોણ ?

આપણા પુરુષાર્થ અને પરાક્રમ ઊભા થયેલા છે. હવે આ પુરુષાર્થનો ગુણ આત્મામાં નથી, પણ જે પ્રજ્ઞા નામની શક્તિ છેને, તે એનો ધર્મ જ છે આ. એટલે તમે નક્કી કરો કે મારે આ પુરુષાર્થમાં રહેવું છે, તો અવશ્ય એવું રહે. તેમ છતાંય અહીં આગળ કંઈ પુરુષાર્થને આડે આવેને ત્યારે 'વ્યવસ્થિત' નામ દેવું.

## નિશ્ચય રૂપી પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** દાદા, એવા એવા અંતરાય કર્મ હોય, જે આપણને જ્ઞાનમાં કે જાગૃતિમાં પાછળ પાડી દે ?

**દાદાશ્રી :** જે ગણો તે. અંતરાય કર્મ કે આપણા પુરુષાર્થની કચાશ. આ પુરુષાર્થ તો મેં તમને ખુલ્લો કરી આપ્યો છે. શુદ્ધાત્મા બનાવ્યા ત્યારથી પુરુષાર્થ ખુલ્લો છે. એટલે આપણા પુરુષાર્થની જ કચાશ.

પુરુષાર્થ એ આપણે નક્કી કરવો જોઈએ. નિશ્ચય કરીએ એટલે એ થઈ જ જાય એની મેળે. નિશ્ચય કરવો જોઈએ. તમે નિશ્ચય કર્યો નથી કે અભેદભાવે રહેવું છે. એ હજુ નિશ્ચય કાચો એટલે જરા કાચું થયા કરે છે. તે નિશ્ચય પાકો કરી નાખો તો સરસ થયા કરે.

એ તો પછી નિશ્ચય કર્યો એટલે ચાલવા માંડે. અહીંથી એરપોર્ટ જવું છે એ નિશ્ચય ના હોય, તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ના જવાય.

**દાદાશ્રી :** કોઈ કહેશે, 'તમે ઊંધે રસ્તે ગયા'. પણ ઊંધો તો ઊંધો પણ નિશ્ચય તો જોઈએને ? આ તો ના ઊંધો પકડાય ને ના છતો પકડાય. ઊંધે ગયા હોય તો છતો દેખાડે કોઈ. ઊંધે જ ગયો ના હોય, તો છતો કોણ દેખાડે ?

**પ્રશ્નકર્તા :** એટલે હું એમ કહેતો હતો કે પહેલો નિશ્ચય થઈ જાય કે મારે આજ્ઞા પાળવી છે.

**દાદાશ્રી :** તો બધું પાળી શકાય. નિશ્ચય બધું જ કામ કરે. ગમે તેવી ખરાબ વસ્તુમાંય નિશ્ચય કામ કરી નાખે. નિશ્ચય એટલે મારે રેલ્વે લાઈન નાખવી છે એટલે નાંખવા જ માંડે, બીજી કશી ભાંજગડમાં ના પડે. જ્યાં સુધી નિશ્ચય નથી થયો, ત્યાં સુધી એ છે તે ગૂંચાયા કરે. પ્લાનિંગ ચિતરે ને પ્લાનિંગ ફેરવે અને એમાં કશું ભલીવાર ના આવે.

ખરી રીતે તો તમે પુરુષાર્થમાં જ હોવ છો. કારણ કે આત્મા પ્રાપ્ત થયા પછી પુરુષાર્થ અને પરાક્રમ ઊભાં થાય. પણ પરાક્રમ ના થતું હોય, તો પુરુષાર્થ કરે. પરાક્રમ એટલે જેમ આ કૂતરું છેને, તે આખો દહાડો ધૂળ ઊડી હોયને, તે એક જ ફેરો આમ આમ કરી ખંખેરી નાખે તો બધી ધૂળ ઊડી જાય, સાફ થઈ જાય. એનું નામ પરાક્રમ કહેવાય. એવું તેં જોયેલું નહીં, આ કૂતરું શું કરે છે ?

**પ્રશ્નકર્તા :** આખું એનું શરીર ચોખ્ખું કરી નાખે આમ.

**દાદાશ્રી :** એ કયા પ્રૉફેસરે શીખવાડ્યું હશે ? પ્રૉફેસરના શીખવાડ્યા વગર આવડી જાય ? પણ આમ કેવા ચોખ્ખા થઈ જાય ?! કશું એક જરાય પણ ડાઘ નથી રહેતો એને ! તમે પુરુષ થયા એટલે પુરુષ શક્તિ પુરુષાર્થ સહિત હોય, સ્વ-પરાક્રમ સહિત હોય. ઓહોહો ! અમે સ્વ-પરાક્રમથી આખી દુનિયામાં ફરીએ છીએ, એક કલાકમાં ! મેં તમને પુરુષ બનાવ્યા પછી, તમે શુદ્ધાત્મા થયા પછી, તમારી શક્તિઓ બહુ જ વધવા માંડે છે. પણ જો આમાં લક્ષ રાખોને અને અમારા ટચમાં રહો તો બહુ હેલ્પ કરે.

## સ્વપુરુષાર્થ સદાય સક્રિય !

**પ્રશ્નકર્તા :** અંતઃકરણ તો તમારું એવું બધું ઓટોમેટિક જ ઘડાઈ ગયેલું ?

**દાદાશ્રી :** ના, ઘડાઈ ગયેલું નહીં, બધું ખલાસ થઈ ગયેલું, એક્ઝોસ્ટ થઈ ગયેલું મન. એમાં ના રહે અને આત્મામાં રહે એટલે વિખરાઈ જાય ઝપાટે.

**પ્રશ્નકર્તા :** પછી પુરુષાર્થ કશો જ ના રહ્યો ?

**દાદાશ્રી :** પોતાનો પુરુષાર્થ તો નિરંતર હોયને !

**પ્રશ્નકર્તા :** પણ આ બધું અંતઃકરણ આખું મંદ પડી ગયું એટલે ત્યાં કશું પુરુષાર્થ રહ્યો જ નહીંને ?

**દાદાશ્રી :** પુરુષાર્થ પોતાનો જ ચાલુ રહે. જ્યાં સુધી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ભૂલો હોય ત્યાં સુધી ચાલુ રહે, નહીં તો ય કેવળજ્ઞાન થતાં સુધી પુરુષાર્થ ચાલુ રહે. પુરુષ થયા પછી પુરુષાર્થી જ હોય !

## મોક્ષમાર્ગ એટલે સો ટચનું સોનું !

પુરુષાર્થ તો, પુરુષ થયા વગર પુરુષાર્થ થાય નહીં. જ્યાં જાગૃત થયો, એટલે પોતાની ભૂલો દેખાવા માંડી, નિષ્પક્ષપાતપણે દેખાવા માંડ્યું. ચંદુભાઈનો એકેએક દોષ સમજતા થાય ત્યારે નિષ્પક્ષપાતપણું થયું. ત્યારે જજમેન્ટ પાવર આવે, ત્યાર પછી પુરુષાર્થ ખરો મંડાય.

આપણાં વાણી, વર્તન ને વિનયમાં ફેર થાય છે કે કેમ, એ પણ આપણે સ્ટડી કરતાં રહેવું જોઈએ. થોડી થોડી વાણી ફરતી જાય છે કે નહીં ? દાદાનાં જેવું થવું જ પડશેને ? તો જ મોક્ષે જવાશે. મોક્ષમાં તો એક જ જાતની ક્વૉલિટીને ? સોએ સો ટચ પૂરા ને ? એમાં કંઈ દશ ટચ ચાલે કંઈ ? એટલે આખો શુદ્ધિકરણનો માર્ગ છે આ.

મોક્ષે જવાની કંઈક ભાવના હોય, જે કંઈક પ્રાપ્ત કરવાની ભાવના

હોયને, તેની મહીં તન્મયાકાર વૃત્તિ રહે, એટલે એ બાજુની તીવ્રતા હોવી જોઈએ. તીવ્રતા એટલે પોતાનો જબરજસ્ત પુરુષાર્થ હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા પાસે આવ્યા પછી ખાત્રી થઈ ગઈ કે હવે આ દેહધારી પરમાત્મા છે, એટલે પછી જો તીવ્ર પુરુષાર્થ જો એનો હોય...

**દાદાશ્રી :** બસ, તો બહુ થઈ ગયું. છૂટી ગયો એ, બીજો વાંધો નથી. નુકસાનકારક નથી અને સંસાર ચાલે એને માટે ઓળંબો આપ્યો. કારણ કે ત્યાં સુધી પેલું સંસાર ચલાવવાની ચિંતા રહેતી'તી. પણ આ તો ઓળંબો આપ્યો કે એય વ્યવસ્થિત ચલાવી લેશે. બધા ઓળંબા સાથે આપ્યું છે. તે કોઈ જાતની વરીઝ રાખ્યા સિવાય બધું આપ્યું અને ક્રમિક માર્ગમાં તો ઘર ચલાવવાની પછી ઉપાધિ, ધંધો ચલાવવાની ઉપાધિ, ભવિષ્યની ચિંતા પાછી. આ તો ભવિષ્યની ચિંતા-બિંતા કશુંય નહીં. ભૂતકાળ ગોન, ભવિષ્યકાળ વ્યવસ્થિતના તાબામાં છે એટલે આપણે વર્તમાનમાં નિરંતર રહીએ. આવો તાલ બેસે નહીં. મફતમાં, વગર મહેનતે મોક્ષ !

## કામ કાઢી લો દાદાની હાજરીમાં...

**પ્રશ્નકર્તા :** પહેલાં મને પોતાની ભૂલો જેવું દેખાતું ન હતું. હવે ઢગલાબંધ દેખાય છે. ગોડાઉનોના ગોડાઉનો ભર્યા છે એવું લાગે છે.

**દાદાશ્રી :** એવું ! માલ ગોડાઉનો ભરેલાં છેને ! એનો વાંધો નહીં. દાદાની પાસે આવીએ છીએ ને જ્યાં સુધી માથે દાદા છે, ત્યાં સુધી કોઈ જાતનો વાંધો નહીં રાખવાનો. ફક્ત આપણા મનમાં એમ કે આ છૂટે તો સારું, છૂટે તો સારું, માલ બધો ખાલી થાય તો સારું એવી ભાવના કરો !

દાદા છે ત્યાં સુધી બધું થઈ શકે, પછી પુરુષાર્થ બહુ કરવો પડશે. એમની ગેરહાજરીમાં બહુ પુરુષાર્થ કરવો પડે. એ હોય ત્યાં સુધી આપણે એમની વિધિઓ કરીએ, સત્સંગ કરીએ તો આ બધો માલ ધૂળધાણી કરી નાખે. દાદાને જોવાથી જ કેટલાં દોષો ઊડી જાય ! ખાલી દર્શન કરે ને તેની સાથે જ કેટલાંય દોષો ઊડી જાય !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમારે બધાં મહાત્માઓનું બધું બરાબર કરીને જવાનું. એમ કંઈ અમને રસ્તામાં રઝળતા મૂકીને જાવ તો ના ચાલેને ?

**દાદાશ્રી :** તમારે બધાંએ નક્કી કરવાનું કે બધાં એક સ્ટેશન પર આવીને બેસે ત્યારે 'જાવ દાદા' એમ કહેવું. આમ બધાં રઝળતાં હોય ત્યાં સુધી બધાંને બૂમો પાડીને કહી દેવું, 'આવી જાવ, અહીં આગળ ! બધાં ભેગાં આવી જાવ' એમ કહીએ.

અમે જોઈએ કે જ્યાં જ્યાં જેણે પુરુષાર્થ સાચા દિલથી માંડ્યો છે, તેના પર અમારી અવશ્ય કૃપા વરસે જ. તમે આગળ પગલાં માંડ્યા છે અને સાચા દિલથી પુરુષાર્થ માંડ્યો છે એટલે અમારી કૃપા ઊતરે જ. જરા નરમ પડી જાય તો ત્યાંથી ખસીને બીજી જગ્યાએ જઈએ. અમે ક્યાં બેસી રહીએ ? એ નરમ પડી જાય તો અમે ક્યાં બેસી રહીએ ?

**પ્રશ્નકર્તા :** નરમ પડે તો એને તમારે ઊંચો કરવો જોઈએને ?

**દાદાશ્રી :** એ કરી જોઈએ પણ પાછો નરમ પડી જાય એટલે અમે ખસી જઈએ. બીજાં ચાલતાં હોય તેનું જોવાનું ને ! નરમ પડાય જ કેમ ? પોતાની સ્થિતિ નરમ પડવી ના જોઈએ. સામી અડચણ આવી હોય તો તે જુદી વાત છે, પણ પોતાને તો સ્ટ્રોંગ જ રહેવું જોઈએ.

જ્ઞાની પાછળ ફર્યા કરીએ છીએ, તે કંઈ નિવેડો તો આવશેને ?

## દાદાનો અંતિમ સંદેશો, મહાત્માઓને...

**પ્રશ્નકર્તા :** તમે પેલો દાખલો બહુ ફાઈન આપ્યો. આ પેલી બિલાડી હોયને એ બચ્ચાંને આમ મોઢામાં લઈને જાય અને વાંદરીને વાંદરીના બચ્ચાં ચોંટી પડે.

**દાદાશ્રી :** ચોંટી પડે, છોડે નહીં. કારણ કે વાંદરી પંદર ફૂટ કૂદે, બચ્ચું તરત જ આંખ મીંચીને ચોંટી રહ્યું હોય. એ બચ્ચું જાણે કે 'તમારી જવાબદારી નહીં બા, મારી જ જવાબદારી', એવું વળગે. વાંદરી પડી જાય

તોય એને કશું થાય નહીં, એવું વળગે. એવું શીખી લેવાનું. પકડાશે ?

**પ્રશ્નકર્તા :** એવી જ રીતે પકડવાનું છે દાદાને.

**દાદાશ્રી :** પકડીશ ત્યારે ને હજુ ?

**પ્રશ્નકર્તા :** પકડેલા જ છે દાદાને.

**દાદાશ્રી :** પકડ્યા છે ? તમે હઉ પકડ્યા છેને દાદાને ?! તમારે મને વળગી પડવાનું, મારે તમને વળગવાનું નહીં. આ બિલાડીનાં બચ્ચાં મોંઢામાં ઘાલીને લઈ જવા પડે. અને વાંદરીને ? બચ્ચાં 'મા'ને છોડે નહીં પછી. એ આમ કૂદીને તો પેલું બચ્ચું પેલી બાજુ કૂદે નહીં, એવું પકડી રાખેલું હોય ! તમે બધા વાંદરીના બચ્ચાની પેઠે અમને વળગી રહેજો.

❖❖❖❖❖

# [૮]

## શુક્લધ્યાન

### અક્રમ માર્ગે શુક્લ ધ્યાન !

તમને એમ પૂછવામાં આવે, કે ખરેખર તમે ચંદુભાઈ છો કે તમે શુદ્ધાત્મા છો ? તો તમે શું કહો ?

**પ્રશ્નકર્તા :** આમ તો શુદ્ધાત્મા છીએ, પણ વ્યવહારની અંદર ચંદુભાઈ.

**દાદાશ્રી :** હા, રિયલી તમે શુદ્ધાત્મા છોને ?

**પ્રશ્નકર્તા :** હા, ચોક્કસ.

**દાદાશ્રી :** તો તમે ખરેખર શુદ્ધાત્મા છો એટલે તમારા લક્ષમાં શું રહે ? તમારા ધ્યાનમાં શું રહે ? 'હું શુદ્ધાત્મા છું' એવું ધ્યાનમાં રહે છે કે નથી રહેતું ?

**પ્રશ્નકર્તા :** હા, એ જ ધ્યાનમાં રહે, બરાબર.

**દાદાશ્રી :** એ તમારા ધ્યાનમાં રહે છે એ શુક્લધ્યાન છે. હવે શુક્લધ્યાન તમને ઊભું થયું. 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાન જેને રહે, તેને ભગવાને કહ્યું કે શુક્લધ્યાન કહેવાય. કારણ કે 'શુદ્ધાત્મા છું' એ ધ્યાન ચૂકાય નહીં, ભૂલી ના જવાય, એ લક્ષમાં જ રહ્યા કરે કે 'હું શુદ્ધાત્મા છું.

**પ્રશ્નકર્તા :** એ ભૂલવા માગીએ તો ય નથી ભૂલાતું.

**દાદાશ્રી :** ના ભૂલાય. એ તો આમ સંસાર વ્યવહારમાં ય 'હું ચંદુલાલ છું' એવું જાણતાં હોયને, તે ઘણાંય લોકો પોતાનું એ ભૂલવા માંગે પણ એ ભૂલાય ? એ તો રીતસર જ્ઞાનીના આધારે એના તાર કપાઈ જવા જોઈએ. સૂક્ષ્મ તાર, શ્રદ્ધાના તારો બેઠેલાં હોય છે. એ તાર તૂટી જવા જોઈએ. ઊંધી શ્રદ્ધા, રોંગ બિલિફો તૂટે અને રાઈટ બિલિફ બેસે તો કામ લાગે.

રાઈટ બિલિફને સમ્યક્ દર્શન કહ્યું અને ઊંધી બિલીફને મિથ્યાત્વ કહ્યું. એટલે આ દેહાધ્યાસ કોને કહેવાય કે 'હું ચંદુલાલ છું', 'આ મેં કર્યું', 'આ મારું' એ બધું દેહાધ્યાસ. 'હું આ ધરમ બહુ જાણું છું', 'શાસ્ત્રોનાં શાસ્ત્રોનો બધો જાણકાર છું', 'શાસ્ત્રનું જ્ઞાન મને મોઢે છે.', 'શ્રુતજ્ઞાન મોઢે છે' એ બધું દેહાધ્યાસ. બધા શાસ્ત્રો મોઢે હોય તો પણ તેને દેહાધ્યાસ ભગવાને કહ્યું. કારણ કે 'હું ચંદુલાલ છું' એ અધ્યાસ તૂટ્યો નથી. 'હું શુદ્ધાત્મા છું' એટલે થયું, એ બધો ઉકેલ આવી ગયો.

## શુદ્ધાત્માના ધ્યાનની શી રીત ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું ધ્યાન કેવી રીતે કરવાનું ?

**દાદાશ્રી :** હવે તમારે ધ્યાન કરવાનું કશું રહ્યું નથી. ધ્યાન ક્યારે કરવાનું હોય કે ધ્યેય પ્રાપ્ત કરવાનો હોય ત્યારે. ધ્યેય નક્કી કરે, ધ્યાતા પોતે થાય અને પછી ધ્યેય ને ધ્યાતાનું અનુસંધાન ધ્યાનથી થાય.

દરેક માણસ પોતાનો ધ્યેય નક્કી કરેને કે મારે સ્વરૂપ પ્રાપ્ત કરવું છે, તો તમારું સ્વરૂપ શુદ્ધાત્મા છે અને તમે ચંદુભાઈ છો એટલે તમે ધ્યાતા થયા ને શુદ્ધાત્મા એ ધ્યેય છે અને એ બેનો સાંધો મળે ત્યારે ધ્યાન કહેવાય. એ બેનો એકતાર થાય, તે એકતાને ધ્યાન કહે છે. હવે એ ધ્યાનથી પોતે શુદ્ધાત્મા થઈ જાય. હવે એ ક્રમિક માર્ગનો રસ્તો છે. ધ્યાતા, ધ્યેય ને ધ્યાનનો ! અને આ અક્રમ માર્ગમાં તો તમે પોતે ધ્યેય સ્વરૂપ જ થઈ ગયાને ! પોતાને શુદ્ધાત્માનું લક્ષ બેઠું કે 'હું શુદ્ધાત્મા છું', એટલે પછી ધ્યાન કરવાનું એને રહ્યું નહીં હવે !!

શુક્લધ્યાન તો આ કાળમાં ક્રમિક માર્ગે ઉત્પન્ન થાય તેવું છે જ નહીં. આ તો આ જ્ઞાન આપીએ છીએને તેથી ઉત્પન્ન થાય છે. શુક્લધ્યાન ને આત્મધ્યાન એક જ ગણાય છે. હવે આ તો કમ્પ્લીટ આત્માનું ધ્યાન થયું, એનું નામ શુક્લધ્યાન.

## આત્માના સ્વરૂપનો ખ્યાલ રાખવો કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** દાદા, આત્માનું સ્વરૂપ કેવું ? એનું ધ્યાન કરવું હોય, એનો ખ્યાલ રાખવો હોય આપણે, તો તે કેવી રીતે રાખવો ?

**દાદાશ્રી :** ચંદુભાઈને ઓળખો 'તમે' ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે ચંદુભાઈ તમને દેખાય, આંખો મીંચો એટલે ?

**પ્રશ્નકર્તા :** હા. તોય ખ્યાલ આવે.

**દાદાશ્રી :** એ ચંદુભાઈને જુએ તેમ આત્માની નજીક આવે છે. પછી 'ચંદુભાઈ'ના મનને જુએ, 'ચંદુભાઈ'ની વાણીને જુએ એટલે આત્મા વધારે નજીક આવે. આ બધું જોવાનું. મનમાં જે વિચાર આવ્યા તે બધા પોતાને ખબર પડે કે આવું આવે છે, આવું આવે છે. મનમાં વિચાર આવે તે જુએ, વાણીના શબ્દો બધા જુએ અને ચંદુભાઈ શું કરતા હોય તે બધું જુએ એ આત્મા. અને આત્માનું ધ્યાન તો એની મેળે જ રહ્યા કરે, કરવું ના પડે. શી રીતે રહ્યા કરે તે જાણો છો ? 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાનમાં રહેવું, એનું નામ શુદ્ધાત્માનું ધ્યાન કહેવાય. તમે અહીંથી મુંબઈ જવાનું નક્કી કર્યું હોય તે પછી હરતાં-ફરતાં, બજારમાં શાક લેવા ગયા હોય, તો પણ મુંબઈ તમારે ધ્યાનમાં હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** એનું નામ ધ્યાન કહેવાય. આંખો મીંચીને બેસવું, એનું નામ ધ્યાન ના કહેવાય. એ તો એકાગ્રતા કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ તમને ધ્યાનમાં રહે છે થોડો વખત ?

**પ્રશ્નકર્તા :** હા. નિરંતર રહે છે !

**દાદાશ્રી :** એ આખો દહાડો નિરંતર રહે, એ શુદ્ધાત્માનું ધ્યાન અને પહેલાં 'હું ચંદુભાઈ છું' એ ધ્યાનમાં હતું.

## નિશ્ચયથી શુક્લધ્યાન ને વ્યવહારથી ધર્મધ્યાન !

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞામાં નિરંતર અમે રહીએ, એટલે શુક્લ-ધ્યાનમાં રહીએ છીએ એ વાત સાચી ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાન જેને રહ્યા જ કરતું હોય એ શુક્લધ્યાન જ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધેલા મહાત્માને આ 'હું શુદ્ધાત્મા છું' એવી અવસ્થા અવારનવાર આવેને ?

**દાદાશ્રી :** એ અવારનવાર આવે એવું નહીં, એ ધ્યાન હોય છે જ. એટલે તમને નિશ્ચયથી શુક્લધ્યાન થયું, વ્યવહારથી છે તે તમને આ બધાને ધર્મધ્યાન. એ શુક્લધ્યાન તો છે, પણ એ શુક્લધ્યાન સારા પ્રમાણમાં રહે એટલા માટે આજ્ઞાનું પ્રોટેક્શન છે. આ પ્રોટેક્શન આપો તો નિરંતર રહેશે. પેલું વચ્ચે શુક્લધ્યાન છે, છતાંય આજ્ઞામાં ના રહો તો એ ગાફેલમાં જતું રહે !

**પ્રશ્નકર્તા :** મેલેરિયાના તાવમાં શરીર તરફડતું હોય, એવી સ્થિતિમાંય મહીં પ્રતિક્રમણ જેનું તેનું કર્યા કરીએ, તે કયું ધ્યાન કહેવાય ?

**દાદાશ્રી :** એ ધર્મધ્યાન કહેવાય. પણ આ પ્રતિક્રમણ કરેને, તો ધર્મધ્યાન એકલું ના હોય, શુક્લધ્યાન સાથે હોય. નિશ્ચયથી શુક્લધ્યાન અને વ્યવહારથી ધર્મધ્યાન એવી જોડી હોય. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ રહ્યા કરે, 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાનમાં રહે, એ જ શુક્લધ્યાન કહેવાય છે અને પેલું પ્રતિક્રમણ કરો, એ ધર્મધ્યાન કહેવાય.

શુક્લધ્યાન એટલે 'હું શુદ્ધાત્મા છું' એવું કંઈક ભાન વર્ત્યું, ત્યારથી એ શુક્લધ્યાન કહેવાય છે. એ ધર્મધ્યાનમાં જતું નથી કે આર્તધ્યાનમાં નથી

જતું, રૌદ્રધ્યાનમાં પણ જતું નથી. હવે ધર્મધ્યાનમાં કેટલું જાય કે તમને કહ્યું હોય કે આ પ્રતિક્રમણ કરજો, એ ધર્મધ્યાનમાં જાય. હવે તમે આત્મા તો થઈ ગયા. અંદરનું કામ તો પૂરું થઈ ગયું. હવે બહારનું કામ આ અક્રમ છે ને એટલે બહારનું કામ રહ્યું છે.

## જ્ઞાન પછી નહિ આર્ત-રૌદ્રધ્યાન રે !

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ વખત આર્તધ્યાન થાય છે, ને આર્તધ્યાન જે છે એ પોતે પોતાને માફ નથી કરતો અને અંદર બળે છે, એ આર્તધ્યાન થયુંને ?

**દાદાશ્રી :** આર્તધ્યાન થાય તો નહીં. આપણું જ્ઞાન આપ્યા પછી આર્તધ્યાન થતું જ નથી અને જે એને પોતાને લાગે છે કે આ આર્તધ્યાન છે, એ આર્તધ્યાન નથી પણ એ સફોકેશન છે. આર્તધ્યાનમાં 'હું ચંદુભાઈ છું' એ ડિસિઝન હોવું જોઈએ. હવે આપણે 'હું ચંદુભાઈ નથી' એવું ડિસિઝન આવી ગયું છે. 'હું શુદ્ધાત્મા છું' એ ડિસિઝન આવ્યા પછી આત્મધ્યાન જ હોય. આર્તધ્યાન-રૌદ્રધ્યાન હોઈ શકે નહીં. કારણ કે પોતે આત્મા થયો એટલે પોતે આત્મધ્યાનમાં હોય. આર્તધ્યાન થાય ક્યારે કે પોતે ચંદુલાલ થાય તો !

હવે એને સફોકેશન થાય, ગૂંગળામણ થાય એટલે કંઈક થાય છે એવું લાગે એટલે એ જાણે કે પહેલાનું આર્તધ્યાન છે. એ પોતે પોતાના દુઃખમાં ગૂંચાવું, એનું નામ આર્તધ્યાન અને પારકાના માટે દુઃખ ઊભું કરવું, બીજાનો દોષ જોવો એ રૌદ્રધ્યાન. એ બેઉ બંધ હોય તો જ મોક્ષ થાય. એ તો અત્યારે આચાર્યોને તમે પૂછો કે સાહેબ, રૌદ્રધ્યાન ને આર્તધ્યાન નથી થતું તો ?! ત્યારે કહે, તો મોક્ષ જ થઈ જવાનો. એ લોકો ય સમજે સારી રીતે. ત્યારે કહીએ, ધર્મધ્યાન નડશે નહીં ? ત્યારે કહે, 'ના, ધર્મધ્યાન ને શુક્લધ્યાન નડે નહીં !'

અહંકાર ખલાસ થાય ત્યારે જ શુક્લધ્યાન કહેવાય ! તમારે અહંકાર જ ખલાસ થઈ ગયો અને તેથી શુક્લધ્યાન કહેવાયને !

## ત્યારે એ છેલ્લો અવતાર !

**પ્રશ્નકર્તા :** ધર્મધ્યાનથી શું થાય ? પુણ્ય બંધાય ?

**દાદાશ્રી :** ધર્મધ્યાન બે પ્રકારનાં. અહંકારે કરેલું ધર્મધ્યાન, તેનાથી ભૌતિક સુખો મળે. અને મોક્ષના માર્ગે જતાં બીજા સંજોગોય મળી આવે, સત્સંગ મળી આવે એ ધર્મધ્યાનનું ફળ, પણ અહંકારે કરીને. અને આપણે જે ધર્મધ્યાન કહીએ છીએ, એ તો નિર્અહંકારી ધ્યાન છે. નિર્અહંકારી ધર્મધ્યાન એક અવતારી બનાવે. એક જ અવતાર બાકી રહે, પછી મોક્ષ થાય. અહીંથી સીધો મોક્ષે ન જાય. કારણ કે ધર્મધ્યાન છે ત્યાં સુધી મોક્ષ થાય નહીં. એકલું શુક્લધ્યાન થાય ત્યારે મોક્ષ થાય. આ તો શુક્લધ્યાન ને ધર્મધ્યાન બન્ને છે. કારણ કે અમે જે આજ્ઞા આપી છે પાંચ, એ આજ્ઞા એ જ ધર્મધ્યાન છે અને એ ધર્મધ્યાન હોય ત્યાં સુધી મોક્ષે ના જાય. પણ એક અવતાર થયા પછી મોક્ષે જાય.

## જ્ઞાની એ જ મારો આત્મા !

**પ્રશ્નકર્તા :** દાદાનાં વિચાર કરીએ, 'દાદા, દાદા' કરીએ એ કયું ધ્યાન કહેવાય ?

**દાદાશ્રી :** 'દાદા, દાદા' કરીએ, એ તો પોતાનું આત્મધ્યાન કહેવાય. પોતે પોતાનું ધ્યાન કહેવાય. જ્ઞાની પુરુષ એ જ પોતાનો આત્મા છે એવું કૃપાળુદેવે કહ્યું છેને ?! એટલે જ્ઞાની પુરુષનું ધ્યાન કરીએ, તે પોતાના આત્માનું ધ્યાન કર્યા બરાબર છે.

## અધ્યાત્મની ચાર ચોકડીઓ !

ભગવાને કહ્યું કે ચાર ગતિ, ચાર ધ્યાન, ચાર ઉપયોગ. હવે ત્રણ મુખ્ય વસ્તુ. ચાર ધ્યાન – રૌદ્રધ્યાન, આર્તધ્યાન, ધર્મધ્યાન ને શુક્લધ્યાન. ચાર ગતિ – નર્કગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ ને દેવગતિ. હવે ચાર ઉપયોગ – અશુદ્ધ ઉપયોગ, અશુભ ઉપયોગ, શુભ ઉપયોગ અને શુદ્ધ ઉપયોગ. આ ત્રણે એક જ વસ્તુ છે બધી. ફક્ત પેલું જે છે શુક્લધ્યાન,

એ એકલું જુદું છે. શુદ્ધ ઉપયોગ ને શુક્લધ્યાન એ મોક્ષનું કારણ છે. ધર્મધ્યાન હોય, તે મનુષ્યગતિ અને દેવગતિનું કારણ છે. રૌદ્રધ્યાન હોય તો નર્કગતિનું કારણ છે અને આર્તધ્યાન એ તિર્યંચગતિનું કારણ છે.

હવે આ ધ્યાન જે છે, એ કયા ધ્યાનનું ઉપાદેય છે. તો કહેશે, શુક્લધ્યાનનું ઉપાદેય છે. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું એ ઉપાદેય, એ શુક્લધ્યાન કહેવાય. લક્ષ બેઠું તે. 'હું ચંદુભાઈ છું' એ લક્ષ ઉતરી ગયું. પેલું લક્ષ બેઠું. વ્યવહાર ચલાવવા પૂરતું, આપણે વ્યવહારથી 'હું ચંદુભાઈ છું' એમ કહેવું પડે. દુકાનમાંથી ભાગીદારી કાઢી નાખી હોય પણ એ કહેશે કે, તમારું નામ રહેવા દે ત્યારે આપણે ના સમજીએ કે ભઈ ભાગીદારી કાઢી નાખી, પણ નામ ખાલી વ્યવહાર માટે રાખ્યું છે. ઈન્કમટેક્ષવાળો આવે છે ત્યારે 'હા' પાડી છેને પાછી કે હા, અમારું છે. ના કહેવું પડે? એને એમ કહેવાય કે અમે કાઢી લીધું છે ? એવું આ તો વ્યવહારમાં કહેવું પડે કે હું ચંદુભાઈ છું. પણ આર્તધ્યાન ને રૌદ્રધ્યાન જેને ગયાં અને જેને શુક્લધ્યાન છે, એનો મોક્ષ એક-બે અવતારમાં થવાનો છે.

કશાકમાં છે તે અધ્યવસનમાં પેસી ગયો હોય પણ આ અટકણ છે એવું ખબર પડેને તો એ ધર્મધ્યાન કહેવાય. આ અટકણ છે એવી ખબર પડે એ ધર્મધ્યાન. અને શુક્લધ્યાન તો છે જ જોડે. આર્તધ્યાન એટલે મહીં વરીઝ થઈ જાય, ચિંતા થઈ જાય. રૌદ્રધ્યાન તો મહીં પાર વગરની બળતરા જ કરે. એ બે જેને નથી, તેને મોક્ષ વહેલો-મોડો એક-બે અવતારમાં થઈ જ જવાનો છે. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન, આ બે નથી એ જ જોવાનું છે, બીજું શું ?

## અક્રમથી સરળ પ્રાપ્ય મોક્ષ !

આ અક્રમ જ્ઞાન પામ્યા પછી એક કે બે ભવમાં ઊકેલ આવે તેમ છે. હવે ભવ રહેવો કે ના રહેવો એ ધ્યાન ઉપર આધાર રાખે છે. નિરંતર શુક્લધ્યાન એકલું જ રહેતું હોય તો બીજો ભવ થાય જ નહીં. પણ અક્રમ માર્ગમાં શુક્લધ્યાન ને ધર્મધ્યાન બે થાય છે. અંદર શુક્લધ્યાન થાય છે ને બહાર ધર્મધ્યાન થાય છે. ધર્મધ્યાન શાથી થાય છે? દાદાના કહ્યા પ્રમાણે આજ્ઞા પાળવાની રહે છે તેનાથી. આજ્ઞા પાળવી એ શુક્લધ્યાનનું

કામ નહીં, એ ધર્મધ્યાનનું કામ છે. એટલે ધર્મધ્યાનને લઈને એક-બે અવતાર પૂરતું ચાર્જ થાય છે. અને આજે તમામ શાસ્ત્રો એકી સાથે કહે છે કે આ કાળમાં કોઈ પણ માણસને શુક્લધ્યાન થાય નહીં અને વાતેય સાચી છે, ખોટી નથી. આ તો અક્રમ વિજ્ઞાન છે. બાકી એ ક્રમિક માર્ગે ના થાય. જો શુક્લધ્યાન થાય તો શુક્લધ્યાન એ મોક્ષનું કારણ છે. એકાવતારી થાય. સીધો મોક્ષે અહીંથી જઈ શકે નહીં. કોઈ માણસ એક અવતારી, પછી જરા કાચો હોય ને ભેગો ના થઈ શકતો હોય, તો બે અવતાર થાય, ત્રણ અવતાર થાય, પાંચ અવતાર થાય, પણ પંદર અવતારથી વધારે ના થાય. અને અમને અમથો અડી ગયો હશે, તેય અમુક હદમાં આવી જાય છે. બીજા બધાંને તો હદ જ નથી, પણ આ હદમાં આવી ગયો અને જ્ઞાન લઈ ગયો હોય, પાંચ આજ્ઞા પાળતો હોય તેની વાત તો જુદી, પંદરમાં આવી ગયો એ !

## એનું નામ શુક્લ ધ્યાન !

શુક્લધ્યાન એટલે શું કે પોતાના નિજ સ્વરૂપનું જ ભાન થવું અને જાણવું. સામામાં શુદ્ધાત્મા જોવો. એ ચોરી કરતો હોય તો પણ આપણે એનાં આત્માને શુદ્ધ જ જોઈએ. ગમે તે કરતો હોય, એ બધું વ્યવસ્થિતને તાબે છે પણ આત્માનું કાર્ય નથી આ. એટલે આપણે શુદ્ધ જ જોઈએ. શુદ્ધ જોવું અને શુદ્ધનો કંઈક અનુભવ થવો એ શુક્લધ્યાન.

શુક્લધ્યાન એટલે જેમ છે તેમ જગત જોવું અને સમભાવે નિકાલ જેને કરવો છે, તેને શુક્લધ્યાન સારી રીતે રહે. શુક્લધ્યાન એટલે પોતાના સ્વરૂપની રમણતા સિવાય બીજું કોઈ પણ ધ્યાન નહીં, પોતે પોતાના ધ્યાનમાં હોય એ શુક્લધ્યાન. પોતાનું સ્વરૂપ પોતાના ધ્યાનમાં રહે છે એ શુક્લધ્યાન છે અને શુક્લધ્યાન એ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે.

## આત્માનું સ્પષ્ટ-અસ્પષ્ટ વેદન !

શુક્લધ્યાનના ચાર પાયા. એમાં આ પહેલો પાયો છે. એટલે અસ્પષ્ટ વેદન થાય. વસ્તુ છે એ નક્કી થઈ ગઈ. વસ્તુ છે એવું ભાન થયું આપણને, પણ એનું સ્પષ્ટ વેદન ના થાય. 'શુદ્ધાત્મા છું' લક્ષ બેઠું પણ અસ્પષ્ટ વેદન એ પહેલો પાયો, બીજો પાયો સ્પષ્ટ વેદન.

**પ્રશ્નકર્તા :** નિરંતર લક્ષ એમાં રહેતું હશે ?

**દાદાશ્રી :** ના, લક્ષ રાખવાનું નહીં. સ્પષ્ટ વેદન ક્યારે થાય ? બહાર દર્શનમાં બધું તમને આવી ગયું છે, પણ રૂપકમાં નથી આવ્યું અને રૂપકમાં આવે ત્યારે સ્પષ્ટ વેદન થાય. અમુક ભાગ રૂપકમાં આવી ગયો, પણ આ ધંધા-રોજગાર, બીજા બધામાંથી સમજથી છૂટી ગયા છીએ, પણ જ્ઞાનથી છૂટ્યા નથી. એટલે જ્ઞાનથી છૂટે ત્યારે સ્પષ્ટ વેદન થાય. એ સ્પષ્ટ વેદન થાય એ બીજો પાયો. પછી ત્રીજો પાયો કેવળજ્ઞાન, બધું જ દેખાડે.

**પ્રશ્નકર્તા :** લોકાલોક.

**દાદાશ્રી :** લોકાલોક. અત્યારે લોકાલોક અમને સમજાય ખરું પણ રૂપકમાં ના આવે. એટલે કેવળ દર્શનમાં ખરું.

અત્યારે આ પહેલો પાયો થઈ ગયો. બહુ થઈ ગયું. પછી આપણે કામ જ શું ? જૈન તો શું કહે, પહેલો પાયો, ઓહોહો, આ તો ભગવાન થઈ ગયો. બારમા ગુંઠાણા વગર પહેલો પાયો ના આવે. દશમા ગુંઠાણા સુધી કોઈ દહાડો પહેલો પાયો અડે નહીં. એ પહેલો પાયો આ તમને પ્રાપ્ત થયો છે ! અગિયારમું ગુંઠાણું એ પડવાનું સ્થાન છે.

દસમા ગુંઠાણા સુધી લોભ હોય, સૂક્ષ્મ લોભ હોય. એ લોભ જ્યાં સુધી તૂટે નહીં ત્યાં સુધી બારમું ગુણસ્થાનક આવે નહીં. પછી ગમે તે રીતે લોભ તૂટે, ક્રમિકથી કે અક્રમથી. પણ લોભ તૂટે ત્યારે બારમું ગુંઠાણું સ્પર્શે. જ્યાં સુધી લોભ હોય ત્યાં સુધી અહંકાર જાય નહીં.

**પ્રશ્નકર્તા :** લોભ તો અનેક પ્રકારનો હોય છે. લોભ તો જ્ઞાન મેળવવાનો ય હોય.

**દાદાશ્રી :** એ તો બધી જાતનાં લોભ, અનેક પ્રકારનાં. હવે એ લોભ હોય ત્યાં સુધી દસમું ગુંઠાણું જાય નહીં, ત્યાં સુધી અહંકાર તૂટે નહીં. અહંકાર બારમામાં તૂટી જાય. અહંકાર તૂટ્યો એટલે બારમામાં જ બેઠો કહેવાય. પછી કોઈ પણ રસ્તે તૂટ્યો હોય, અક્રમ રીતે કે ગમે તે રીતે પણ એ બારમા ગુણકસ્થાનમાં પેઠો અને એટલે પહેલો શુક્લધ્યાનનો પાયો કહેવાય.

કેવળજ્ઞાન થયું, એને તેરમું ગુંઠાણું કહેવાય. કેવળજ્ઞાન, શુક્લધ્યાનનો

ત્રીજો પાયો અને તેરમું ગુંઠાણું, આ ત્રણેવ સાથે જ હોય છે અને આપણું આ બારમું ગુંઠાણું જ છે. એટલે આપણે એનો સ્વાદ ચાખ્યા કરો. ધીમે ધીમે આપણી શક્તિઓ બધી ખીલશે. હવે આવરણો બધું તૂટીને ખલાસ થવા માંડશે બધુંય. મૂળ આવરણ તૂટી ગયું છે. હવે શક્તિઓ ખીલશે.

**પ્રશ્નકર્તા :** અંતરમાં શુભ ભાવ સિવાય કંઈ જ રહેતું નથી.

**દાદાશ્રી :** એ વ્યવહારથી ધર્મધ્યાન યોગ છે અને નિશ્ચયથી શુક્લધ્યાન એ દશા છે અત્યારે. અને વ્યવહાર ગુંઠાણું હવે ઊંચું જતું જાય. પાંચમેથી છઠ્ઠે જાય, સાતમે જાય, આઠમે જાય. વ્યવહારમાં જ્યારે સ્ત્રીનો પરિચય છૂટે ત્યારે નવમું ઓળંગે. જ્યારે વ્યવહાર, લક્ષ્મીનું કંઈ એ રહે નહીં, ત્યારે દશમું ઓળંગે વ્યવહારથી. ધીમે ધીમે વ્યવહાર ઊંચો જશે હવે. આપણે નિશ્ચયનું ગુંઠાણું જોઈતું હતું તે મળી ગયું. બધું બહુ થઈ ગયું. આ વ્યવહાર તો ઊંચે વધો કે ના વધો, વ્યવહાર ઈનામ જોઈતું નથી આપણે. આપણે તો એકાવતારી થઈને મોક્ષે જવું છે. આપણે અંદર પરમાનંદ હોવો જોઈએ. તે નિરંતર રહે છેને !

આ બારમું ગુણસ્થાનક છે. બારમા ગુણસ્થાનકમાં તમે છો, બારમામાં હું છું ને તેરમામાં ભગવાન મહાવીર હતા, કેવળજ્ઞાન થયું ત્યારે ને ચૌદમું મોક્ષનું ગુંઠાણું કહેવાય. તમારા ને મારા વચ્ચે નિશ્ચયથી બારમું ગુંઠાણું એક જ, પણ ડિફરન્સ શું છે ? શુક્લધ્યાન તમારું પહેલા પાયાનું છે ને મારું બીજા પાયાનું છે.

પહેલા પાયાનું એટલે અસ્પષ્ટ વેદન. તમને આત્માનું વેદન રહ્યા કરે. અંદરથી લક્ષ રહ્યા કરે, જાગૃતિ રહ્યા કરે એ સ્વસંવેદન કહેવાય. એનો લાભેય મળ્યા કરે. નિરાકુળતાનો લાભેય મળ્યા કરે. વ્યાકુળ જગ્યાએ નિરાકુળતામાં રહેવાય અને અમે તો ભયંકર વ્યાકુળ જગ્યાએ નિરાકુળતામાં રહેલાં, આ તો ટેસ્ટેડ કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાન નિરંતર રહ્યા કરે. એ શુક્લધ્યાનનો પહેલો પાયો છે, એ અસ્પષ્ટ વેદન છે અને અમારે શુક્લધ્યાનનો બીજો પાયો, સ્પષ્ટ વેદન હોય અને આ શુક્લધ્યાનના ત્રીજા પાયામાં કેવળજ્ઞાન થાય ને ચોથા પાયામાં મોક્ષમાં પહોંચી જાય !

❖❖❖❖❖

# [૯]

# એકાવતારી મોક્ષ, 'આ' જ્ઞાનથી !

## મહાત્માઓનું વ્યક્તિત્વ સૌરભ !

**પ્રશ્નકર્તા :** મહાત્મા કોને કહેવાય ?

**દાદાશ્રી :** આંતરિક સંયમ રહે, એને મહાત્મા કહેવાય. બાહ્ય સંયમ તો હોય કે ના ય હોય ! કષાય કરતો હોય ત્યાં સુધી મહાત્મા કહેવાય નહીં. 'ચંદુભાઈ' ક્રોધ કરે પણ 'પોતે' અંદરથી મહીં ના પાડ્યા કરે. 'અરેરે, આ કેમ થાય છે, આ ના થવું જોઈએ' એવું રહે એને. એ આંતરિક સંયમ કહેવાય. એને મહાત્મા કહેવાય !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા અને મહાત્મામાં ફેર શો ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તો ભગવાન છે. મહાત્મા તો, આ કોઈ પણ બીજા કરતાં જરા ટોપ હોય તો એને મહાત્મા કહેવાય છે. આ તો વ્યવહારથી આપણે મહાત્મા કહીએ છીએ, પણ છે તો શુદ્ધાત્મા. શુદ્ધાત્મા તો ભગવાન છે, પણ એ ભગવાન હજુ તમને પ્રતીતિ સ્વરૂપે થયેલાં છે. એ પ્રતીતિ જ્યારે પૂરી થશે, ત્યારે અનુભવ દશા સંપૂર્ણ થશે. અત્યારે પ્રતીતિ-લક્ષ-અનુભવ એ ચઢ-ઉતર થયા કરે, પણ સંપૂર્ણ અનુભવ વર્તે, જ્યારે અભેદતા લાગે બધાં જોડે, ત્યારે છે તે શુદ્ધાત્મા થઈ શકે. શુદ્ધાત્મા એ જ પરમાત્મા છે.

પેલું સાચું જ્ઞાન જાણેલું જાય નહીં, એ પરમેનન્ટ છે અને એ પોતેય સનાતન સ્વભાવનો છે, એનું જ્ઞાનેય સનાતન છે, સુખેય સનાતન છે, એની વાતેય સનાતન છે અને એ પ્રાપ્ત થયા પછી માણસને શું પ્રાપ્ત થયું ? એન.ઓ.સી. મળી ગયું. એ માણસને કોઈ જગ્યાએ ઑબ્જેકશન હોય નહીં. ભગવાનેય એને ઑબ્જેકશન ના કરે.

**પ્રશ્નકર્તા :** મહાત્માની કાર્યવાહી શું ?

**દાદાશ્રી :** આ જે ગયા અવતારનો બધો માલ ભરેલો છે, તેને સમતાપૂર્વક જવા દેવો.

**પ્રશ્નકર્તા :** મહાત્માની ઉપમા મેળવ્યા પછી તેની ફરજ શું ?

**દાદાશ્રી :** વીતરાગતા રાખવી, રાગ-દ્વેષ નહીં કરવા.

**પ્રશ્નકર્તા :** અક્રમ માર્ગના મહાત્માની દિનચર્યા કેવી હોવી જોઈએ ?

**દાદાશ્રી :** જેવો માલ ભરેલો છે એ નીકળ્યા કરે પણ રાગ-દ્વેષ ના થાય એ દિનચર્યા. કો'ક ધોલ મારી ગયો હોય, કો'ક નુકસાન કરી ગયો હોય તો રાગ-દ્વેષ ના થાય એવું હોવું જોઈએ. રાગ-દ્વેષ એ ડખલ છે. ડખલનો માલ તમારે ખપાવ્યા કરવાનો, ડખલ ના હોય એટલે થઈ રહ્યું. બીજું જે છે એ માલ નીકળ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓનું આદર્શ જીવન કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** આજુબાજુનાં ઘરવાળા, બહારવાળાં બધાંય કહે, 'કહેવું પડે !' એક અવાજ, બધાંય લીલો વાવટો ધરે. હું વડોદરાથી નીકળું છું, તો બધા મહાત્માને કહેવાનું. એક મહાત્મા લાલ વાવટો ધરે. મેં કહ્યું, 'ઊભો રહે, બા. એય ગાડી ઊભી રાખો.' બસ્સો મહાત્મામાં એકાદ મહાત્મા લાલ વાવટો ધરે. એટલે ગાડી ઊભી રાખે. 'શું હકીકત છે બોલ', એને સમાધાન કરાવીને પછી જવાનું. કારણ કે એ મહાત્માના તાબામાં હું છું, એ મારે તાબે નથી. એટલે આપણા મહાત્માએ તો બધાનાં તાબામાં રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** રોજ સવારના ઊઠે ત્યારથી તે રાત સુધીમાં એમનો નિત્ય કાર્યક્રમ શું હોવો જોઈએ ?

**દાદાશ્રી :** એ અહીં કોઈ કાયદો નથી. કાયદો હોય ત્યાં ગણવાનું હોય. અહીં તો નો લૉ - લૉ છે. એ નિશ્ચય આપણે કે, 'આમ હોવું જોઈએ, આ ન થવું જોઈએ'. પણ છતાં જે નીકળે એ સાચું. સિગરેટ પીતો હોય તે બહાર જઈને પી આવતો હોય પણ મનમાં એમ હોવું જોઈએ કે 'આ ન હોવી જોઈએ'.

**પ્રશ્નકર્તા :** સવારમાં વહેલું ઊઠવું જોઈએ એવું કંઈ ખરું ?

**દાદાશ્રી :** ના, બા. કોઈ વહેલા ઊઠતો હોય, તે ત્રણ વાગ્યાના ઊઠીને બંબો સળગાવનારાય હોય અને બીજો કોઈ મોડો ઊઠતો હોય, તે સાડા નવ થાય તો હું કહું કે, 'ભઈ, સૂર્યનારાયણ ક્યારનાય ઊઠીને અહીં આવ્યા છે. તું તો જરા વિચાર કર. આવડા મોટા ઊઠીને આવ્યા છે તું એથી કેટલો મોટો ?' ત્યારે વહેલો વહેલો ઊઠી જાય. કારણ કે ત્રણ વાગ્યાના ઊઠીને અહીં આવનારા અને સાડા નવ વાળાય ખરા. બધી જાતના લોક હોય !

**પ્રશ્નકર્તા :** આ 'જ્ઞાન' લીધેલું હોય તેવાએ રાત્રે કઈ રીતે સૂઈ જવું, એ સમજાવો.

**દાદાશ્રી :** પોતે શુદ્ધાત્મા થઈ જઈ અને બીજી બધી વસ્તુઓને કહીએ કે, 'હવે અમે ઓફિસ બંધ કરી દઈએ છીએ. તમે સવારમાં આવજો, સાડા છ વાગે. હવે અત્યારે ઓફિસ બંધ છે.' જે જે વિચારો આવતા હોય તે બધાને કહી દેવાનું, 'આજે પહેલો દિવસ છે, એટલે રિક્વેસ્ટ કરીએ છીએ કે, હવે તમે અત્યારે આવશો નહીં. નહીં તો તમારું અપમાન થશે, માટે ફરી આવશો નહીં.' એટલે પછી બંધ થઈ જાય. અને 'હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું' એમ ધીમે રહીને આપણા જ કાનને સંભળાય એ રીતે દાદાના ચિત્રપટનું નિદિધ્યાસન કરતાં કરતાં સૂઈ જવું.

**પ્રશ્નકર્તા :** મહાત્માનો મોક્ષ ક્યારે થાય ?

**દાદાશ્રી :** એક-બે અવતાર કે ત્રણ અવતાર પછી. આ ક્ષાયક

સમકિત છે. આવું સાઠ હજાર માણસને આપેલું છે, આ કંઈ એક-બેની નથી વાત.

જગત આખું રોંગ બિલિફમાં છે, તોયે પોતાનું માને છે ને ? તદ્દન સાચેસાચું પોતાનું માને છે ને ? અને આપણને રાઈટ બિલિફ બેઠેલી છે અને તે તો સાચું જ છે. પેલા ખોટાને સાચું માને છે તોય સાચી રીતે વર્તે છે. તો આપણે સાચાને સાચી રીતે માનવું. ત્યાર પછી સાચી રીતે વર્તવું જોઈએને ! આપણું તો એક્ઝેક્ટ સાચું જ છે. એટલે આપણે સામા માણસને એમ કહેવું જોઈએ કે હું શુદ્ધાત્મા પદને પ્રાપ્ત થયો છું. બીજા પ્રશ્નો મને પૂછશો નહીં. કશું પૂછવું હોય તો જ્ઞાની પુરુષની પાસે આવો.

પણ આપણા બધા અદબદ બોલે છે ને, તેથી બહાર વાત સમજાય નહીં લોકોને ! આપણને કહેવામાં વાંધો શો ? જે આપણી માન્યતા છે તે.

**પ્રશ્નકર્તા :** આપ એમ કોઈવાર પૂછો છો પ્રગતિ થાય છે કે નહીં ? ત્યારે પ્રગતિ કઈ જગ્યાએ દેખાય ? એટલે કે પ્રગતિમાં શું દેખાય ? કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** ડખો ના થાય તે. કોઈની જોડે ડખોડખલ ના થાય. અગર તો આપણી જાતને પણ ડખો ના થાય. એ જોઈ લે એટલે પ્રગતિ થઈ છે. કોઈની જોડે ડખો થઈ ગયો તો બગડ્યું.

હિમાલયમાં ફરે, ગમે ત્યાં ફરે પણ આ વસ્તુ પ્રાપ્ત થઈ શકે નહીં. આ તો ક્રમિકમાર્ગના જ્ઞાનીઓ હોયને, તો ત્યાં આગળ તો ત્રણ કે ચાર જ જણ બુઝે, વધારે બુઝે નહીં. આ તો અક્રમ વિજ્ઞાન છે. દસ લાખ વર્ષે કો'ક ફેરો ઊભું થાય. ત્યારે લાખો માણસો લઈ જાય ! તેની મહીં ટિકિટ મળી ગઈ. એક્સેપ્શનલ કેસ, ટિકિટ મળી આ !

એટલે કરોડો અવતારેય જે વસ્તુ પ્રાપ્ત ના થાય એ તમને સહેજે પ્રાપ્ત થઈ છે. માટે હવે એનું રક્ષણ કરજો. બીજું બધું ધ્યાનમાં લેશો નહીં. સંસાર તો ચાલ્યા જ કરવાનો બધો. એ કશું અટકે નહીં કોઈ દહાડોય. જેમ આ દાઢીની ઈચ્છા ના હોય તો ય થયા કરે છેને ? એમ સંસાર ચાલ્યા

કરવાનો. આ ઈચ્છા હોય કે નાય ઈચ્છા હોય. અને જે સ્વભાવ છે એ સ્વભાવમાં જ થયા કરવાનું. એ સંસારમાં આપણે આ આવો જોઈએ કે તેવો જોઈએ, એ ચાલે નહીં ત્યાં આગળ. માટે આટલું સાચવજો ઠેઠ સુધી !

**પ્રશ્નકર્તા :** જ્યારે હું નિજભાવમાં રહેતો હોઉં, પછી છેલ્લે મને જે ખોટ પૂરી થવાની હોય ત્યારે મને શું એવો ભાસ થાય કે હવે કંઈક પૂરું થયું છે મારું ?

**દાદાશ્રી :** એ તો તમને આ સંસારી દુઃખો કે બોજો ઓછો થતો જાય અને તમે મુક્ત છો એ ભાન વધારે થતું જાય. તમે મુક્ત સુખ ભોગવી રહ્યા છો એ ભાન વધારે પ્રગટ થાય. હું કહું છુંને કે મારે ભઈ, સત્યાવીશ વર્ષથી તો હું મુક્ત જ છું અને વિધાઉટ ટેન્શન. એટલે ટેન્શન થતું'તું 'એ.એમ. પટેલ'ને. કંઈ મને ન'તું થતું. પણ 'એ. એમ. પટેલ'ને ય ટેન્શન થાય છે ત્યાં સુધી આપણે બોજો જ છે ને ! એ પૂરું થાય ત્યારે આપણે જાણવું કે આપણે છૂટ્યા અને તોય દેહ છે ત્યાં સુધી બંધન. અને તે તો અમને વાંધો નથી હવે. બે અવતાર થાય તોય વાંધો નથી. અમારો તો હેતુ શું છે કે, 'આ જે સુખને હું પામ્યો છું એ સુખને આખું જગત પામો' અને તમારે શેમાં ઉતાવળ છે એ કહો. તમને ત્યાં પહોંચવાની ઉતાવળ છે ?

## જીવતાં મોક્ષ થયાની પારાશીશી !

અમારો મોક્ષ થઈ ગયેલો છે, અમારે મોક્ષ કરીને શું કામ છે તે ? તૈયાર થઈ ગયેલો હોય, તેને શું કાઢવાનું !?

**પ્રશ્નકર્તા :** મોક્ષ થઈ ગયો એવી ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** મોક્ષ થઈ ગયો હોય એની ખબર ક્યારે પડે કે આ દુનિયામાં કોઈ ચીજની ઈચ્છા ના હોય. એવી કોઈ ચીજ નથી કે જેની ઈચ્છા થાય અગર તેનો સંકલ્પ હોય કે એનો વિકલ્પ હોય. એટલે પોતે જાણે કે નિર્વિકલ્પી, પોતે નિરીચ્છક થઈ ગયો, એટલે મુક્ત જ કહેવાય. કંઈ પણ ઈચ્છા છે ત્યાં સુધી ભિખારી, ઈચ્છાવાન ભિખારી કહેવાય.

કોઈ માણસને એક થાંભલા જોડે આમ દોરડા વીંટીને બાંધ્યો હોય પગથી માથા સુધી ને આંખે પાટા બાંધ્યા હોય. હવે એને આપણે કોઈ પણ માણસ પાછળથી દોરડું આમ ધીમે રહીને ચપ્પાથી કાપી નાખે અને અહીં આગળ એક આંટો છૂટે ત્યારે પોતાને ખબર પડે ખરી ? એક આંટો મહીં ઢીલો થયો હોય, તે બંધાયેલાને ખબર પડે ખરી ?

**પ્રશ્નકર્તા :** ઢીલું થાય તો ખ્યાલ આવે.

**દાદાશ્રી :** શું લાગે એને કે આ જગ્યાએ ઢીલું થયું. આ આંટો ખૂલ્યો. આંટો ખૂલેલો આપણને અનુભવમાં આવે ત્યારે જાણવું કે આંટા ખૂલવા માંડ્યા. અમે તમને અનુભવ લાવી આપીએ. મોક્ષનો અનુભવ, મોક્ષમાં બેઠો છે એવો અનુભવ થાય અને ઉપાધિની મહીં અનુભવ થાય. સમાધિમાં તો, સમાધિ કૂતરાંય રાખે, બળ્યા ! બે પૂરીઓ આપીએને, તે આખી રાત સમાધિ રાખે. પણ ઉપાધિમાં સમાધિમાં રાખે એ વિજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી દાદાનું જ્ઞાન લીધા પછીથી જે મુક્તતા વર્તે છે, અંદરથી જાણે મુક્ત થતા હોય એવા અનુભવ થયા કરે તો એ શું ?

**દાદાશ્રી :** એ મુક્ત છો જ. એ તો 'હું બંધાયેલો છું' એવી જે તમારી બિલિફો હતી એ તૂટી ગઈ અને 'હું મુક્ત છું' એવી તમને બિલિફ બેસતી ગઈ.

## મોક્ષની ગાડીમાં બેઠા પછી ઉતાવળ ?

**પ્રશ્નકર્તા :** કોઈ વખત મોક્ષે જવાની ઉતાવળ બહુ થાય છે !

**દાદાશ્રી :** ઉતાવળ કરશો તો ઠોકર ખાશો. મોક્ષ મળી ગયા પછી મોક્ષની ઉતાવળ શી ? ઉતાવળ શેને માટે ? કોઈ તમારું રિઝર્વેશન લઈ લેવાનું છે ? રિઝર્વેશન કોઈથી અડાય નહીં ! જે ગામ જવાનું હોય તેનો નિશ્ચય, તેની ટિકિટ, બધું થઈ ગયું ! કો'કને પૂછી લેવાનું, ગાડી કેવી છે ? ત્યારે કહે, સ્પીડી. બેસીને પછી સૂઈ જવાનું !

કોઈ માણસ ગાડીમાં બેઠો મુંબઈ જવા માટે વડોદરાથી અને

બારીની બહાર જોયા કરે, મુંબઈ દેખાયું.... તો ક્યારે પાર આવે ? આ લોકો શું કહે છે ? ભઈ, શું જુઓ છો ? ત્યારે કહે, 'કંઈ દેખાય છે મુંબઈ, કંઈ તપાસ કરોને ?' 'અલ્યા મૂઆ, સૂઈ જાને ! ગાંડો છે કે શું ?' બૈરી ય એમ કહે કે 'આ મૂરખ છે. તમને ક્યાં પૈણી હું ?' એવું કોઈ કરતું હશે ? અરે, ઘણાં માણસો ગાડીમાં દોડધામ કરે. કેમ ? 'જલદી પહોંચવું છે. અમારા ઓળખીતા બહુ માંદા છે. સવારમાં નીકળીને ત્યાંથી દવાખાનામાં જવાનું.' અલ્યા મૂઆ, અહીં ધકમક શું કરવા કરે છે, આમ દોડધામ દોડધામ ? વગર કામનો મૂઓ, ઊંઘતો નથી ને લોકોને ઊંઘવા નહીં દેતો. અરે ભાઈ, ઊતરીને જજે. સહુથી પહેલો તું જજે, પણ નિરાંતે સૂઈ જાને અત્યારે.

આ જ્ઞાનથી તો તમને બીજ થઈ ગઈ છે. હવે જેમ જેમ આજ્ઞામાં રહેશો તેમ પછી પૂનમ થશે.

**પ્રશ્નકર્તા :** પૂનમ કરવા માટે ઉત્કંઠા તો જોઈએને કે જલદી થાય !

**દાદાશ્રી :** જલદીની વાત નથી. આપણે આજ્ઞા પાળ્યા કરવાની, બસ. આપણે વધારે પાળો, એનું પરિણામ પૂનમ આવશે. આ તો પાછી પૂનમેય રીસાય પછી કે ઓહોહો, જો મારા વગર એમને ગમતું નથી ! તારા વગર બધુંય ગમે છે, તું સામી આવ, બા ! અમે તો આ ચાલ્યા, એ સામી આવશે. જે પદ સામા આવે, એની ઉત્કંઠા કેવી ? મોક્ષેય સામો આવી રહ્યો છે, ને બધું સામું આવી રહ્યું છે. આપણે તો આપણી મેળે દાદા કહે એ પ્રમાણે કર્યા કરવાનું, બસ. બીજી ભાંજગડમાં નહીં પડવાનું. આગળ જવા જાય તો બોજો વધી જાય પાછો. વળી પાછો એનો બોજો કોણ લે વગર કામનો ?

**પ્રશ્નકર્તા :** કેમ દાદા, એના માટેની તીવ્રતા ન હોવી જોઈએ ?

**દાદાશ્રી :** ના, તીવ્રતા તો આ પાંચ આજ્ઞામાં રહો તેની જ કરવાની છે. પેલી વસ્તુ જે કાર્ય છે, તેને માટે નથી કરવાની. કારણની તીવ્રતા કરવાની છે, કાર્ય તો ફળ છે. ફળની તીવ્રતા કરીને લોક કારણમાં કાચા પડી ગયા છે. કાર્ય મોટું કે કારણ મોટું ?

**પ્રશ્નકર્તા :** કારણ મોટું, દાદા. પણ લક્ષ માટેની તીવ્રતા કહો.

**દાદાશ્રી :** એ તો રહે જ. એ તો ઓછું પડે જ નહીં. આપણે અહીં ઘેરથી રસ્તા ઉપર જઈએ ને, તો નીચે જ દાદરા ઉતરીને જવાના છીએ એ વાત યાદ રાખવાની જરૂર નહીં. આપણે નજીકનું પગથિયું જોઈ જોઈને ચાલવું, એટલે નહીં પડીએ. બાકી નીચે જ પહોંચવાના છીએ.

## મોક્ષ માટે બાકી કેટલું ?

**પ્રશ્નકર્તા :** મોક્ષ આ ભવમાં તો મળવાનો નથી, તો મોક્ષ માટે કેટલા ભવ લેવા પડે ?

**દાદાશ્રી :** એ તો જેટલી આજ્ઞા પાળેને, સિત્તેર ટકા જો પાળે તો તે એક અવતારમાં જ મોક્ષે જાય. એટલે વધારેમાં વધારે ચાર ને ઓછામાં ઓછો એક. પણ પછી જરાય આજ્ઞા ના પાળે તો દોઢસોય થાય.

**પ્રશ્નકર્તા :** આપ કહો છોને કે જ્ઞાન લીધા પછી કોઈને કર્મ ચાર્જ થતું જ નથી, બધું ડિસ્ચાર્જ જ થયા કરે છે. તો બધા એક જ અવતારમાં મોક્ષે જવા જોઈએને ?

**દાદાશ્રી :** અમારી જે આજ્ઞા પાળે છેને, એટલો કર્તાભાવ રહે છે. એટલે એને લઈને એક કે બે અવતાર થાય. જેવી આજ્ઞા પાળે એના પર એકાદ અવતાર વધતો-ઓછો થાય. વધારેમાં વધારે ત્રણ-ચાર લાગે, પણ છતાંય જે માણસ બહુ ધ્યાન ના રાખે, મારી જોડે બહુ ટચમાં ના આવે તો એને બહુ ત્યારે પંદર થાય, કોઈને સો-બસ્સોય થઈ જાય. પણ કંઈક લાભ થશે એને. મને મળ્યો છેને, અહીં અડી ગયો છે, એને લાભ થયા વગર રહેવાનો નથી. જન્મો બહુ ઓછાં થઈ જશે. પણ મને જેટલો વધારે ભેગો થાય અને બધા ખુલાસા કરી લે, હું એમ નથી કહેતો કે આખો દા'ડો પડી રહે. પાંચ મિનિટ આવીને ખુલાસા કરી જા તું. તને શું અડચણ આવે છે ? ભૂલચૂક થતી હોય તો અમે તમને બીજી કુંચીઓ આપી દઈએ ને ભૂલચૂક સુધારી દઈએ. કારણ કે કલાકની જ્ઞાનવિધિથી ફન્ડામેન્ટલ મળે છે. પછી વિગત મેળવી લેવી જોઈએને ! એક ડૉક્ટર થવું હોય તેને માટે

ટાઈમ તો બગાડોને ? કોલેજમાં ભણતા પચ્ચીસ-પચ્ચીસ વર્ષ ટાઈમ બગાડે છે. તે આને માટે કંઈક ક્વૉલિફિકેશન જોઈએને ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, એવું થાય કે મોક્ષ મળવામાં વિલંબ થાય? બે અવતારના બદલે ચાર અવતાર થાય એવું થાય ?

**દાદાશ્રી :** એ થાય, તો વાંધો શું છે પણ ?

**પ્રશ્નકર્તા :** પણ જલદી જવું છે. વચ્ચે ક્યાંક ભરાઈ પડીએ તો ?

**દાદાશ્રી :** એક સંત પુરુષને તો નારદે કહ્યું, પેલો કહે છે, 'નારદજી, પૂછી આયા ભગવાનને કે મારો મોક્ષ થશે ?' ત્યારે નારદજીએ કહ્યું, 'હા, ભગવાને કહ્યું મોક્ષ થશે. આ જે આંબલી નીચે બેઠા છો, એના પાંદડા છે એટલા અવતાર થશે પછી તમારો મોક્ષ થશે.' 'થશે ખરો, કહ્યું છેને, તે બહુ થઈ ગયું.' તે મોક્ષ થવાનો એના આનંદમાં બહુ નાચ્યા પછી, ખૂબ નાચ્યા. એટલે મોક્ષ થશે જ. એની મહત્વતા છે. ક્યારે થશે એ પછી દેખ લેંગે.

**પ્રશ્નકર્તા :** પણ પગથિયાં ઊતરી પડીએ તો વધારે અવતાર થઈ જાયને ?

**દાદાશ્રી :** 'દાદા, દાદા' કરતાં આગળ ચાલ્યા જવું. કશાનો ભય રાખવાનો નહીં કે આમ થશે તો શું થશે ?

**પ્રશ્નકર્તા :** દરેક અવતારમાં મોક્ષનું લક્ષ તો રહે જ ને ?

**દાદાશ્રી :** હવે બહુ ક્યાં થવાના ? લક્ષ તો જોડે રહેવાનુંને ! મોક્ષ સ્વરૂપ જ રહેવાનું.

## લોભિયો કેવો, મોક્ષ માટે ?

બાકી અહીં જ મોક્ષ થઈ જવો જોઈએ. આ તો અક્રમ વિજ્ઞાન છે, એકાવતારી વિજ્ઞાન છે. પછી એક જ અવતાર બાકી રહે. કો'કને બે અવતાર થાય, કો'કને ત્રણ અવતાર થાય. જેટલો લોભ હોય એટલા વધારે અવતાર કાઢ્યા વગર છૂટકો જ નથી. પણ વધારે લોભ હોય તો દશ-પંદર

કરે. એ સહુ સહુના લોભની વાત છે. બહુ લોભિયો હોય ને, તે જતાં જતાં કહેશે, 'હવે ફરી આવવાનું નથી, તે પૂરાં કરી લો, થોડાક દહાડા કાઢીશું, ફરી જઈશું. ઉતાવળ શી છે ?' એમ કરીને. પણ એને મોક્ષે ગયે જ છૂટકો છે.

**પ્રશ્નકર્તા :** દાદા, સંસારના લોભની વાત કરો છો ?

**દાદાશ્રી :** ત્યારે બીજો કયો લોભ છે ? લોભ તો સંસારમાં જ હોયને ! પેલામાં તો લોભ હોય નહીંને ! લોભ તો રોગ છે, એ રોગ ક્યાં સુધી હોય ? જ્યાં સુધી મહીં પડી રહ્યો હોય ત્યાં સુધી.

**પ્રશ્નકર્તા :** એક અવતાર બાકી હોય એ કેટલા વર્ષનો ગણાય ?

**દાદાશ્રી :** એ તો મનુષ્યનો અવતાર હોય તો તે સો વર્ષનો હોય, બ્યાસી વર્ષનો ય હોય. જે આવે એ બરોબર. આ દેવલોકોનો અવતાર હોય, તે લાખ-બે લાખ વર્ષનો હોય.

## રખડી કોણ પડે ?

**પ્રશ્નકર્તા :** બધા મહાત્માઓ કહે છે અમે મહાવિદેહે ક્ષેત્રમાં જવાનાને ?

**દાદાશ્રી :** કેટલાકને અહીં આવીને પછી જવાનું હોય એકાદ અવતાર કરીને. મહીં કંઈ હિસાબ બાંધેલો હોય તે આપી દેવો પડેને ! પણ જવાના ત્યાં. હિસાબ તો ચૂકવવો જ પડે. વચ્ચે આ જ્ઞાન લેતાં પહેલાં કંઈક એવું ખરાબ કર્મ બાંધી દીધું હોય એકાદ. એટલે એનો દંડ થયેલો હોય, તે દંડ તો ભોગવવો જ પડેને ! અને ભોગવી લે એ છૂટો. અવતાર એટલે દંડ.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન લીધા પછી કોઈ રખડી પડે ખરો ? કાયમ માટે રખડી પડે જ્ઞાન લીધા પછી કોઈ ?

**દાદાશ્રી :** રખડી પડેને ! જ્ઞાન પરિણામ પામે નહીં, પછી અર્થ ના રહ્યોને ! અવળું ચાલ્યું, અવળું જ. બધાનું અવળું જ બોલ બોલ કરે તો ?

**પ્રશ્નકર્તા :** અવળું એટલે કેવું ?

**દાદાશ્રી :** કોઈક અવળું બોલે એટલે આ તમારી વાત નીકળે એટલે આવડી આવડી ચોપડે. એવા ના હોય લોકો ?

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનની વિરાધના કરે એ ?

**દાદાશ્રી :** જ્ઞાનની અને જ્ઞાનીની અને જ્ઞાનીના ફોલોઅર્સની ને બધાંની વિરાધના કરે. પુસ્તકો ને બધાંની. 'આ ચોપડી મારા હાથમાં આવે તો ફેંકી દઉં' કહે. પછી તો એના પુસ્તકોની વિરાધના કરે. પુસ્તકો ફેંકે આમ. 'ચાલ હટ, આ ચોપડીઓ લાવ્યો, તો દરિયામાં નાખી દઈશ, નહીં તો સળગાવી દઈશ.' ફોટાઓની વિરાધના કરી મેલે, બાળી મેલે ફોટા.

**પ્રશ્નકર્તા :** જેણે જ્ઞાન લીધું છે એની વાત છે ?

**દાદાશ્રી :** હા, તે બધું ફરી જાયને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીના મહાત્મા હોય, એની પણ વિરાધના ના થાય ?

**દાદાશ્રી :** જ્ઞાનીના મહાત્માઓ એટલે જ્ઞાની જ કહેવાયને ! આ મહાત્માઓ એટલે શું વાત કરો છો ? કે જેણે પોતાના હથિયાર નીચે મૂક્યા છે. કોઈને મારવાનો ભાવ નથી. કોઈને લૂંટી લેવાની ઈચ્છા નથી. કોઈ પાસેથી પડાવી લેવાની ઈચ્છા નથી. એવાં જેણે હથિયાર બધાં નીચે મૂકી દીધા, ક્રોધ-માન-માયા-લોભનાં !

અનંત અવતારની ખોટો છેને, તે એક અવતારમાં ખોટ વાળવાની હોય તો શું કરવું પડે ? દાદાની પાછળ પડવું જોઈએ. દાદા ના હોય તો દાદાના કહેલા શબ્દોની પાછળ પડવું જોઈએ. એની પાછળ પડીને, અનંત અવતારની ખોટ એક અવતારમાં વાળી દેવાની. કેટલા અવતારની ખોટ ? આપણે અત્યાર સુધી અનંત અવતાર લીધા, એ બધી ખોટ તો ખરીને ? એ ખોટ કાઢવી પડે કે ના કાઢવી જોઈએ ?

હવે તો ભેખ માંડવાનો છે કે આ એક જ, બીજું નહીં. ના હોય તો મોક્ષનું નિયાણું કરી નાખવાનું એટલે લાંબા અવતાર ના થાય. બે-ત્રણ અવતાર થતા હોય તેય ના થાય !

અમુક તારીખે મુંબઈ જવું છે તે આપણા લક્ષમાં રહે, એવી રીતે આપણે મોક્ષમાં જવું છે એ લક્ષમાં રહેવું જોઈએ. ક્યાં જવું છે એ લક્ષમાં ના રહે તો કામનું શું ? મુંબઈ જવું છે એ લક્ષમાં રહેને ? ભૂલી જવાય ?

**પ્રશ્નકર્તા :** ના ભૂલાય.

**દાદાશ્રી :** એવું આ લક્ષમાં રહેવું જોઈએ. આપણે તો હવે એ બાજુ જવા નીકળ્યા. વહેલું આવે, મોડું આવે, પણ એ બાજુ જવા નીકળ્યા, જેટલું જોર કરીએ એટલું આપણું. આ જાતે રૂબરૂ ભેગા થાય તો પ્લેનની માફક ચાલે, ને નહીં તો સૂક્ષ્મ દાદા હોય તોય પેલું ટ્રેઈનની માફક ચાલે. તે જેટલું પ્લેનથી જવાય એટલું સાચું. છતાં બહુ ઉકેલ આવી જશે. એક અવતાર જ ફક્ત બાકી રહેવો જોઈએ, તેય પુણ્ય ભોગવવામાં. અમારી આજ્ઞા પાળીને, તેની જબરજસ્ત પુણ્યૈ ભેગી થાય.

## મૃત્યુ સમયની જાગૃતિ !

આ નિઃશંક થયા, હવે આજ્ઞામાં રહો. ઘૈડપણ કાઢી નાખો. આ દેહ જતો રહે તો ભલે જતો રહે, કાન કાપી લે તો કાપી લે, પુદ્‌ગલ નાખી દેવાનું જ છે. પુદ્‌ગલ પારકું છે. પારકી વસ્તુ આપણી પાસે રહેવાની નથી. એ તો એનો ટાઈમ હશે, વ્યવસ્થિતનો ટાઈમ હશે, તે દહાડે જ્યારે હો ત્યારે લઈ લે. ભય રાખવાનો નહીં. આપણે કહીએ લઈ લો. તેથી કોઈ લેનારું નવરું નથી. પણ તે આપણામાં નિર્ભયતા રાખે. જે થવું હોય તે થાવ, કહીએ.

એવું છે, આ ચંદુભાઈ નામનો દેહ, આપણને મહામિત્ર સમાન થઈ પડ્યો છે કે આ દેહે આપણે અક્રમ જ્ઞાનીને ઓળખ્યા અને અક્રમ જ્ઞાન આપણને પ્રાપ્ત થયું અને તે અનુભવમાં સિદ્ધ થયું. માટે હવે આ દેહને કહીએ કે, 'હે મિત્ર, તારે જે દવા કરવી હશે તે હું કરીશ. અગર તો હિંસક દવા હશે તો તેય કરીને પણ તું રહે.' એવી આપણી ભાવના હોવી જોઈએ. આ દેહ નહીં એવા બધા બહુ દેહ ગયા-બળ્યા, બધાય દેહ નકામા ગયાને! અનંત અવતાર દેહ નકામા ગયા. પણ આ દેહે તો આપણને યથાર્થ ફળ દેખાડ્યુંને ! અને ચંદુભાઈના નામ પર દેખાડ્યુંને !! માટે આ દેહ સાચવજો અને હવે કામ કાઢી લો.

**પ્રશ્નકર્તા :** અમે જ્ઞાન લીધું છે, તો અમારે મૃત્યુ સમયે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું. આપણી અંદર શું ચાલી રહ્યું છે, તેને જોયા જ કરવાનું. એ ના રહેવાય તો દાદાની પાંચ આજ્ઞામાં રહેવું. રિલેટિવ-રિયલ જોયા કરવું.

## અંત સમય સાચવશે દાદા !

**પ્રશ્નકર્તા :** મહાત્માને ક્યારે મૃત્યુ થવાનું છે એ ખબર પડે ખરી ? જો બધી જ આજ્ઞા પાળતો હોય આપની અને જ્ઞાતા-દ્રષ્ટા તરીકે રહેતો હોય, તો એને અંત સમય આવ્યો છે એવી ખબર પડે ખરી ?!

**દાદાશ્રી :** ખબર પડે. ના પડે તોય વાંધો નથી. પણ ત્યાં આગળ દાદા સાચવશે ઠેઠ સુધી. એટલે ચિંતા કરશો નહીં. આટલું કરનારને દાદા બધી રીતે સાચવી લેશે.

**પ્રશ્નકર્તા :** તે સમયે કોઈ અનુભવ થાય ?

**દાદાશ્રી :** અનુભવ થઈ જાયને ! આત્મામાં જ હશે તે ઘડીએ. છેલ્લો એક કલાક આત્મામાં જ હોય, બહાર નીકળે જ નહીં. કારણ કે બહાર ભયજનક વાતાવરણ લાગે.

**પ્રશ્નકર્તા :** દાદાને ભજવામાં જે દેહે સાથ આપ્યો છે અને આપે છે, તે અંતિમ સમયે દેહ છોડતાં છેલ્લી ઘડીએ દાદા હાજર રહે તેવો ભાવ કરું છું, પ્રભુ મને એવું આપજો.

**દાદાશ્રી :** સ્ટીમર ડૂબવાની હોય ત્યારે એ સ્ટીમરની મમતા છોડી દે કે ના છોડી દે ? સ્ટીમર ડૂબતી હોય અને એક બાજુ કહે છે, 'ચાલો પેસેન્જરો, આમાં હોડીઓમાં ઊતરી જાવ. કશું લેશો નહીં. હાથમાં વજન લેશો નહીં.' તે મમતા છોડી દે ! ના છોડે ? એ સ્ટીમરમાં બેસી રહે પછી ? અને પછી 'દરેક ઘરનાં બે માણસ લેવાના છે.' એટલે એનાં બાબાને જવા દે કે એ ડોસો પોતે જાય ? ના જવા દે. આ બીજાને જવા

દે કોઈ? એ તો બધાને ખસેડીને, એને જવા ના દેતાં હોય તોય જતો રહેને ? અરે, બધાને ધક્કા મારીને જતો રહે. બધી મમતા છોડી દેવાની શરતે મને જીવતો રાખો. તે મરતી વખતે આવાં ખેલ થાય છે ! આપણાં જ્ઞાનવાળાને, તે મહીં આત્મામાં પેસી જાય છેને, પછી આપણે કહીએ, 'બહાર નીકળો ને !' ત્યારે કહે, 'ના, બા. મારે હવે કશું જોઈતું નથી.' એને સમાધિ મરણ કહેવામાં આવે છે. બહાર શરીરમાં ઉંઉં... થતું હોય અને મહીં પોતાને સમાધિ હોય. છેલ્લી ઘડીએ આટલો બધો આજ્ઞામાં રહે છે. એટલે કોઈએ ચિંતા નહીં કરવાની.

**પ્રશ્નકર્તા :** મરતી વખતે દાદા હાજર રહેશે ?

**દાદાશ્રી :** હા. હાજર તો, ખરેખરા હાજર રહેશે. આડે દહાડે હાજર રહેતા હોય તો મરતી વખતે ના રહે ? આડે દહાડે હાજર રહે છેને ? આખો દહાડો રહે છે ! થયું ત્યારે જો આખો દહાડો રહે છે એવું કહે છેને !

## થશે સમાધિ મરણ !

મરણ વખતે આત્માની ગુફામાં જ પેસી જાય તદ્દન, બહાર રહે જ નહીં, ઊભો જ ના રહેને ! એ એનો મુખ્ય ગુણ છે આ. બહુ મુશ્કેલી ચોગરદમની હોયને, ત્યારે ગુફામાં પેસી જાય. એ મોટામાં મોટો ગુણ છે. અને પેલા બીજા બધાને, જ્ઞાન ના હોય તેને તો ગુફા હોય જ નહીં, તો પછી પેસવું શી રીતે તે ?!

ચંદુભાઈથી જુદા રહેવું જોઈએ આપણે. ચંદુભાઈ જુદા ને આપણે જુદા. આ તો સ્થિર રાખે એવું છે આપણું વિજ્ઞાન. બહુ મુશ્કેલી આવેને, ત્યારે ગુફામાં પેસી જાય એ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, દરેકને પોતપોતાના ભયની લિમિટ હોયને ! કોઈ થોડા ભયમાં પેસી જાય અને કોઈ વધારે ભયમાં પેસી જાય.

**દાદાશ્રી :** હા, એ તો સહુ સહુની પોતાની લિમિટ છે, પણ સરવાળે સ્વભાવ તો, છેવટે પોતાની ગુફામાં પેસી જવાનો જ સ્વભાવ. મને કહે છે કે દાદા, મરતી વખતે સમાધિ મરણ થશે ? મેં કહ્યું, અત્યારે સમાધિ

રહે છે તો તે ઘડીએ તો વધારે ભય હોય. એટલે બધા અંદર પોતાના ઘરમાં જ પેસે. બહાર નીકળે જ નહીં ને ! એટલે સમાધિ મરણ જ થવાનું.

અને જેને જ્ઞાન ના હોય, એ ક્યાં પેસે ? નાની છોડી પૈણાવાની રહી ગઈ, તે એ એમાં પેસી જાય, નહીં તો બજારમાં પેસે મૂઓ. એટલે ત્યાં ઈન્ટરેસ્ટ હોય એ છોડીમાં, ત્યાં બેઠો બેઠો જાણે હમણે જતાં જતાં પૈણાવીને જવાનો હોયને, એવી વાત કરતો હોય. કારણ કે ભય લાગે ત્યારે ક્યાં જવું એ એની પાસે બીજું સાધન નથીને ! અને આપણે પોતે આત્મામાં જવું એ સાધન છે, અને પેલાની પાસે સાધન નથી, એ ક્યાં જાય ? એટલે આવી કોઈ સંજ્ઞા ખોળી કાઢે, આવી વિષય સંબંધી.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે એ કારણ દેહ બંધાઈ ગયો હોય ?

**દાદાશ્રી :** એ તો બંધાયેલો જ છે. પણ આ વધારાનું ચીતરે. અને આપણે તો મહીં આત્મામાં છીએ એટલે આત્મામાં જતા રહીએ. ત્યાં પરમાનંદ છે જ. ત્યાં ગયા એટલે કશું દુઃખ રહ્યું જ નહીંને !

## મૃત્યુની વેદના વખતે ...

**પ્રશ્નકર્તા :** જે વખતે માણસ મરવા પડે છે, એ વખતે એને એક હજાર વીંછીની વેદના થાય, તો તે વખતે આ જ્ઞાન રહે કે ના રહે ?

**દાદાશ્રી :** આ જ્ઞાન હાજર રહે જ. મરતી વખતે નિરંતર સમાધિ આપશે. અત્યારે સમાધિ આપે, એ જ્ઞાન મરતી વખતે તો હાજર થાય જ. એટલે મરણ વખતે સરવૈયું હાજર થાય આખી જિંદગીનું.

**પ્રશ્નકર્તા :** નસો ખેંચાતી હોય, નાડો તૂટતી હોય...

**દાદાશ્રી :** તેનો વાંધો નહીં. નસો કંઈ બેભાન થઈ જાયને, તોય એને મહીં છે તે ધ્યાન હોય, શુક્લધ્યાન છોડે નહીંને ! એક ફેરો ઉત્પન્ન થયેલું પછી છોડે નહીં. અત્યારે જ ચિંતા થવા દેતું નથીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો જે ચિંતા થવા નથી દેતું ધ્યાન, એ વર્લ્ડમાં કોઈ દા'ડો

બનેલું નહીં એવી વસ્તુ આજ બની છે. તો એ મરતી વખતે તમને છોડતું હશે કે ? 'હું શુદ્ધાત્મા છું' એ ભાન રહ્યું કે સમાધિ મરણ કહેવાય. પછી દેહને ગમે એટલી પીડા થતી હોય, તેને જોવાનું નહીં. એટલે જાગૃત રહ્યો તે વખતે. મોહ ઓછો થાય એટલે મમતા ઓછી થાય જ. પછી મમતાની ખબર પડે કે 'આ મારું નથી, તેની મમતા કરું છું.' એટલે મમતા છૂટી જ જાય. એટલે પછી સમાધિ મરણ થઈ જ જવાનું છે.

## છૂટો જ રહેશે આવતા ભવે !

**પ્રશ્નકર્તા :** આપણે મરણ થાય, તો આપણી જોડે એક્ઝેક્ટલી શું આવવાનું ? જેટલું ચીતરેલું હોય તે ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા થયા, પછી જોડે બીજું કશુંય આવવાનું નથી તમારે. આ એક અવતારનો ફક્ત માલસામાન જોડે એક-બે થેલા આવશે. જેમ આ સાધુઓ એક-બે થેલા નથી રાખતા ? ઘર-બાર કશુંય નહીં, એટલે બે થેલા છેવટે રહેશે, એક અવતારના માટે.

**પ્રશ્નકર્તા :** હમણાં અત્યારે તો ઢગલા ગોડાઉન છે.

**દાદાશ્રી :** એ તો છોને લાગે ઢગલો, એ ઢગલો 'ફોરેન'નો છેને પણ, તમે તમારો માનો છો શું કરવા ? તમારો 'હોમ'નો છે જ નહીં. એ ભાર જ છોડી દો ભાર છોડીને સૂઈ જાવ નિરાંતે ! આપણે જોઈ લેવું કે આ બધાં સૂઈ ગયા છે, તો આ આપણે સૂઈ જાવ !

**પ્રશ્નકર્તા :** દાદા, તમે અમને જે છૂટા પાડ્યા છે આત્મા ને દેહ, એ એક નહીં થઈ જાયને ?

**દાદાશ્રી :** જુદા જ રહેશે.

**પ્રશ્નકર્તા :** બીજા ભવમાં જાય તોય ?

**દાદાશ્રી :** હા. અહીંથી બંધાયેલો ગયો, તો ત્યાં બંધાયેલો જ રહે અને અહીંથી છૂટો ગયો, તો ત્યાં છૂટો જ રહે.

## આવતા ભવે આ 'જ્ઞાન' રહેશે ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધેલું આવતા જન્મે રહેશે કે ફરી ?

**દાદાશ્રી :** રહેશે. કોઈ જ્ઞાન જતું ના રહે. આ જ્ઞાનેય જતું ના રહે અને બીજું કંઈ જ્ઞાન લઈ આવો તેય જતું ના રહે. જ્ઞાન રહેવાનું જ બધે, જ્યાં જાવ ત્યાં.

**પ્રશ્નકર્તા :** હજુ એક કે બે ભવ બાકી રહ્યા છે, એમાં આ આત્માનું જ્ઞાન રહેશે ?

**દાદાશ્રી :** બીજું જ્ઞાન તો અત્યારે ભૂલી ગયા છોને, તે જોડે આવવાનું નથી. જે જ્ઞાનમાં છો તે જ જ્ઞાન જોડે આવવાનું. જે સ્ટાન્ડર્ડમાં છો એ જ સ્ટાન્ડર્ડ તમારે ત્યાં ચાલુ થઈ જવાનું. એટલે આ જ બધું રહેશે. આજે અહીં છીએ અને કાલે છીએ એ બેમાં ફેર નહીં જરાય. ફક્ત આ શરીર બદલાય એટલું જ. બીજી સ્થિતિ તેમની તેમ જ. અને હમણે ચોર-બદમાશ હોય, તેનેય છે તે જે અહીં છેને તે ત્યાં આગળ બધું એમ ને એમ જ ! એટલે ત્યાં કશું કોઈ લઈ ના લે. આ જ્ઞાન હાજર રહે. ત્યારે તો મોક્ષે જવાય ને ! નહીં તો મોક્ષે કેમ જવાય ? અને ભૂતકાળ નથી તમને યાદ રહેતો, એ તો બહુ ઊંચામાં ઊંચું ! અને ભવિષ્યકાળ છે તે વ્યવસ્થિતના તાબામાં છે. એટલે તમારે વર્તમાનકાળમાં રહેવું.

**પ્રશ્નકર્તા :** દાદા, જે અત્યારે સમકિત આપો છો, જ્ઞાન આપો છો, તે ઠેઠ મોક્ષે જતાં સુધીનું કાયમ રહેવાનું આ ?

**દાદાશ્રી :** આ મોક્ષ થઈ જ ગયો, હવે બીજો લેવાનો જ ક્યાં રહ્યો ? અજ્ઞાનથી મુક્તિ પહેલી થાય. પછી કર્મો પૂરાં થઈ રહે, એટલે બીજી મુક્તિ.

**પ્રશ્નકર્તા :** પણ બીજે ભવે જ્ઞાન લેવું પડે ?

**દાદાશ્રી :** ના, એ તો આ જ્ઞાન તો જોડે ને જોડે જ હોય. આ જ્ઞાન જે પ્રાપ્ત થયું છેને, તેનું તે જ જ્ઞાન જોડે ને જોડે આવે.

જે આર્તધ્યાન ને રૌદ્રધ્યાન બંધ થયું એ જ પરિણામ તમને તીર્થંકર પાસે બેસાડશે. સ્વભાવ બદલાયા પછી અહીં કોની જોડે રહેવા દે ? માબાપ ક્યાંથી લાવે ? તીર્થંકર જન્મે તો તે રાજાને ઘેર જન્મે, સારે ઘેર. પણ ભાઈબંધો તો, આજુબાજુમાં પટેલ-વાણિયા હોય તે જ ભાઈબંધ હોયને ? ના. તે પહેલાં દેવલોકો ઉતરી ગયા હોય. એ દેવલોકો મનુષ્ય રૂપમાં આવીને એમની જોડે રમે. નહીં તો પેલા સંસ્કાર ખોટા પડી જાય. એટલે બધું સંજોગો પ્રમાણે મળી આવે. તમારી તૈયારી હોય તો બધા સંજોગો તૈયાર છે. તમે વાંકા તો બધા વાંકા. તમે સીધા થયા તો દુષમકાળ નડતો નથી. તમને જ્ઞાની પુરુષ મળ્યા, આવું જ્ઞાન મળ્યું. ભલેને આવાં સાત દુષમકાળ હોય, આપણને શું વાંધો ? આપણે આપણા જ્ઞાનમાં હોઈએ. આર્તધ્યાન-રૌદ્રધ્યાન થતું નથી. કોઈનું ખરાબ થાય એવા ભાવ ઉત્પન્ન થાય નહીં ક્યારેય.

એટલે ધર્મધ્યાનનું ફળ એક અવતાર થાય પાછો. કોઈને બે થાય, કોઈને એક થાય અને કોઈને આ જ્ઞાન મળવાથી, લાંબુંયે લંબાય પણ એ છૂટકારો છે એ નક્કી. કારણ કે કર્મ બંધાતાં અટકી ગયા.

**પ્રશ્નકર્તા :** વચ્ચે અમુક અવતારો પછી જો છૂટકારો થવાનો હોય, તો પછી આગલા અવતારોમાં પણ આ જ સ્થિતિ ચાલુ રહે કે ?

**દાદાશ્રી :** સ્થિતિ તો, અહીં ૯૯ સુધી પહોંચ્યા હોય, તો ૯૯થી ફરી તમારે ચાલુ થાય. આ ભાઈને ૮૧ સુધી હોય તો ૮૧થી ચાલુ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આવતાં અવતારમાં પણ કર્મ ના બંધાય, એ સ્થિતિ ચાલુ જ રહે.

**દાદાશ્રી :** બધી સ્થિતિ ચાલુ રહે. જે જ્ઞાન તમે લઈને આવ્યાને, તે તો અહીં છેલ્લી સ્થિતિ વખતે, મરણ સ્થિતિ વખતે હાજર રહેવાનું અને પછી આવતે ભવ ત્યાં હાજર રહેવાનું.

**પ્રશ્નકર્તા :** હવે બીજો ભવ કરે, તે વખતે આ જ્ઞાન કંઈ યાદ આવી જાય આપણને ?

**દાદાશ્રી :** એ તો નિમિત્ત બધું ભેગું થાય. નિમિત્ત વગર તો ના થાય. નિમિત્ત મળે પણ તે જ્ઞાનનું નિમિત્ત નહીં. એ તો અવળું નિમિત્તેય મળે. અવળું નિમિત્ત મળે, તો જ્ઞાન હાજર થઈ જાય. કો'ક અવળું કરનારું, હેરાન કરનારું મળે તે, એટલે આપણે વિચારમાં પડીએ, વિચારોમાં પેલું જ્ઞાનનું લાઈટ થઈ જાય. અગર તો કોઈ સાધુ મહારાજ પાસે વાત સાંભળવા ગયા, ત્યાં મહારાજ વાત કરતા હોય તો મનમાં એમ વિચાર આવે કે આવું ના હોય, આમ હોય. એ છે તે જ્ઞાન હાજર થઈ જાય, ને લાઈટ થઈ જાય. એટલે નિમિત્ત મળીને પછી હાજર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ જે બાકી એક-બે જન્મો રહ્યા, એની અંદર આ જાગૃતિ ને આ માર્ગદર્શન...

**દાદાશ્રી :** એ તો જોડે રહેવાનું બધું. આ જાગૃતિ, આ જ્ઞાન બધું અહીંથી જેવું છૂટ્યું ને એવું જ ત્યાં હાજર થઈ જશે. નાની ઉંમરમાંથી જ લોકને અજાયબી થાય એવું થશે. તેથી કૃપાળુદેવને, એમની નાની ઉંમરમાં છે તે આ લખી શકતા'તા ને બધું. જો જ્ઞાન હાજર ના થતું હોય તો નાની ઉંમરમાં કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે આ અવતારમાં અક્રમ મળ્યું છે અને પછીના અવતારમાં પછી ક્રમિકમાં જવું પડશે કે અક્રમ જ રહેશે ?

**દાદાશ્રી :** પછી રહ્યું જ નહીંને ! આત્મા પ્રાપ્ત થઈ ગયો એટલે થઈ રહ્યું, ખલાસ ! પછી ગમે તે, બધું નિકાલી છે. અક્રમ મળો કે ક્રમ મળો, એને આપણે લેવા-દેવા નથી. આપણું આ જ્ઞાન હાજર ને હાજર રહેશે ઠેઠ એક-બે અવતાર સુધી.

**પ્રશ્નકર્તા :** દાદા, આ ભવમાં તો તમારું જ્ઞાન મળ્યું અને આજ્ઞા પણ મળી, તો હવે આવતા ભવમાં એ આજ્ઞા આપશે કોઈ કે આપણે લઈને જ જઈશું કે શું થશે ?

**દાદાશ્રી :** આ આજ્ઞા આ ભવ પૂરતી જ છે. પછી આગળ આજ્ઞા તમારા જીવનમાં વણાઈ ગયેલી હશે, તમારે પાળવી નહીં પડે. આ ભવ

પૂરતી તમારે પાળવી પડશે. સારી રીતે પાળશો તો આવતા ભવમાં તમારે વણાઈ ગયેલી હશે. એ તમારું જીવન જ આજ્ઞાપૂર્વક હશે !

**પ્રશ્નકર્તા :** તે બીજા અવતારે પણ અત્યારની ફાઈલો પાછી સાથે આવશે ?

**દાદાશ્રી :** ફાઈલો જોડે ફરી કકળાટ કર્યો હશે તો જોડે આવશે, નહીં કર્યો હોય તો નહીં આવે.

## જવાશે મહાવિદેહ ક્ષેત્રે !!

જેને અહીં લક્ષ બેઠું શુદ્ધાત્માનું, તે અહીં આગળ આ ભરત ક્ષેત્રે રહી શકે જ નહીં. તે સહેજેય મહાવિદેહમાં ખેંચાઈ જાય એવો નિયમ છે. અહીં આ દુષમકાળમાં રહી શકે જ નહીં. શુદ્ધાત્માનું લક્ષ નથી, તે તો બધા અહીં છે જ. પણ જેને લક્ષ બેઠુંને, તે મહાવિદેહમાં એક અવતાર કે બે અવતાર કરી તીર્થંકરનાં દર્શન કરીને મોક્ષે ચાલ્યો જાય એવો સહેલો-સરળ માર્ગ છે આ !

**પ્રશ્નકર્તા :** આપણે મહાવિદેહ ક્ષેત્રની અંદર જો જન્મ લેવો છે, તો એ મળી શકે ખરો ?

**દાદાશ્રી :** હા, કેમ ના મળે ? બધા ફોર્થવાળાને જ ફીફ્થમાં બેસાડેને ? પાસ થાય તેને. એવી રીતે એક અવતાર અહીંથી ક્ષેત્ર સ્વભાવ લઈ જાય છે માણસને. એટલે ચોથા આરાને લાયક સ્વભાવ થાય તે ચોથો આરો જ્યાં ચાલતો હોય, ત્યાં એ ક્ષેત્ર એને ખેંચી લે અને ચોથા આરામાં પાંચમા આરાને લાયક જીવો હોય, તેને આ પાંચમો આરો ત્યાંથી ખેંચી લે. એટલે તમારે સીમંધર સ્વામી પાસે બેસવાનું અને ત્યાં આગળ તમને આ પ્રાપ્તિ થઈ જશે. એ છેલ્લાં દર્શન થાય. અમારાથી ઊંચાં દર્શન એ. અમે ત્રણસો છપ્પન ડિગ્રીએ, એમની ત્રણસો સાઈઠ ડિગ્રી, એટલે ત્યાં એ દર્શન થશે. એ દર્શનની જ જરૂર છે હવે, એટલે બધું આવી ગયું. એ દર્શન થાય એટલે મોક્ષ થાય.

## જાહોજલાલી પાંચ આજ્ઞા થકી !

અને બધી પુણ્યૈ એવી બંધાશે કે ત્યાં મહેનત નહીં કરવી પડે. ત્યાં

તો હેય... તૈયાર બંગલા-ગાડીઓ ત્યાં જ જન્મ થાય ને ત્યાં આગળ પછી એ ભગવાનને ત્યાં મૂકવા આવશે ગાડીઓમાં. આ પુણ્યૈ એવી બંધાશે. આ અમારી આજ્ઞા પાળવાથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાશે. જરાય મહેનત ના કરવી પડે. આ તો ધક્કામૂક્કી, આ તો કંઈ અવતાર કહેવાતો હશે ? આ તો પુણ્ય કહેવાતા હશે ? આમ વિચારમાં આવ્યું કે પ્રભુ પાસે જવાનો ટાઈમ થયો. તે ઘડિયાળમાં જુએ તે પહેલાં તો ગાડી આવીને ઊભી રહી હોય ! એટલે બધી જ તૈયારી આમ હશે આગળ. માટે હવે તમે અમારી આજ્ઞા પાળજો અને નિરંતર સમાધિ રહેશે, એની ગેરંટી આપું છું. મહાવિદેહ ક્ષેત્રમાંથી ફરી આવવાનું હોય નહીંને ! ફરી આવવાનો રસ્તો જ ન્હોયને ! રાગ-દ્વેષ કરીએ, તો ફરી આવવાની શરૂઆત થાય.

કર્મોના ધક્કાનો અવતાર થાય, એક-બે અવતાર થાય વખતે, પણ તે છેવટે પાછું સીમંધર સ્વામી પાસે જ જવું પડશે. અહીં આગળ હિસાબ બાંધ્યો હશેને ? પહેલાંનાં કંઈક ચીકણા થઈ ગયેલા, એ પૂરાં થઈ જશે.

**પ્રશ્નકર્તા :** અહીંયાં ?

**દાદાશ્રી :** છૂટકો જ નહીંને ! આ તો રઘા સોનીનો કાંટો છે ન્યાય જબરજસ્ત. ચોખ્ખો-પ્યૉર ન્યાય. અહીં ચાલે નહીં પોલંપોલ.

## ક્યારે જવાના મોક્ષે ?!

**પ્રશ્નકર્તા :** આપણે મોક્ષમાં જવાના છીએ, એ શી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** ના, તેની ઉતાવળે ય શું છે આપણને ?

**પ્રશ્નકર્તા :** ના, ઉતાવળ તો નથી, પણ ખબર તો પડે ને કોઈ વખતે, દશ જન્મ પછી, વીસ જન્મ પછી, સો જન્મ પછી.....

**દાદાશ્રી :** બધું ખબર પડે. આપણો આત્મા છેને થર્મોમિટર જેવો છે. ભૂખ લાગે તે ખબર ના પડે ? તે સંડાસ જવાનું થાય, તે તમને ખબર પડે કે ના પડે ? બધું જ ખબર પડે. ક્યાં જવાનો છે, તેય બધું ખબર પડે. કયા કયા અવતારમાં જવાનો છે તે ય ખબર પડે. નિષ્પક્ષપાતીપણે જોતો નથી.

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ ઉપર આવવું પડે ને ?

**દાદાશ્રી :** ના, પણ એ આત્મા સ્ટેજવાળો જ છે. નિષ્પક્ષપાતીપણે જોવાનું છે. આપણે જોડે જોડે પક્ષપાતમાં ના આવવું જોઈએ. સંડાસ જવાનું મહીં આપણને ખબર તો તરત પડે, પણ જોડે જોડે પક્ષપાત એટલે શું ? આપણે ત્યાં કોઈ સોનાનો વેપારી આવ્યો છે ને, એની જોડે વાતોમાં રહ્યા કરે એટલે પછી શું થાય તે ? પેલો સોના ઉપર પક્ષપાત પડ્યો, એટલે પેલું સંડાસ જવાનું આ થર્મોમિટર દેખાડતું હોય તે બંધ થઈ જાય પછી. નહીં તો પક્ષપાત ના હોયને, તો આત્મા થર્મોમિટર જ છે, બધું જ દેખાડે એવો છે.

## મોક્ષમાં સબ સમાન !

**પ્રશ્નકર્તા :** તમે તો અમને મોક્ષની ગેરંટી આપો છો, પણ મોક્ષમાં જઈશું ત્યાં આપ પણ મોક્ષમાં હશોને, ત્યારે એ દાદાને કઈ રીતે ઓળખીશું ?

**દાદાશ્રી :** પછી ઓળખવાની શી જરૂર ? અહીં તો ઓળખાણવાળા હોય તો ઉપકાર માનવો પડે. ત્યાં તો મોક્ષમાં ઓળખાણ ના હોય. એટલે એ જ બરોબર છે. કારણ કે મોક્ષમાં સમાનતા છે. મોક્ષ કોનું નામ કહેવાય ? મોક્ષ એટલે કોઈ ઉપરી નહીં અને કોઈ અંડરહેન્ડ નહીં.

અહીં કેમ મોક્ષ નથી થતો ? ત્યારે કહે છે, મારા ઉપરી એવા તીર્થંકર અહીં હોત તો ખાલી દર્શન જ કરત તો મોક્ષ થાત. એટલું આપણે ત્યાં તૈયારી છે. ખાલી દર્શન જ, ભેગા થઈને દર્શન થઈ ગયા, તો મહીં પૂર્ણાહુતિ થઈ જાય. પણ છે નહીં, હવે કોના દર્શન કરાવીએ ? મૂર્તિ ચાલે નહીં. એટલે ત્યાં ગયા પછી દર્શન કરવાથી જ મોક્ષ છે.

## અમે છેલ્લે જઈશું !

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું કે મને મોક્ષની ઉતાવળ નથી, તો આવું કેમ ?

**દાદાશ્રી :** મારે શી ઉતાવળ ? મને મોક્ષ થયેલો જ લાગે છે પછી. મોક્ષ માટે કોને ઉતાવળ હોય કે આ દુઃખોથી જલદી છૂટવું હોયને, તે

ઉતાવળ કરે. મારે તો મોક્ષ થયેલો જ છે. હવે મારી ઇચ્છા છે કે લોકોનું કલ્યાણ થાવ. એ પછી નિરાંતે જઈશું.

**પ્રશ્નકર્તા :** અમને મોકલીને !

**દાદાશ્રી :** હા, બધા જાય તો સારું, એવી મારી ઇચ્છા !

**પ્રશ્નકર્તા :** મહાવિદેહ ક્ષેત્ર અને મોક્ષ, હવે આપે એમ કહ્યું કે મોક્ષમાં તમને પહેલા મોકલશું. અમે પછી જઈશું.

**દાદાશ્રી :** હા, પછી આવીશું.

**પ્રશ્નકર્તા :** એ લઘુતમ ભાવ છે આપનો ?

**દાદાશ્રી :** ના, લઘુતમ ભાવ નથી. અમારું કામ બાકી છે વધારે.

**પ્રશ્નકર્તા :** કેટલા વખત કરશો એ કામ ?

**દાદાશ્રી :** ના, એ વાંધો નથી. મારે જે રીતે જવાનું છેને, એ સ્ટેશનને આવતાં વાર લાગે એવું છે.

**પ્રશ્નકર્તા :** એટલે અમને વહેલા મોકલશો ?

**દાદાશ્રી :** આમાં કેટલાંક છે તે રહેશે, મારી જોડે આવશે. એવું કંઈ ખોળવા જેવું નહીં, એની મેળે શું બને છે એ જોયા કરો !

## પાછા ફરાય, મહાવિદેહથી ?

**પ્રશ્નકર્તા :** દાદા, એક વખત આપણે મહાવિદેહ ક્ષેત્રમાં હલકા પરમાણુઓ થઈ જાય અને ત્યાં જતાં રહીએ, પછી પાછા પડવાનું તો ના થાયને ?

**દાદાશ્રી :** એને તો પડવું હોય તો ગમે ત્યાં પડે. પોતાની ઇચ્છા ના હોય તો બીજો કોઈ નહીં પાડે. આ બીજાં પાડતાં હશે તેય નહીં પાડે તમને. પોતાની ઇચ્છા હોય તો બીજા બધા પાડે. તમારી પોતાની ઇચ્છા હોય તો ગમે ત્યારે, રાતે કૂવામાં જઈનેય પડે. એને શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ એવી શંકા કરવાની જરૂરત નથી.

**દાદાશ્રી :** શંકા કરવાની જરૂર નથી. આ તો કહેવું પડે. એટલે પેલો બેફામ ના થઈ જાય, કે અમને કશું નડવાનું નથી હવે. ચેતતા તો રહેવું પડેને ! વખતે કર્મ પાછલું એવું હોય તે પાડે, તોય પાછું આ જ્ઞાન જ તેને ઊંચે લાવે. આ જ્ઞાન તો ડૂબેલાને તારે એવું આ જ્ઞાન છે. ડૂબતી વસ્તુને તારે. અને અનુભવ થયા પછી પેલી વાત તો સમજાયને !

## વિઝા મળ્યા, ટિકિટ બાકી !

**પ્રશ્નકર્તા :** દાદા, મહાવિદેહ ક્ષેત્રમાં જઈશું ત્યારે તીર્થંકરને તો આંખે દેખીશુંને ?

**દાદાશ્રી :** હા, દેખવાનાં. એમની સામે જ બેસવાનું. આંખે દેખીને એમના સામે જ બેસવાનું. એમના દર્શન કરવા હારુ જ, એ ઉદ્દેશથી જ ત્યાં જવાનું. મારી પાસે એ દર્શન રહ્યા નથી. હજુ કાચા છે, આ દર્શન. એટલું ફળ, સંપૂર્ણ ના મળે, પેલાં તો પૂર્ણ દર્શન કહેવાય.

ટિકિટ કઢાવી ? વિઝા કઢાવ્યો મહાવિદેહનો ? આપણા જ્ઞાનને સિન્સિયર રહેવું, એનું નામ વિઝા.

**પ્રશ્નકર્તા :** અને ટિકિટ આવે એટલે ?

**દાદાશ્રી :** ટિકિટ આવે તો એની વાત જ જુદી છે. તમારી દશા તદ્દન મારા જેવી દશા આવીને ઊભી રહે. કારણ કે પછી ડખલ કરનારો કોઈ રહે નહીં. જે મોઢું થોડો વખત બગડી જાય છે, મોંઢા ઉપર આનંદ જતો રહે છે કોઈ વખત, એ તમારી પતંગને પેલો કાટ કરે છે ને એટલે. છતાં પતંગનો દોરો તમારા હાથમાં છે. મારી પતંગને તો કાટ કરનારું જ કોઈ નહીંને ! એટલે તમારે એવું થશે એટલે થઈ રહ્યું, ટિકિટ આવી ગઈ. આ વિઝા તો આવી ગયા, વિઝા મળ્યા !

❖❖❖❖❖

# [૧૦]

# અક્રમ વિજ્ઞાનની બલિહારી

## વિજ્ઞાન એટલે કેશ બેન્ક !

આ બધું પાછું વિજ્ઞાન છે. વિજ્ઞાન કોને કહેવાય? જે સિદ્ધાંતરૂપે હોય. સિદ્ધાંત એટલે વિરોધાભાસ ના હોય. અને રોકડું ફળ મળવું જોઈએ, ઉધાર ના ચાલે. આમ કર્યું એટલે બીજે દહાડે એનું ફળ મળવું જ જોઈએ. અત્યારે તમે મારી જોડે અહીં બેઠા છો, તેય રોકડું ફળ મળે. અહીંનું જે કરો, એ બધું રોકડું ફળ મળે, ઉધાર નામેય નહીં, એનું નામ વિજ્ઞાન કહેવાય. હવે અહીંનો એક ધક્કો તમે ખાવ તો તમને રોકડું ફળ મળ્યા વગર રહે નહીં. આ તો વિજ્ઞાન છે, જ્યાંથી તમે પકડો ત્યાંથી તાળો મળે.

## અનંત અંધકારને અજવાળ્યાં અક્રમ વિજ્ઞાને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પામ્યા પછી પુણ્યશાળી રહેવાનો જ છેને ?

**દાદાશ્રી :** આત્મજ્ઞાન પામવું એ તો કોઈ ફેરો હોતું જ નથી. આ તો આ પહેલી વખત આવું જ્ઞાન પામે છે. અક્રમ વિજ્ઞાન જ એવું છે. આ તો વિજ્ઞાન છે તે જ્ઞાન પામે. અને પેલું ક્રમિક માર્ગ તો રિલેટિવ જ્ઞાન છે. અને આ અક્રમ વિજ્ઞાન તો ક્રિયાકારી જ્ઞાન છે. તમે બેઠા હોવ, તોય એ મહીં ક્રિયા કર્યા જ કરે. નથી કરતું ?

**પ્રશ્નકર્તા :** કરે છે.

**દાદાશ્રી :** ચેતવે છે કે નથી ચેતવતું ?

**પ્રશ્નકર્તા :** ચેતવે છે.

**દાદાશ્રી :** આ તો ક્રિયાકારી જ્ઞાન છે. આ તો અક્રમ વિજ્ઞાન છે અને આ નિમિત્ત જ જુદી જાતનું છે. બહુ ફેરફાર થયા એ બધું જુઓને, આ બધાં ફેરફાર થયાને ?

**પ્રશ્નકર્તા :** દાદાની દુઆથી છેલ્લી ઘડીવાળાનેય બળ આવી જાય છે. એટલે સારો ફેરફાર થઈ જાય છે, એ શાથી એમ ?

**દાદાશ્રી :** હા. બધું બદલાઈ જાય છે. આ વિજ્ઞાન જ એવું. વિજ્ઞાનનું બળ એવું છે. બધા અંધારામાં ઠોકરો ખાતા ખાતા ચાલતા'તા અને કો'કે ટોર્ચ લાઈટ ધરી તે બધાયને ઠોકર વાગતી બંધ થઈ ગઈ. એવું આ વિજ્ઞાન છે. અને ફાનસ ધરીએ તો કો'ક બે-ત્રણ જણને ઠોકર ના વાગે ને બીજા બધાને વાગે.

## પટંતર પમાડનારને સર્વસ્વ સમર્પણ !

**પ્રશ્નકર્તા :** આ આજ્ઞાઓ આપે જે આપી, આ જાગૃતિ જે આપે કરાવી, એમાં બ્રહ્માંડના ભાવો સમાયેલા છે. હવે એથી આગળ કશું કહેવાનું રહેતું નથી.

**દાદાશ્રી :** તમામ શાસ્ત્રો, બધા આગમો, આમાં આવી ગયા ચોવીસ તીર્થંકરોનું ભેગું વિજ્ઞાન છે આ !

**પ્રશ્નકર્તા :** આ અમારાં દિલમાં જે લાગ્યું તે આપને કહ્યું સાહેબ, લો !

**દાદાશ્રી :** જેના થકી આપણે પટંતર પામ્યા, તેને સર્વસ્વ અર્પણ કરવામાં ખચકાટ ના અનુભવવો જોઈએ. સર્વસ્વ અર્પણ કરજો, કહે છે. જેનાથી આપણે પટંતર પામ્યા. શું હતા ને શું થઈ ગયા ! પટંતર જાત્યાંતર કહેવાય.

અમે પાંચ આજ્ઞા આપીએ છીએને, તે આજ્ઞા જેટલી પાળો એટલો

લાભ. ઓછી પાળો તો જરા લાભ ઓછો રહે. પણ તે ક્રોધ-માન-માયા-લોભ તો જતાં જ રહે છે. નબળાઈઓ એ જતી રહે છે, આ તો એવું છે કે આ જ્ઞાન પ્રાપ્ત થયું છેને, તે પાંચ અબજ રૂપિયા આપો તોય આ જ્ઞાન પ્રાપ્ત થાય એવું નથી. પાંચ લાખ અવતારેય ના થાય, એવું એક કલાકમાં થાય છે. આની ઉપર ટાઈમ બગાડવા જેવું નહીં. આ વિવરણ કરવા જેવી ચીજ ન્હોય. ધીસ ઈઝ ધ કેશ બેંક ઑફ ડિવાઈન સોલ્યુશન. કેશ બેંકમાં એમ ના કહેવાય કે તમારો ચેક પછી કેટલા વાગે આવશે અને કેટલા વાગે મને પેમેન્ટ મળશે, એવું તેવું કશું કહેવાય નહીં. આ સમજમાં આવે છેને?! અને કેશ બેંક કહ્યું એટલે આપણે સમજી જઈએ કે ના સમજી જઈએ ? કેમ લાગે છે તમને ?

## બીજ પછી પૂનમના પંથે !

અહીં જ્ઞાન લીધાં પહેલાં નિરંતર કામ કરતું હતું પણ તે જ્ઞાન અધોગતિમાં લઈ જનારું હતું અને આ જ્ઞાન પણ નિરંતર કામ કર્યા જ કરે છે અને તે મોક્ષે લઈ જનારું છે. આને ભગવાને સમકિત કહ્યું.

અહીં જ્ઞાન લીધાં પછી એ ઊગી નીકળે. બીજે દહાડે બીજનાં ચંદ્રમા જેવું અજવાળું દેખાય, પણ પછી પાણી છાંટવું પડે. એમ ને એમ સત્સંગમાં આવીએ નહીં તો પછી કશું વળે નહીં. બહારગામ રહેતા હોઈએ પણ તોય પાણી બરોબર છંટાવી લઈએ તો ઝાડ મોટું થાય. પછી કાયમની શાંતિ વળે!

અનાદિની અમાસ હોય છેને, તેનાં કરતાં બીજ થઈ. બીજનો ચંદ્રમા દેખાયો. હવે ધીમે ધીમે ત્રીજ થશે, ચોથ થશે. આ બધું અમારા કહ્યા પ્રમાણે આજ્ઞામાં રહેશો, એટલે વધ્યા કરશે. અને પૂનમ થાય એટલે બધું સંપૂર્ણ થઈ જાય છે. મૂળ વસ્તુ 'આ' પ્રાપ્ત થઈ અને મહીં આનંદ ઉત્પન્ન થયો. હવે ધીમે ધીમે જેમ બીજ ઊગે છેને, એ પૂનમ થાય અને પૂનમ ને બીજમાં ફેર ખરોને ? એ ફેઝિઝ બધા થયા કરે. ફેઝિઝ ઓફ ધી મૂન. એવી રીતે આ જ્ઞાનના ફેઝિઝ. પૂનમ થઈ એટલે જાણવાનું પૂરું થઈ ગયું.

## અક્રમમાં સાધના શી ?

**પ્રશ્નકર્તા :** આ સ્થૂળમાંથી સૂક્ષ્મ અને સૂક્ષ્મતર સુધી જવા કેવી રીતે આ પ્રયોગની સાધના કરવી ?

**દાદાશ્રી :** કશી સાધના કરવાની છે જ નહીં. તમે પોતે જ મૂળ સ્વરૂપે સૂક્ષ્મતમ છો, પછી હવે શેની સાધના કરવાની ? અને હવે સ્થૂળમાં જવાના નથી. સ્થૂળ ને સૂક્ષ્મ એ બધું પુદ્‌ગલમાં રહી ગયું. એટલે એ ફાઈલ થઈ ગઈ. તમે સૂક્ષ્મતમ થયા, હવે કશી સાધના કરવાની નહીં. સાધના તો ક્રમિકમાં હોય. તમે પોતે જ શુદ્ધાત્મા થઈ ગયા, હવે રહ્યું શું બાકી ? હવે આજ્ઞામાં રહેવાનું છે.

આ વિજ્ઞાન છે એને પૂરું સમજી લેજો. કારણ કે આ બટનને બદલે પેલું બટન દાબશો તો શિયાળાને દા'ડે પંખા ફરશે. સહેજ ભૂલ થઈ કે પછી બૂમ પાડશો કે અરે, ટાઢમાં મરી ગયો ! મૂઆ, પણ બટન દાબવામાં ભૂલ થઈ આ. એટલે જરા સમજી લેજો. ઝીણવટથી બધું સમજવા જેવું વિજ્ઞાન છે આ અને તરત મુક્તિ ફળ આપે. આજથી જ મુક્તિ થઈ ગઈ.

## પરિગ્રહનું પરિબળ અક્રમમાં !

**પ્રશ્નકર્તા :** એટલે જેટલી જાગૃતિ વધે તેટલી જ પ્રગતિ.

**દાદાશ્રી :** જાગૃતિની જ પ્રગતિ છે. જેટલી ઊંઘ એટલી મુશ્કેલી. જાગૃતિ વધે ક્યારે, પરિગ્રહ ઓછો થાય ત્યારે. જરૂરિયાત ઓછી થઈ જાય તેમ જાગૃતિ વધે.

**પ્રશ્નકર્તા :** પરિગ્રહની વાત આવીને, તો પછી ક્રમિકમાં અને અક્રમમાં ફેર શું ? અક્રમમાં પણ પરિગ્રહ ઓછો થવો જોઈએ ? આ પરિગ્રહ જેટલો ઓછો એટલી જાગૃતિ વધારે, એ ક્રમિકને પણ લાગુ પડે અને અક્રમને પણ લાગુ પડે ?

**દાદાશ્રી :** અક્રમમાં તો કશુંય લાગુ પડે નહીં, પણ અક્રમમાંય છે તે અક્રમનો પૂરેપૂરો લાભ મળ્યો ના હોય અને પછી પરિગ્રહ બહુ હોય

એટલે પછી ગૂંચવાયેલો રહેતો હોય ને ! પરિગ્રહ ઓછો હોય, તે છૂટાં થઈ જાય. અક્રમનો લાભ તો પૂરો મળ્યો ક્યારે કહેવાય કે ગમે એટલાં પરિગ્રહોનું રાજ હોય તોય પણ આય ચાલે ને તેય ચાલે ત્યારે. એની વાત જુદી. પણ તે તો પાછાં જાતજાતના મહીં ઊંધા સ્વભાવ ભર્યા હોયને લોભના ને કપટના ને એ બધાં. એ લોચા વાળેને બધાં. જેનું હાર્ટ પ્યૉર હોય તેની વાત જુદી ! આ પ્યૉરિટીને લીધે ફાવે ને !

તું જ એવો થઈ જાને પ્યૉર આ ભવમાં. આપણા દોષ આપણને દેખાય, કોઈને કહેવું જ ન પડે ત્યાં સુધી પહોંચ્યા તો બહુ છે. હવે દોષ મોડા દેખાય તો ય વાંધો નહીં પણ એ તો પોતાને દેખાય. કો'કને કાઢવા પડે તેના કરતાં પોતાને દેખાય, એના જેવું તો એકું ય નહીં ને, સ્વતંત્ર !

**પ્રશ્નકર્તા :** સ્વતંત્ર એટલે એમાં પણ જાગૃતિની જ વાત આવે ને, દાદાજી ?

**દાદાશ્રી :** બધું જાગૃતિ જ છે. જાગૃતિ ન હતી તેને લઈને તો આ લોકો આવા હતા. જાગૃતિ એકદમ વધી ગઈ. જ્ઞાન લીધા પછી એક દહાડામાં ફેરફાર થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** ચરણવિધિ કરીએ છીએ, એ જાગૃતિ માટે હોય છે ?

**દાદાશ્રી :** જાગૃતિ વધે એનાથી. દહાડે દહાડે જાગૃતિ વધતી જાય. આવરણ તૂટતું જાય અને જાગૃતિ વધતી જાય. ભૂલ તો દેખાડે ત્યારે ખબર પડે છેને ?

**પ્રશ્નકર્તા :** કેટલીક પોતાને ખબર પડે.

**દાદાશ્રી :** હા, પણ તને ના ખબર પડતી હોય ત્યારે અમારે દેખાડવી પડેને ? એ દેખાડવાની ના રહે ત્યારે વહેલાં-મોડાં પણ પોતાને જ દેખાય એટલી પ્રગતિ માંડવાની છે.

## જ્ઞાનનો અપચો ક્યારે ?

**પ્રશ્નકર્તા :** તો પછી આત્માની અનુભૂતિના આંતરિક અનુભવ કેવા થવા જોઈએ ?

**દાદાશ્રી :** આ તો આંતરિક અનુભવ નહીં, આત્મારૂપ જ થઈ જાય. નિરંતર આત્મા થાય. એક ક્ષણવાર બાકી ના હોય, એવું આ બધાંને નિરંતર રહે. આત્માનો અનુભવ તો આપણને આવીને થોડીવાર પછી જતો રહે, એ અનુભૂતિ કહેવાય. જેમ સાકર ખાધી ને પછી પાછું મોઢું ગળ્યું ના હોય. ખાધી તેટલો વખત ગળ્યું લાગે. પણ એટલો અનુભવ થઈ ગયો કે ભઈ, સાકર ગળી હોય છે એવું. અને આ તો નિરંતર અનુભૂતિ રહ્યા જ કરે. આ બધાંને નિરંતર જ રહ્યા કરે. એટલે અનુભૂતિના સ્ટેશનો પૂછવાની જરૂર નહીંને અહીં આગળ. નિરંતર રહે પછી સ્ટેશન શેનું પૂછવાનું ?! તે તમને એવું થઈ જાય એવું કરી લો. કાચા પડો તે ના ચાલે એ તો.

**પ્રશ્નકર્તા :** મારે એ પૂછવું હતું કે જ્ઞાનનો અપચો થાય કે નહીં ?

**દાદાશ્રી :** એ તો અમુક ઊંમરના માણસોને થાય. કારણ કે જ્ઞાન પૂરું સમજ્યા નહીં એટલે પછી પાચન થાય નહીં. એટલે આખું જ્ઞાન પૂરેપૂરું સમજવું જોઈએને ! અહીં રોજ સત્સંગમાં આવેને, તેને વાંધો ના આવે પણ આ તો અહીં સત્સંગમાં ના આવે, તેને અર્જીણ થઈ જાય ને પછી ઊંધા રસ્તે ચાલ્યું જાય.

## અક્રમમાં પડવાનો ભય ?

**પ્રશ્નકર્તા :** હવે દાદા, ક્રમિકની અંદર ઉપર ચઢતો ચઢતો અગિયારમેથી નીચે પડે તો અક્રમની અંદર ઉપર ચઢ્યા પછી પડવાનો ભય ખરો ?

**દાદાશ્રી :** ના. પણ આનો પડવાનો ભય જ નહીંને ! આ તો આજ્ઞામાં રહે તો પછી પાડનાર કોણ ? આજ્ઞા ચૂકે તો પડ્યો. નહીં તો અહીં પડવા જેવું નથી. અહીં તો આગળ વધે નહીં એટલું જ. અહીં પડવાનું સ્થાન જ નથી.

ક્રમિક માર્ગમાં એ છે તે મોહને ઉપશમ કરતો કરતો આગળ ગયો હોય, ક્ષય કર્યા વગર. તે ત્યાં બધાં ઉપશાંત પરિણામ થઈ ગયેલાં હોયને, તે ભગવાન થઈ જાય. અને લોક ભગવાન જેવો માને. પછી મનમાં એમ

થાય કે હું કંઈક છું હવે. એ પાછાં પડવાની નિશાની. જે મોહ ક્ષય કર્યા વગરનો છેને, તે પછી ફાટે ફરી. મોહ ક્ષય થઈ જવો જોઈએ. ચારિત્ર મોહનીય ક્ષય કરવી પડે. તમે છે તે ફાઈલોનો નિકાલ કરોને, તે તમે આજ્ઞા વાપરી ત્યાંથી શુદ્ધ ઉપયોગ. જેટલો વખત આજ્ઞામાં રહે એટલો શુદ્ધ ઉપયોગ જ હોય. હવે છતાં આજ્ઞામાં રહે અને તે સામાને દોષિત ગણે, આણે મારું બગાડી નાખ્યું આ, એ શુદ્ધ ઉપયોગ ના કહેવાય. કોઈ ગુનેગાર જ નથીને ! શુદ્ધ ઉપયોગની દ્રષ્ટિમાં કોઈ ગુનેગાર છે નહીં જગતમાં. શુભાશુભની દ્રષ્ટિમાં ગુનેગાર છે.

## અહંકાર સજીવન ક્યારે ?

**પ્રશ્નકર્તા :** કોઈ મને કહે કે તમે આવા છો, તેવા છો, પાગલ છો એવું કહે, તો તેનું ઉપરાણું ના લેવું, રક્ષણ ના કરવું. કહેવું કે અમે તો પહેલેથી જ આવા છીએ. ઉપરાણું લીધું કે રક્ષણ કર્યું તો નિર્જીવ અહંકાર છે તે સજીવ થઈ જાય એ વાત સાચી ?

**દાદાશ્રી :** એ સજીવ થઈ જતો નથી, પણ ઉપરાણું લીધું એટલે આપણે ડખો વધારે કરવો પડે. એટલી વખત આ ઉપરાણું લીધું તો આખી રાત ડખામાં જાય. એ કહે કે તમે કહો એવા. તો ઉકેલ આવી ગયો. આપણે એને શું કહીએ કે તમે કહો છો એવા છીએ. આપણે એની જોડે પ્લસ-માઈનસ કરવા જઈએ તો આખી રાત પળોજણનો નિવેડો ના આવે. એટલે આપણે કહીએ કે તમે કહો છો એવા છીએ. એવી વાત કરીએ એટલે ફાઈલનો કંઈક નિકાલ થઈ ગયો !

**પ્રશ્નકર્તા :** નિકાલ થઈ ગયો, પછી ?

**દાદાશ્રી :** પછી આપણે શું ?

**પ્રશ્નકર્તા :** એની પાસે આપણે હાર કબૂલ કરી લીધી એનું શું ? તમે કહો છો એવા છીએ.

**દાદાશ્રી :** જે હાર કબૂલ કરે છે, એને પછી બીજું કરવાનું રહ્યું શું ? આ તો અમારી રીત બતાવી દીધી. અમે જે રીતે ચાલ્યા તે રીત.

અને એ જો પાંચ આજ્ઞા ચૂક્યો કે અહંકાર સજીવ થવા માંડ્યો. આ અહંકાર સજીવ થયો એટલે પહેલાં જે મૂળ હતોને ત્યાં આવીને ઊભો રહ્યો. તમે જો આજ્ઞા ચૂકો તો એ સજીવ પણ થઈ જાય, વાર ના લાગેને ! ઘણાં લોકોને પાછો સજીવ થઈ ગયોને ! આજ્ઞા ચૂક્યા, પાંચ આજ્ઞા છોડી દો એટલે બધું સજીવ થઈ જાય. જેટલાએ છોડી દીધું છે, એને સજીવ થઈ ગયો છેય ખરો. પાંચ આજ્ઞા નહીં હોય તો આ તમારું કુસંગ ખઈ જશે. આ ચોગરદમ કુસંગ છે તે તમારી અહંકારની નિર્જીવતાને આખી ખઈ જશે.

## અક્રમમાં લપસવાના ત્રણ સ્થાનકો !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી સંસારમાં લપસી પડવાના કયા સ્થાનકો છે ?

**દાદાશ્રી :** જ્ઞાન મળ્યા પછી સંસારમાં લપસી પડવાની ત્રણ જ વસ્તુ છે. બીજું બધું ખાજો-પીજો, કપડાં પહેરજો, ચશ્મા પહેરજો, સિનેમા જોવા જજો, ગમે તે વસ્તુ ખાજો, પણ એક માંસાહાર કરાય નહીં. બીજું, બ્રાંડીનો છાંટો અડાય નહીં અને ત્રીજું, પરસ્ત્રી નહીં. પરસ્ત્રીનો વિચાર આવે તો પ્રતિક્રમણ કરવું. આ ત્રણ જ વસ્તુ પડવાના સ્થાનક છે. બીજી કંઈ વસ્તુ પાડનારી નથી. પડવાના એટલે ફરી ઠેકાણું નહીં પડે. એટલા હારુ અમે કહીએ છીએ કે અમારી જોડે આવશો નહીં અને આવશો તો પડ્યા પછી હાડકું જડે નહીં એવું છે. આ તો બહુ ઊંચાં-હાઈલેવલ પર જઈએ, એના કરતાં થોડે ગયા હોય તો પડી જાય તો થોડા હાડકાં તો જડે ! બીજા કશા પડવાના ભયસ્થાનક નથી. બીજું તો ધંધા-રોજગાર કરો, બધું કરો, ચા પીવો તેનો વાંધો નથી. ચા એ ઈન્ટોક્સિકેશન છે, પણ તોય પીવો તો વાંધો નહીં. પેલું કેફ ના ચડાવેને ! આ દારૂ પીવો તો આત્મા બેભાન થઈ જાય એટલે થઈ રહ્યું. પછી જ્ઞાન બધું ખલાસ થઈ ગયું. પછી નર્કગતિ થાય એની અને પર-સ્ત્રીમાંય એવું. પર-સ્ત્રીસંબંધમાં નિવેડોય ના થાય. આ દારૂ સંબંધમાં નિવેડોય ના થાય. માંસાહાર સંબંધમાં નિવેડોય ના થાય. નોંધી રાખજો. પડવાના સ્થાનક ગમતા નથીને કે ગમે છે ?

## પ્રત્યક્ષ જ્ઞાનીને પૂછી પૂછીને જ પ્રગતિ !

આ જે રસ્તો બતાવ્યો એ જ રસ્તો છે. જે રસ્તે હું આવ્યો છું, એ

રસ્તો મેં તમને આપી દીધો છે. મારો અનુભવનો જ રસ્તો આપ્યો છે. શાસ્ત્રમાં હોય નહીં આ અનુભવનો રસ્તો કોઈ જગ્યાએ. એક પણ શબ્દ એવો નથી શાસ્ત્રમાં કે જે અનુભવનો રસ્તો હોય, ને આ કાળના લોકોને કામ લાગે !

**પ્રશ્નકર્તા :** એટલે આપ ઘણી વખતે કહો છો કે અમારી હાજરીમાં પ્રત્યક્ષ કરી લો.

**દાદાશ્રી :** એ જ અમે કહીએ છેને કે અમારી હાજરીમાં પ્રત્યક્ષ એટલે, તમને તમારો અનુભવ થયો હોય, એ તમારો અનુભવ ગૂંચાતો હોય એટલે અમારા અનુભવથી પૂછી લો એટલે તમારો અનુભવ ગૂંચાતો નીકળી જાય. એ અનુભવ તમને ફીટ થઈ ગયો. બસ એ જ કરી લેવાનું છે. અમારી પાસે અનુભવનો સ્ટોક છે. તમારે અનુભવ થતાં આવે છે હવે, આ સાચું કે તે સાચું એ પૂછી લીધું. એટલે નિવેડો આવી ગયો.

**પ્રશ્નકર્તા :** બસ, એટલે જે કંઈ ગૂંચવણ પડતી હોય કે જે કંઈ એ થતું હોય તે આપની પાસે પૂછી અને એનો નિકાલ લાવી દેવો પછી !

**દાદાશ્રી :** હા, તે રાત્રે પૂછી લો, દહાડે પૂછી લો, એટ એની ટાઈમ પૂછી લો. એવું કંઈ નથી હોતું ભઈ, ત્રણ વાગે જ પૂછવા. આ મૂહુર્તવાળી ચીજ ન્હોય. મૂહુર્તવાળી ચીજ બહાર, અહીં તો રાતે અગિયાર વાગેય આવીને ગૂંચવણનો ઉકેલ બધો પૂછાય !

## જ્ઞાન પહેલાંની દાદાની અનુભૂતિઓ...

આજ્ઞા પાળે તો નિરંતર સમાધિ રહે, મોક્ષ જ વર્તે ! આ તો અમારી ચાખેલી વસ્તુ આપી છેને ! અનુભવેલી વસ્તુ આપી છેને !

**પ્રશ્નકર્તા :** આપે પાંચ આજ્ઞા કેવી અનુભવી છે ?

**દાદાશ્રી :** આ બધાએ જેવી રીતે અનુભવી એવી રીતે. એમને પૂછી જો જોને, એટલે ખબર પડશે.

**પ્રશ્નકર્તા :** આપે કહેલું કે આપ અક્રમમાંથી નથી આવ્યા.

**દાદાશ્રી :** ના, હું ક્રમિકમાંથી આવ્યો છું.

**પ્રશ્નકર્તા :** એટલે અક્રમનો અનુભવ આપને નથી, પણ અક્રમ જ્ઞાને કરીને આપે જોયું છે એમ આપે કહેલું.

**દાદાશ્રી :** હા, બરોબર છે. પણ આ ક્રમમાંથી કમાયેલા છીએ. અને ઉદયમાં આવ્યું અક્રમ. પણ મહેનત બહુ કરેલી.

**પ્રશ્નકર્તા :** એટલે એ તમારા અનુભવ જુદી જાતના હોયને, દાદા?

**દાદાશ્રી :** પણ એ તો બહુ લાંબા હોય. મોટો ઈતિહાસ થાય બધો. એ કંઈ બે શબ્દોમાં કહેવાય એવી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પાંચ આજ્ઞામાંથી સૌથી વધારે કઈ આજ્ઞા તમને અનુભવમાં આવેલી ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત વધારે અનુભવમાં આવેલી. પહેલેથી વ્યવસ્થિત લાવેલો. તેથી આ પાંચ આજ્ઞામાં વ્યવસ્થિતની શોધખોળ છે. મૂળ શોધખોળ અમારી વ્યવસ્થિતની. નહીં તો ભવિષ્યની ચિંતા વગરનું આ જગત જ નથી. એને અગ્રશોચ કહેવાય છે. અગ્રશોચ એટલે 'શું થશે?' આખું જગતેય, આ સાધુ-સંન્યાસીઓ એમાં છે. એની જ ચિંતામાં હોય. એ ચિંતા, અગ્રશોચ આ વ્યવસ્થિતે ઊડાડી મેલ્યું.

**પ્રશ્નકર્તા :** એ ઊડાડી મૂકે એટલે બધા પ્રોબ્લેમ ગયાને ?

**દાદાશ્રી :** બધા પ્રોબ્લેમ છૂટી ગયા અને પાછું અનુભવમાં આવ્યું કે 'ના, ખરેખર વ્યવસ્થિત જ છે' એવું અનુભવમાં આવ્યું પાછું. ગોઠવેલું હોય તો ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** પછી આ પહેલી બે આજ્ઞા તો આપને ૧૯૫૮ પછી, જ્ઞાન થયા પછી અનુભવમાં આવી હશેને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન થતી વખતે અનુભવમાં આવ્યું. આ શું છે ને આ શું છે એ અનુભવમાં આવ્યું !

**પ્રશ્નકર્તા :** એ પહેલાં એ બે આજ્ઞાનો કંઈ ખ્યાલ ખરો ?

**દાદાશ્રી :** આ વ્યવહાર ને આ નિશ્ચય એટલું સમજમાં રહેતું હતું.

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટનેસ તો પછી, જ્ઞાન થયું તે વખતે દેખાયું ?

**દાદાશ્રી :** એ જ, જ્ઞાન વખતે જ અનુભવમાં આવી ગયું.

**પ્રશ્નકર્તા :** પછી ફાઈલોનો સમભાવે નિકાલ... ?

**દાદાશ્રી :** એ તો પહેલેથી કરતાં જ આવ્યા હતાને, જ્ઞાન ન હતું તોયે! કૃપાળુદેવનું વાંચતા હતા, તે ઉકેલ જ લાવતા હતાને ! તે તદ્દન સમભાવે નિકાલ નહીં, પણ એ સાધારણ એનો તડજોડ કરતા હતા, મનમાં અકળાઈને. મનમાં અકળાઈને ટાઢું પાડી દઈએ. પણ આ તો આપણું 'સમભાવે નિકાલ' તો મનમાં અકળાવાનું નહીં અને કશું નહીં. આશીર્વાદ આપીને ચોખ્ખું કરવાનું.

**પ્રશ્નકર્તા :** આ આશીર્વાદ આપીને સમભાવે નિકાલની એક વધારાની વાત છે અને આપનો શુદ્ધાત્માનો ચોપડો ક્યારથી ખૂલ્યો ?

**દાદાશ્રી :** જ્ઞાન થયું તે દહાડાથી જ.

**પ્રશ્નકર્તા :** દાદા, અમે તો તમારાં દર્શન કરી કરીને શુદ્ધાત્માના ચોપડામાં રકમ જમા કરી. આપે કઈ રીતે કરી ?

**દાદાશ્રી :** શાની જમે કરવાની ?! એક જ દહાડામાં પ્રગટ થયું ત્યાં! ગઈ કાલે 'એ. એમ. પટેલ' હતા ને આજે શુદ્ધાત્મા થઈ ગયા, દ્રષ્ટિ માત્રથી. દ્રષ્ટિફેર થઈ ગયોને ત્યાં !

**પ્રશ્નકર્તા :** આપને એક જ કલાકમાં કેવી રીતે દ્રષ્ટિ સજ્જડ થઈ ગઈ?

**દાદાશ્રી :** કૃપાથી શું ના થાય ? ભગવાનની કૃપા ઊતરે એટલે શું ના થાય ?

**પ્રશ્નકર્તા :** અમને તો આપની અંદર પ્રગટ થયા છે તે દાદા ભગવાનની કૃપા ઊતરે. આપને કેવી ઊતરી ?

**દાદાશ્રી :** મારે કેવી ઊતરી એ શું ખબર પડે ? મને કોઈએ ફેરવ્યો ! એટલે હું બટ નેચરલ કહું છુંને !!

## દાદાની હાજરીની અનુભૂતિ !

**પ્રશ્નકર્તા :** આપની હાજરીમાં વિશેષ શાંતિ વર્તાય છે.

**દાદાશ્રી :** એ તો આ હાજરીની તો વાત જ જુદીને ! આ તો મારી હાજરી તમને દેખાય છે, પણ મને જેની હાજરી દેખાય છે તે હાજરી તમને હઉ વર્તે છે. ચૌદ લોકનો નાથ, આખા બ્રહ્માંડનો નાથ પ્રગટ થયો છે અંદર, એ મનેય લાભ મળે છે અને તમનેય લાભ મળે છે. આટલી નજીકતા(નિકટતા) જોઈએ, બસ. જેટલો નજીક એટલો લાભ અને આજુબાજુ વાતાવરણ તો સારું રહે જ. એમાં પાછો વાતાવરણનો ફેર ! પણ નજીકનો લાભ મળવાનો અને તે સમજીને પાછું, સમજ્યા વગરનો લાભ નહીં.

**પ્રશ્નકર્તા :** જ્યારે તીર્થંકરો વિચરતા એવું વાતાવરણ લાગ્યું...

**દાદાશ્રી :** વાતાવરણ બધું હાજરીથી ચેન્જ થઈ જાય. પણ આ તીર્થંકરનું વાતાવરણ તો અનૂકમ્પેરેબલ હોય. કમ્પેર જ ના કરી શકાય. તીર્થંકરને દેહ હઉ ભગવાન !

## બુદ્ધિ બંધ તો ભગવાન પૂર્ણ પ્રગટે !

આ દાદા ભગવાન ન્હોય, મહીં જે પ્રગટ થયા છે, જે આખા બ્રહ્માંડનો નાથ છે તે દાદા ભગવાન છે ! તમારામાંય એ દાદા ભગવાન છે, પણ પ્રગટ થયા નથી. એ પૂર્ણ પ્રકાશમાં આવી જવા જોઈએ. હવે પૂર્ણ પ્રકાશમાં આવવા માંડશે.

હવે આમાં બુદ્ધિ પેઠી કે બગાડે. એટલે બુદ્ધિને કહીએ, તું તારી મેળે સંસારનું કામ કર્યા કરું છું, એ કર્યા કરજે, બા. આમાં હાથ ઘાલીશ નહીં, કહીએ. રિલેટિવ બધું તને સોપ્યું. રિયલ છે તે જ્ઞાનને સોંપ્યું. આ જ્ઞાન કહેવાય. જ્ઞાન તમને આપ્યું, પછી વિજ્ઞાન સ્વરૂપે થશે ફૂલ પ્રગટ, પરફેક્ટ. અત્યારે

તમારામાં જ્ઞાન સ્વરૂપે છે જ ભગવાન, એ વિજ્ઞાન સ્વરૂપ થશે ! તે આ વિજ્ઞાન સ્વરૂપ થયેલાં એટલે એ ભગવાન પદ કહેવાય.

અમારું આપેલું જ્ઞાન, એ તો એક્ઝેક્ટ એની જગ્યાએ છે. તમને દ્રષ્ટિગમ જેટલું થયું એટલું તમારું. બીજું દ્રષ્ટિગમ થયું નથી. મૂળ સ્વરૂપે જે જ્ઞાન આપેલું, એ મૂળ સ્વરૂપની તમને એક્ઝેક્ટનેસ હજુ આવી નથી પૂરેપૂરી. ત્યાં સુધી વધે છે એવું લાગે. નહીં તો આ જ્ઞાન તો તેનું તે જ છે, મૂળ સ્વરૂપે જ છે. પણ મૂળ સ્વરૂપે જ્યારે એક્ઝેક્ટનેસ આવશે ત્યારે પછી વધઘટ નહીં રહે પછી. આ વધઘટ શું છે ? તમને જે દ્રષ્ટિ મળે છે તે વધે છે દહાડે દહાડે. મૂળ સ્વરૂપે થવા માંગે છે. જેમ આપ્યું હતું તેમ, તે સ્વરૂપે થવા માંગે છે.

## મહાત્માઓ ભગવાન થઈને રહેશે એક દિ' !

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યું કે અમને બધાને તમે ભગવાન બનાવવા માગો છો, એ તો જ્યારે બનીએ ત્યારે ખરું. અત્યારે નથી થયાને ?

**દાદાશ્રી :** પણ એ થશેને કારણ કે આ અક્રમ વિજ્ઞાન છે ! જે બનાવનારો છે એ નિમિત્ત છે. અને બનવાની જેને ઈચ્છા છે, એ જ્યારે બે ભેગા થયા કરશે, તો એ થશે જ ! બનાવનાર ક્લિયર છે અને આપણું ક્લિયર છે, આપણી દાનત બીજી નથી, એટલે એક દહાડો બધા અંતરાય તૂટી જશે ને ભગવાન થઈને ઊભો રહેશે, જે આપણું મૂળ સ્વરૂપ જ છે !

**જય સચ્ચિદાનંદ**

# સંપર્ક સૂત્ર - દાદા ભગવાન પરિવાર

**અડાલજ** (મુખ્ય કેન્દ્ર) **: ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ-૩૮૨૪૨૧, જિ. ગાંધીનગર. **ફોન :** ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭

**અમદાવાદ : દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા :** (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭
(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

**ભાદરણ : ત્રિમંદિર,** સ્ટેશન રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૭૨૯

**રાજકોટ : ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**સુરત : દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭

**ગોધરા : ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** (૦૨૬૭૨) ૨૬૨૩૦૦, ૯૭૨૩૭૦૭૭૩૮

**સુરેન્દ્રનગર : ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**મોરબી : ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, જિ. મોરબી. **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૯૨૪૩૪૧૧૮૮

**ભુજ : ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩, ૯૯૨૪૩૪૫૫૮૮

**અંજાર : ત્રિમંદિર,** અંજાર-મુન્દ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા. અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**જામનગર : ત્રિમંદિર,** વ્રજભૂમિ-૧ સામે, TGES સ્કૂલ પાસે, માણેકનગર, ચેમ્બર ઓફ કોમર્સની બાજુનો રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૬૮૭

**અમરેલી : ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

**મુંબઈ : ત્રિમંદિર,** ઋષિવન, અભિનવનગર રોડ, લા વિસ્ટા બિલ્ડીંગ પાસે, કાજુપાડા, બોરીવલી (ઈસ્ટ). **ફોન :** ૯૩૨૩૫૨૮૯૦૧

| | | | |
|---|---|---|---|
| **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ચેન્નઈ** | : ૭૨૦૦૭ ૪૦૦૦૦ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૮૦૮૨૦ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 733-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## આત્માનુભવની શ્રેણીઓ પ્રકાશે આપ્તવાણીઓ...

આ આપ્તવાણીનું પુસ્તક તો ઓર જ જાતનું છે. અનુભવ વાણી કોઈ દહાડોય હોય જ નહીંને ! અધ્યાત્મના અનુભવનું પુસ્તક હોઈ શકે નહીં. તે આ આપ્તવાણીમાં એ અનુભવ જ છે. દ્રષ્ટાંતો જ અનુભવના છે. અમે ડુંગરની ઉપર રહીને બધું ડુંગરનું વર્ણન કર્યું છે. કોઈ જગ્યાએ પૂરેપૂરો અનુભવ બહાર પડેલો જ નથી. કારણ કે આ લોકોને અનુભવના સ્ટેશને આવીને 'અનુભવ શું છે' એટલો થોડો ભાગ બહાર પડ્યો છે ને બીજો બધો આગળ અનુભવ કહેવાનું બંધ થઈ ગયું છે. જ્યારે આપણી આ આપ્તવાણી તો પૂર્ણ અનુભવની જ વાણી છે અને આ અનુભવની વાણી તો ઠેઠ સુધી ચાલશે.

-દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

## દાદા ભગવાનના
## અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-81-89725-78-5

9 788189 725785

Printed in India

Price ₹100